દેવરાવ્યા હતા. આ બધું સાધુઓની શિથિલતા અને આપસના ક્લેશનુંજ પરિણામ હતું.

બીજી તરફ શ્રાવકોની સ્થિતિ પણ એવીજ ઢંગધડા વિનાની થઇ પડી હતી. તેઓ પણ પોતાનાં કર્ત્તવ્યોથી વિમુખ થઇ મનમાન્યો વરતાવ કરવા લાગી ગયા હતા. સામાયિક, પ્રતિક્રમણ અને પૌષધાદિ ક્રિયાઓથી ઘણાખરા હાથ ધોઇ બેઠા હતા. કેટલાક ધર્મદ્વેષિયો સાધુધર્મ ઉપર આક્ષેપો કરવા લાગ્યા હતા, જ્યારે કેટલાકો તો દેરાસર અને ઉપાશ્રયમાં જતા પણ અટકી ગયા હતા. તેઓ પોતાના ઉપકારી ગુરૂઓની સ્હામે થતાં પણ અચકાતા ન્હોતા અને કેટલાક તો 'અમેજ ઉત્કૃષ્ટ છીએ' એમ માની અલગ અલગ ખીચડી પકાવવા લાગ્યા હતા. વળી સારા સારા શ્રદ્ધાળુ ગણાતા શ્રાવકોમાં પણ ખોટી માન્યતાનો પ્રવેશ થઇ ગયો હતો. ખોટી ખોટી માનતાઓ માનવી, બીજાઓનાં પર્વો ઉજવવાં, શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મથી વિ-મુખ થઇ તેથી ભિન્ન દેવાદિની પૂજા–માનતા કરવી, મંત્ર–જંત્રાદિના ખોટા આડંબરમાં લોભાઇ સ્વધર્મને ભૂલી જવો, પોતાના માનેલા સાધુમાં ગમે તેવા સાક્ષાત્ દુર્ગુણો હોય, પરન્તુ તેની તરફ દૃષ્ટિ ન કરતાં, તેનેજ સાચા સાધુ તરીકે માનવા, અને બીજા પવિત્ર સાધુઓની નિંદા કરવી, જ્યારે કેટલાક તો એવા પણ હતા કે જેઓ સાધુના વેષમાંજ મહત્ત્વ સમજીને ભ્રષ્ટ સાધુઓને પણ માનતા હતા. આવા પ્રકારની સ્થિતિ થઇ ગઇ હતી.

સાધુઓની અને શ્રાવકોની આવી ભયંકર સ્થિતિ થઇ પડી હતી, છતાં પણ અમારે કહેવું જોઇએ કે–તે સમયમાં પણ એવા ત્યાગી અને આત્મશ્રેયમાં લીન રહેનારા સાધુ મહાત્માઓ વિદ્યમાન હતા કે–જેઓ, એવાં ઝેરી વાતાવરણોમાં પણ સાધુધર્મની સારી રીતે રક્ષા કરી શકયા હતા. એટલુ જ નહિં, પરન્તુ કેટલાક એવા પણ શાસનપ્રેમી મહાત્માઓ હતા કે–જેઓને આવી ભયંકર સ્થિતિ જોઇ ઘણૂ લાગી પણ આવતું હતું. જ્યાં જોશભેર પ્રવાહ એક તરફ

વહી રહ્યો હોય, તેવામાં કોઇ પણ જાતનું સાહસ કરવું, એ તદ્દન અશક્ય અથવા મુશ્કેલીઓથી ભરેલું કહી શકાય; તે છતાં પણ આવા કટોકટીના સમયમાં તે એકજ મહાત્મા ક્રિયોદ્ધાર કરવાને બહાર પડ્યા હતા, કે જેઓનું નામ **આનંદવિમલસૂરિ** હતું. આનંદવિમલસૂરિજીએ ક્રિયોદ્ધાર કરવામાં મ્હોટો પુરૂષાર્થ વાપર્યો હતો. કહેવાય છે કે-તેમને આ મહત્ કાર્યમાં જોઇએ તેવા અને જોઇએ તેટલા સહાયકો ન્હોતા મળ્યા, તોપણ પોતાના પુરૂષાર્થથી તેમણે તે વખતની સ્થિતિમાં ઘણો ફેરફાર કરી નાખ્યો હતો. સમયાનુસાર સાધુધર્મના સમસ્ત નિયમોને બરાબર પાલન કરવા, કોઇ પણ શ્રાવક કે શ્રાવિકાપરત્વે મમત્વ ન રાખતાં દરેકને એક સરખી દૃષ્ટિથી જોવા, નિઃસ્પૃહતાથી વિચરવું, નિઃસ્વાર્થપણે ઉપદેશ આપવો, શુદ્ધમાર્ગનો પ્રકાશ કરવો અને ઉત્કૃષ્ટ ક્રિયાઓ કરવી-એ બધી બાબતો ઉપર પૂરતું લક્ષ્ય આપવા ઉપરાન્ત તપસ્યાઓ પણ ઘણી કરવા લાગ્યા હતા. આથી ઘણા શ્રાવકોનો સાધુઓ પ્રત્યે ભાવ વધવા લાગ્યો હતો. સાધુધર્મ કેવો હોવો જોઇએ ? સાધુઓમાં કઇ કઇ ક્રિયાઓની આવશ્યકતા છે ? સાધુઓએ કોઇ પણ વસ્તુ ઉપર મોહ કે મમત્વ ન રાખતાં નિઃસ્પૃહતાનું બખ્તર ધારણ કરી કેવો શુદ્ધ ઉપદેશ આપવો જોઇએ ? ઇત્યાદિ બાબતોનું જ્ઞાન એક આનંદવિમલસૂરિની જીવનચર્યા ઉપરથી થવા લાગ્યું હતું. જો કે તેમણે ઘણા દેશોમાં વિચરીને લોકોને સદ્માર્ગપર લાવવાને પ્રયત્ન કર્યો હતો અને તેમાં તેમને કેટલીક સફલતા પણ પ્રાપ્ત થઇ હતી, તેમજ તેમની પછી વિજયદાનસૂરિએ, તેમણે વાવેલા બીજને કેટલેક અંશે સિંચન પણ કર્યું હતું, તોપણ આપણે એમ તો સ્વીકાર કરવુંજ પડશે કે-જેમ સમય સમય ઉપર રાજા-મહારાજાઓ ઉપર પ્રભાવ પાડનાર એક પછી એક જૈનાચાર્યો થતા આવ્યા હતા અને તેઓ રાજાઓને સાચો ઉપદેશ આપી રાષ્ટ્રીય સ્થિતિને સુધારવામાં કારણભૂત થયેલા હતા; તેવી રીતે, આવા મુસલમાની રાજ્યકાળમાં પણ એક એવા જૈનાચાર્યની આવશ્યકતા

હતી કે-જે પોતાના પ્રબળ પુણ્ય પ્રતાપે દેશના જુદા જુદા અધિકારીઓ ઉપર અને ખાસ કરીને દિલ્લીશ્વર ઉપર પ્રભાવ પાડે ' ભારતવર્ષમાં-ખાસ કરીને ગુજરાતમાં મહાન્ જુલ્મરૂપે હયાતી ધરાવતા ' જીજીયાવેરા ' જેવા દુઃખદ કરોને દૂર કરાવે, અહિંસાપ્રધાન આર્યદેશમાં વધી ગયેલી જીવહિંસાને દૂર કરાવે અને ખાસ કરીને જૈનોને પોતાનાં પવિત્ર તીર્થોની યાત્રાઓ કરવામાં જે જે મ્હોટી મ્હોટી મુસીબતો ઉઠાવવી પડતી હતી; બલ્કે તીર્થોના હક્કો ખોઇ બેઠા જેવું કરી બેઠા હતા, તેઓને પોતાનાં તીર્થો સર્વ સત્તાથી પાછાં સોંપાવે. આ કાર્યોની મહત્તા ઉપરથી આપણે સહજ જોઇ શકીએ છીએ કે-જેમ ભારતવર્ષની રાષ્ટ્રીય સ્થિતિ સુધારનાર-પોતાની પ્રજાને પુત્રવત્ પાલન કરનાર ભારતવર્ષમાં એક સુયોગ્ય **સમ્રાટ્**ની આવશ્યકતા હતી, તેમ દેશની હિંસક પ્રવૃત્તિ આદિને દૂર કરાવવામાં સમર્થ એવા એક **મહાત્મા** પુરૂષના અવતારની પણ તેટલીજ આવશ્યકતા હતી.

---

## પ્રકરણ બીજું.

### સૂરિ-પરિચય.



સમયે સમયે સંસારમાં એવા મહાત્મા પુરૂષો ઉત્પન્ન થાય છે કે, જેઓ ' સ્વોપકાર ' નેજ પોતાના જીવનનું પ્રધાન લક્ષ્યબિંદુ નહિ રાખતાં 'પરોપકાર'માંજ જીવનની સર્વથા સફલતા સમજે છે. આ વાતના ચોક્કસ અનુભવના પરિણામેજ ઋષિયોના મુખથી એ વચન નિકળેલું છે કે-' परोपकाराय सतां

વિભૂતયઃ ’ સજ્જનોની–મહાત્માઓની સમસ્ત વિભૂતિ પરોપકારને માટેજ હોય છે. આ પ્રકરણમાં અમે જેનો પરિચય કરાવવા માગીએ છીએ, તે પણ સંસારના તેવા પરોપકારી મહાત્માઓ પૈકીના એક છે. જેમનું નામ છે **હીરવિજયસૂરિ.**

આ મહાત્માનો જન્મ તે **પાલણપુર**માં થયો હતો, કે જે પાલણપુર **સોમસુંદરસૂરિ** જેવા મહાન્ પ્રભાવક પુરૂષની જન્મભૂમિ તરીકે પવિત્ર ગણાતું હતું, અને જેની જાહોજલાલી એક વખતે ગુજરાતનાં પ્રસિદ્ધ નગરોને પણ ટક્કર મારે તેવી હતી. આ નગર **ચંદ્રાવતી**ના પરમાર **ધારા** વર્ષના યુવરાજ **પ્રહ્લાદનદેવે** વસાવ્યું હતું અને તેણેજ અહિં **પ્રહ્લાદનપાર્શ્વનાથની** સ્થાપના કરાવી હતી. જગચ્ચન્દ્રસૂરિના સમયમા આ દેરાસરમાં રોજ ૧૬ મણ સોપારી અને ૧ મૂડો ચોખા ભેટમાં આવતા હતા. એજ તે વખતના જૈનોની જાહોજલાલીનું પ્રબળ પ્રમાણ છે. આ નગરના રહીશ **ખીમસરા** ગોત્રીય અને ઓશવાલવંશીય **કુંરાશાહ**ને ત્યાં, તેનાં ધર્મપત્ની **નાથી**એ વિ. સં. ૧૫૮૩ (ઇ. સ. ૧૫૨૭) ના માર્ગશીર્ષ સુદિ ૯ ને સોમવારના દિવસે એક પુત્રને જન્મ આપ્યો હતો, જેનું નામ **હીરજી** રાખવામાં આવ્યું હતું. આ **હીરજી** તેજ આપણા નાયક **હીરવિજયસૂરિ** છે. **હીરજી**ના જન્મ પહેલાં **નાથી**ને ત્રણ પુત્રો અને ત્રણ પુત્રિયો થઇ ચૂક્યાં હતાં. પુત્રોનાં નામો–**સંઘજી, સૂરજી** અને **શ્રીપાલ** હતાં, જ્યારે પુત્રિયોનાં નામો–**રંભા, રાણી** અને **વિમલા** હતાં. ‘ પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય ’ એ નિયમાનુસાર કહીએ તો, **હીરજી** બાલ્યાવસ્થાથીજ તેજસ્વી, સુલક્ષણયુક્ત અને પ્રેમાળ સ્વભાવવાળો જણાતો હતો. અને તેથી તેના કુટુંબિયોનાજ નહિ, પરંતુ જે કોઇ તેને દેખતું, તેમના હૃદયમાં કુદરતી રીતેજ તેના પ્રત્યે પ્રેમ જાગૃત થતો.

પહેલાંના વખતમાં એ નિયમ હતો કે–ગૃહસ્થો પોતાના પુત્રોને વ્યાવહારિક શિક્ષણ આપવા માટે જેમ શાળાઓમાં દાખલ

કરતા, તેમ તેમના ધાર્મિક સંસ્કારોની દૃઢતા અને ધાર્મિક આવશ્યકીય ક્રિયાઓના અભ્યાસને માટે તેમને ધર્મગુરૂઓ પાસે પણ કાયમ મોકલતા. આજકાલના ગૃહસ્થોની માફક તે વખતના ગૃહસ્થો એવો ભય કે શંકા ન્હોતા રાખતા કે–' સાધુની પાસે જવાથી રખેને મારો છોકરો સાધુ થઇ જશે તો ? ' સાધુ થવું અથવા પોતાના છોકરાને સાધુ બનાવવો, એમાં ગૃહસ્થો પોતાનું અને પોતાના કુલનું ગૌરવજ સમજતા હતા. બેશક, સાધુ થવાની ઇચ્છા રાખનારને તેઓ સાધુધર્મની કઠિનતા અવશ્ય સમજાવતા, પરંતુ સાધુ નહિં થવા દેવા માટે લડાઇ-ટંટા કરવાના કે કોર્ટોનાં બારણાં જોવાના પ્રસંગો બહુ થોડાજ ઉપસ્થિત થતા. બલ્કે, ઘણા ખરા ભવભીરૂ અને નિકટભવી પુરૂષો તો પોતાના પુત્રને બાલ્યાવસ્થાથી સાધુને સમર્પણ કરવાનું પણ સૌભાગ્ય પ્રાપ્ત કરતા. જો તેમ ન હત, તો હેમચંદ્રાચાર્ય ૫ વર્ષની ઉમરે, આનંદવિમલસૂરિ ૫, વિજયસેનસૂરિ ૯, વિજયદેવસૂરિ ૯, વિજયાનંદસૂરિ ૯, વિજયપ્રભસૂરિ ૯, વિજયદાનસૂરિ ૯, મુનિસુંદરસૂરિ ૭ અને સોમસુંદરસૂરિ ૭ વર્ષની ઉમરે –એમ ન્હાની ન્હાની ઉમરોમાં તેઓ દીક્ષા લઇ શકતેજ કેમ ? ગુરૂઓ પણ એવી ન્હાની ઉમરમાં દીક્ષા આપવા પહેલાં તેની ખાનદાની, કુલ અને દીક્ષા લેવા આવનાર બાળકનાં લક્ષણો પણ જોતાજ. એવી રીતે તેની દીક્ષાઓ ઉપરથી કોઇએ એમ પણ નથી સમજવાનું કે–તેઓ પોતાનું ગુજરાન ચલાવવાને અશક્ત હોવાથી સાધુ થઇ જતા હશે, અથવા તેમના વાલિયો સાધુ કરી દેતા હશે. નહિ, તેમ પણ ન્હોતું. આપણે તેઓનાં ચરિત્રો અને તેમની પ્રભાવકતાઓ ઉપરથી સહજ જોઇ શકીએ છીએ કે, તે વખતે સારા સારા ખાનદાન કુટુંબના-ધનાઢ્ય ગૃહસ્થોના પુત્રોજ ઘણે ભાગે દીક્ષા લેતા હતા. અને તેથી તેઓ ' असमर्थो भवेत् साधुः ' એ આક્ષેપથી સર્વથા દૂરજ રહેતા. ખરૂં છે કે–જેઓ ' દીક્ષા ' ને ઐહિક અને પારલૌકિક સુખનું પરમ સાધન સમજતા હોય અને જેઓ ' **શુદ્ધ ચારિત્ર** ' નેજ જગતના ઉપર પ્રભાવ પાડવાનો એક ચમત્કારિક જાદૂ સમજતા

હોય, તેઓ ક્ષણવારમાં નષ્ટ થવાવાળી લક્ષ્મી કે પરિણામે ભયંકર કષ્ટોને પહોંચાડનાર વિષયવાસનાઓમાં મુગ્ધ થતાજ નથી. તેઓ તો પ્રતિક્ષણ એજ વિચાર કરે છે કે–' **અમે સાધુ થઇ, અમારૂં અને જગત્‌નું કલ્યાણ કેમ કરીએ.**'

આવી શુભ ભાવનાઓપૂર્વક સારા સારા ખાનદાન કુટુંબના મનુષ્યો તે જમાનામાં દીક્ષા લેતા હતા અને તેનુંજ એ પરિણામ હતું, કે–તેઓ ' साध्नोति स्वपरकार्याणीति साधुः ' એ પરમ સિદ્ધાન્તને ચરિતાર્થ કરવાને શક્તિમાન થતા હતા અને આટલી ઉચ્ચ સ્થિતિએ પહોંચવામાં અગર ખરૂં કારણ તપાસવા જઇએ તો, તેમને બાલ્યાવસ્થામાંથીજ સાધુની પાસે મોકલીને જે ધર્મના સંસ્કારો દૃઢ કરાવવામાં આવતા હતા, તેજ કહી શકાય.

અત્યારે, દીક્ષાની વાત તો બાજૂ ઉપર મૂકીએ, પરન્તુ, ગમે તેટલા વ્યાવહારિક જ્ઞાનમાં આગળ વધેલા યુવકોમાં પણ ધાર્મિક સંસ્કારોનો પ્રાયઃ અભાવ જોવામાં આવે છે, તેનુ કારણ એટલુંજ છે કે–તેઓને બાલ્યાવસ્થાથી ગુરૂસમાગમ કરવા દેવામાં આવેલો નથી હોતો. જો પ્રાચીન પદ્ધતિ અનુસાર બાલ્યાવસ્થાથીજ વ્યાવહારિક શિક્ષણ આપવાની સાથે અમુક અમુક સમય ધર્મગુરૂઓની પાસે જવા આવવાની છૂટ દેવામાં આવી હત, તો તેઓની ધર્મભાવનાઓ દૃઢ રહેત; એટલુંજ નહિ, પરન્તુ અત્યારે તેઓના ઉપર '**નાસ્તિકતા**' નો જે આરોપ મૂકવામાં આવે છે, તેવો પણ પ્રસંગ આવતજ નહિ. અસ્તુ.

ઉપર્યુક્ત રીતિ અનુસાર **હીરજીને**, પાંચ વર્ષની ઉમરે તેના પિતા કુંરાશાહે જેમ વ્યાવહારિક જ્ઞાન પ્રાપ્ત કરાવવા માટે શાળામાં મૂકયો, તેમ ધાર્મિક અભ્યાસને માટે સાધુ પાસે જવાની પણ છૂટ આપી. પરિણામે માત્ર બારજ વર્ષની ઉમરમાં તે એવો તો હોશિયાર અને ધાર્મિક જીવન વાળો થયો કે–જેને જોઇ લોકોને બહુ આશ્ચર્ય થવા લાગ્યું.

તેની બાલ્યાવસ્થાની પણ સંસાર ઉપરની વિરક્તતા અને ભવભીરૂતાને સૂચન કરનારી વાણીએ, તેના આખા કુટુંબને એમ ખાતરી કરી આપી હતી કે-' આ કોઈ ન કોઈ દિવસે અવશ્ય સાધુ થશે.' તેમાં વળી એક વખત પ્રસંગોપાત્ત તેના પિતા આગળ તેણે કાઢેલા-" આપણા કુળમાંથી જો કોઈએક જણ સાધુ થાય તો આપણું કુળ કેવું દીપે ? " આ વચને તો ઉપરની વાતને બહુજ દૃઢ કરી.

બનવા કાળે થોડાજ વખતમાં **હીરજી**ના પિતા **કૂંરા શાહ** અને **નાથી દેવી** બન્ને સ્વર્ગવાસી થયાં. સંસારથી વિરક્તભાવવાળા **હીરજી**ને સંસારની અનિત્યતાનું આથી વિશેષ ભાન થયું, માતા-પિતાના સ્વર્ગવાસના સમાચાર સાંભળી **હીરજી**ની બે બ્હેનો **વિમલા** અને **રાણી** કે જે **પાટણ** રહેતી હતી, તે **પાલણપુર** આવી **હીરજી**ને પોતાની સાથે **પાટણ** લઇ ગઇ.

આ વખતે **પાટણ**માં **શ્રીવિજયદાનસૂરિ**, કે જેઓ પ્રથમ પ્રકરણમાં વર્ણવેલ ક્રિયોદ્ધારક **શ્રીઆનંદવિમલસૂરિ**ના શિષ્ય થતા હતા, તે બિરાજતા હતા. **હીરજી** હમેશાં તેઓને વંદન કરવા જવા લાગ્યો. ધીરે ધીરે **વિજયદાનસૂરિ**ની ધર્મદેશનાએ **હીરજી**ના કોમલ હૃદયપટ પર સારી અસર કરી, અને તેથી તેને **દીક્ષા** લેવાનો ચોક્કસ વિચાર થયો. આ વિચાર તેણે મનમાંજ ન રાખતાં પોતાની બહેનને પણ જણાવ્યો.

બહેન સમજુ અને શાણી હતી. ' દીક્ષા એ મનુષ્યના કલ્યાણમાર્ગની ઉંચી હદ છે.' એમ તે સારી પેઠે સમજતી હતી, તેથી તેણીએ જેમ ભાઈને દીક્ષા લેવાનો નિષેધ ન કર્યો, તેમ ભાઈ ઉપરના મોહથી દીક્ષા લેવા માટે ખુલ્લા શબ્દોમાં અનુમતિ પણ ન આપી. આ વખતે તેણીને ' વ્યાઘ્રતટી ' ન્યાય જેવું થયું હતું. આથી તેણીએ મૌનનુંજ અવલંબન કર્યું. આ અવલંબનથી **હીરજી**ને જોકે પહેલાં તો કંઇ ન સૂઝયું, પરન્તુ પાછળથી તેને જણાયું કે-

" अनिषिद्धमनुमतम् " એ ન્યાયનું અવલંબન કરી,મને રજા મળી ચુકી, એમજ મારે સમજવું જોઇએ." છેવટ. તેણે, સં. ૧૫૯૬ ( ઇ. સ. ૧૫૪૦ ) ના કાર્ત્તિક વદિ ૨ ને સોમવારના દિવસે 'પાટ-ણમાંજ **શ્રીવિજયદાનસૂરિ** પાસે દીક્ષા લીધી. આ વખતે તેનું નામ હીરહર્ષ રાખવામાં આવ્યું હતું. હીરજીની સાથે બીજા **અમીપાલ, અમરસિંહ** (અમીપાલના પિતા), **કપૂરાં** ( અમી-પાલની બહેન), **અમીપાલની માતા, ધર્મશીઋષિ, રૂડોઋષિ, વિજયહર્ષ** અને **કનકશ્રી** એ આઠ જણે પણ દીક્ષા લીધી હતી. હવેથી આપણે હીરજીને મુનિ **શ્રીહીરહર્ષ**ના નામથી ઓળખીશું. વર્તમાન સમયમાં 'ન્યાયશાસ્ત્ર'ને માટે કેન્દ્રસ્થાન જેમ **નવ-દ્વીપ** (બંગાલ) અને 'વ્યાકરણ'ને માટે **કાશી**ને ગણવામાં આવે છે, તેમ તે વખતે નૈયાયિકોની પ્રધાનતા દક્ષિણદેશમાં વધારે હતી. અર્થાત્ દક્ષિણમાં ન્યાયશાસ્ત્રના અદ્વિતીય વિદ્વાનો રહેતા હતા. હીરહર્ષમુનિની બુદ્ધિ જેમ તીવ્ર હતી, તેમ તેમની વિદ્યાપ્રાપ્તિ તરફ અભિરૂચિ પણ ઘણી હતી. આથી વિજયદાનસૂરિએ તેમને દક્ષિણ દેશમાં ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કરવા માટે જવાની રજા આપી. તેઓ **શ્રીધર્મસાગરજી** અને **શ્રીરાજવિમલ** એ બન્નેને સાથે લઇ દક્ષિણ દેશના સુપ્રસિદ્ધ **દેવગિરિ**[1] નગરમાં

---

૧ દેવગિરિને વર્ત્તમાનમાં **દોલતાબાદ** કહે છે. અત્યારે અહિં લગભગ દોઢ હજારજ માણસની વસ્તી છે. સન્ ૧૧૮૭ માં તેની સ્થાપના થઇ હતી. એક વખત યાદવોની રાજધાનીનું આ શહેર હતું. ઇ. સ. ૧૩૩૯ માં આનું નામ દોલતાબાદ પડ્યું હતું. આ નગર દક્ષિણ હૈદરાબાદના રાજ્યમાં ઔરંગાબાદથી ૧૦ માઇલ પશ્ચિમોત્તરમા છે ઇ. સ. ૧૨૯૪ મા આ નગ-રનો અભેદ્ય કિલ્લો **અલ્લાઉદ્દીન ખીલજી**એ તોડયો હતો. અહિના અધિપતિનું નામ નિજામશાહ આપવામા આવ્યું છે. તેનું પૂરૂં નામ **બુરાનનિજામશાહ** છે. આ શાહે ઇ. સ. ૧૫૦૮ થી ૧૫૫૩ સુધી આધિપત્ય ભોગવ્યું હતુ. હીરવિજયસૂરિ આનાજ વખતમા દેવગિરિ ગયા હતા. વધુ માટે જૂઓ, ઇમ્પીરીયલ ગેઝેટીયર ઑફ ઇંડિયા વૉ ૧૧, પે. ૨૦૦.

ગયા અને ત્યાં કેટલોક વખત રહી, ચિંતામણિ વિગેરે ન્યાય-શાસ્ત્રના કઠિનમાં કઠિન ગ્રંથોનો અભ્યાસ કરી આવ્યા. આ વખતે દેવગિરિનો હાકેમ નિજામશાહ હતો. ઉપર્યુક્ત ત્રણે મુનિયોને અભ્યાસમાં જે કંઇ ખર્ચ થતું, તે બધું ત્યાંના રહીશ દેવશીશાહ અને તેની સ્ત્રી જસમાઇએ પૂરૂં પાડયું હતું.

અભ્યાસ કરીને આવ્યા પછી હીરહર્ષમાં જ્યારે સૂરિજીએ સારી યોગ્યતા દેખી, ત્યારે તેમને નાડલાઇ (મારવાડ) ગામમાં સં. ૧૬૦૭ (ઇ. સ. ૧૫૫૧) માં પંડિતપદ અને ૧૬૦૮ (ઇ. સ. ૧૫૫૨) ના માઘ શુદિ ૫ ના દિવસે મ્હોટા ઉત્સવપૂર્વક નાડલાઇના શ્રીનેમનાથના મંદિરમાં ઉપાધ્યાયપદ આપ્યું હતું. તેમની સાથે ધર્મસાગરજી અને રાજવિમલને પણ ઉપાધ્યાયપદ મળ્યાં હતાં. તે પછી સં. ૧૬૧૦ (ઇ. સ. ૧૫૫૪) ના પોષ શુદિ ૫ ના દિવસે શીરોહી (મારવાડ) માં તેમને આચાર્ય શ્રીવિજયદાન સૂરિએ સૂરિપદ (આચાર્યપદ) આપ્યું હતું. આ પ્રસંગે રાણક-પુરના મંદિરના કરાવનાર ધન્નાશા પોરવાળના વંશજ ચાંગા મ્હેતાએ ઉત્સવ કર્યો હતો.

કહેવું આવશ્યક થઇ પડશે કે-પ્રથમ પ્રકરણમાં આપણે જે એક મહાપુરૂષની-સૂરીશ્વરની પ્રતીક્ષા કરી ગયા છીએ, તે આજ છે, અને તેઓને હવેથી આપણે શ્રીહીરવિજયસૂરિના નામથી ઓળખીશું. આ પુસ્તકના બે નાયકો પૈકી પહેલા (સૂરીશ્વર) નાયક આજ છે.

આચાર્ય પદ થયા પછી જ્યારે તેઓ પાટણ આવ્યા, ત્યારે ત્યાં તેમનો પાટમહોત્સવ થયો હતો. આ પાટમહોત્સવમાં સૂબા શેરખાનના[1] મંત્રી ભણશાળી સમરથે અતુલિત

---

૧ આ શેરખાન, અહમદશાહ બીજાના વખતમા પાટણનો સૂબેદાર હતો. આના સંબંધમાં વિશેષ માહિતી મેળવવા ઇચ્છનારે 'મિરાતે સિકંદરી' ના ગુજરાતી અનુવાદનું ચૌદમું અને પંદરમું પ્રકરણ જોવું.

દ્રવ્યનો વ્યય કર્યો હતો. પાટમહોત્સવ વખતે ખાસ કરીને એક જાણવા જેવી ક્રિયા થાય છે. અને તે એ છે કે–જ્યારે આચાર્ય, નવીન પટધરને પાટપર સ્થાપન કરે છે, ત્યારે આચાર્ય પોતે પણ નવીન પટધરને વિધિપૂર્વક વંદન કરે છે અને તે પછી સમસ્ત સંઘ વંદન કરે છે. આમ કરવામાં ખાસ એક મહત્ત્વ રહેલું છે. પાટપર સ્થાપન કરનાર આચાર્ય પોતે વંદન કરીને એમ બતાવી આપે છે કે–નવીન ગચ્છપતિને–પટ્ટધરને હું માનું છું, માટે તમારે ( સંઘે ) બધાઓએ પણ માનવા. વળી પાટપર સ્થાપન થનાર સાધુથી દીક્ષા પર્યાયે કોઇ મ્હોટા સાધુ હોય અને તેઓને કદાચ વંદન કરતાં સંકોચ થતો હોય, તો તેમનો પણ સંકોચ દૂર થાય.

આ ઉપરથી કોઇએ એમ નથી સમજવાનું કે–નવીન પટધરને આચાર્ય હમેશાં વંદન કરતા હશે. માત્ર પાટપર સ્થાપન કરતી વખતેજ વંદન કરે. તે પછી તો હમેશાંના નિયમ મૂજબ શિષ્યજ આચાર્યને વંદન કરે.

હવે, ઉપર પ્રમાણે હીરવિજયસૂરિની આચાર્યપદવી થયા પછી બાર વર્ષે સં. ૧૬૨૨ ( ઇ. સ. ૧૫૬૬ ) ના વૈશાખ શુદિ ૧૨ ના દિવસે વડાવલીમાં તેમના ગુરૂ વિજયદાનસૂરિનો સ્વર્ગવાસ થયો અને તેથી તેમની ભટ્ટારકપદવી થતાં સમસ્ત સંઘનો ભાર તેમણે ઉઠાવી લીધો અને પૃથ્વીતલમાં વિચરવા લાગ્યા.

અમે પ્રથમ પ્રકરણમાં બતાવી ગયા છીએ કે, વિક્રમની સોળમી શતાબ્દીનો સમય આખા ભારતમાં અને ખાસ કરીને ગુજરાતમાં તો લગભગ અરાજકતા જેવોજ હતો. અને તેને પરિણામે પ્રાન્તસૂબાઓ પ્રજાને રંજાડવા કે હેરાન કરવામાં કંઇ કમી રાખતા ન્હોતા. ગુન્હેગાર કે બિનગુન્હેગારની તપાસ કર્યા સિવાય, કોઇ જઇને લગાર કાન ભંભેરતું તો ઝટ વારંટો કાઢતા અને તેમને, પછી તે સાધુ હોય કે ગૃહસ્થ, કષ્ટ આપવું, એજ પોતાની હકૂમતનું ચિહ્ન સમજતા હતા. આથી સારા સારા સાધુઓની

ઉપર પણ કોઇ કોઇ વખતે આફ્તો આવી પડતી, અને તેની મુશ્કેલિયોમાંથી પસાર થવું ઘણુંજ કઠિનતા ભરેલું થઇ પડતું. આ અરાજકતા અથવા કહો કે સૂબાઓની નાદરશાહીનો અંત સોળમી શતાબ્દીમાંજ ન્હોતો આવ્યો, પરન્તુ તેની ચોખ્ખી અસર સત્તરમા સૈકામાં પણ ચાલુજ રહી હતી.

આપણા પ્રથમ નાયક હીરવિજયસૂરિની આચાર્ય પદવી થયા પછી, જ્યારે તેઓ ગુજરાત પ્રાંતમાં વિચરતા હતા, તે દરમીયાન તેઓને પણ તે વખતના સૂબાઓની નાદરશાહીને પરિણામે કેટલુંક સહવું પડ્યું હતું, બલ્કિ ઘણી વખત મહાન્ કષ્ટો ઉઠાવવાં પડયાં હતાં, એમ કહીએ તો પણ કંઇ ખોટું નથી. આ સંબંધી તેમના પ્રાથમિક જીવનના, વધારે નહિં તો બે ચાર પ્રસંગો પણ આ સ્થળે આપવા ઉપયુક્ત થઇ પડશે.

" એક વખત હીરવિજયસૂરિ વિચરતા વિચરતા **ખંભાત** આવ્યા. અહિં **રત્નપાલ દોસી** નામનો એક શ્રીમાન્ રહેતો હતો. અને તેની ઠકાં નામની સ્ત્રી હતી. આ રત્નપાલને **રામજી** નામનો એક ત્રણ વર્ષનો પુત્ર હતો, કે જે ઘણાજ ભયંકર રોગથી વ્યથિત હતો. **રત્નપાલે** એક વખત સૂરિજીને વંદનપૂર્વક કહ્યું:-' મહારાજ ! જો આ છોકરો સાજો થઇ જશે અને તેની મરજી હશે, તો હું આપને વ્હોરાવી દઇશ. '

થોડા દિવસ પછી આચાર્યશ્રી ત્યાંથી વિહાર કરી ગયા. અને છોકરો અનુક્રમે સાજો થવા લાગ્યો. યાવત્ છોકરાને બિલકુલ આરામ થઇ ગયો. જ્યારે છોકરો આઠ વર્ષનો થયો, ત્યારે આચાર્ય શ્રી વિચરતા વિચરતા ત્યાં આવ્યા અને જ્યારે તેમણે છોકરાની (રામજીની) માગણી કરી, ત્યારે **રત્નપાલ દોસી** અને તેનો આખો પરિવાર આચાર્યશ્રી પ્રત્યે કલેશ કરવા લાગ્યો. આથી સૂરિજીએ બિલકુલ મૌન ધારણ કર્યું અને તે વાતને છોડી પણ દીધી.

રામજીને અજા નામની એક બહેન હતી. તેણીના સસરાનું નામ હરદાસ હતું. હરદાસે પોતાના છોકરાની સ્ત્રીની પ્રેરણાથી આ વખતે ખંભાતનું આધિપત્ય ભોગવનાર નવાબ શિતાબખાન [1] ની પાસે જઇ કહ્યું:–' આઠ વર્ષના બાળકને હીરવિજયસૂરિ સાધુ બનાવી દેવા ચાહે છે, માટે તેમને અટકાવવા જોઇએ.' કાનના કાચા સૂબાએ ઝટ હીરવિજયસૂરિ અને તેમની સાથેના બીજા સાધુઓને પકડવા માટે વારંટ કાઢયું. આથી હીરવિજયસૂરિને એકાન્ત સ્થાનમાં સંતાઇ જવું પડયું. નિદાન, હીરવિજયસૂરિ નહિ મળવાથી રત્નપાલ અને રામજીને શિતાબખાન પાસે લઇ જવામાં આવ્યા. છોકરાનું રૂપ–લાવણ્ય જોઇ શિતાબખાને રત્નપાલને કહ્યું–' કેમ રે, આને તું કેમ સાધુ બનાવી દે છે ? આ બાળક યોગને શું સમજે ? યાદ રાખજે, જો આને તું સાધુ બનાવી દઇશ, તો તને માર્યો વિના છોડીશ નહિ.'

શિતાબખાનનાં કોપયુક્ત વચનોથી ગભરાઇને રત્નપાલે કહ્યું– ' હું આને સાધુ બનાવતો નથી અને બનાવીશ પણ નહિ. હું તો એનું લગ્ન કરવાનો છું. આપની સ્હામે કોઇએ જૂઠી હકીકત કહેલી છે.'

રત્નપાલને આ બચાવથી છોડી દીધો અને તે પછી બધી શાન્તિ થઇ ગઇ. આ ઝઘડામાં હીરવિજયસૂરિને ત્રેવીસ દિવસ સુધી ગુપ્ત પણે રહેવું પડયું હતું.

બીજો ઉપદ્રવ—વિ. સં. ૧૬૩૦ ( ઇ. સ. ૧૫૭૪ ) ની સાલમાં હીરવિજયસૂરિ જ્યારે બોરસદમાં હતા, ત્યારે શ્રીકર્ણઋષિના ચેલા જગમાલઋષિએ તેમની પાસે આવી ફરીયાદ કરી કે–

---

૧ શિતાબખાનનું ખરું નામ છે--સૈયદ ઇસહાક. શિતાબખાન એ એનું ઉપનામ છે. આના સબંધમા વિશેષ માહિતી મેળવવા ઇચ્છનારે ' અકબરનામા ' પ્રથમ ભાગના બેવરિજના અંગરેજી અનુવાદના પે. ૩૧૫ મા જોવુ.

"મારા ગુરૂ મને પોથી આપતા નથી, તે મને અપાવો." સૂરિજીએ કહ્યું:—"તારા ગુરૂ તારામાં લાયકાત નહિ જોતા હોય, એથી નહિ આપતા હોય, પરન્તુ તેથી તકરાર કરવાની શી જરૂર ?" એમ આચાર્યશ્રીએ સમજાવવા છતાં પણ જ્યારે તે ન સમજ્યો, ત્યારે તેને ગચ્છબહાર કરવામાં આવ્યો. જગમાલ પોતાના શિષ્ય લહુઆઋષિને સાથમાં લઈ પેટલાદ ગયો, અને ત્યાંના હાકેમને મળી હીરવિજયસૂરિ સંબંધી કેટલીક બનાવટી વાતો કહી. આથી તે હાકેમ ચીડાયો, અને હીરવિજયસૂરિને પકડવાને માટે ઝટ કેટલાક પોલીસના સીપાઈયો તેની સાથે મોકલ્યા. સીપાઈયોને લઈને તે બોરસદ આવ્યો; પરંન્તુ અહિં તેની કાર્યસિદ્ધિ થઈ નહિ. એટલે કે—હીરવિજયસૂરિ કે કોઈ મળ્યું નહિ. આથી તે પેટલાદ પાછો ગયો અને કેટલાક ઘોડેસ્વારો લઈને પાછો બોરસદ આવ્યો આ વખતે પણ હીરવિજયસૂરિ તેઓને મળ્યા નહિ. છેવટ શ્રાવકોએ વિચાર્યું કે—'આવી રીતે વારંવાર ઉપદ્રવો થાય, અને સૂરિજીને હેરાન થવું પડે, તે ઠીક નહિ.' એમ વિચારી સામ, દામ, દંડ અને ભેદ–આ પૈકી 'દામનીતિ'થી શ્રાવકોએ ઘોડેસ્વારોને સમજાવી દીધા. તેથી તે બધા જગમાલની વિરૂદ્ધમાં થઈ ગયા અને જગમાલને કહેવા લાગ્યા—

"તું ચેલો છે, અને એ તારા ગુરૂ છે. તેમના સાથે તકરાર કરવી એ વ્યાજબી નથી. ગુરૂનો અધિકાર છે કે–ચાહે તો તે તારો હાથ પકડીને તને વેચી પણ દે, અથવા ચાહે તો તારા નાકમાં નાથ નાખે. તારે તે બધું સહન કરવું જ જોઈએ."

જેઓની તેને સહાય હતી, તેઓજ તેનાથી વિરૂદ્ધ થઈ પડયા એટલે તેનું કંઇ ચાલ્યુ નહિ. છેવટે બધાઓએ ત્યાંથી તેને કાઢી મૂકયો. આ પ્રમાણે આ ઉપદ્રવનો અંત આવતાં હીરવિજયસૂરિ પ્રકટપણે વિહાર કરવા લાગ્યા અને અનુક્રમે ખંભાત આવ્યા.

આ પછી તો જગમાલ અકબર સુધી પહોંચ્યો હતો, ત્યાં અકબરને જેમ તેમ સમજાવી પોતાને અનુકૂલ સાહિબખાન ઉપર

એક ફરમાન લખાવી લાવ્યો હતો. પરન્તુ તુરતજ ભાનુકલ્યાણ અને માનસિંઘ દ્વારા ખરી હકીકત અકબરના જાણવામાં આવતાં અકબરે જગમાલની વિરૂદ્ધ લખી આપ્યું. આ ફરમાન શ્રાવકોએ બહુ તાકીદે જગમાલના ગુજરાત પહોંચ્યા પહેલાંજ ગંધાર મોકલ્યું; કારણ કે આ વખતે સૂરજી ગંધાર હતા. પરિણામે જગમાલ પોતાનું ધાર્યું કંઇ કરી શકયો ન્હોતો. તે પછી જ્યારે સૂરિજી અકબરની પાસે જવા લાગ્યા હતા, ત્યારે જગમાલને પાછો ગચ્છમાં લેવામાં આવ્યો હતો.

ત્રીજો એક ઉત્પાત–શ્રીસોમવિજયજીની દીક્ષા થયા પછી હીરવિજયસૂરિ વિહાર કરતા કરતા પાટણ થઇ કુણગેર આવ્યા (આ કુણગેર પાટણથી ૩ ગાઉ દૂર થાય છે.) અને ચોમાસુ અહિંજ કર્યું. આ વખતે સોમસુંદર નામના એક આચાર્ય પણ કુણગેરમાંજ હતા. પર્યુષણાપર્વ વીત્યા પછી ત્યાં વળી ઉદયપ્રભસૂરિ આવ્યા. ( આ ઉદયપ્રભસૂરિ તે વખતના શિથિલ સાધુઓ જતિયો પૈકીના કોઇ હોવા જોઇએ. કારણ કે, જો તેવા ન હોય, તો વિના કારણે ચોમાસાની અંદર એક ગામથી બીજે ગામ આવી શકેજ કેમ ? કહેવાય છે કે–આ વખતે તેમની સાથે ત્રણસો મહાત્માઓ હતા. અસ્તુ ) આ ઉદયપ્રભસૂરિ તરફથી હીરવિજયસૂરિજીને એમ કહેવામાં આવ્યું કે–" તમે સોમસુંદરસૂરિને ખામણાં કરો, તો અમે તમને કરીએ." સૂરિજીએ કહ્યું:–" મારા ગુરૂજીએ નથી કર્યાં, તો મારાથી કેમ થઇ શકે ? "

આ પ્રમાણે હીરવિજયસૂરિએ તેમનું કથન નહિ માનવાથી તેઓ બધા સૂરિજી પ્રત્યે ઘણીજ ઇર્ષ્યા કરવા લાગ્યા, એટલુંજ નહિ પરંતુ સૂરિજીને વધુ કષ્ટ પહોચાડવાના ઇરાદાથી તેઓ પાટણમાં જઇ સૂબા કલાખાનને મળ્યા. અને એવી વાત ભરાવી કે–' હીરવિજયસૂરિએ વરસાદને અટકાવ્યો છે. ' બુદ્ધિવાદના સમયનો કોઇ પણ માણસ આ કારણને સાચું માની શકે ખરો ? છતાં પાટણનું આધિપત્ય ભોગવનાર કલાખાને તે વાતને તદ્દન સાચી માની અને

હીરવિજયસૂરિને પકડવા માટે ઝટ સો ઘોડેસ્વારો દોડાવ્યા. સ્વારો કુણગેરની ચારે તરફ ફરી વળ્યા. હીરવિજયસૂરિ, રાતની અંદર ત્યાંથી ચાલી નિકળ્યા. તેમની રક્ષાને માટે વડાવલી, કે જે પાટણથી લગભગ પંદર માઇલ થાય છે, ત્યાંના રહીશ તોલા ધામીએ કેટલાક કોળી લોકોને સાથે કર્યા. હીરવિજયસૂરિ વડાવલીમાં ગયા. અધુરામાં પૂરૂં વળી જે વખતે તેઓ વડાવલી જવા નીકળ્યા હતા; તે વખતે ખાઇમાં ઉતરીને છીંડે થઇને જતાં તેમની સાથેના સાધુ લાભવિજયજીને સર્પે ડંખ માર્યો. પરન્તુ સૂરિજીના હાથ ફેરવવા માત્રથી સર્પનું વિષ ચઢ્યું નહિ.

બીજી તરફ પેલા કુણગેરમાં આવેલા ઘોડેસ્વારોએ હીરવિજયસૂરિની શોધ કરી, પરન્તુ તેમનો પત્તો લાગ્યો નહિં, એટલે પગલાં તપાસતા તેઓ વડાવલી આવ્યા. વડાવલીમાં પણ ઘણી તપાસ કરતાં સૂરિજી મળ્યા નહિ. છેવટે નિરાશ થઇને તેઓને પાટણ પાછા જ આવવું પડ્યું. આ ઉપદ્રવમાંથી બચવા માટે સૂરિજીને એક ઘરના ભોંયરામાં રહેવું પડ્યું. હતું. આવી રીતે ત્રણ માસ સુધી તેઓ ગુપ્તપણે રહ્યા હતા.[1] વિ. સં. ૧૬૩૪ (ઇ. સ. ૧૫૭૮)

આવોજ એક ઉપદ્રવ વિ. સં. ૧૬૩૬ માં પણ થયો હતો. જ્યારે હીરવિજયસૂરિ અમદાવાદ આવ્યા, ત્યારે ત્યાંના હાકેમ શિહાબખાન[2] પાસે જઇને કોઇએ તેને ભંભેર્યો કે—" હીરવિજય-

૧ આ ઉપદ્રવ વિ. સ. ૧૬૩૪ (ઇ. સ. ૧૫૭૮) માં થયો હતો, એમ ઋષભદાસ કવિ કહે છે, પરન્તુ જો આ ઉપદ્રવ પાટણના સૂબા કલાખાન, જેનુ નામ ખાનેકલાન મીરમુહમ્મદ હતું, તેના વખતમાં થયો હોય, તો ઉપર્યુક્ત સંવત્ લખવામાં ભૂલ થયેલ જણાય છે. કારણ કે કલાખાન તો પાટણના સૂબા તરીકે વિ. સં. ૧૬૩૧ (ઇ. સ. ૧૫૭૫) સુધી જ રહ્યા હતો; તે પછી તેનું મૃત્યુ થયું હતું. આ ઉપરથી એમ સમજાય છે કે—કાં તો સંવત્ લખવામાં ભૂલ થઇ છે અથવા કાં તો સૂબાનું નામ લખવામાં ભૂલ થયેલી છે.

૨ શિહાબખાનનું પૂરૂં નામ શિહાબુદ્દીન અહમદખાન હતું. આના સંબંધી વિશેષ માહિતી મેળવવા ઇચ્છનારે 'આઇન-ઇ-અકબરી' ના પહેલા ભાગના 'બ્લૉકમૅન' ના અંગરેજી અનુવાદનો પેજ ૩૩૨ મો જોવો.

સૂરિએ વરસાદને રોકી રાખ્યો છે. ” શિહાબખાને ઝટ હીરવિજય-સૂરિને બોલાવ્યા, અને કહ્યું–‘ મહારાજ ! આજકાલ વરસાદ કેમ નથી વરસતો ? શું આપે બાંધી લીધો છે ? ’ સૂરિજીએ કહ્યું–‘ અમે વરસાદને શા માટે બાંધી લઇએ ? વરસાદ નહિં વરસવાથી લોકોને શાન્તિ મળે નહિં અને જ્યારે લોકોનેજ શાન્તિ ન હોય, તો અમને શાન્તિ કયાંથી મળે ? ’

આવી રીતે બન્નેને આપસમાં વાતચીત થઇ રહી હતી, તેવામાં અમદાવાદના પ્રસિદ્ધ જૈનગૃહસ્થ કુંવરજી ત્યાં જઇ પહોંચ્યા, અને તેણે શિહાબખાનને જૈન સાધુઓના આચાર અને ઉદાર વિચારો સંબંધી બધી હકીકત કહી સંભળાવી. આથી શિહાબખાન ખુશી થયો અને તેણે સૂરિજીને ઉપાશ્રયે જવાની છૂટ આપી. સૂરિજી ઉપાશ્રયે આવ્યા. લોકોને ખૂબ દાન આપવામાં આવ્યું. દાન આપતી વખતે એક તુરકી સીપાઇ ઇનામ લેવાને આવ્યો. આની સાથે કુંવરજી ઝવેરીને તકરાર થઇ. સૂરિજીને કોણે છોડાવ્યા ? ’ આ વિષયમાં બન્નેને હૂંસાતુંસી ઘણી થઇ. તકરાર વધી પડી. છેવટ સીપાઇ, એમ કહીને ચાલતો થયો કે–‘ હવેથી તું તારા ગુરૂને છોડાવી લાવજે. ’ તેને સૂરિજીને પુનઃ ફસાવવાના ઇરાદાથી આઠ દિવસ ગયા પછી કોટવાલની પાસે જઇ ખૂબ કાન ભરાવ્યા. કોટવાલે ખાનને કહ્યું. પરિણામે ખાને સૂરિજીને પકડી લાવવા માટે સિપાઇયોને હુકમ કર્યો. સિપાઇયોએ ઝવેરીવાડામાં આવી સૂરિજીને પકડયા. અને જ્યારે તેઓ સૂરિજીને લઇ જવા લાગ્યા, ત્યારે રાઘવ નામનો ગંધર્વ અને શ્રીસોમસાગર વચમાં પડયા. છેવટે હીર-વિજયસૂરિને છોડાવ્યા. આ રકઝકમાં રાઘવ ગંધર્વના હાથને ચોટ પણ લાગી ગઇ. સૂરિજી ત્યાંથી ઉઘાડા શરીરે નાઠા. ડરના લીધે તેમનું શરીર કાંપવા લાગ્યું. સૂરિજીને આ આફતમાંથી નાસતી વખતે દેવજી નામના લોંકાએ આશ્રય આપ્યો હતો અને તેઓ ત્યાંજ રહ્યા હતા.

બીજી તરફ પૈસા પકડવા આવેલા નોકરો બૂમ મારતા

કચેરીમાં ગયા, અને કહેવા લાગ્યા કે-" અમને મુક્કીએ મુક્કીએ માર્યો, હીરજી નાશી ગયો, અને તે કોર્ટને પણ માનતો નથી." આ સાંભળતાં ખાન વધારે ગુસ્સે થયો. મહાન્ શોર મચી ગયો. પોળો દેવાઇ ગઇ. રાજનોકરો સૂરિજીને ખોજવા લાગ્યા. ખોજતાં ખોજતાં તેઓ તો ન મળ્યા, પરન્તુ ધર્મસાગર અને શ્રુતસાગર એ બે સાધુ હાથમાં આવી ગયા. આ બન્નેને ખૂબ માર્યા, અને પછી 'આ તો તે ( હીરવિજય ) નથી,' એમ વિચારી તેમને છોડી મૂકયા અને કોટવાલ તથા બીજા બધા માણસો પાછા વળ્યા. આ ધમાલ ઘણા દિવસો સુધી ચાલી હતી અને આ ધમાલનો અંત આવ્યા પછીજ હીરવિજયસૂરિ શાન્તિપૂર્વક વિહાર કરવા લાગ્યા હતા.

ઉપર્યુંકત તમામ ઉપદ્રવો ઉપરથી આપણે સહજ જોઇ શકીએ છીએ કે, તે જમાનાના અધિકારિયો કાયદાની બારીકાઇમાં કયાં સુધી આગળ વધેલા હતા ? એક સામાન્ય બુદ્ધિનો માણસ પણ ન સ્વીકાર કરી શકે, એવી બાબતોને પણ સાચી માની એક મહાન્ ધર્મગુરૂને પકડવા માટે પોલીસ દોડાવવી, ઘોડેસ્વારો દોડાવવા અને ચારે તરફ ધમાધમ કરી મૂકવી, એ તે જમાનાની અરાજકતાનો અથવા બીજા શબ્દોમાં કહીએ તો અધિકારિયોની નાદરશાહીનો નમૂનો નહિં, તો બીજું શું કહી શકાય ? યેનકેન પ્રકારેણ પ્રજાને પાયમાલ કરવાવાળી બાબત નહિં તો બીજું શું ? અસ્તુ.

ઉપર બતાવેલા ઉપદ્રવો પૈકી છેલ્લો ઉપદ્રવ સં. ૧૬૩૬ ની સાલમાં થયો હતો, એ વાત આપણે ઉપર જોઇ ગયા છીએ. તે પછી તેઓ શાન્તિપૂર્વક વિહાર કરવા લાગ્યા હતા. સં. ૧૬૩૭ ની સાલમાં સૂરિજી બોરસદ પધાર્યા. અહિં તેમના પધારવાથી ઘણા ઉત્સવો થયા. આ સાલનું ચોમાસુ અહિંજ પૂરૂં કરી સૂરિજી ખંભાત પધાર્યા. અહિંના સંઘવી ઉદયકરણે સં. ૧૬૩૮ ( ઇ. સ. ૧૫૮૨ ) ના મહા શુદિ ૧૩ ના દિવસે સૂરિજીના હાથે ચંદ્રપ્રભુની પ્રતિષ્ઠા પણ કરાવી, તેમ તેણે આબૂ-ચિત્તોડ વિગેરેની

યાત્રા માટે સંઘ પણ કાઢયો. તે પછી સૂરિજી વિહાર કરીને ગંધાર પધાર્યા.

ગ્રંથના પ્રથમ નાયક હીરવિજયસૂરિજીના હવે પછીના વૃત્તાન્તને આપણે આગળ ઉપર મુલતવી રાખી, હવે બીજા નાયક–સમ્રાટ્ની ખોજ કરીએ.

---

## પ્રકરણ ત્રીજું.

### સમ્રાટ્–પરિચય.



થમ પ્રકરણમાં ભારતીય પ્રજાના ઉપર જુલ્મ ગુજારનારા કેટલાક વિદેશી રાજાઓનાં નામો લેવામાં આવ્યાં છે. તેમાં બાબર અને તેના પુત્ર હુમાયુનનાં નામો પણ પાઠકો વાંચી ગયા છે. આ બાબરનો હિંદુસ્થાન સાથેનો સંબંધ ઇ. સ. ૧૫૦૪ માં તેની બાવીસ વર્ષની ઉમરે થયો હતો, અને તેના સંબંધ વખતે તે કાબુલનો અમીર થયો હતો. અહિં એ વાતનું પુનઃ સ્મરણ કરાવવું જરૂરનું થઇ પડશે કે—આ બાબર, તેજ તૈમૂરનો વંશજ હતો, કે જેણે ભારતવર્ષમાં આવીને લાખો હિંદવાસિયોની કતલ કરી હતી, અને જેણે સતિયોના સતીત્વનો નાશ કરવાને માટે લગારે ન્યૂનતા રાખી ન્હોતી. બાબરના આવવા પછી ભારતીય પ્રજાને શાન્તિ ન્હોતી મળી, એ વાત આપણે પ્રથમ પ્રકરણમાં જોઇ ગયા છીએ. આ બાબરે ઇ. સ. ૧૫૨૬ ના એપ્રીલની ૨૧ મી તારીખે ઇબ્રાહીમ લોદીને પાણીપતના મેદાનમાં માર્યો હતો. તે

પછી ઇ. સ. ૧૫૨૭ ના માર્ચની ૧૬ મી તારીખે ચિત્તોડના રાણા સંગ્રામસિંહના લશ્કરને ખાનવા ( ભરતપુર ) આગળ હરાવ્યું હતું. આ બાબરના સંબંધમાં આપણે વિશેષ વિવેચનમાં નહિ ઉતરતાં માત્ર એટલુંજ કહીશું કે –સંસારની સપાટી ઉપર હજારો રાજાઓ જેમ અપયશના પોટલા બાંધીને સંસારથી વિદાય થઈ ગયા છે, તેમ બાબર પણ તેજ માર્ગે ઇ. સ. ૧૫૩૦ માં ૪૮ વર્ષની ઉમરે પોતાની તોફાની જિંદગીને પૂરી કરી વિદાય થઈ ગયો.

તે પછી તેનો પુત્ર હુમાયુન બાવીસ વર્ષની ઉમરે દિલ્હીની ગાદીએ બેઠો. દુર્ભાગ્ય બિચારી ભારતીય પ્રજાને હજુ સુધી શાન્તિનું સામ્રાજ્ય સ્થાપના કરનાર એક પણ રાજા ન મળ્યો. ખરૂં છે કે–જે રાજાઓ રાજ્યના મદમાં મસ્ત બનીને પ્રજા પ્રત્યેના ધર્મો ભૂલી જાય છે, અથવા તો તે ધર્મોને સમજતાજ નથી, તેઓ પ્રજાને સુખ ક્યાંથીજ આપી શકે ? હુમાયુન પણ બાબરથી એ માત્રા વધે તેવો નિકળ્યો. ખરી વાત તો એ હતી કે–તેનામાં રાજાના ગુણોજ ન્હોતા. તેના અફીણના વ્યસને તેને પાયમાલ કરી નાખ્યો હતો અને તેની તે અયોગ્યતાનો લાભ લઈનેજ શેરશાહે ઇ. સ. ૧૫૩૯ માં ચૌસા અને કન્નોજની પાસે તેને હરાવ્યો, અને પોતે ગાદીએ બેઠો હતો.

આ પ્રમાણે હુમાયુન પદભ્રષ્ટ થવાથી તે પશ્ચિમમાં નાસી ગયો હતો. અને છેવટે 'મારો ભાઈ મને આશ્રય આપશે,' એ ઇચ્છાથી તે કાબુલમાં પોતાના ભાઈ કામરાન પાસે ગયો. પરન્તુ ત્યાં પણ તેનો ઘડો ન થયો, કામરાને તો તેને લગાર પણ આશ્રય ન આપ્યો. આથી તે પોતાનાં થોડાંક મનુષ્યોની સાથે સિંધના રણમાં જ્યાં ત્યાં ભટકતોજ રહ્યો. સંસારમાં એક સરખા દિવસો હમેશાંને માટે કોના કાયમ રહ્યા છે ? સુખની પાછળ દુઃખ અને દુઃખની પાછળ સુખ–એ 'અરઘટ્ટઘટી' ન્યાયથી સંસારનો કયો મનુષ્ય બચવા પામ્યો છે ? જો આ નિયમનું મનુષ્યો બારીકાઈથી અવલોકન કરે, તો સંસારમાં આટલી અનીતિ, અન્યાય

અધર્મ થવા પામે ખરાં ? આવી કઢંગી સ્થિતિમાં પણ હુમાયુન એક ૧૩–૧૪ વર્ષની બાળિકાના મોહમાં ફસાયો હતો. આ બાળિકા બીજી કોઇ નહિં પરન્તુ હુમાયુનના ન્હાના ભાઇ હિંડાલના એક શિક્ષક શેખ અલીઅકબર જામીની પુત્રી હતી, અને જેણીનું નામ **હમીદાબેગમ** અથવા **મરિયમમકાની** હતું. આ બાળા, જો કે રાજકીયવંશની ન્હોતી, છતાં હુમાયુનની સાથે પરણવાને તે ખુશી ન્હોતી; કારણ કે, હુમાયુન રાજા ન્હોતો. આ બનાવ કોને આશ્ચર્યમાં ગરકાવ નહિ કરે ? હુમાયુન રાજ્યથી પદભ્રષ્ટ થયો છે, કોઇ સ્થળે આશ્રય મળતો નથી, નિસ્તેજ અવસ્થાને ભોગવે છે અને જ્યાં ત્યાં માર્યો માર્યો ફરે છે, છતાં એક તેર ચૌદ વર્ષની બાળિકાના રૂપ–લાવણ્ય ઉપર તેની આટલી બધી મુગ્ધતા ! ! મોહરાજાની માયામયી જાળથી કોણ બચ્યો છે ? પરિણામે કેટલાંક અઠવાડિયાં પછી તેની માગણી સ્વીકારવામાં આવી, અને ઇ. સ. ૧૫૪૧ ની અંત અને ૧૫૪૨ ની શરૂઆતમાં પશ્ચિમસિંધના પાટનગરમાં હુમાયુનનું તેણીની સાથે લગ્ન થયું. આ વખતે તેણીની ઉમર માત્ર ૧૪ વર્ષની હતી. હુમાયુને કરેલા આ લગ્નથી તેનો ન્હાનો ભાઇ હિંડાલ પણ તેનાથી જુદો પડી ગયો. હુમાયુનની પાસે આ વખતે કંઇજ રહ્યું ન્હોતું. રાજ્ય ન્હોતું, લશ્કર ન્હોતું, તેમ બીજું પણ કોઇ તેને સહાયક ન્હોતું. અરે ! પોતાના ન્હાના ભાઇ હિંડાલની સાથે બચ્યો બચાવ્યો જે કંઇ સ્નેહ રહ્યો હતો, તે પણ આ **હમીદા બેગમ**ના કારણે નષ્ટ થયો. હવે નિરાશ્રય–નિરાલંબપણે તે જયા ત્યા ભટકવા લાગ્યો. આમ ભટકતાં ભટકતાં તે પોતાની સ્ત્રી અને થોડાંક માણસો સાથે, હિંદુસ્થાન અને સિંધની વચ્ચેના મુખ્ય રસ્તા ઉપર સિંધના રણની પૂર્વ બાજૂએ આવેલા **અમરકોટ** ( ઉમરકોટ ) મા દાખલ થયો. ‘ સુખીયાના સહાયક ઘણા હોય છે, પરન્તુ દુઃખીયાનો બેલી કોઇ થતું નથી. ’ આ એક સામાન્ય કેહેવત છે, છતા પણ જો આ એકાન્ત નિયમ હોય, તો સંસારના દુઃખી મનુષ્યોના દુઃખનો કોઇ દિવસ આરોજ ન આવે.

હુમાયુનને પોતાનાં મહાન્ કષ્ટોનો અંત આવવાની કંઇક ઝાંખી અહિં થવા લાગી. નિદાન, **અમરકોટમાં** પ્રવેશ કરતાંજ, ત્યાંના હિંદુ રાજા **રાણાપ્રસાદના** અંતઃકરણમાં, એક રાજવંશીય અતિથિની દુર્દશા દેખી દયાનો સંચાર થયો. તેનું હૃદય હુમાયુનને દુઃખી દેખી ગદગદ થઇ ગયું અને તેથી હુમાયુનને તેણે પોતાને ત્યાં આશ્રય આપ્યો, એટલુંજ નહિં, પરન્તુ હુમાયુનનું દુઃખ કેમ દૂર થાય, એને માટે તે પોતાથી બનતા યત્નો કરવા લાગ્યો. આર્ય મનુષ્યોના આર્યત્વનો શું સમૂળગો નાશ કોઇ દિવસ થયો છે ? 'એક વિદેશી મુસલમાન રાજવંશીય પુરૂષને આપણે શા માટે આશ્રય આપવો ?' એવો કંઇ પણ વિચાર કર્યા સિવાય અમરકોટના હિંદુ રાજાએ ખરેખર હુમાયુનને જીવિતદાન આપ્યું, એમ કહીએ, તો પણ અત્યુક્તિ તો નહિંજ ગણાય. હુમાયુનને પોતાના ભાગ્યના તેજસ્વી કિરણોના દર્શન આ પ્રમાણે ઇ. સ. ૧૫૪૨ ના ઓગસ્ટ મહીનાથી થવા લાગ્યાં.

**અમરકોટના** રાજાએ હુમાયુનનો સારો સત્કાર કર્યો, આશ્વાસન આપ્યું; એટલુંજ નહિં પરન્તુ તેણે એ સલાહ પણ આપી કે "મારા બે હજાર ઘોડેસવારો અને મારા મિત્ર સરદારોના હાથ નીચેના ૫૦૦૦ માણસો લઇને તમે ઠઠ્ઠા અને **બખખર** પરગણાંઓ ઉપર ચઢાઇ કરો." હુમાયુને આ સલાહ માન્ય રાખી અને ૨૦ મી નવેમ્બરે બે ત્રણ હજાર માણસો સાથે તેણે પ્રસ્થાન કર્યું. આ વખતે તેની સ્ત્રી **હમીદાબેગમ** સગર્ભા હોવાથી તેણીને **અમરકોટ**માંજ રાખવામાં આવી.

હુમાયુનના વિદાય થયા પછી થોડાજ વખતમાં **હમીદાબેગમે** હિંદુ રાજાના ઘરમાં ઇ. સ. ૧૫૪૨ ના નવેમ્બરની ૨૩ મી તારીખને ગુરૂવારે પુત્રનો જન્મ આપ્યો. આ વખતે હમીદાબેગમની ઉમર માત્ર ૧૫ વર્ષનીજ હતી. પુત્રનું નામ **બદરૂદ્દીન મુહમ્મદ અકબર** એવું રાખવામાં આવ્યું. આ પ્રમાણેનું નામ પાડવામાં

વિદ્વાનો કારણો એ બતાવે છે કે-તે સ્ત્રીના પિતાનું નામ અલીઅકબર હતું. ભારતવર્ષની પ્રજા જે સમ્રાટ્ની પ્રતીક્ષા કરી રહી હતી અને જેનો પરિચય અમે આ પ્રકરણમાં કરાવવા માગીએ છીએ, તે સમ્રાટ્ આજ બદરૂદ્દીન મુહમ્મદ અકબર છે, કે જેની પ્રસિદ્ધિ 'સમ્રાટ્ અકબર' ના નામથી જગત્માં થયેલી છે. આપણે પણ આ સમ્રાટ્ને સમ્રાટ્ અકબરના નામથીજ ઓળખીશું.

જે વખતે અકબરનો જન્મ થયો હતો તે વખત તેનો પિતા હુમાયુન અમરકોટથી ૨૦ માઇલ દૂર એક તળાવને કિનારે મુકામ કરી રહ્યો હતો. પુત્રનો જન્મ થતાંજ તરાદીબેગખાન નામના એક માણસે પુત્રજન્મની વધામણી તેને આપી. જે વધામણી સાંભળી હુમાયુનને પારાવાર આનંદ થયો.

વ્યવહારનો નિયમ રાજા કે રંક-દરેકને શક્તિ અનુસાર સાચવવો પડે છે. આ વખતે પુત્રપ્રાપ્તિની ખુશાલીમાં કોઇપણ રીતે ઉત્સવ મનાવવો, એ હુમાયુન પોતાનું કર્તવ્ય સમજતો હતો, પણ 'વસુ વિના નર પશુ,' તેમાં વળી જંગલમાં નિવાસ! આ વખતે હુમાયુન શું કરી શકે? હુમાયુન પાસે અત્યારે શું હતું કે-તે દ્વારા પોતાના મનોરથો પૂર્ણ કરી શકે? પુત્રપ્રાપ્તિ જેવા હર્ષના પ્રસંગમાં પણ ઉપર્યુક્ત કારણે તેના મુખ કમલ ઉપર કંઇક ઉદાસીનતાની રેખા ઉપસી આવી. આ જોઇને તેના એક અંગરક્ષક માણસ-જૌહરે તેનું કારણ સમજી લીધું. તેણે ઝટ પોતાની પાસે રાખી મૂકેલો કસ્તૂરીનો એક ડૂંટો લાવી હુમાયુન આગળ ધર્યો. આથી હુમાયુનને ઘણી હિંમત આવી. તેણે એક માટીના પાત્રમાં તે કસ્તૂરીનો ભૂકો કરી પોતાની સાથેના મનુષ્યોમાં વ્હેંચી અને કહ્યું કે-"હું દિલગીર છું કે-મારી પાસે બીજું કંઇજ ન હોવાથી પુત્રજન્મના ઉપલક્ષમાં આપ સર્વ બંધુઓને આ કસ્તૂરીની સુગંધીજ પહોંચાડીને સંતોષ માનું છું. હું આશા રાખું છું કે-આ કસ્તૂરીની સુગંધીથી જેમ આ મંડળ સુવાસિત થયું છે; તેવીજ રીતે

**મારા પુત્રના યશરૂપી સુગંધથી આ પૃથ્વી સુવાસિત-સુગંધીવાળી થાઓ.”**

અકબરની જન્મતિથિના સંબંધમાં વિદ્વાનોમાં બે મતો છે. કેટલાકોનું કથન છે કે–‘ અકબરનો જન્મ તા. ૧૫ મી અકટોમ્બર ઇ. સ. ૧૫૪૨–રવિવારને દિવસે થયો હતો ’ પરન્તુ **વિન્સેન્ટ એ. સ્મીથ** સપ્રમાણ જાહેર કરે છે કે–“ યદ્યપિ, અકબરનો જન્મ તો તા. ૨૩ નવેમ્બર ૧૫૪૨ ને ગુરૂવારે થયો હતો, પરન્તુ પાછળથી તે તારીખના બદલામાં તા. ૧૫ મી અકટોમ્બર રવિવારનો દિવસ જાહેર કરવામાં આવ્યો હતો. આવી રીતે જેમ તેની જન્મતિથિને ફેરવવામાં આવી હતી, તેવી રીતે તેનું નામ ‘ **બદરૂદ્દીન મુહમ્મદ અકબર** ’ ના બદલે ‘ **જલાલુદ્દીન મુહમ્મદ અકબર** ’ જાહેર કરવામાં આવ્યું હતું. ” આમ કહેવામાં તેઓ પ્રમાણ એ આપે છે કે–અકબરનું નામ પાડતી વખતેજ હાજર રહેનાર હુમાયુનના વિશ્વાસુ જૌહર નામના મનુષ્યે પોતાની નોંધબુકમાં પૂર્વોક્ત તિથિ અને નામજ લખ્યું છે. ગમે તે હો, પરન્તુ પ્રસિદ્ધિમાં તો અકબરનું પૂરૂં નામ ‘ **જલાલુદ્દીન મુહમ્મદ અકબર** ’ અને તેની જન્મ તિથિ તા. ૧૫ અકટોમ્બર ઇ. સ. ૧૫૪૨ રવિવારજ આપેલાં છે. અસ્તુ, મ્હોટાઓની મ્હોટાઇમાં કંઇ તો વૈચિત્ર્ય હોવુંજ જોઇએ.

આપણે પહેલાં જોઇ ગયા તેમ, અકબર બાબરનો પૌત્ર થાય છે અને બાબર, તૈમૂર કે જે તુર્ક હતો, તેનાથી પાંચમી પેઢીએ થયો હતો, સુતરાં, અકબર પિતૃપક્ષમાં તુર્ક હતો, અને તે તૈમૂરલિંગથી સાતમી પેઢીએ થયો હતો.

અકબર પાંચ વર્ષનો થયો, ત્યારથીજ તેની શિક્ષાને માટે હુમાયુને પ્રબંધ કર્યો. પ્રારંભમાં તેને ભણાવવાને માટે જે શિક્ષક રાખવામાં આવ્યો, તેણે અકબરને અક્ષરજ્ઞાન ન કરાવતાં કબૂતરોને પકડવાનું અને ઉડાવવાનું જ્ઞાન આપ્યું. એક પછી એક ચાર શિક્ષકો તેને ભણાવવાને માટે રહી ચૂકયા, પરન્તુ અકબર

કંઈજ ભણ્યો નહિં. કહેવાય છે આખી જિંદગી સુધી, અકબર પોતાનું નામ લખવા વાંચવા જેટલું પણ શીખી શક્યો ન્હોતો.

આ સંબંધમાં પણ વિદ્વાનોમાં બે મતો છે. કેટલાકો 'તે લખી-વાંચી શકતો હતો' એમ કહે છે, જ્યારે કેટલાકો તેને 'અક્ષરજ્ઞાનથી બિલકુલ શૂન્ય' બતાવે છે. ગમે તેમ હશે, પરન્તુ અકબર મહાવિચક્ષણ, બુદ્ધિશાલી અને પંડિતોની સાથે વાર્તા-વિનોદ કરવામાં ઘણોજ કુશળ હતો, એમ તો દરેક કબૂલજ કરે છે. ભારતમાં એવા પુરૂષો કયાં નથી થયા કે-જેઓમાં અક્ષરજ્ઞાન બિલકુલ નહિ હોવા છતાં મહાપુરૂષો તરીકે કે મ્હોટાં મ્હોટાં રાજ્યતંત્રો ચલાવનારા લેખાયા છે. એટલુંજ નહિ પરન્તુ મ્હોટી વીરતાવાળાં મહાભારત કાર્યો પણ કરી ગયા છે. અકબરે પણ તેવીજ રીતે અક્ષરજ્ઞાન નહિ હોવા છતાં આવાં મહત્ત્વનાં કાર્યો કરી બતાવ્યાં હોય તો તેમાં નવાઇ જેવું શું છે ? વિદ્વાનોનો મત છે કે-યદ્યપિ અકબર પોતે લખી વાંચી ન્હોતો જાણતો, પરન્તુ બીજાની પાસે વંચાવીને સાંભળવાનો તે ઘણો શોખી હતો. ઘણી ખરી કવિતાઓ વિગેરે તે કંઠસ્થજ રાખતો. ખાસ કરીને હાફિઝ અને જલાલુદ્દીન રૂમીની કવિતાઓ તેને વધારે પસંદ હતી. કહેવાય છે કે-આનુંજ એ પરિણામ છે કે-ભવિષ્યની જિંદગીમાં તે ધર્માન્ધ ન થયો.

'મ્હોટાઓને મ્હોટાં કષ્ટ' અથવા 'મ્હોટાઓને મ્હોટી ચિંતા' એ સામાન્ય નિયમો છે. અકબરે જેમ પોતાની પાછલી જિંદગીમાં નિશ્ચિંતતા પૂર્વક એશ-આરામ કર્યો હતો, તેવી રીતે આરંભિક જિંદગીમાં તેને કષ્ટોની સ્હામે પણ કંઇ કમ થવું પડયું ન્હોતું. પણ તેનું ખરું કારણ તો તેના પિતા હુમાયુનના ભાગ્યની વિષમતાજ છે.

હુમાયુનને મહાન્ કષ્ટના સમયમાં જેણે આશ્રય આપ્યો હતો તે-અમરકોટના અધિપતિ-ની સાથે પણ તેની પ્રીતિ લાંબો વખત ટકી શકી નહિં. કારણ એમ બન્યું કે-હુમાયુનના એક મુસલમાન અનુચરે અમરકોટના રાજાનું અપમાન કર્યું; આનો

હુમાયુને કંઇ પણ પ્રતીકાર ન કર્યો. આથી અમરકોટનો રાજા ક્રુદ્ધ થયો અને તેણે પોતાનું સૈન્ય હુમાયુન પાસેથી લઇ લીધું, હવે હુમાયુન પહેલાંની માફક પાછો અસહાય થયો. તેણે પોતાના પુત્ર ( અકબર ) અને સ્ત્રીને લઇને કંધાર તરફ પ્રયાણ કર્યું. તે વખતે ત્યાંનો રાજા હુમાયુનનો ભાઇ કામરાન હતો. તેણે અને તેના બીજા ભાઇ અસ્કરીએ હુમાયુનને કેદ કરવાનો યત્ન કર્યો; પરન્તુ હુમાયુન તેજ વખતે અકબરને ત્યાં પડતો મૂકી સ્ત્રીને સાથે લઇ પલાયન થઇ ગયો. અકબર બાલ્યાવસ્થામાં જ માતા-પિતાથી વિયોગી બની, પિતાના શત્રુના પંજામાં સપડાઇ ગયો. આ બાળકને ઉઠાવી જઇ અસ્કરીએ તેનું સંરક્ષણ કરવાનું કામ પોતાની સ્ત્રીને સોંપ્યું

હુમાયુન ત્યાંથી છૂટી ઈરાનમાં ગયો. ત્યાંના રાજાની સખ્તાઇથી તેને શીઆધર્મ સ્વીકારવો પડ્યો. એ પ્રમાણે શીઆધર્મનો સ્વીકાર કરીને પણ તેણે ઈરાનના રાજાની મહેરબાની મેળવી, અને એ મહેરબાનીના પરિણામે કેટલુંક સૈન્ય અને દ્રવ્યની સહાયતા મેળવીને તેણે કંધાર અને કાબુલ ઉપર ચઢાઇ કરી. આ લડાઇમાં એક વખત તો તેણે કંધાર અને કાબુલનો અધિકાર મેળવી પોતાના પ્યારા પુત્રને પણ પ્રાપ્ત કર્યો, પરન્તુ બીજી વખત કામરાન જીત્યો, અને તેણે કાબુલ તથા અકબરને પાછો લઇ લીધો. એક વખત એવો પ્રસંગ બન્યો કે-હુમાયુન તોપના ગોળા કાબુલ ઉપર છોડવાની તૈયારી કરવા લાગ્યો અને કામરાનનો જ્યારે બીજો કોઇ ઉપાય ન ચાલ્યો, ત્યારે તેણે અકબરને તોપના મોંઢાની સમ્મુખ કિલ્લા ઉપર લાવીને ઉભો કર્યો. આથી હુમાયુને તોપો છોડવાનું કામ બંધ રાખ્યું. એમ ધારીને કે-' બીજાનો ક્ષય કરવા જતાં વ્હાલો અકબર ખપી જશે. ' આ ભાઇયોની લડાઇમાં પરિણામે તો કામરાન હાર્યો અને તે ભારતવર્ષમાં નાશી ગયો. આથી હુમાયુને કાબુલ અને અકબરને પ્રાપ્ત કર્યા.

હુમાયુન પણ કામરાનથી કંઇ કમ નિષ્ઠુર-નિર્દય નહેતો,

પોતાના ભાઇએ આપેલ કષ્ટનો બદલો વાળવામાં તેણે પણ કંઇ કમ દયા (!) ન્હોતી કરી. જ્યારે હુમાયુને દિલ્હીની ગાદી પ્રાપ્ત કરી અને કામરાન તેના કબજામાં આવ્યો, ત્યારે કામરાનને તેણે કેદ કર્યો; એટલુંજ નહિં પરન્તુ તેની આંખો ફોડી નાખી અને તેમાં લીંબુ અને મીઠાનો રસ નાખીને કામરાનને અસાધારણ કષ્ટ આપ્યું. તે ઉપરાન્ત આવીજ અવસ્થામાં તેને મક્કા મોકલી દીધો. આવી રીતે બીજા ભાઇ અસ્કરીને પણ ત્રણ વર્ષ કેદમાં રાખી મક્કા તરફ રવાના કર્યો.

હાય ! લોભાવિષ્ટ મનુષ્યો શું નથી કરી શકતા ? લાખો મનુષ્યોના ઉપર આધિપત્ય ભોગવવાનું કાર્ય કરનાર, ડાહ્યા ગણાતા મનુષ્યો પણ આવી ભૂલો કરે છે, આવી નિર્દયતાઓ વાપરે છે, એ કોનો પ્રતાપ ! એક માત્ર લોભનોજ, બીજા કોઇનો નહિં.

ઇ. સ. ૧૫૫૧ માં જ્યારે હિંડાલ (હુમાયુનનો ભાઇ) મરણ પામ્યો, ત્યારે ગિજની અને તેની આસપાસનો મુલક, કે જેના ઉપર હિંડાલ રાજ્ય કરતો હતો, અકબરને સોપવામાં આવ્યો. વળી આજ હિંડાલની દીકરી રૂકૈયાબેગમનું અકબર સાથે લગ્ન પણ થયું હતું. તે પ્રદેશોની દેખરેખ અકબર પોતે રાખતો અને તેના ઉપરની દેખરેખ માટે બીજા હોશીયાર માણસો રોકવામાં આવ્યા. કહેવાય છે કે–અહિં તો માત્ર તે છ મહીના સુધીજ રહ્યો હતો.

અકબર બાલ્યાવસ્થાથીજ મહાન્ તેજસ્વી અને બહાદુર હતો. ગમે તેવા તોપના ભડાકા, તેને દીવાળી ઉપર ફોડાતાં ફટાકીયાં જેવાજ લાગતા. તેના કુદરતથી બક્ષીશ મળેલા વીરતાના અને શૌર્યના ગુણો છુપા રહ્યા ન્હોતા. કંઇ પણ સમજવા લાગ્યો ત્યારથીજ તે યુદ્ધાદિ કાર્યોમાં તેના પિતાને સહાય કરવા લાગ્યો હતો. આનું એકજ દૃષ્ટાન્ત જોઇએ.

એક વખત હુમાયુને બૈરામખાનને સાથે લઇ પાંચહજાર ઘોડેસ્વારો સાથે કાબુલથી પ્રયાણ કર્યું. ત્યાંથી પંજાબમાં સરહિંદનાં જંગલોમાં આવતાજ સિકંદરસૂરની સેના સાથે તેને અથડા-

મણ થઇ. હુમાયુનનો સેનાપતિ તો સિકંદરની સેનાને જોઇનેજ હતાશ થઇ ગયો. તેને વિચાર થયો કે-' આવી જબરજસ્ત સેના સાથે યુદ્ધ કેમ થઇ શકશે ? આ વખતે હુમાયુન અને તેના સેનાપતિને ઉત્તેજિત કરવામાં એક માત્ર બાળક અકબરનીજ વીરતા કામમાં આવી. અકબરે તેઓને વચનોના પૂરસપાટાથી ઉત્તેજિત કર્યો. એટલુંજ નહિં પરન્તુ પોતેજ સર્વથી આગળ પડતો સેનાપતિ તરીકેનો ભાગ ભજવ્યો. પરિણામે આ ભીષણ યુદ્ધમાં અકબરની સહાયતાથીજ હુમાયુને સર્વ પ્રકારે જય મેળવ્યો. પાઠકોને એ જાણીને નવાઇ થશે કે-અકબરની ઉમર માત્ર બાર વર્ષનીજ હતી. તે પછી હુમાયુને અનુક્રમે દિલ્લી અને આગ્રાનો પણ અધિકાર ઇ. સ. ૧૫૫૫ માં મેળવ્યો હતો.

હજારો, લાખો કે કરોડો મનુષ્યોનાં લોહીની નદિયો વહેવરાવીને અને સંસારમાં હલકામાં હલકાં-નીચ કામો કરીને પણ જે મનુષ્યો રાજાઓ બને છે, તે કાયમના-હમેશાંને માટે રાજા બની રહેલા કોઇએ જોયા છે ? વિનાશી અને વિરોધ કરાવવાવાળી જે રાજ્ય સંપત્તિ-લક્ષ્મી-ને માટે મનુષ્યો અન્યાય-અનીતિ અને અધર્મ કરીને લાખો મનુષ્યોનાં અન્તકરણોને દુઃખી કરે છે, તે લક્ષ્મી કોઇની પણ પાસે કાયમને માટે રહી છે ? જેઓ ભવિષ્યની લાંબી લાંબી આશાઓના હવાઇ કિલ્લાઓ બાંધીને મહાન્ અનર્થો કરી રાજ્ય પ્રાપ્તિ કરે છે, તેઓ પોતાના આયુષ્યની ક્ષણિકતાનો-વિનશ્વરતાનો વિચાર કરતા હોય, તો આધ્યાત્મિક સંસ્કારોને દૂર હઠાવી, સંસારમાં એટલી અનીતિ કે અન્યાય કરે ખરા ? જે પૃથ્વીને માટે મનુષ્યો પોતાનું સર્વસ્વ ખોઇ નાખે છે, તે પૃથ્વી કોઇની સાથે ગઇ છે ? ગોંડલનાં મહારાણી સાહેબા શ્રીમતી નંદકોરબા, પોતાના 'ગોમંડલ પરિક્રમ' નામના પુસ્તકમાં કેવું સરસ લખે છે:-

" પૃથ્વીપતિ થવાને કેટલા લોકો ફાંફાં મારે છે ? કે-
"ટલી જાતની ખુવારી કરે છે ? કેટલું લોહીનું પાણી કરે છે?
"કેટલો અન્યાય કરે છે ? પણ એ તે પૃથ્વી કોઇની થઇને

"રહી છે? એનો વિચાર જો પૃથ્વીના ભૂખ્યા નૃપતિયો
"કરતા હોય, તો દુનિયામાંથી ઘણો અનર્થ ઓછો થાય."

હુમાયુનને રાજ્યગાદી લેવા માટે કેટલાં કષ્ટોની સ્હામે થવું પડયું? ભૂખ-તરસ વેઠવી પડી, બીજાઓનો આશ્રય લેવો પડયો, પાછળથી તેનો પણ તિરસ્કાર સહવો પડયો, પોતાના પ્યારા પુત્રને નિરાધારપણે મૂકીને નાશી છૂટવું પડયું, સગા ભાઇયો અને સ્નેહિયોની સાથે વૈર-વિરોધ કરવાં પડયાં, અરે, પોતાના હાથે સગા ભાઇની આંખો ફોડવાનું અને અંદર લીંબુનો રસ અને મીઠું નાખવા જેવું ક્રૂરતા ભરેલું કાર્ય પણ કરવું પડયું. આટલું બધું કરવા છતાં હુમાયુને દિલ્લીની ગાદીને કાયમને માટે ભોગવી શકયો કે? ના. ગાદીએ બેઠા પછી માત્ર છ મહીના જેટલી ટૂંકી મુદ્દતમાંજ એક પુસ્તકાલયની નિસરણીથી ઉતરતાં, નીચે પડી જવાના કારણે તેને પોતાની બધી આશાઓને આ સંસારની સપાટી ઉપર મૂકીને વિદાય થઇજ જવું પડયું. ( ૨૪ જાન્યુઆરી ઇ. સ. ૧૫૫૬ ).

આ વખતે અકબર પંજાબમાં હતો. કારણ કે, તેને ઇ. સ. ૧૫૫૫ ના નવેમ્બર મહીનામાં પંજાબનો સૂબો બનાવવામાં આવ્યો હતો. અકબર તે વખતે બૈરામખાનના આધિપત્ય નીચે સિકંદરસૂરને પરાજિત કરવામાં રોકાયેલો હતો. તે હુમાયુનના મૃત્યુ સમયે દિલ્લીનો શાસનકર્તા તરદીબેગખાન હતો. કહેવાય છે કે-તેણે સત્તર દિવસ સુધી તો આ શોકસવાદ સાધારણ લોકોમાં જાહેર પણ ન્હોતો કર્યો. એમ ધારીને કે અકબરને રાજ્યપ્રાપ્તિમાં રખેને કંઇ વિઘ્ન ઉપસ્થિત થાય. આ દરમીયાન તે સમાચાર એક વિશ્વાસુ મનુષ્યદ્વારા તેણે પંજાબમાં અકબર પાસે મોકલ્યા હતા. પિતૃવત્સલ અકબરને આ દુઃખદ સમાચાર માલૂમ પડયા, ત્યારે, તેને અસીમ દુઃખ થયું. તે પછી તેણે પિતાની સમાધિ ઉપર એવા પ્રકારનું મંદિર બનાવ્યું કે-જે આજ પણ દરેક દર્શકોનાં ચિત્તોને આકર્ષણ કરી લે છે. દિલ્લીમા જેટલી જોવા લાયક વસ્તુઓ છે, તેમાં આ સમાધિમંદિરની મુખ્યતયા ગણુતરી કરવામાં આવે છે

પિતાના મૃત્યુ પછી અકબર ઝટ તેની ગાદી ઉપર બેસી ગયો હતો, એમ ન્હોતું; દિલ્લીની ગાદી ઉપર બેસવામાં તેને મ્હોટું યુદ્ધ ખેડવું પડ્યું હતું. જો કે, તેને પ્રથમ પ્રસંગે **ગુરૂદાસપુર** જીલ્લાના **કલાનૌર** ગામમાં ઇ. સ. ૧૫૫૬ ના ફેબ્રુઆરીની ૧૪ મી તારીખે ગાદીએ બેસાડવામાં આવ્યો હતો, પરન્તુ દિલ્લીનો રાજ્યાભિષેક થતાં કંઇક વાર લાગી હતી. એમાં વિઘ્ન એ નડ્યું હતું કે-જે વખતે હુમાયુન સ્વર્ગવાસી થયો, તે વખતે મુસલમાનોમાં ઘોર આત્મકલહ ઉભો થયો હતો. આ લાભ લેવાને એક હિંદુ, કે જે **આદિલશાનો** મંત્રી હતો, અને જેનું નામ હેમૂ હતું, તેનું મન લલચાયું. તેની ઇચ્છા હતી કે-હું દિલ્લીનો અધીશ્વર થઇ **વિક્રમાદિત્ય હેમૂના** નામથી પ્રસિદ્ધ થાઉં. તે **ચુનાર** અને **બંગાલનાં** વિદ્રોહોને શાન્ત કરતો આગળ વધ્યો. **આગ્રા** તેણે અનાયાસથી સર કર્યું અને હવે **દીલ્લીને** લેવા માટે પોતાની દૃષ્ટિ ફેરવી. તે વખતે દિલ્લીનો શાસન કર્ત્તા **તર્દીબેગખાન** હતો. તે તો હેમૂથી પરાજિત થઇ બચ્યું બચાવ્યું સૈન્ય લઇને પંજાબમાં **અકબરની** પાસે જવા માટે પલાયન થઇ ગયો. ખરેખર, **હેમૂ**, દિલ્લીની ગાદી મેળવી લઇ અસીમ આનંદમાં ગરકાવ થઇ ગયો, પણ તેની લોભવૃત્તિ તેટલેથીજ વિરામ ન પામી. તેની ઇચ્છા **પંજાબ** તરફ વધવાની થઇ અને તેથી તેણે **પંજાબ** તરફ પ્રસ્થાન પણ કર્યું

બીજી તરફ અકબરને એ સમાચાર મળી ચૂકયા કે-**દિલ્લી** અને **આગરા** હેમૂએ લઇ લીધાં છે. આથી તેને ઘણી ચિંતા થઇ, તેણે પોતાની સમરસભા એકઠી કરીને બધાઓની સલાહ લીધી કે-'આપણે શું કરવું ?' ઘણાઓનો મત તો એજ પડ્યો કે-'જ્યારે ચારે તરફથી વાદળ ઘેરાયું છે, તો પછી આપણે કાબુલનો અધિકાર મેળવી હમણાં ચૂપ રહેવું જોઇએ;' પરંતુ **બૈરામખાને** એમત આપ્યો કે-'નહિં. આપણે દિલ્લી અને **આગરાનો** અધિકાર મેળવવોજ જોઇએ.' છેવટે બૈરામખાનનો વિચાર નિશ્ચય થયો અને

હેમૂને હરાવવા દિલ્લી તરફ પ્રસ્થાન કર્યું. માર્ગમાં **તરાદિબેગખાન** થોડાક સૈન્ય સાથે સ્હામે મળ્યો. તેને બૈરામખાને છેતરીને મારી નાખ્યો.[1] તે પછી આગળ વધતાં કુરૂક્ષેત્ર નામના પ્રસિદ્ધ સ્થાનમાં અકબર અને હેમૂના સૈન્યોને ભયંકર યુદ્ધ થયું. યુદ્ધમાં પરિણામ એ આવ્યું કે-બૈરામખાનના એક બાણથી હેમૂ હાથી પરથી નીચે પડયો.[2] તેનું સૈન્ય નાશી ગયું અને અકબરે જય મેળવ્યો. તે પછી અકબરે આગળ વધીને દિલ્લી અને આગરાને સ્વાધીન કર્યાં અને પિતાના સિંહાસને નિઃશંકપણે આરૂઢ થયો.

અકબર ગાદીએ બેઠો, તે વખતે ભારતવર્ષની સ્થિતિ બહુ ખરાબ હતી. લગભગ દરેક સ્થળે અવ્યવસ્થા અને અરાજકતા જેવાંજ ચિહ્નો દેખાતાં હતાં. તેમાં પણ આર્થિક સ્થિતિ લોકોની કંઇક વધારે ખરાબ હતી. તેમાં કારણો અનેક હતાં. જે દેશની રાજકીય સ્થિતિ ઠીક ન હોય,—પ્રબંધવાળી ન હોય, તે દેશની આર્થિક સ્થિતિને જરૂર ધક્કો પહોંચે છે. એક તો એ, અને બીજું ઇ. સ. ૧૫૫૫ અને ૧૫૫૬ એમ બે વર્ષ લાગટ દુષ્કાળો પડી

---

૧ **તરાદિબેગખાન** ( તાર્દિબેગ ) ને કોણે માર્યો ? એ વિષયમાં ઇતિહાસકારોના જુદા જુદા મતો છે. **બંકિમચદ્ર લાહેડીએ** આ મતો પોતાના '**સમ્રાટ્ અકબર**' નામના બંગાળી પુસ્તકમાં આપ્યા છે. તે ઉપરથી જણાય છે કે-બદાઉનીના મત પ્રમાણે-" અકબરની સમ્મતિથી બૈરામખાને તેને માર્યો હતો. " ફિરશ્તાએ લખ્યું છે કે-બૈરામખાને અકબરને કહ્યું કે-' આપનામા દયા બહુ છે, આપ **તાર્દિબેગને** જરૂર ક્ષમા કરત, એટલા માટે આપને જણાવ્યા સિવાય મેં તેને માર્યો છે. આ સાંભળી અકબર કંપી ઉઠયો ' વિગેરે.

૨ હેમૂના મૃત્યુ સંબંધી પણ ભિન્ન મતો છે **અહમદ યાદગારે** લખ્યું છે કે-" અકબરે બૈરામખાનના આદેશથી અસ્ત્રાઘાત કરીને હેમૂનું મસ્તક અપવિત્ર શરીરથી અલગ કર્યું હતું. " અબુલ્ફજલ, ફૈજી, સરહિન્દી અને બદાઉનીએ લખ્યું છે કે-"અકબર હેમૂના શરીરમાં અસ્ત્રાઘાત કરવાને અસ્વીકૃત થયો અને બૈરામખાને તેનો શિરચ્છેદ કર્યો. "

ચૂકયા હતા. તેમ લડાઇઓ ચાલવાથી દિલ્લી, આગરા અને તેની આસપાસના બીજા પ્રદેશો લગભગ ઉજડ અને વેરાન જેવા બની ગયા હતા.

અકબરે ગાદી ઉપર આવ્યા પછી દેશની સ્થિતિ સુધારવાને અને પોતાના પિતાના વખતમાં ગયેલાં પરગણાંઓને પાછાં મેળવ-વાને ધ્યાન પર લીધું હતું. કારણ કે–આ વખતે ભારતવર્ષના જુદા જુદા પ્રાન્તો આ પ્રમાણે સ્વતંત્રતા ભોગવતા હતાઃ—

કાબુલ, કે જ્યાંનું રાજ્ય અકબરના ન્હાના ભાઇના નામથી ચાલતું હતું. તે ખરી રીતે સ્વતંત્ર હતું. બંગાલ, કે જે દેશ અફ્ઘાન સરદારોના હાથ નીચે હતો, તે પણ બસોથી વધારે વર્ષોથી સ્વતંત્ર બની ગયો હતો. રાજપૂતાનાનાં રાજ્યો, હુમાયુના હાર્યા પછી તે બધાં સારી સ્થિતિમાં આવી ગયાં હતાં, અને પોતપોતાના કિલ્લાઓથી પોતાનો કબજો ભોગવતાં હતાં. માળવા અને ગુજ-રાતે તો ઘણા લાંબા વખતથીજ દિલ્લીનું અધિપત્ય દૂર કર્યું હતું. ગોંડવાણા અને મધ્યપ્રાન્તોનાં રાજ્યો પોતાના દેશના તેજ સરદારોને માન આપતાં હતા–કે જે સરદારો પોતાથી ઉપરી કોઇને સમજતાજ ન્હોતા. ઓરીસા રાજ્યે તો કોઇને ધણી તરીકેજ સ્વી-કાર્યો ન્હોતો. દક્ષિણમાં ખાનદેશ, વરાડ, બેદર, અહમદનગર, ગોળકોંડા અને બીજાપુર વિગેરેમાં ત્યાંના સુલતાનોજ રાજ્ય કરતા હતા, કે જેઓ દિલ્લીના બાદશાહોના નામની પણ દરકાર કરતા ન્હોતા. ત્યાંથી દક્ષિણમાં વધારે આગળ વધીને જોઇએ તો કૃષ્ણા અને તુંગભદ્રાથી લઇને કેપકુમારી સુધીનો પ્રદેશ વિજયનગરના રાજાના કબજામાં હતો. આ વખતે વિજયનગરનું રાજ્ય ઘણી જાહોજલાલીમાં હતું. ગોવા અને એવાં બીજાં કેટલાંક બંદરો પોર્ટુગીઝોએ રોકી રાખ્યાં હતાં અને તેમનાં વહાણોનો વ્યવહાર અરબીસમુદ્રમાં ચાલતો હતો. છેવટે ઉત્તરમાં કાશ્મી-રનું રાજ્ય, સિંધ, બલુચિસ્તાન અને બીજાં કેટલાંક રાજ્યો ઉપરીની સત્તાથી તદ્દન સ્વતંત્ર હતાં.





આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે-હિંદુસ્તાનના મ્હોટા ભાગના લોકો પોતપોતાની સ્વતંત્ર હકૂમતો ભોગવતા હોવાથી અકબરની સત્તા નીચે પ્રારંભમાં માત્ર થોડોજ ભાગ હતો અને તેથી તેની ઇચ્છા બીજા દેશોને સ્વાધીન કરવાની થાય, એ સ્વાભાવિકજ હતું.

અકબરે પોતાની કચેરીના રિવાજો ત્રણ પ્રકારે રાખ્યા હતા. ૧ તુર્કી ૨ મોંગલ અને ૩ ઈરાની. આમ કરવાનું કારણ હતું. અકબર પિતૃપક્ષે **તૈમૂરલિંગથી** ઉતરી આવ્યો હતો અને તે તૈમૂરલિંગ તુર્ક હતો, એટલા માટે તુર્કી રિવાજ રાખ્યો હતો. અકબર માતૃપક્ષે **ચંગેજખાન** વંશમાં થયો હતો અને તે ચંગેજખાન મોગલ હોવાથી **મોંગલ** રિવાજ પણ રાખ્યો; વળી અકબરની મા ઈરાની હોવાથી **ઈરાની** રિવાજ પણ રાખ્યો હતો. અકબરના રાજત્વની શરૂઆતમાં તેના રાજ્યમાં હિંદુરિવાજોની અસર બહુ થોડી હતી. એટલે તેના રિવાજો જેમ ત્રણ પ્રકારમાં વ્હેંચાએલા હતા, તેમ તેના નોકરો અને હજૂરિયાઓ પણ બે વિભાગોમાં વિભક્ત હતા. એક વિભાગમાં તુર્ક અને મોંગલ અથવા ચગતાઇ અને ઉઝબેગ, અને બીજા વિભાગમાં ઈરાની હતા. કહેવાય છે કે-અકબરે પોતાના વખતમાં **શેરશાહ**ના કાયદાઓની નકલ વધુ પ્રમાણમાં કરી હતી અને ખાસ કરીને વસૂલાત ખાતામાં કંઇક સુધારો અવશ્ય કર્યો હતો. આ **શેરશાહ** તેજ છે કે-જેણે હુમાયુનને ઇ. સ. ૧૫૩૯ માં **ચૌસા** અને **કન્નૌજ** પાસે હરાવ્યો હતો અને જેનું નામ **શેરખાન** હોવા છતાં, **શેરશાહ** એવું નામ ધારણ કરીને ગાદીએ બેઠો હતો. આ **શેરશાહે** ઇ. સ. ૧૫૪૫ સુધી દિલ્લીમાં રહી, કેટલાક સુધારા કર્યા હતા.

કેટલાકોનો મત છે કે-અકબરે દીવાની અને ફોજદારી સંબંધી ખાસ કોઇ કાયદા ન્હોતા રાખ્યા, તેમ તે સંબંધી ચોપડા કે રજીસ્ટર પણ ન્હોતાં રાખ્યાં. લગભગ તે બધું મ્હોંઢેથી ચલાવતો અને

જે કંઇ તે શિક્ષાઓ કરતો, તે કુરાને શરીફના નિયમ પ્રમાણે કરતો.

અકબર અઢાર વર્ષની ઉમરનો થયો, ત્યાં સુધી તેના સંરક્ષકપણાનું કામ બૈરામખાન કરતો હતો. એટલુંજ નહિ, પરન્તુ રાજ્યની સંપૂર્ણ સત્તા-રાજ્યની લગામ- બૈરામખાનના હાથમાં હતી, એમ કહીએ તોપણ ચાલી શકે. અકબરનો પણ બૈરામખાન ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો; પરન્તુ એ વિશ્વાસનો બૈરામખાને ખરેખર દુરૂપયોગ કર્યો હતો. જો કે, પાછળથી તો અકબર એમ જાણી શકયો હતો કે-બૈરામખાન મહા ક્રૂર અને અન્યાયી છે. તેનાં કર્ત્તવ્યોથી અકબર સારી પેઠે જાણીતો થયેલો હોવા છતાં કેટલાંક કારણોને લઈને તે દરેક બાબતો પ્રત્યે આંખ આડા કાનજ કરી લેતો; તેમ છતાં પણ બૈરામખાનના અન્યાયની માત્રા તો દિવસે દિવસે વધતીજ રહી. બૈરામખાન જેવો અન્યાયી હતો, તેવોજ તે ઉદ્ધત, વાણીનો કઠોર, હૃદયનો નિષ્ઠુર અને ચરિત્રથી પાપી હતો. ગમે તેવા સામાન્ય મનુષ્ય માટે પણ આ દુર્ગુણો નિંદનીય ગણાય છે; તો પછી એક રાજ્યશાસકને માટે તો કહેવુંજ શું ? અસ્તુ; કોઇ પણ રીતે બૈરામખાનની સાથે વૈમનસ્ય ન થાય, એને માટે અકબર બહુ સંભાળ રાખતો. પરન્તુ કહેવત છે કે- 'ઘણું', તે થોડાને માટે હોય છે ? ' અથવા ' अति सर्वत्र वर्जयेत् ' છેવટે અકબરની પણ ઇચ્છા રાજ્યની સંપૂર્ણ સત્તા પોતાના હાથમાં લેવાની થઇ, પણ યુક્તિપૂર્વકજ કામ કરવાથી લાભ છે, એમ ધારી અકબરે ઉતાવળ ન કરી.

એક વખત પ્રસંગ એવો બન્યો કે-અકબર આગરાથી કેટલાંક માણસોને સાથે લઇ નીકળ્યો. ત્યાં તેને દિલ્લીથી સમાચાર મળ્યા કે-" તેની મા બીમાર છે. " આ સમાચાર સાંભળી તે દિલ્લી આવ્યો. દિલ્લી આવ્યા પછી તરતજ તેણે પોતાના રાજ્યમાં આજ્ઞા ફેરવી દીધી કે-" રાજ્યશાસનનો સમસ્ત ભાર અમારા હાથમાં લેવામાં આવ્યો છે. માટે હવેથી મારી આજ્ઞા

સિવાય બીજા કોઇની પણ આજ્ઞા માનવી નહિં." (ઇ. સ. ૧૫૬૦) આ ઢંઢેરો બહાર પાડવા સાથે બૈરામખાન ઉપર પણ એક વિનયથી ભરેલો પત્ર લખ્યો. તેમાં તેણે જણાવ્યું કે–" આપની સજ્જનતા અને વિશ્વાસ ઉપર નિર્ભય રહીને રાજ્યનો સમસ્ત ભાર આપના પર સોંપીને, મેં અત્યાર સુધી આનંદ કર્યો છે. હવે હું રાજ્યભાર મારા હાથમાં લઉં છું. આપ મક્કા જવાની અભિલાષા પ્રકટ કરતા હતા, તો તે પ્રમાણે હવે આપે મક્કા ખુશીથી પધારવું. આપને ભારતવર્ષનું એક ખાસ પરગણું આપવામાં આવશે, આપ તેના જાગીરદાર થશો, અને તેની જે આવક થશે, તે આપના નોકરો આપના પર મોકલી આપશે." પરિણામે બૈરામખાન આગરાથી મક્કાને માટે વિદાય થયો, પરન્તુ અકબર પ્રત્યે તેનો વિરોધભાવ જાગ્રત થવાથી તે મક્કે ન જતાં પંજાબ તરફ વળ્યો. એવા ઇરાદાથી કે–' અકબરની સાથે યુદ્ધ કરવું.' આ સમાચાર અકબરને પહેલાંજ મળી ગયા અને તેથી તેનું લશ્કર પંજાબ તરફ પહોંચી ગયું. આ યુદ્ધમાં સમ્રાટ્ના સેનાપતિ મુનીમખાને બૈરામખાનને કેદ કરી લીધો (ઇ. સ. ૧૫૬૦)

અકબરે આ પ્રમાણે રાજ્યસત્તા પોતાના હાથમાં લીધી, તો પણ એટલું તો ખરૂંજ કે તે ખરાબ સહવાસમાંથી એકદમ છૂટી શકયો નહિં. કહેવાય છે કે–તે ત્રણ વર્ષ પછીજ સર્વથા સ્વતંત્ર અથવા તો ખરાબ સહવાસોથી બચવા પામ્યો હતો.

જ્યાં જૂઓ ત્યાં રાજાઓમાં આ દુર્ગુણ મ્હોટો હોય છે. પોતાની બુદ્ધિમત્તાથી કાર્ય કરનારા અને ન્યાયને તપાસનારા રાજાઓ બહુજ થોડા હોય છે. પાર્શ્વવર્ત્તિ મનુષ્યોના કથન ઉપર ચાલનારા રાજાઓ વધારે જોવામાં આવે છે. અત્યારે ઘણાંએક દેશીરાજ્યોમાં પ્રજાનો પોતાના રાજા પ્રત્યે અભાવ કે ઘૃણા જોવામાં આવે છે. એનું કારણ એજ છે–કે રાજાની પાસે બેસનારા ખુશામતિયાઓ રાજાને ભલુ મનાવવાની ખાતર અથવા તો પોતાનું ઇષ્ટ સાધવાની ખાતર રાજાના કાનમાં કંઇનું કંઇ ભરાવે છે અને તેને

પરિણામેજ રાજા વગર તપાસે, વગર જોએ હુકમો બહાર પાડે છે. આના પરિણામે રાજા –પ્રજા વચ્ચે અણબનાવ ઉભો થવા પામે છે. ખરી વાત તો એજ છે કે, રાજાએ સ્વયં નિરીક્ષક બનવું જોઇએ. અને તેની સાથેજ સાથે પ્રજા પ્રત્યે કોઇપણ પ્રકારનો અન્યાય ન થાય, એવી રીતે વર્તાવ કરવો જોઇએ. અકબરનો પણ પ્રારંભિકકાલ લગભગ તેવોજ–એટલે ખુશામતિયાઓના જોરવાળો હતો, પરન્તુ પાછળથી તે પોતાની બુદ્ધિથી કામ કરવાનું વધારે પસંદ કરવા લાગ્યો હતો.

ઇ. સ. ૧૫૬૨ માં–એટલે પોતાની વીસ વર્ષની ઉમરે સમ્રાટે પોતાની પ્રજાની કેવી સ્થિતિ છે, તે જાણવાને સારા પ્રયત્નો આદર્યા હતા અને તેને માટે તે ફકીર–સાધુઓનો સહવાસ વધુ કરવા લાગ્યો હતો. વાત પણ સાચીજ છે કે નિષ્પક્ષપાતી સાધુ–દ્વારા પ્રજાની સ્થિતિ વધારે સારી રીતે જાણી શકાય છે. વર્તમાન સમયના ઘણાખરા રાજાઓ તો સાધુ–ફકીરોને મળવામાં મ્હોટું પાપજ સમજી બેઠા છે. અસ્તુ, અકબરને, સાધુ–ફકીરોને મળવામાં એટલો આનંદ મળતો કે–કોઇ કોઇ વખતે તે પોતાનો વેષ બદલી બદલીને પણ સાધુ–સંતોને મળવાની પોતાની ઇચ્છાને પૂરી કરતો. આમ કરીને જેમ તે સાધુઓ દ્વારા પ્રજાની સ્થિતિ સંબંધી માહિતી મેળવતો, તેમ આત્માની ઉન્નતિનાં સાધનોનું પણ અન્વેષણ કરતો. અકબર કહી ગયેલ છે કે—

'On the completion of my twentieth year,' he said, 'I experienced an internal bitterness, and from the lack of spiritual provision for my last journey my soul was seized with exceeding sorrow.'*

"વીસ વર્ષની ઉંમર પૂરી થતાં મને મારા અંતઃકરણમાં

* Ain-i-Akbari, Vol. III, p. 386 by H. S. Jarrett.

ઉગ્ર શોકનો અનુભવ થયો હતો અને દુનિયાની છેવટની મુસાફરીને માટે ધાર્મિક જીવનની ખામી રહેવાને લીધે મારો આત્મા અત્યન્ત દુઃખી થતો હતો.”

અકબરને અત્યાર સુધીના અનુભવ ઉપરથી એ પણ જણાયું હતું કે-જેની જેની સાથે તેણે વિશ્વાસ રાખ્યો હતો, તે બધાએ વિશ્વાસ રાખવાને લાયક ન્હોતા. તેમ તેમાંના કેટલાક અકબરને મારવા સુધીનો પ્રયત્ન કરી ચૂકયા હતા.

અત્યાર સુધી અકબરના રાજ્યની ઉપજની પણ અવ્યવસ્થાજ હતી. આ હકીકત જયારે અકબરના સમજવામાં આવી ત્યારે તેણે સૂરવંશીયરાજ્યના એક વફાદાર માણસને નોકર રાખ્યો હતો, કે જેને ઇતમાદખાનનો ઇલકાબ આપવામાં આવ્યો હતો. આ માણસે કેટલાક કાયદા કાનૂનો એવા બનાવ્યા કે જેથી ઉપજ સંબંધી બધી અવ્યવસ્થા દૂર થઇ હતી અને રીતસર કામ ચાલવા લાગ્યું હતું.

અકબર આજ વર્ષમાં એટલે ઇ. સ. ૧૫૬૨ ના જાન્યુઆરી મહીનામાં ખ્વાજા મુઇનુદ્દીનની યાત્રા કરવા માટે અજમેર ગયો. માર્ગમા આવતાં દૌસા ગામમાં આંબેર (જયપુરની જૂની રાજ્યધાની) ના રાજા બિહારીમલ્લે પોતાની મોટી દીકરી પરણાવવાનું કબૂલ કર્યું. અકબર અજમેરથી એકદમ આગરે આવ્યો. અને સાંભર આગળ તે હિંદુકન્યાની સાથે અકબરે પોતાનું લગન કર્યું. હિંદુ સ્ત્રીની સાથે આ તેનું પ્રથમ લગન હતું. ( અકબરનો પુત્ર ‘જહાંનગીર’ (સલીમ) એ આજ સ્ત્રીથી ઉત્પન્ન થયેલ પુત્ર હતો. ) ઇ. સ. ૧૫૬૯.

અકબરની આંતરિક ઇચ્છા એ હતી કે-ભારતવર્ષમાં એક છત્ર સામ્રાજ્ય સ્થાપન કરવું અને રાષ્ટ્રીય દૃષ્ટિથી જોવા જઇએ તો ભારતવર્ષની પ્રજાને સુખસાગરમાં ઝીલવાનું પણ ત્યારેજ મળી શકે તેમ હતું કે-જ્યારે કોઇ પણ એક પ્રતાપી રાજાના એક છત્ર સામ્રાજ્ય હેઠળ સમસ્ત પ્રજા રહેવાને ભાગ્યશાળી બને. જુદા જુદા

રાજાઓની હકૂમતથી જ્યારે ને ત્યારે ચકમકો ઝરવાનોજ પ્રસંગ રહે છે અને તેના પરિણામે પ્રજાની પાયમાલી થાય છે. અતઃ અકબરે પોતાનું પ્રધાન લક્ષ એજ રાખ્યું હતું કે–' એકજ રાજાના આધિપત્ય નીચે સમસ્ત પ્રજાને લાવી મૂકવી.' આ ઉદ્દેશને ધ્યાનમાં રાખીનેજ તેણે ધીરે ધીરે ન્હાનાં મ્હોટાં પરગણાંઓને સ્વાધીન કર્યાં હતાં અને એ પ્રમાણે ભારતવર્ષના મ્હોટા ભાગનું આધિપત્ય, મેળવવા માટે અકબરે બાર વર્ષ સુધી લડાઇઓ શરૂ રાખી હતી. અકબરની આ સમસ્ત યુદ્ધયાત્રાઓનું વૃત્તાન્ત ન આપતાં માત્ર ટૂંકમાં એટલુંજ કહીશું કે–તેણે પોતાના ઉદ્દેશ્યમાં ઘણે ભાગે સફલતા પણ મેળવી હતી.

અકબરનો વિશેષ પરિચય કરવા માટે હવે આપણે તેના બીજા ગુણ–અવગુણોનું નિરીક્ષણ કરીએ.

યદ્યપિ અકબર મુસલમાન કુલોત્પન્ન હતો, છતાં તેનામાં દયાની લાગણી સારી હતી. દીન અને રંક જનોની સેવા કરવી, અથવા તેઓનાં દુઃખો દૂર કરવા પ્રયત્ન કરવો એ અકબર પોતાનું કર્ત્તવ્ય સમજતો હતો. પોતાની હિંદુ કે મુસલમાન કોઇપણ પ્રજાને રંજાડવામાં કે દુઃખી કરવામાં તે પાપ સમજતો હતો. એક રાજાના પ્રજા પ્રત્યે કેવા ધર્મો હોવા જોઇએ, એ અકબર સારી પેઠે સમજતો હતો. 'મોર પીંછાંથીજ શોભે છે' તેમ 'રાજા, પ્રજાથીજ શોભે છે' અર્થાત્ 'પ્રજાની શોભામાંજ રાજાની શોભા છે.' એ વાત અકબરના ખ્યાલ બહાર ન્હોતી અને તેથી કરીને તે, પ્રજાની લાગણી દુખાય. એવાં કામોથી દૂર રહેતો. બલ્કે, જ્યારે ને ત્યારે પ્રજાની અનુકૂલતાનાં કાર્યો કરીને પ્રજાને બહુ પ્રસન્ન રાખતો. અર્થાત્ જ્યાં જેવી જરૂરત જણાતી, ત્યાં તેવાં કાર્યો કરાવી દેતો. અકબરે કરાવેલા આવાં અનેક કાર્યોમાં ફતેપુર સીકરીમાં પાણીની અછત દૂર કરવાને માટે ૬ માઇલ લાંબુ અને ૨ માઇલ પહોળું બંધાવેલું તળાવ પણ એક છે. આ તળાવનાં કંઇક ચિહ્નો હજૂ પણ તેની દયાળુ લાગણીની

સાક્ષી આપી રહ્યાં છે. શ્રીદેવવિમલગણીએ પોતાના 'હીરસૌભાગ્ય' નામક કાવ્યમાં આ તળાવનો ઉલ્લેખ કર્યો છે અને તેને 'ડાબર' તળાવના નામથી ઓળખાવ્યું છે. *

તેની આ દયાળુવૃત્તિને પરિણામેજ તેણે રાજ્યની લગામ હાથમાં લીધા પછી આઠમે વર્ષે 'યાત્રાવેરા'ના નામે લેવાતો કર પોતાના રાજ્યમાંથી દૂર કર્યો હતો અને નવમે વર્ષે 'જીજીયાવેરો' પણ કાઢી નાખ્યો હતો. (ઇ. સ. ૧૫૬૨) આ બન્ને કરોથી પ્રજાને ઘણુંજ કષ્ટ ઉઠાવવું પડતું હતું.

આ જીજીયાવેરાની ઉત્પત્તિ ભારતવર્ષમાં ક્યારથી થઇ હતી; તેનો ચોક્કસ સમય જો કે નિર્ધારિત નથી કરી શકતા, તોપણ તેની ટૂંકી માહિતી આપણે પ્રથમ પ્રકરણમાં જોઇ ગયા છીએ. પ્રસિદ્ધ ઇતિહાસકાર વિન્સેન્ટ સ્મીથના મત પ્રમાણે ફીરોજશાહે નાખેલો કર અકબરના વખત સુધી ચાલુ રહ્યો હતો.

આવો વેરો, કે જેની ઉપજ અકબરને લાખો બલ્કે કરોડો રૂપિયાની થતી હતી, તે પણ એક માત્ર પોતાની દયાળુ લાગણીથીજ કાઢી નાખ્યો હતો આ ઉપરથી આપણે સહજ જોઇ શકીએ છીએ કે– અકબર જેવો મુસલમાન બાદશાહ પોતાની પ્રજા પ્રત્યે કેટલી લાગણી ધરાવતો હોવો જોઇએ જે આર્યપ્રજાને મુસલમાની રાજત્વ કાલમાં પણ આવા જુલ્મી કરોથી દૂર રહેવાનું સૌભાગ્ય પ્રાપ્ત થતું હતું, તેજ આર્યપ્રજાને આર્યરાજાઓના આધિપત્ય નીચે રહીને જુદી જુદી જાતના કરો દ્વારા અને બીજી રંજાડોથી કોઇ કોઇ સ્થળે જે દુઃખો ઉઠાવવાં પડે છે, એ કોનાથી અજાણ્યાં છે? આ પ્રસંગે તો અમને કેપ્ટિન એલેકઝાન્ડર હેમિલ્ટન, કે જે સ્કૉટલાંડનો

* "स श्रीफरीपुरमवासयदात्मशिल्पि-
सार्थेन डाबरसरःसविधे धरेशः ।
इन्द्रानुजात इव पुण्यजनेश्वरेण
श्रीद्वारकां जलधिगाधवसंनिधाने ॥२३॥
(१० सर्ग)

રહેવાસી હતો અને જે ઇ. સ. ૧૬૮૮ થી ૧૭૨૩ સુધી હિંદુસ્થાનમાં વ્યાપાર કરતો હતો, તેનુંજ વચન યાદ આવે છે. તે કહે છે કે–

"સ્વરાજ કરતાં મોગલોના અમલમાં રહેવું હિંદુ લોકોને "સારૂં લાગતું; કારણ કે મોગલોએ લોકો ઉપર કરનો બોજો વિશેષ "નાખ્યો ન્હોતો. જે કર આપવો પડતો, તે અધિકારીયોની મરજી "ઉપર આધાર રાખતો ન હોઇ મુકરર કરેલો હતો અને પ્રત્યેક માણસ "તે અગાઉથી જાણતો હતો. હિંદુ રાજા મરજી પ્રમાણે લોકો ઉપર "કર બેસાડતા. મનનો દ્રવ્યલોભ, એજ લોકો પાસેથી પૈસા વસૂલ "કરવાનું પ્રમાણ મનાતું. તેઓ ક્ષુલ્લક કારણો ઉપરથી પાડોસીઓ "સાથે લડાઇ ઉભી કરતા; આથી તેમની મહત્ત્વાકાંક્ષા અને મૂર્ખતાનું "પરિણામ સર્વ પ્રજાને ભોગવવું પડતું અને દેહસંબંધી તથા દ્રવ્ય "સંબંધી તેમને અત્યન્ત નુકસાન વેઠવું પડતું."

(મુસલમાની રીયાસત, ભા. ૧ લો. પૃષ્ઠ ૪૨૬)

ખરેખર અત્યારે પણ કોઇ કોઇ દેશી રાજ્યોની પ્રજા ઉપર પ્રમાણેનો અનુભવ કરી રહી છે. અમુક ગણ્યાં ગાંઠ્યાં રાજ્યો, કે જ્યાંના રાજાઓ પ્રજાની ઉન્નતિ માટે નિરંતર સચેષ્ટ રહે છે અને પ્રજાની લાગણીને કોઇ પણ રીતે દુઃખી કરવાની લગાર પણ ભાવના રાખતા નથી, તેઓને બાદ કરીએ તો, ભારતવર્ષમાં હજૂ પણ–આવા વિજ્ઞાનના જમાનામાં પણ–એવાં દેશી રાજ્યો દૃષ્ટિગોચર થાય છે કે–જ્યાંના હિંદુ રાજાઓ–આર્ય રાજાઓ–નાં કૃત્યો ખરેખર એક જુલ્મી મુસલમાન રાજાનાં કૃત્યોને પણ ભૂલાવી દે, તેવાં જોવાય છે. અફસોસ! જે રાજાઓ હિંદુ હોઇ કરીને પોતાની આર્યપ્રજા ઉપર જુલ્મી કરો નાખીને હરેક રીતે પ્રજાને રંજાડે છે, અરે–પ્રજાની નજરો આગળ હિંસા કરવા કે કરાવવામાં પ્રજાની લાગણીનો લગાર માત્ર પણ વિચાર કરતા નથી, તે રાજાઓ નહિં–તે પ્રજાના માલિક નહિં, પરન્તુ પ્રજાના દુશ્મનો છે.જે રાજા, હરેક રીતે પ્રજાને રંજાડીને, દુઃખી

કરીને અને ત્રાસ પમાડીને પોતાનો ભંડારજ પૂરવા ચાહેછે તે રાજાજ કેમ કહી શકાય? ભંડારો ભરવાની આશાથી આ પૃથ્વીની સપાટી ઉપર કેટલા રાજાઓ અનીતિ અને અન્યાય કરી ચૂકયા, પણ કોઇનો ભંડાર કાયમનો ભરેલો રહ્યો? અરે! એક માત્ર તુચ્છ લક્ષ્મીની ખાતર જેમણે હજારો, લાખો કે કરોડો મનુષ્યોના ખૂનની નદિઓ વ્હેતી કરી હતી, તેઓ પણ શું તે લક્ષ્મીને પોતાની સાથે લઇ ગયા? આવી રીતે પ્રજાના ઉપર અન્યાય કરનારા અને ત્રાસ વરતાવનારા રાજાઓ માત્ર એટલોજ વિચાર કરતા હોય કે–' એક મનુષ્ય એક નાનકડો ગુન્હો કરે છે, તો તેને મોટી શિક્ષા આપી અમે આ ભવમાંજ તેના પાપનું ફળ બતાવી આપીએ છીએ; જ્યારે હજારો કે લાખો મનુષ્યો ઉપર ગુજારાતા ત્રાસનું ફળ અમને કેવું મળવું જોઇએ?' ખેદનો વિષય છે કે ડાહ્યા અને વિચક્ષણ મનુષ્યો પણ સ્વાર્થવૃત્તિમાં અંધ બનીને પોતાના પહાડ જેવડા ગુન્હાને પણ ગુન્હા તરીકે જોઇ શકતા નથી અથવા તો પોતાના અધિકારના મદમાં ' ભવાન્તરમાં પાપનું પ્રાયશ્ચિત્ત કેવું ભોગવવું પડશે,' એનો પણ ખ્યાલ રાખી શકતા નથી.

અકબરે પોતાની દયાળુવૃત્તિના પરિણામથી પ્રજા ઉપરથી આવા કરો દૂર કર્યા હતા, એટલુંજ નહિં, પરન્તુ બળદ, ભેંસ તથા પાડા, ઘોડા અને ઉંટ એ જાનવરોને કોઇએ મારવાં નહિં, એવો કાયદો પોતાના રાજ્યમાં પ્રચારિત કર્યો હતો. આ સિવાય કોઇપણ સ્ત્રીને પોતાની મરજી વિરૂદ્ધ સતી થવાને પણ કોઇએ ફરજ ન પાડવી, એવી આજ્ઞા પ્રચલિત કરી હતી. તેમ અમુક અમુક દિવસોએ કોઇ પણ પ્રાણીનો વધ ન કરવો, એવો પણ હુકમ બહાર પાડ્યો હતો, જો કે પાછલી જિંદગીમાં તો આથી પણ વધારે દયાળુ કાર્યો કર્યાં હતાં જે વાત આગળ ઉપર આપણે જોઇશું.

અકબરના આ દયાળુવૃત્તિના ગુણને પ્રકાશમાં લાવનાર તેનો ઉદારતાનો ગુણ હતો. પોતાના આશ્રિત મનુષ્યોના કાર્યની કદર કરવામાં તે કાચો ન્હોતો. ખરી વાત છે કે મ્હોટાઓનું મહત્ત્વ

કાર્યની કદર કરવામાંજ રહેલું છે. અકબરની ઉદારવૃત્તિ એટલે સુધી આગળ વધેલી હતી કે-પોતાના દુશ્મનમાં રહેલા ગુણોની પણ તે ખુલ્લી રીતે પ્રશંસા કરતો. એટલું જ શા માટે ? દુશ્મન હોવા છતાં તેના ગુણથી મુગ્ધ બનીને તેનું નામ અમર રાખવાને પણ તે પોતાથી બનતું કરતો. આનું એકજ દૃષ્ટાન્ત જોઇએ. અકબરે જ્યારે ચિત્તોડપર ચઢાઇ કરી અને રાણાની સાથે અકબરનું દારૂણ યુદ્ધ થયું, તે વખતે રાણના બે પ્રધાનો—જયમલ અને પતાએ અકબરની સાથે યુદ્ધ કરવામાં અસાધારણ વીરતા બતાવી હતી. તેઓની આ વીરતાથી અકબરને એક વખત ત્યાં સુધી ભય પેસી ગયો હતો કે-'જયમલ અને પતાની વીરતા મને સફલતા પ્રાપ્ત થવા દેશે નહિ,' પણ પાછળથી આ યુદ્ધમાં અકબરની ક્રૂરતાને પરિણામે જયમલ અને પતા મરણને શરણ થયા હતા. પરન્તુ અકબરના હૃદયપટ પરથી તે બન્નેની વીરતાના પ્રભાવની છાપ દૂર થવા પામી ન્હોતી અને તેથી અકબરે,'આવા વીરપુરૂષો દુનિયામાં વિદ્યમાન નહિ હોવા છતાં પણ, ખરેખર પોતાના યશને જીવતોજ મૂકી જાય છે' એ છાપ બેસાડવાની ખાતર-તે બન્નેની વીરતાના ગુણ ઉપર ફિદા થઇ આગરે આવી તે બન્નેનાં પૂતળાં આગરાના કિલ્લામાં ઉભાં કર્યાં હતાં. અકબરના સમયનોજ શ્રાવક કવિ ઋષભદાસ અકબરના મૃત્યુ પછી ચોવીસ વર્ષે બનાવેલા શ્રીહીરવિજયસૂરિરાસ ના પૃ. ૮૦ માં લખે છે કે—

"જયમલ પતાના ગુણ મન ધરે બે હાથી પત્થરના કરે;
જયમલ પતા બેસાર્યા ત્યાંહિ ઐસા શૂર નહિ જગ માંહિ."

જો કે, જયમલ અને પતાનાં આ બાવલાં અકબરે તો આગરાના કિલ્લાના સિંહદ્વારની બન્ને બાજૂએ સ્થાપન કર્યાં હતાં; પરન્તુ પાછળથી જ્યારે શાહજહાને દિલ્લી વસાવ્યું અને તેનું નામ શાહજહાનાબાદ રાખ્યું, ત્યારે ઉપરનાં બન્ને બાવલાંને આગરેથી ઉઠાવીને દિલ્લીના કિલ્લાના સિંહદ્વારની બન્ને બાજૂએ સ્થાપન કરવામાં આવ્યાં હતાં. અહિંનાં આ બન્ને બાવલાંને જોઇને, ફ્રાન્સિસ

બર્નિયર, કે જે ૧૬૫૫ થી ૧૬૬૭ સુધી હિંદુસ્તાનમાં રહ્યો હતો, તે પોતાના ભ્રમણવૃત્તાન્તમાં લખે છે કે—

"કિલ્લાના સિંહદ્વારની બન્ને બાજુએ પત્થરના મ્હોટા બે
"હાથિયોને છોડીને બીજું કંઇ ઉલ્લેખ યોગ્ય નથી. એક હાથી ઉપર
"ચિત્તોડના સુપ્રસિદ્ધ રાજા જયમલ્લની મૂર્ત્તિ છે અને બીજા ઉપર
"તેના ભાઇ પતાની મૂર્ત્તિ છે. આ બે સાહસી વીરોએ અને તેઓની
"વધારે સાહસી માતાએ સુવિખ્યાત અકબરને અટકાવીને અવિન-
"શ્વર કીર્ત્તિ ઉત્પાદન કરી હતી. તેઓ અકબરે ઘેરી લીધેલ નગરની
"દૃઢતાપૂર્વક રક્ષા કરવામાં અને છેવટે ઉદ્ધત આક્રમણ કરનારાઓથી
"પરાજય થવા કરતાં શત્રુ ઉપર આક્રમણ કરીને પ્રાણત્યાગ કરવો
"યુક્તિયુક્ત સમજ્યા હતા. આ પ્રમાણે અતિઆશ્ચર્યપૂર્વક જીવન
"ત્યાગ કરવાથી તેમના શત્રુઓએ આ મૂર્ત્તિઓ સ્થાપન કરીને તે-
"ઓને ચિરસ્મરણીય બનાવ્યા છે. આ બે મોટી હાથીની મૂર્ત્તિયો
"અને તેના ઉપર સ્થાપન કરેલ બે વીરોની મૂર્ત્તિયો અત્યન્ત મહિ-
"માયુકત અને અવર્ણનીય સમ્માન અને ભીતિ ઉત્પાદન કરે છે.[1]"

આ ઉપરથી ચોક્કસ થાય છે કે—અકબરે બે હાથિયો ઉપર બન્ને વીર પુરૂષોની મૂર્ત્તિયો બેસાડી હતી. ખરેખર આમ કરીને અકબરે 'रज्जव साचे शूरको वैरी करे वखान' એ કહેવતને ચરિતાર્થ કરી બતાવી હતી. અકબરની ગુણાનુરાગિતાનું આ એક જ્વલંત ઉદાહરણ છે. જો કે, કેટલાકોનું એમ માનવું છે કે—અકબરે ચિત્તોડના લડાઇમાં એટલી બધી ક્રૂરતા વાપરી હતી, કે જેનાથી લોકો તેને બીજો અલાઉદ્દીન ખૂની કે બીજો શિહાબુદ્દીન કહેતા હતા. આ કલંક દૂર કરવાને માટે અર્થાત્ લોકોને સંતોષ આપવાની ખાતર જયમલ અને પતાનાં પૂતળાં તેણે ઉભાં કર્યાં હતા; પરન્તુ અમારા મત પ્રમાણે તેમ ન હોઇ શકે. લોકોને સંતોષ પમા-

૧ જૂઓ બર્નિયરના ભ્રમણવૃત્તાન્તનો બંગાળી અનુવાદ-સમસામયિક ભારત, ૨૧ મો ખંડ, પે. ૨૦૪.

ડવાના આ કરતાં પણ બીજા ઘણા સારા માર્ગો હતા, પણ તે ન લેતાં આ માર્ગ લીધો; એ તેની ગુણાનુરાગિતાનેજ સૂચવે છે. કેટલાક વિદ્વાનો એમ પણ કહે છે કે–ઉપર્યુક્ત બાવલાં અકબરે ત્યારે ઉભાં કર્યાં હતાં કે જ્યારે તે મુસલમાન ધર્મને છોડીને હિંદુધર્મમાં દાખલ થયો હતો. આ કથનમાં પણ જોઇએ તેવું તથ્ય માલૂમ પડતું નથી. અસ્તુ

અકબર, આવી રીતે જેનામાં જે કંઇ ગુણ દેખતો, તેના ઉપર તે ગુણથી અવશ્ય પ્રસન્ન થતો એટલુંજ નહિ, પરન્તુ તેને ઉત્તેજન પણ સારૂં આપતો. સુપ્રસિદ્ધ **બીરબલ,** એક વખત બિલકુલ દરિદ્ર **મહેશદાસ** નામનો બ્રાહ્મણ હતો, પરન્તુ તે જ્યારે અકબરના દરબારમાં આવ્યો, અને અકબરે તેનામાં ઘણા પ્રકારના ગુણો દેખ્યા, ત્યારે તુર્તજ તેને ' કવિરાય'ની ઉપાધિથી વિભૂષિત કર્યો, એટલુંજ નહિ, પરન્તુ દિવસે દિવસે જેમ જેમ અકબરને તેના પાંડિત્યનો વિશેષ પરિચય થતો ગયો તેમ તેમ તેના ઉપર મહેરબાનીનો વરસાદ વરસાવા લાગ્યો. પરિણામે તેજ દરિદ્ર **મહેશદાસ** બ્રાહ્મણ ' બે હજાર સેનાનો અધિપતિ,'' રાજા બીરબલ'ની ઉપાધિવાળો અને છેવટે **નગરકોટ**ના રાજ્યનો પણ માલિક થયો. મ્હોટાઓની મહેરબાની શું કામ નથી કરી શકતી ?

આવીજ રીતે સુપ્રસિદ્ધ ગવૈયા **તાનસેન**ના અને બીજા કેટલાએ લોકોના ગુણોથી પ્રસન્ન થઇ, સમ્રાટે તેઓને કુબેરભંડારીના નાતેદાર બનાવી દીધા હતા. આપણા નાયક–સમ્રાટ્માં કેટલાક અકૃતજ્ઞ રાજાઓના જેવી ઉદારતા (!) ન્હોતી કે કોઇના ગુણોથી પ્રસન્ન થઇ તેનું ખરેખરૂં નાક કાપી સોનાનું નાક બનાવી આપવાની ઉદારતા કરે !

અકબર ઉદારતામાં એટલો બધો આગળ વધેલો હતો કે, ઘણો વખત કોઇએ કરેલા હજારો અપરાધોને પણ ભૂલી જઇને તે ભયભીત થયેલા અપરાધીને આશ્વાસન આપતો. આનું પણ દૃષ્ટાન્ત જોઇએ.

આપણે પહેલાં જોઇ ગયા છીએ કે–અકબરના એક વખતના માનીતા બૈરામખાને અકબરની વિરૂદ્ધમાં કેટલાંએ કાવતરાં કર્યાં હતાં. ત્યાં સુધી કે અકબરનો કટ્ટર વિરોધી થઇ અકબરનું રાજ્ય છીનવી લેવાના પણ તેણે પ્રયત્નો કર્યા હતા. આ પ્રયત્નોમાંજ જ્યારે બૈરામખાન કેદી થયો, અને તેને જે વખતે અકબરની પાસે લાવવામાં આવ્યો, તે વખતે અકબરની ઉદારતા ભાવ ભજવ્યા વિના રહી શકીજ નહિં. અકબરે પોતાના કેટલાક અધિકારીયોને સ્હામા મોકલીને બૈરામખાનનું સમ્માન કર્યું એટલુંજ નહિં, પરન્તુ 'હવે મારી સંસારયાત્રાની પૂર્ણાહુતિનો સમય નજીક આવ્યો છે' એવી ભયાવસ્થામાં થરથર કાંપતો બૈરામખાન જ્યારે અકબરના દૃષ્ટિ-પથમાં આવ્યો, ત્યારે અકબરે સિંહાસનથી ઉભા થઇ બૈરામખાનનો હાથ પકડી, તેને પોતાના જમણા હાથ તરફ સિંહાસન ઉપર બેસાડયો. વાહ ! અકબર વાહ ! ! તારી ઉદારવૃત્તિને કોટિશઃ ધન્યવાદ છે ! ! !

પ્રસિદ્ધિમાં આવેલા ઉંચી હદના મનુષ્યોમાં જેમ સારા સારા ગુણોનું દર્શન થાય છે, તેમ તેઓમાં કોઇ કોઇ એવાં અપલક્ષણો કિંવા દુર્ગુણો પણ હોય છે, કે જેના લીધે તેઓ સર્વતોભાવથી લોક-પ્રિય થઈ શકતા નથી, એટલુંજ નહિં, પરન્તુ પોતાના કાર્યોમાં પણ તે દુર્ગુણોના લીધે પાછાજ પડે છે. અકબર જેવો શાન્ત હતો, તેવો ક્રોધી પણ હતો; જેવો તે ઉદાર હતો, તેવો લોભી પણ હતો; જેવો કાર્યદક્ષ હતો, તેવો પ્રમાદી પણ હતો; જેવો દયાળુ હતો, તેવો ક્રૂર પણ હતો અને જેવો તે શાણો હતો, તેવો રમતીયાળ–ખેલાડી પણ હતો. કુદરતના નિયમોને કોઇ પહોંચી શકે તેમ છે ? એક મનુષ્યના ગુણોની જેટલી તારીફ કરવામાં આવે છે, તેના દુર્ગુણો તરફ તેટલી ઘૃણા પણ બતાવવી પડે છે. પોતાની ગુણવાળી પ્રકૃતિને સર્વથા સં-ભાળી રાખનારા જગતમાં વિરલાજ પુરૂષો હોય છે. મનુષ્યોમાં જે દુર્ગુણો હોય છે અથવા જે દુર્ગુણો પડે છે, તેમાં કેટલાક સ્વભાવતઃ હોય છે, કેટલાક શોખથી પડે છે અને કેટલાક સંસર્ગથી પણ આવે છે. સમ્રાટ્માં જે કંઇ દુર્ગુણો હતા, તે ભિન્ન ભિન્ન રીતેજ આવેલા

હતા. સમ્રાટ્‌ને જિંદગીના પ્રારંભથીજ કારણો પણ તેવાંજ મળ્યાં હતાં. આપણે પહેલાં જોઈ ગયા છીએ તેમ, તેની પાંચ વર્ષની ઉમરમાં તેની શિક્ષાના પ્રબંધ માટે જે શિક્ષક રાખવામાં આવ્યો હતો, તે શિક્ષકે પ્રારંભથીજ અક્ષરજ્ઞાનને બદલે પક્ષિજ્ઞાન આપ્યું હતું, એટલે કે કબૂતરોને કેમ ઉડાવવાં, કેમ પકડવાં,–એ વિગેરે શિખવ્યું હતું. કહેવાય છે કે, અકબરે, પોતાની તે બાલ્યાવસ્થામાં ૨૦૦૦૦ કબૂતરોના દસવર્ગ પાડીને રાખ્યા હતા. આ પ્રમાણે અકબરના મગજમાં બાલ્યાવસ્થાથીજ રમતના સંસ્કારો પડયા હતા. જેમ જેમ તે મોટી ઉમરનો થતો ગયો, તેમ તેમ તેનામાં બીજાં કેટલાંક નહિં ઇચ્છવા યોગ્ય વ્યસનો પણ પડવા લાગ્યાં હતાં. સૌથી પ્રથમ તો તેનામાં દારૂનું વ્યસન અસાધારણ હતું. દારૂના વ્યસનથી ઘણી વખત પોતાનાં ચોક્કસ કામોને પણ ભૂલી જતો અને દારૂનો નિશો ઉતરી જતો, ત્યારે તે, તે કામોને બહુ કઠિનતાથી સ્મરણમાં લાવતો. આ વ્યસનના લીધે કોઇ વખત તેનાથી એવો અવિવેક પણ થઈ જતો કે–ગમે તેવા ઊંચી હદના માણસને તેણે મળવા બોલાવ્યો હોય, પણ જો તેજ ટાઇમમાં તેને દારૂ પીવાનું મન થઈ આવતું, તો તે, તેને મળતો પણ નહિ. આ એકલા દારૂથીજ તેને સંતોષ ન્હોતો થયો. અફીણ અને પોસ્તા પીવાનું પણ તેને જબરૂં વ્યસન હતું. ઘણી વખત ધર્મચર્ચાના પ્રસંગમાં પણ તે બેઠો બેઠો ઊંઘ્યા કરતો, એનું કારણ તેનું વ્યસનજ હતું. અકબરમાં બહુ ખરાબ આદત એક એ હતી કે– મનુષ્યોને આપસમાં લડાવી તમાશો જોવાની મજાહને તે પૂરી કરતો. પોતાની મજાહની ખાતર મનુષ્ય મનુષ્યને પશુઓની માફક લડાવવાં, એ એક રાજાને માટે નહિં ઇચ્છવા યોગ્યજ ગણી શકાય. આ સિવાય, ઘણા ખરા રાજાઓ જે મ્હોટા વ્યસનથી દૂષિત ગણાય છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો–રાજાઓને તેમના જાતીય જીવનમાં જે વ્યસન કલંકરૂપ ગણવામાં આવે છે,તે–શિકારના વ્યસનથી પણ આપણો સમ્રાટ્ બચ્યો ન્હોતો. શિકારનું વ્યસન તેને જબરદસ્ત હતું. ચિત્તાઓ દ્વારા હરિણનો શિકાર કરવાનો

શોખ પૂરો કરવામાં તે બહુ આનંદ માનતો. અકબર વખતો વખત શિકારને માટે બહાર નિકળતો. આ શિકારનો શોખ પૂરો કરવામાં સમ્રાટે લાખો બલ્કે કરોડો પ્રાણિયોના પ્રાણ લીધા હશે.

એક તરફ રાજાઓની ઉદારતાનું આપણે નિરીક્ષણ કરીએ છીએ અને બીજી તરફ રાજાઓની આવી શિકારી પ્રવૃત્તિ જોઇએ છીએ ત્યારે ખરેખર નવાઇ ઉપજ્યા વિના રહેતી નથી.

ધારો કે–બે રાજાઓને આપસમાં વર્ષો સુધી યુદ્ધ થયું હોય, લાખો મનુષ્યો અને કરોડો રૂપિયાની તે યુદ્ધમાં આહુતિ અપાઇ હોય અને તેમાં પણ એક રાજાના મનમાં એમજ થઇ આવ્યું હોય, કે–જો દુશ્મન મારી પાસે આવે, તો તેના ટુકડે ટુકડા કરી નાખું, આવી ક્રૂર ભાવના તેના મનમાં થઇ આવી હોય, પરન્તુ જો તેજ દુશ્મન એક ક્ષણભરને માટે મ્હોમાં ઘાસ લઇને તે રાજાની પાસે આવે, તો તે રાજા તેને મારશે ખરો ? નહિં, કદાપિ નહિં. તેને મારવાની ગમે તેવી ઇચ્છા હોય, છતાં, ' આ મારી આગળ પશુ થઇને આવ્યો છે, એમ ધારીને તેને છોડીજ દેશે. આવી ઉદારતાવાળા રાજાઓ, હમેશાં ઘાસ ખાઇનેજ પોતાનું જીવન ચલાવવાળાં, પોતાનું દુઃખ બીજાને નહિ કહી શકનારાં અને હમેશાં પૂઠ બતાવનારાં નિર્દોષ પ્રાણિયોનો વધ કરવામાં અને શિકાર કરવામાં લગારે વિચાર ન રાખે, એ કેવો નવાઇ જેવો વિષય ? રાજાઓની આ રાજાઇ તે કેવી ? રાજાઓનું આ વીરત્વ તે કેવું ? જે તરવાર કે બંદૂકનો ઉપયોગ રાજાઓએ પોતાની સમસ્ત પ્રજાની ( પછી તે મનુષ્ય હો કે પશુ પક્ષી હો ) રક્ષા કરવાને માટે કરવાનો છે, તેજ તરવાર કે બંદૂકનો ઉપયોગ પોતાની પ્રજાનો અંત લાવવામાં કરનારા રાજાઓ શું પોતાનાં તે હથિયારોને લજાવતા નથી ? દુશ્મનોને લલકારીને સ્હામે થવાનું ખોઇ બેઠા પછી નિર્દોષ અને ઘાસ ખાઇને જીવન વ્યતીત કરનારાં જાનવરો ઉપર વીરત્વને અજમાવનારા વીરો (!) પોતાના વીરત્વને શું લજાવતા નથી ? આપણા પુસ્તકના એક નાયક–અકબરે તો ખરેખર શિકારની હદજ વાળી હતી; આ પ્રસંગે તેણે વખતો

વખત કરેલા અનેક શિકારોનું વર્ણન ન કરતાં માત્ર તેમાંના એકજ દાખલાનો અહિં ઉલ્લેખ કરીશું.

ઈ. સ. ૧૫૬૬ ની સાલમાં અકબરનો ભાઈ **મુહમ્મદ હકીમ** અફ્ઘાનીસ્તાનમાંથી પંજાબ ઉપર ચઢી આવ્યો હતો. તેને પાછો હઠાવવા માટે અકબર તેની સ્હામે ચઢ્યો હતો. અકબરના ચઢી આવવાથી તેનો ભાઈ ત્યાંથી નાસી છૂટ્યો હતો; એટલે અકબરને લડાઈ કરવાનો વિશેષ પ્રસંગ મળી આવ્યો નહિ. પરન્તુ અકબરે તે વખતે લાહોરની પાસેના એક જંગલમાં પચાસ હજાર માણસોને દસ માઈલના ઘેરાવામાં એક મહીના સુધી જંગલનાં જાનવરોને એકઠાં કરવામાં રોકયા હતા. એ પ્રમાણે તમામ જાનવરો દસ માઈલના ઘેરાવામાં એકઠાં થયા પછી તલવાર, ભાલા, બંદૂક, બાણ અને જાળ વિગેરેથી તે પ્રાણિયોનો પાંચ દિવસ સુધી ક્રૂરતાપૂર્વક સંહાર કર્યો હતો. આ શિકારને ‘ કમર્ઘા ’ નામના શિકારથી ઓળખવામાં આવે છે. એવું કહેવામાં આવે છે કે–આવો શિકાર પહેલાં કદિ થયો ન્હોતો, અને હજૂ સુધી જાણવામાં પણ આવ્યો નથી. દસ માઈલના ઘેરાવામાં એકઠાં થયેલાં કરોડો પ્રાણિયોનો પાંચ દિવસ સુધી ઘાણ કાઢનારનાં હૃદયો તે વખતે કેવાં ક્રૂર થયાં હશે, એનું કોઈ અનુમાન કરી શકે તેમ છે ? અકબરની ક્રૂરતા આ ઉપરથી સહજ જોઈ શકાય છે અને એટલા માટે પહેલાં કહેવામાં આવ્યું છે કે–અકબર જેવો દયાળુ હતો, તેવો ક્રૂર પણ હતો.

ઘણે ભાગે રાજાઓમાં ક્ષણમાં રૂષ્ટ અને ક્ષણમાં તુષ્ટ થવાની આદત વધુ જોવામાં આવે છે. પ્રસન્ન થતાંએ વાર નહિં અને રૂષ્ટ થતાંએ વાર નહિં. અકબર પણ લગભગ તેવીજ પ્રકૃતિનો હતો. તેને રાજી થતાંએ વાર ન્હોતી લાગતી અને નારાજ થતાં પણ વાર ન્હોતી લાગતી. જે વખત તે કોઈના ઉપર નારાજ થતો, તે વખત તે તેને શું કરશે. ? એ કોઈથી પણ કળી શકાતું નહિં. ગુન્હેગારને શિક્ષા કરવામાં તેણે કંઇ નિયમ ન્હોતો રાખ્યો. મનમાં આવે તે

શિક્ષા. એક વખત એક માણુસે કોઇના જોડા ચોર્યા, એવી ફરિયાદ અકબર પાસે આવી કે અકબરે તેના બે પગ કાપી નાખવાનો હુકમ કર્યો. અકબરના સ્વભાવમાં ક્રોધની માત્રા વધુ હોવાને લીધેજ, તે કોઇ કોઇ વખત ન્યાય કે અન્યાય જોયા સિવાય સ્હામે આવેલા ગુન્હેગારને હાથીના પગ નીચે કચડવાની, ખીલા જડીને મારવાની, ગળું કાપવાની અને ફાંસીની પણ શિક્ષા દઇ દેતો. અંગછેદન અને સખ્તાઇથી ફટકા મારવાના હુકમો તો અકબરના મુખથી વાતની વાતમાં નીકળતા. અકબર પોતેજ શા માટે ? અકબરે જુદા જુદા પ્રાન્તોમાં રાખેલા સૂબાઓ પણ સૂળીએ ચઢાવવાની, હાથીના પગ નીચે કચડવાની, ફાંસીની, જમણો હાથ કાપી નાખવાની અને ચાબુકો મારવાની–ઇત્યાદિ સજાઓ કરતા હતા.

અકબર જે જે દેશો ઉપર ચઢાઇયો કરતો અથવા જેની જેની સાથે તે લડતો; તેમાં તેને જ્યાં સુધી પોતાની જીતનું પરિણામ દૃષ્ટિમાં ન આવતું, ત્યાં સુધી તે નિર્દયતા પૂર્વકજ કતલ ચલાવતો. આવી નિર્દયતાનાં અકબરના જીવનમાંથી અનેક પ્રમાણો મળી આવે છે. ઇ. સ. ૧૫૬૪ માં **ગોંડવાણાની** ન્યાયશાલિની રાણી **દુર્ગાવતીની** સાથે એવીજ નિર્દયતાપૂર્વક લડાઇ કરી હતી. વળી રાણા ઉદયસિંહના વખતમાં ઇ. સ. ૧૫૬૭ના અકટોબર માસમાં અકબરે ચિત્તોડ ઉપર ચઢાઇ કરી, જે દસ માઇલનો ઘેરો ઘાલ્યો હતો, તે પણ તેવીજ લઢાઇ હતી. કહેવાય છે કે આ ચિત્તોડનો કિલ્લો ૪૦૦ ફીટ ઉંચો હતો. અકબરે તે લડાઇમાં એટલી બધી નિર્દયતા–ક્રૂરતા વાપરી હતી કે, જેનું સ્મરણ કરતાં આજ પણ કંપારી છૂટયા વિના રહેતી નથી. 'હાર્યો જુગારી બમણું રમે' તેની માફક અકબરને આ લડાઇમાં જ્યારે અસફલતાનાં ચિહ્નો જણાયાં, ત્યારે, પોતાની સમસ્ત ફોજને એવોજ હુકમ કર્યો હતો કે 'ચિત્તોડના એક કૂતરાને પણ દેખો, તો કતલ કર્યા વિના ન મૂકો.' ચિત્તોડની ચાલીસ હજાર મનુષ્યોની ખેડુત વર્ગની–ગરીબ નિર્દોષ વસ્તી ઉપર તેણે એવી તો અસાધારણ ક્રૂરતાવાળી કતલ ચલાવી હતી

કે ત્રીશ હજાર માણસોને તો સપાટાબંધ કાપી નાખ્યા હતા. પાછળથી તેનો ક્રોધાગ્નિ એટલો બધો ભપકી ઉઠયો હતો કે-તેની શરણે આવનાર મ્હોટા મ્હોટા ધનિકોને પણ યમરાજના અતિથિ બનાવી દીધા હતા. અરે, ત્યાં સુધી કે નિર્દોષ બાળાઓ અને સ્ત્રિયોને પણ અગ્નિમાં હોમી હોમીને તેણીઓના પ્રાણ લીધા હતા. આવા ઉગ્ર પાપને લીધેજ અત્યારે પણ 'તું આમ કરે, તો તારા ઉપર ચિત્તોડની લડાઇનું પાપ' એવી કહેવત બોલવામાં આવે છે. કહેવાય છે કે-ચિત્તોડના રાજપૂતો આ લડાઇમાં ખપી ગયા હતા, તેનો અંદાજ કાઢવાને તેઓની જનોઇયો તોળવામાં આવી હતી. જેનું વજન ૭૪॥ મણ થયું હતું. અત્યારે વણિકો પત્ર લખવાની શરૂઆતમાં ૭૪॥ નો જે અંક લખે છે, તેનું કારણ પણ કેટલાકો તેજ કહે છે. પણ આ વાત ઐતિહાસિકદૃષ્ટિએ માન્ય થઇ શકે તેમ નથી, કારણ કે-ચિત્તોડની લડાઇ પહેલાં પણ ૭૪॥ અંક લખવાનો રિવાજ પ્રચલિત હતો, એવું અનેક પ્રમાણોથી સિદ્ધ થાય છે.

અકબરને અજમેરના ખ્વાજા **મુંઇનુદ્દીન ચિશ્તી** ઉપર બહુ શ્રદ્ધા હતી અને તેથીજ તેણે ચિત્તોડની ચઢાઇ વખતે એવી પ્રતિજ્ઞા કરી હતી કે'-જો આ લડાઇમાં હું ફત્તેહ મેળવીશ, તો ખ્વાજા મુઇનુદ્દીનની યાત્રા પગે ચાલીને કરીશ.' લડાઇમાં ફતેહ મેળવ્યા પછી કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે યાત્રા માટે તે ૨૮ મી ફેબ્રુઆરીએ પગે ચાલી રવાના થયો હતો. ઉન્હાળાની ઋતુ હતી, કેટલીક સ્ત્રીઓ અને બીજા માણસો પણ તેની સાથે પગેજ ચાલતાં હતાં. આ વખતે **માંડલ**, કે જે ચિત્તોડથી ૪૦ માઇલ દૂર થાય છે, ત્યાં આવતાં અજમેરથી રવાના થયેલા કેટલાક ફકીરો તેમને સ્હામા મળ્યા. તે ફકીરોએ કહ્યું કે-' ખ્વાજાએ સ્વપ્નમાં આવીને અમને કહ્યું છે કે-બાદશાહે સવારી પૂર્વક આવવું.' આથી બાદશાહ અહિંથી સવાર થયો અને છેવટના ભાગમાં તો બધાએ પગે ચાલી અજમેર ગયા.

આ પછી થોડાજ વખતમાં એટલે સં. ૧૫૬૯ માં રાજપૂત રાજાઓના હાથમાંથી રણુથંભોર અને કલિંજર પણ તેણે કબજે કર્યાં. તદનન્તર સં. ૧૫૭૨-૭૩ માં તેણે ગુજરાત દેશનો લગભગ મ્હોટો ભાગ કબજે કર્યો. આ વખતે ગુજરાતનો સુલતાન મુજફ્ફરશાહ હતો. તેણે વગર પ્રયાસે શરણે આવીને પોતાનું રાજ્ય અકબરને સ્વાધીન કર્યું હતું. જ્યારે સૂરત, ભરૂચ, વડોદરા અને ચાંપાનેર વિગેરે લેવામાં જો કે તેને કંઇક મુસીબતો ઉઠાવવી પડી હતી, પરન્તુ અન્તતોગત્વા તો તેને લેવામાં તે સફળજ નીવડયો હતો. કહેવાય છે કે-ગુજરાતની લડાઇમાં એક વખત સરનાલ (ઠાસરાથી પૂર્વમાં પાંચ માઇલ છે, તે) પાસે અકબરનો જીવ જોખમમાં આવી પડયો હતો, પરન્તુ જયપુરના રાજા ભગવાનદાસ અને માનસિંહે જબરદસ્ત પરાક્રમ કરીને અકબરને બચાવ્યો હતો.

ઇ. સ. ૧૫૭૫ માં બંગાળા, બિહાર અને ઓરીસા એ ત્રણે પ્રાંતો તેણે તેવીજ વીરતા અને ક્રૂરતા પૂર્વક કબજે કર્યા હતા. આ પછી ત્રણ ચાર વર્ષ કંઇક શાન્તિમાં ગયા.

અકબરમાં કંઇક લોભવૃત્તિ વિશેપ હતી અને તેના લીધે તે ખર્ચ પણ કમ રાખતો. તે પોતે એક એવો જબરદસ્ત સમ્રાટ્ હોવા છતાં કાયમને માટે લશ્કર માત્ર ૨૫૦૦૦ મનુષ્યોનું જ રાખતો. પણ તેની હાથ નીચેના જે રાજાઓ હતા, તેમની સાથે એવો ઠરાવ કરવામાં આવ્યો હતો, કે-તેમણે અમુક અમુક ખંડણી આપવી અને જરૂર પડે લશ્કર પૂરૂ પાડવું. જ્યારે સમ્રાટે ઇ સ. ૧૫૮૧ માં કાબુલ ઉપર ચડાઇ કરી હતી, ત્યારે તેની પાસે ૪૫૦૦૦ ઘોડેસ્વારોનું લશ્કર હતું અને ૫૦૦૦ હાથી હતા.

જૈનકવિ ઋષભદાસે, 'હીરવિજયસૂરિરાસ' માં અકબરની ઋદ્ધિ આ પ્રમાણે બતાવી છેઃ—

સોલ હજાર હાથી, નવલાખ ઘોડા, વીસ હજાર રથ, અઢાર લાખ પાયદલ (જેમના હાથમાં ભાલા અને ગુરજ હથીયાર

રહેતાં), આ પ્રમાણેની સેના ઉપરાન્ત ચૌદ હજાર હરિણ, બાર હજાર ચિત્તા, પાંચસો વાઘ, સત્તર હજાર શકરા અને બાવીસ હજાર બાજ વિગેરે જાનવરો હતાં. સાત હજાર ગાનારા અને અગીયાર હજાર ગાનારીયો હતી. તે સિવાય અકબરના દરબારમાં પાંચસો પંડિતો, પાંચસો મ્હોટા પ્રધાનો, વીસહજાર કારકુનો અને દસહજાર ઉમરાવો હતા. ઉમરાવોમાં—આજમખાન, ખાંનખાના, ટોડરમલ્લ, શેખ અબ્બુલફજલ, બીરબલ, ઇતમાદખાન, કુતુબુદ્દીન, શિહાબખાન ખાનસાહેબ, તલાખાન, ખાનેકિલાન, હાસિમખાન, કાસિમખાન નૌરંગખાન, ગુજજરખાન, પરવેજખાન, દૌલતખાન, નિજામુદ્દીન અહમદ અને શાહશમસુદ્દીન વિગેરે મુખ્ય હતા. અતગબેગ અને કલ્યાણરાય એ બે ખાસ અકબરની પાસેજ રહેનારા હજૂરીયા હતા. વળી અકબરને ત્યાં સોલ હજાર સુખાસન, પંદર હજાર પાલખિયો, આઠ હજાર નગારાં, પાંચ હજાર મદનભેર, સાત હજાર ધ્વજાઓ, પાંચસો બિરૂદ બોલવાવાળા, ત્રણુસો વૈદ્યો, ત્રણુસો મદ્યને બનાવનારા અને સોલસો સુતાર હતા. તે સિવાય છયાસી મનુષ્યો સમ્રાટ્ને આભૂષણ પહેરાવવાવાળા, છયાસી મરદન કરાવવાવાળા, ત્રણુસો પંડિતો શાસ્ત્ર વાંચનારા અને ત્રણુસો વાજીંત્રો હતાં.”

આ ઉપરાન્ત તે કવિ એમ પણ લખે છે કે—“ અકબરની તહેનાતમાં ક્ષત્રિયો, રજપૂતો, મુગલો, હબશીયો, રોમી, રોહેલા, અંગરેજ અને ફિરંગિયો પણ રહેતા હતા. ભોઇ વિગેરે પણ તેના દરબારમાં ઘણા હતા. પાંચ હજાર પાડા, વીસહજાર કૂતરા અને વીસ-હજાર વાઘરી પણ રહેતા હતા. અકબરે એક એક કોસને આંતરે એક એક હજીરો બનાવ્યો હતો એવા એકસો ચૌદ હજીરા તેણે કરાવ્યા હતા અને તે દરેક હજીરા ઉપર પાંચસો પાંચ સીંગડાં ગોઠવ્યાં હતાં. વળી અકબરે દસ દસ ગાઉને આંતરે એક એક ધર્મ-શાળા અને એક એક કૂવો કરાવ્યો હતો, એટલુંજ નહિ પરન્તુ તે તે ઠેકાણે લોકોના આરામને માટે સુંદર વૃક્ષો પણ રોપાવ્યાં હતાં. અકબરે એક વખત એક એક હરિણનું ચામડું, બબે સીંગડાં અને

એક એક સોના મહોર–એટલી વસ્તુઓનું શેખોનાં છત્રીસ હજાર ઘરોમાં લ્હાણું કર્યું હતું.”

આ સિવાય એક બીજા જૈનકવિ પં. દયાકુશલે અકબરની વિદ્યમાનતામાંજ–એટલે અકબરના દેહોત્સર્ગ પહેલાં બાર વર્ષે ‘ लाभोदयरास ’ બનાવ્યો છે, તેમાં અકબરના વર્ણનમાં લખ્યું છે કે—

“અકબર બહુ હઠી હતો. અકબરનું નામ સાંભળતાંજ લોકો ધ્રૂજી જતા. તેણે ચિત્તોડ, કુંભલમેર, અજમેર, સમાણું, જોધપુર, જેસલમેર, જૂનાગઢ, સુરત, ભરૂચ, માંડવગઢ, રણથંભોર, સ્યાલકોટ અને રોહિતાસ વિગેરેના કિલ્લા લીધા હતા. વળી ગૌડ વિગેરે ઘણા દેશો પણ સ્વાધીન કર્યા હતા. મ્હોટા મ્હોટા રાજા–રાણાઓ તેની સેવા કરતા. રોમી, ફિરંગી, હિંદુ, મુલ્લા, કાજી, પઠાણ અને એવું બીજું કોઇ ન્હોતું કે–જે તેની આજ્ઞા લોપી શકે ?”

અકબરની સેનાના સંબંધમાં અબુલફજલ કહે છે કે– “સમ્રાટ્ પાસે ૪૪ લાખ સૈનિકો હતા. તેમાંનો મ્હોટો ભાગ જાગીરદારો તરફથીજ સમ્રાટ્ને મળ્યો હતો.”

ફિચ કહે છે કે–“એમ કહેવામાં આવે છે કે–અકબરની પાસે ૧૦૦૦ હાથી, ૩૦૦૦૦ ઘોડા, ૧૪૦૦ પાળેલાં હરિણ, ૮૦૦ રાખેલી સ્ત્રિયો અને તે સિવાય ચિત્તા, વાઘ, પાડા અને મુરઘાં વિગેરે ઘણાં હતાં.”

અકબરના સૈન્ય વિગેરેના સંબંધમાં ઉપર પ્રમાણે જુદા જુદા મતો જોવાય છે; તેથી અકબર પાસે ચોક્કસ કેટલું સૈન્ય હતું, એનો નિર્ણય કરવો અસંભવિત નહિં, તો કઠિન અવશ્ય છે. તોપણ એટલું અનુમાન જરૂર થઇ શકે છે કે–જુદા જુદા લેખકોએ જુદી જુદી દૃષ્ટિઓથી તે વર્ણન કરેલું હોવું જોઇએ. અસ્તુ, આ વાતને બાજૂ ઉપર મૂકીએ તો પણ, પ્રસ્તુતમાં એમ તો અવશ્ય કહેવું પડશે કે– અકબર પ્રકૃતિનો અવશ્ય લોભી હતો અને તેનુંજ એ

પરિણામ હતું કે- અકબર મર્યો ત્યારે તેના એક આગરાનાજ ખજાનામાંથી બે કરોડ પૌંડની કિંમતના તો એકલા સિક્કાજ નીકળ્યા હતા, અને બીજી છ તીજોરીયોમાં પણ તેટલાજ ભરી રાખ્યા હતા. અત્યારની સ્થિતિએ જોતાં તો તે મિલકત વીસ કરોડ પૌંડની કહી શકાય, એમ વિન્સેન્ટ સ્મીથનું કહેવું થાય છે.

અકબરનું અંતઃપુર ( જનાનખાનું ) એક મ્હોટા શહેર જેવુંજ હતું. તેના અંતઃરપુમાં ૫૦૦૦ સ્ત્રિયો હતી દરેકને રહેવાને માટે જુદાં જુદાં મકાનો હતાં. તે સ્ત્રિયોમાં અમુક અમુક સ્ત્રિયોના ભાગ પાડી તે દરેક ભાગ ઉપર એક એક સ્ત્રી દરોગા તરીકે રાખી હતી અને ખર્ચનો હિસાબ લખવા માટે કલાર્કો રાખવામાં આવ્યા હતા.

અકબરે ફતેપુર-સીકરીમાં એક એવો મહેલ બનાવ્યો હતો કે-જેની આખી ઇમારત માત્ર એકજ થાંભલા ઉપર ઉભી કરવામાં આવી હતી. આ મહેલને 'એક થંભિયા મહેલ' ના નામથી ઓળખવામાં આવે છે. કવિ દેવવિમલગણિએ પણ પોતાના હીરસૌભાગ્ય નામક કાવ્યના ૧૦ મા સર્ગના ૭૫ મા શ્લોકમાં આ એક થંભિયા મહેલનો ઉલ્લેખ કર્યો છે. [1]

હવે માત્ર અકબર સંબંધી એકજ બાબતનો ઉલ્લેખ કરી અકબરના આ પરિચયને શોભાવીશું. આજ પ્રકરણમાં એક સ્થળે કહેવામાં આવ્યું છે તેમ, અકબરના હૃદયમાં કંઇક ધર્મના સંસ્કારની માત્રા અવશ્ય હતી. તેની ઇચ્છા એમ રહ્યા કરતી હતી, કે-' જેને માટે લોકોમાં આટલું બધું આન્દોલન ચાલે છે, તે ધર્મ શી વસ્તુ છે ? અને તેનું વાસ્તવિક તત્ત્વ શું છે ? તે જાણવું,' આવી ઇચ્છા થયા

---

૧ " उन्नालनीरजमिव श्रियमापदेक-
स्तंभं निकेतनमकब्बरभूमिभानोः । "

અર્થાત્—જેમ એક નાળની ઉપર રહેલું કમળ શોભે છે, તેવી રીતે એકજ થાંભલા ઉપર રહેલું અકબરનું ઘર શોભે છે.

પૂર્વે પણ-બીજા શબ્દોમાં કહીએ તો-આની તપાસને માટે યત્ન
કરવા પૂર્વે પણ તેને મુસલમાન ધર્મ પ્રત્યે તો ખરેખર અરૂચિજ
થઇ ગઇ હતી. એની સાથેજ સાથે તેની એ પણ ઇચ્છા થઇ હતી કે,
ભારત-વર્ષમાં હિંદુ અને મુસલમાનોની એકતા કરવી. આ ઇચ્છાથી
તેણે ઇ. સ. ૧૫૭૯ માં 'ઈશ્વરનો ધર્મ' (દીન-ઇ-ઇલાહી)
નામના એક નવા ધર્મની સ્થાપના કરી હતી એટલુંજ નહિં પરન્તુ,
આ નવા ધર્મમાં ઘણા હિંદુ મુસલમાનોને મેળવવા પ્રયત્ન કરવા
લાગ્યો હતો અને તેમાં તે કેટલેક અંશે સફળ પણ નિવડ્યો હતો.

કેટલાકોનો મત છે કે-અકબર માનાભિલાષી બહુ હતો. ત્યાં
સુધી કે, પોતાને 'ઇશ્વરના અંશ' તરીકે તે ઓળખાવતો, અને તેજ
ઇચ્છાથી તેણે આ નવા ધર્મની સ્થાપના કરી હતી. લોકોને કંઇને
કંઇ ચમત્કાર બતાવવાનું તેને વધારે પ્રિય હતું. રોગીનો રોગ મટા-
ડવા માટે પોતાના પગનું ધોએલું પાણી તે આપતો. ધીરે ધીરે
તેના ચમત્કાર માટે તેની દુકાન ખૂબ જામી ગઇ હતી. અને તેને
ઘણી સ્ત્રિયો છોકરાં થવા માટે તેની બાધા પણ રાખતી. તેમાં
જેણીની ઇચ્છા પૂર્ણ થતી, તે બાધા પૂરી કરવા આવતી. જ્યારે બાદ-
શાહ પણ, તેણિઓ જે જે વસ્તુ લાવતી, તે તે વસ્તુઓનો આનંદથી
સ્વીકાર કરતો.

બાદશાહના ઉપર્યુક્ત વર્ત્તનથી અને નવા ધર્મની સ્થાપનાથી
ઘણા મુસલમાનો તેનો વિરોધ કરવા લાગ્યા હતા. પરિણામે અકબર
પણ ઇ. સ. ૧૫૮૨ માં ખુલ્લી રીતે મુસલમાન ધર્મથી બિલકુલ
વિરૂદ્ધ પડ્યો હતો. આ પ્રમાણે વિરૂદ્ધ પડવા પહેલાં પણ તેણે મુસ-
લમાન અને હિંદુ-બન્ને તરફ સમદૃષ્ટિથી વર્તાય, એવાજ રાજકીય
સિદ્ધાન્તો ચલાવવાના પ્રયત્નો શરૂ કર્યા હતા. આ શરૂઆત તેણે તે
વખતે કરી હતી કે-જ્યારે તે પક્કો અંધશ્રદ્ધાળુ મુસલમાન જણાતો
હતો અને પાછળથી જો કે તેના વિચારોમાં ઘણા ફેરફારો થયા હતા,
અને લગભગ તે હિંદુ જેવોજ જણાતો હતો. તોપણ તે કયા ધર્મ



સમ્રાટ્ અકબર.

ઉપર પક્કો આસ્થાવાળો છે, એવો નિર્ણય કોઇથી થઇ શકતો ન્હોતો અને તેના વિચારો જાણવાને પણ કોઇ સમર્થ થઇ શકતું નહિ. આને માટે અકબરના વખતનોજ એક ક્રિશ્ચીયન પાદરી, જેનું નામ બાર્ટોલી ( Bartoli ) છે, તે લખે છે—

'He never gave any body the chance to understand rightly his inmost sentiments, or to know what faith or religion he held by... ..And in all business, this was the characteristic manar of king Akbar–a man apparently free from mystery or guile, as honest and candid as could be imagined; but in reality, so close and self-contained, with twists of words and deeds so divergent one from the other, and most times so contradictory, that even by much seeking one could not find the clue to his thoughts. '*

અર્થાત્—તેના આંતરિક વિચારો બરાબર સમજવાની, અથવા કયા ધર્મ કે કયા પંથ પ્રમાણે તે વર્ત્તતો હતો, તે જાણવાની તક કોઇ દિવસ કોઇને આપતો નહિં, અને તેના દરેક કામમાં ખાસ રીત એ હતી કે–તે દેખીતી રીતે તો ભેદ અને પ્રપંચથી દૂર રહેતો. તેમ જેટલો ધારી શકાય તેટલો પ્રામાણિક અને નિખાલસ રહેતો; પણ વસ્તુતઃ તે એવોજ ઊંડો અને સ્વતંત્ર હતો. હરેક વાત તથા કાર્યમાં પરસ્પર વિરોધી શબ્દ એવા તો મરડી મચરડીને બોલતો અને ઘણી વખત એવું વિરૂદ્ધ વર્તન કરતો કે–ઘણી તપાસ કરવા છતાં પણ કોઇને તેના વિચારો જાણી લેવાની ચાવી મળતી ન્હોતી.

આ ઉપરથી સમજાય છે–કે અકબરની સ્થિતિ ધર્મના વિષયમાં તો ખરેખર ડામાડોલજ હોવી જોઇએ, અથવા તો તેની સ્થિતિ કોઇ જાણી શક્યું ન્હોતું. અસ્તુ. અકબરની હવે પછીની જિંદગીનો પરામર્શ આગળ ઉપર કરવાનું મુલતવી રાખી, અત્યારે તો અકબરના આટલાજ પરિચયથી આપણે સંતોષ માનીશું.

---

* Akbar The Great Mogul, page 73.

# પ્રકરણ ચોથું.

## આમંત્રણ.



ગત પ્રકરણમાં આપણે જોઇ ગયા છીએ કે, અકબરે ઇ. સ. ૧૫૭૯ માં 'દીન–ઇ–ઇલાહી' નામના એક સ્વતંત્ર ધર્મની સ્થાપના કરી હતી. આ પ્રમાણે સ્વતંત્ર ધર્મની સ્થાપના કરવા પહેલાં તેણે ઇ. સ. ૧૫૭૫ માં એક **ઇબાદતખાના**ની સ્થાપના કરી હતી, કે જેને આપણે **ધર્મસભા** તરીકે ઓળખીશું. આ સભામાં તેણે સૌથી પહેલાં તો કેવળ મુસલમાની ધર્મના જુદા જુદા ફિરકાઓના વિદ્વાન્ મોલવિયોનેજ દાખલ કર્યા હતા. તેઓ હમેશાં આપસમાં વાદાનુવાદ કરતા અને અકબર તે બધું બરાબર સાંભળતો. ખાસ કરીને શુક્રવારના દિવસે તો અકબર આ સભામાં ઘણો વખત વ્યતીત કરતો. લગભગ ત્રણ વર્ષ સુધી તો આ પ્રમાણે એકલા મુસલમાનોજ ધર્મચર્ચા કરતા રહ્યા; પરન્તુ તેનું પરિણામ સારૂં આવ્યું નહિં. જે મુસલમાનો અકબરની સમક્ષ વાદવિવાદ કરતા હતા; તેઓમાં ધીરે ધીરે પક્ષો બંધાઇ ગયા, અને તે બન્ને પક્ષવાળાઓ એક બીજાને ખોટા ઠરાવવાનાજ પ્રયત્નો કરતા. આ બન્ને પક્ષો પૈકી એકનો આગેવાન '**મુખદૂમુલ્મુલ્ક**' હતો, અને બીજા પક્ષનો આગેવાન '**અબ્દુલ્લનબી**' હતો, કે જેને '**સદરેસદૂર**' ની પદવી હતી. આ બન્ને પક્ષોમા ધીરે ધીરે એવી ચકમક ઝરવા લાગી કે–જેને લીધે અકબરને 'वादे वादे जायते तत्त्वबोधः' ના બદલે તેથી વિરૂદ્ધજ ફળ જણાવા લાગ્યું. છેવટે ઝગડો વધી પડતાં અકબરની તે બન્ને પક્ષો ઉપર સર્વથા અરૂચિ થઇ ગઇ. અકબરના

દરબારમાં રહેનારો કટ્ટર મુસલમાન બદાઉની, આ ધર્મસભામાં બેસનારા મુસલમાનોમાં ઉભી થયેલી તકરાર સંબંધી લખે છે:—

There he used to spend much time in the Ibadat-khanah in the company of learned men and Shaikhs. And especially on Friday nights, when he would sit up there the whole night continually occupied in discussing questions of religion, whether fundamental or collateral. The learned men used to draw the sword of the tongue on the battle-field of mutual contradiction and opposition, and the anta gonism of the sects reached such a pitch that they would call one another fools and heretics.'

( Al-Badaoni, Translated by W. H. Lowe, M. A. Vol. II. p. 262. )

અર્થાત્—" ઈબાદતખાનામાં બાદશાહ વિદ્વાનો અને શેખોની સોબતમાં ઘણો વખત ગુજારતો, અને ખાસ કરીને શુક્રવારની રાત્રિ, કે જે વખતે તે આખી રાત જાગતો બેસી રહેતો, તે વખતે ગમે તો મુખ્ય તત્ત્વના અથવા તો અવાન્તર વિષયના સવાલોની ચર્ચા કરવામાં નિરંતર ગુંથાયેલો રહેતો. **આ વખતે તે વિદ્વાનો અને શેખો પરસ્પરની વિરૂદ્ધોક્તિ અને સામે થવાની રણભૂમિ પર જીભની તલવારો ખેંચતા અને તે તે પક્ષવાળાઓની રસાકસી એટલે દરજ્જે પહોંચતી, કે તેઓ એક બીજાને મૂર્ખ અને પાખંડી કહેતા.**

મુસલમાનોની આવી તકરારોને પરિણામેજ બાદશાહે તે મુસલમાન ધર્મગુરૂઓ ( ઉલમાઓ ) પાસે એક કરારનામું કરાવી લીધું હતું; જેમાં એવું લખવામાં આવ્યું હતું કે–"જ્યારે જ્યારે મતભેદ થાય, ત્યારે ત્યારે નિકાલ કરવાનો અને કુરાનનાં વચનોને અનુસરીને ધર્મમાં નવીન ફેરફાર કરવાનો અધિકાર બાદશાહને છે."

આ કરારનામું શેખમુબારકે લખ્યું હતું અને તેના ઉપર તે ઉલમાઓએ ( મુસલમાન આગેવાનોએ ) સહીઓ કરી હતી. ( સ. ૧૫૭૯) આ પછી પણ બાદશાહે ઉલમાઓના ઉપર્યુક્ત વડા અને સરન્યાયાધીશ બન્નેને નોકરીમાંથી દૂર કર્યા હતા.

કહેવાય છે કે-મુસલમાન ધર્મ ઉપરથી જ્યારે તેની શ્રદ્ધા ઉઠી ગઈ અને તેઓના ઉપર નારાજ થયો, ત્યારે બાદશાહ ખુલ્લં ખુલ્લા બોલવા લાગ્યો હતો કે "મુહમ્મદ પેગંબરે દશ વર્ષની છોકરી અયેષા સાથે લગ્ન કર્યું હતું, અને ઝૈનાબ તેના દત્તકપુત્રની સ્ત્રી હોવા છતાં, તેના છૂટાછેડા થયા બાદ મુહમ્મદ પેગંબરે પોતેજ તેની સાથે લગ્ન કર્યું હતું;આવા અનાચાર કરનારો મુહમ્મદ પરમેશ્વરનો દૂત હોઈ શકે નહિં."

આ પ્રમાણે મુસલમાની ધર્મ પ્રત્યે અરૂચિ થયા પછી તેણે હિંદુ, જૈન, પારસી અને ક્રિશ્ચિયન ધર્મના વિદ્વાનોને બોલાવી પોતાની સભામાં જોડવાનું શરૂ કર્યું. એ પ્રમાણે જુદા જુદા ધર્મના વિદ્વાન્ પુરૂષોની સાથે તે બેસતો અને તેમાં થતી ધર્મચર્ચાને સાંભળતો. તેણે આ સભામાં દરેક ધર્મના વિદ્વાનોને પોતપોતાના અભિપ્રાયો પ્રકટ કરવાની છૂટ આપી અને તેથી દરેક વિદ્વાનો એવી શાન્તિ અને એવી ગંભીરતાપૂર્વક ધર્મચર્ચા કરવા લાગ્યા, કે અકબરને તેથી ઘણોજ આનંદ આવવા લાગ્યો. બીજી તરફ પેલા મુસલમાનો ઉપરથી તો તેનો ભાવજ ઉઠી ગયો, એટલુંજ નહિં પરન્તુ પરિણામે તેણે મસજીદમાં જવાનું પણ છોડી દીધું અને કેવળ તે પોતાની ધર્મસભામાં બેસી, ધર્મચર્ચા સાંભળી તેમાંથી સારગ્રહણ કરવાનુંજ વધારે પસંદ કરવા લાગ્યો. અબુલ્ફજલ કહે છે કે-"અકબર પોતાની આ ધર્મસભામાં એટલો બધો આનંદ લેવા લાગ્યો હતો કે ખરેખર અકબરે પોતાની કોર્ટને તત્ત્વ શોધકોનું ઘર બનાવી મૂક્યું હતું."—

" The Shahinshah's court became the home of

inquirers of the seven climes, and the assemblage of the wise of every religion and sect."

( Akbarnama-translated by H. Beveridge. Vol. III p. 366. )

અર્થાત્—શહેનશાહનો દરબાર, સાતે પ્રદેશો ( પૃથ્વીના ભાગ ) ના શોધકોનું અને દરેક ધર્મ તથા સંપ્રદાયના ડાહ્યા માણસોનું ઘર થઇ પડયું હતું.

અકબરની આ ધર્મસભામાં ડૉ. **વિન્સેંટ સ્મીથ**ના મત પ્રમાણે સૌથી પહેલાં ઇ. સ. ૧૫૭૮ માં **પારસી** વિદ્વાન્ જોડાયો હતો, કે જે **નવસારી**થી આવેલો **દસ્તૂર મેહરજી રાણા** હતો અને પારસીઓ જેને **મોબેદ** કહે છે. આ વિદ્વાન્ ઇ. સ. ૧૫૭૯ સુધી ત્યાં રહ્યો હતો. તે પછી ઇ. સ. ૧૫૮૦ ના ફેબ્રુઆરીની ૨૮ મી તારીખે **ક્રિશ્ચિયન** પાદ્રી **ફાધર રીડોલ્ફો એકવોવીવા** (Father Ridolfo Aqvaviva) **મૉન્સિરાટ** ( Monserrate ) અને **એનરીશેઝ** ( Enrichez ) ગોવાથી તેની પાસે આવ્યા હતા.

આ પ્રસંગે એ જણાવવું જરૂરનું થઇ પડશે કે, **અકબરે** પોતાની આ ધર્મસભાના મેમ્બરોને પાંચ વિભાગોમાં વિભકત કર્યા હતા. આ પાંચે વિભાગોમાં મળીને કુલ ૧૪૦ મેમ્બરો હતા. ' આઇન-ઇ-અકબરી ' ( અંગ્રેજી ) ના બીજા ભાગના ૩૦ મા આઇનની અંતમાં આ મેમ્બરોનું લિસ્ટ આપવામાં આવ્યું છે. તેના ૫૩૭-૫૩૮ મા પેજમાં પહેલા વર્ગના ૨૧ મેમ્બરોનાં નામો છે. જેમાં સૌથી પહેલું નામ '**શેખ મુબારક**' નું છે, કે જે '**અબ્બુલફજલ**' નો પિતા થતો હતો અને સૌથી છેલ્લું નામ '**આદિત્ય**' નામક કોઇ હિંદુનું છે. પહેલાં બાર નામો મુસલમાનોનાં છે અને તે પછીનાં ૮ નામો ( સોલમું છોડીને ) હિંદુઓનાં માલૂમ પડે છે. જ્યારે સોલમું નામ 'હરિજીસૂર' (Hariji Sur) આ પ્રમાણે છે. આ ' હરિજીસૂર ' એજ આપણા આ પુસ્તકના

નાયક છે, અને જેઓને આપણી 'હિરવિજયસૂરિ' ના નામથી ઓળખીએ છીએ.

આ હીરવિજયસૂરિની સાથે અકબર બાદશાહનો સંબંધ કેવી રીતે થયો, એ તરફ હવે આપણે દૃષ્ટિપાત કરીએ.

એક વખત અકબર બાદશાહી મહેલના ઝરૂખે બેસી નગરચર્ચા જોઇ રહ્યો હતો.તે વખત તેના કાનમાં વાજિંત્રોનો અવાજ પડ્યો. આ અવાજ સાંભળી તેણે પોતાની પાસે ઉભેલા એક નોકરને પૂછ્યું:—'આ ધૂમધામ શાની છે?' તેણે જણાવ્યું કે—'ચાંપા નામની એક શ્રાવિકાએ છ મહીનાના ઉપવાસો કર્યા છે, તે ઉપવાસ એવા કે–જ્યારે જરૂર પડે ત્યારે માત્ર દિવસે ગરમ પાણી સિવાય કોઇ વખત બીજી કંઇ પણ વસ્તુ મ્હોંમાં નાખી શકાય નહિ અને તે નિમિત્ત આ વાજિંત્રો વાગી રહ્યાં છે.

'છ મહીનાના ઉપવાસ[1]' આ શબ્દ સાંભળતાંજ બાદશાહ તો આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો. મુસલમાનો એક મહીનાના રોજા કરે છે,તેમાં પણ રાત્રે તો પેટ ભરીને ખાય છે તેમાં તો કેટલુંએ કષ્ટ પડે છે,તો પછી બિલકુલ ભોજન લીધા સિવાય છ મહીનાના ઉપવાસ કેમ થઇ શકે? આ શંકા તેના હૃદયમાં ઉપસ્થિત થઇ, અને તેથી તેણે આ વાતની ખાતરી કરવાને માટે મંગલ ચૌધરી અને કમરૂ

---

1 છ મહીનાના ઉપવાસથી, કોઇએ એમ નથી સમજવાનું કે–આજ કાલ જૈનોમાં જેમ છમાસી તપ એટલે એક દિવસ ઉપવાસ અને એક દિવસ પારણું–એમ છ મહીના સુધી કરે છે, તે કર્યો હતો, પરન્તુ ચાંપાએ લાગટ છ મહીના સુધી ઉપવાસો કર્યા હતા, એમાં લગારે અત્યુક્તિ જેવું નથી, કારણ કે–તે પ્રમાણે છ મહીનાના લાગટ ઉપવાસો કર્યાનાં બીજાં પણ કેટલાક પ્રમાણો મળે છે. જેમ, જે સમયની આપણે વાત કરીએ છીએ, તે સમયથી કંઇક પહેલા એટલે વિક્રમની પંદરમી શતાબ્દિમા થયેલ સોમસુંદરસૂરિના વખતમાં શ્રીશાંતિચંદ્રગણિએ પણ છ મહીનાના લાગટ ઉપવાસો કર્યા હતા.

જૂઓ, 'सोमसौभाग्यकाव्य' સર્ગ ૧૦ મો, શ્લોક ૬૧.

ખાન નામના પોતાના બે માણસોને **ચાંપા**ને ત્યાં મોકલ્યા. આ બન્નેએ ત્યાં જઇ વિનય ભાવથી પૂછયું:—

'બહેન ! તમારાથી આટલા બધા દિવસો સુધી ભૂખ્યાં કેમ રહી શકાય છે ? એક દિવસ બપોરે ભોજન ન થયું હોય, તો શરીર ધ્રૂજવા લાગે છે, તો પછી આટલા બધા દિવસો સુધી અન્ન વિના કેમ ચાલી શકે ?'

**ચાંપા**એ કહ્યું—' ભાઇઓ ! આવી તપસ્યા કરવી, એ મારી શક્તિથી બહારનું કામ છે;પરન્તુ **દેવ–ગુરૂ**ની કૃપાથીજ હું આ તપસ્યા કરૂં છું અને આનંદપૂર્વક ધર્મ ધ્યાનમાં દિવસો ગુજારૂં છું ?'

**ચાંપા**નાં પરમ આસ્તિકતાવાળાં આ વચનો સાંભળી તેઓને એમ પૂછવાનું મન અવશ્ય થઇ આવ્યું કે-આ બાઇના **દેવ** અને **ગુરૂ** કોણ છે, કે જેના પ્રતાપથી આ બાઇમાં આટલી બધી શક્તિ આવી છે ?

પોતાની આ જિજ્ઞાસા પૂર્ણ કરવાને તેમણે જ્યારે પૂછયું,ત્યારે **ચાંપા**એ કહ્યું—' મારા દેવ ઋષભાદિ તીર્થંકરો છે, કે જેઓ સમસ્ત પ્રકારના દોષો અને જન્મ–મરણથી રહિત થયેલા છે, અને મારા ગુરૂ હીરવિજયસૂરિ છે કે-જેઓ કંચન–કામિનીના ત્યાગી થઇ ગ્રામાનુગ્રામ વિચરી જગત્‌ના કલ્યાણનો ઉપદેશ આપે છે.'

મંગળ **ચૌધરી** અને **કમરૂખાને** બાદશાહ પાસે આવી ઉપરની તમામ હકીકત નિવેદન કરી. બાદશાહની આ વખતે તીવ્ર ઇચ્છા થઇ કે-આવા મહાપ્રતાપી સૂરિનાં દર્શન અવશ્ય કરવાં જોઇએ. આ વખતે બાદશાહને એમ પણ વિચાર થયો કે–**ઇતમાદખાન** ગુજરાતમાં ઘણું રહેલ છે, **માટે તે હીરવિજયસૂરિથી** પરિચિત હશે. આથી તેણે **ઇતમાદખાન**ને બોલાવી પૂછયું-' શું તમે હીરવિજયસૂરિને જાણો છો ?' ઇતમાદખાને કહ્યું:-' હા હજુર, હીરવિજયસૂરિ **એક સાચા ફકીર છે. તેઓ એક્કા ગાડી, ઘોડા** વગેરે કંઇ પણ **વહાનમાં બેસતા નથી.હમેશાં**

પગે ચાલી ગ્રામાનુગ્રામ ફરે છે, દ્રવ્ય રાખતા નથી, સ્ત્રીથી સર્વથા દૂર રહે છે. અને હમેશાં ઈશ્વરની બંદગી કરી લોકોને સારો સારો બોધ આપવામાંજ દિવસો ગુજારે છે.'

ઇતમાદખાનનાં આ વચનોથી બાદશાહની ઉત્કંઠામાં કંઇક વધારો થયો અને તેની સંપૂર્ણ ઇચ્છા થઇ કે-'આવા સાચા ફકીરને અવશ્ય આપણા દરબારમાં બોલાવવા જોઇએ; અને તેમનો ઉપદેશ સાંભળવો જોઇએ.'

આવાજ પ્રસંગમાં એક દિવસ નગરમાં નીકળેલો એક મોટો વરઘોડો તેની દૃષ્ટિમાં પડયો. અનેક પ્રકારના વાજિંત્રો અને હજારો મનુષ્યોની ભીડ તેના જોવામાં આવી. તેજ વખત તેણે ટોડરમલ્લને પૂછયું-' આટલાં બધાં માણસોની ભીડ અને આ વાજાં-એ બધું શાને માટે છે?' ટોડરમલ્લે કહ્યું-' સરકાર! જે બાઇએ છ મહીનાની તપસ્યા કરી હતી તે તપસ્યા આજે પૂરી થઇ છે, તેની ખુશાલીમાં શ્રાવકોએ આ વરઘોડો ચઢાવેલો છે.'

બાદશાહે ઉત્સુકતાપૂર્વક પુનઃ પૂછયું, ' તો શું, તે બાઇ પણ આ વરઘોડામાં સામેલ છે?'

ટોડરમલ્લે કહ્યું-' હજૂર! તે બાઇ ઉત્તમોત્તમ વસ્ત્રો અને આભૂષણોથી સુસજ્જિત થઇ પ્રસન્નતાપૂર્વક એક પાલખીમાં બેઠી છે. તેની સામે ફૂલો અને સોપારી વિગેરેથી ભરેલા કેટલાક થાળો રાખવામાં આવ્યા છે.

આમ વાતો થતી હતી, તેવામાં વરઘોડો બાદશાહી મહેલ પાસે આવ્યો. બાદશાહે વિવેકી માણસોને મોકલી માનપૂર્વક ચાંપાબાઇને પોતાના મહેલમાં બોલાવી, અને વિનયપૂર્વક પૂછયું-' માતાજી! તમે કેટલા અને કેવી રીતે ઉપવાસો કર્યા?'

ચાંપાએ કહ્યું—' પૃથ્વીનાથ! મેં છ મહીના સુધી અનાજ લીધું નથી. માત્ર કોઇ કોઇ વખત વધારે તૃષા લાગતી, ત્યારે

દિવસના ભાગમાં ગરમ પાણી થોડું થોડું પી લેતી. એવી રીતે મારો તે છમાસી તપ આજે પૂર્ણ થયો છે.'

બાદશાહે આશ્ચર્યાન્વિત થઇ કહ્યુ—' બાઇ ! આટલા બધા ઉપવાસ તમારાથી કેમ થઇ શકયા ?'

ચાંપાએ દઢતા અને શ્રદ્ધાપૂર્વક કહ્યું—'મારા ગુરૂ હીરવિજયસૂરિના પ્રતાપથીજ હું આટલી તપસ્યા કરી શકી છું.'

જો કે બાદશાહ મંગલચૌધરી અને કમરૂખાનને પહેલાં મોકલીને ચાંપાની આ હકીકતથી વાકેફ થયો હતો; છતાં કુદરતનો કાયદો છે કે—બીજાના મુખથી સાંભળેલી વાતમાં જેટલો આનંદ અને લાગણી ઉદ્ભવે છે, તેના કરતાં સાક્ષાતકારથી કઇ ગુણો આનંદ અને લાગણી ઉત્પન્ન થાય છે અને તેટલાજ માટે બાદશાહે, 'જાણવા છતાં ફરી શા માટે પૂછવું ? એવી મનમાં લગાર પણ શંકા લાવ્યા સિવાય ઉપર્યુંકત હકીકત ખાસ ચાંપાનેજ પૂછીને પોતાની જીજ્ઞાસા પૂરી કરી. આ વખતે બાદશાહે એ પણ પૂછીને પોતાનું સમાધાન કરી લીધું કે—' હીરવિજયસૂરિ અત્યારે કયાં બિરાજે છે ?' તેને ચાંપાના કહેવાથી માલૂમ પડયું કે—સૂરીશ્વરજી અત્યારે ગુજરાત પ્રાંતના ગંધાર નગરમાં બિરાજે છે.

બાદશાહ ચાંપાની બધી વાતોથી બહુ ખુશી થયો. તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો કે—ગમે તે રીતે પણ હીરવિજયસૂરિને અહિં બોલાવવા યત્ન કરવો. 'હીરવિજયસૂરિરાસ'ના કર્ત્તા ઋષભદાસના કહેવા પ્રમાણે—અકબરે તે વખતે પ્રસન્ન થઇ ચાંપાને, બહુમૂલ્ય સોનાનો ચૂડો પહેરાવ્યો હતો. તેમ તેના વરઘોડામાં પોતાનાં રાજકીય વાજિંત્રો આપીને વરઘોડાની શોભામાં વધારો કર્યો હતો.

'જગદ્ગુરૂકાવ્ય' ના કર્ત્તા શ્રીપદ્મસાગરગણિ તો પોતાના કાવ્યમાં એમ પણ કહે છે કે—અકબરે આ બાઇની તપસ્યાની પરીક્ષા કરવા માટે તેણીને મહીના-દોઢ મહીના સુધી ખાસ એક સ્થાનમાં રાખીને, તેની તપાસ રાખવા માટે પોતાના માણસો રોકયા

હતા. આ પરીક્ષામાં બાઈની સદ્ભાવના અને દંભનો સર્વથા અભાવ જણાયો હતો. તે પછી ' હીરવિજયસૂરિ તેણીના ગુરૂ થાય છે ' એમ જાણી લઇ, ' તે મહાત્મા કયાં છે ? ' એનો પત્તો તેણે **થાનસિંઘ** કે જે એક જૈનગૃહસ્થ હતો અને અકબરના દરબારમાં રહેતો હતો, તેનાથી મેળવ્યો હતો.

જ્યારે '**વિજયપ્રશસ્તિ**' કાવ્યના કર્ત્તા **હેમવિજયગણિ** કહે છે કે-અકબરે હીરવિજયસૂરિની પ્રશંસા **ઇતમાદખાન** દ્વારાજ સાંભળી હતી, અને તે ઉપરથીજ તેણે હીરવિજયસૂરિને આમંત્રણ મોકલવાનું નક્કી કર્યું હતું.

અસ્તુ, ગમે તેમ હો, પરન્તુ અકબરને ઉપરના કારણોથી હીરવિજયસૂરિના નામનો પરિચય થયો હતો, એ વાત તો ચોક્કસજ છે. હવે અકબરે તેમનો સાક્ષાત્કાર કરવાની પૂર્ણ ઇચ્છા કરી. અને તે ઇચ્છા એટલી બધી તીવ્ર થઇ, કે તેણે તુર્તજ **માનુકલ્યાણ** અને **થાનસિંઘ રામજી** નામના બે જૈનગૃહસ્થો અને **ધર્મસી-પંન્યાસ**, કે જેઓ તે વખતે ત્યાંજ હતા, તેમને બોલાવી કહ્યું કે ' તમે હીરવિજયસૂરિને અહીં પધારવા માટે એક વિનતિપત્ર લખો, અને હું પણ એક પત્ર લખું છું.'

પરસ્પરની સમ્મતિ પૂર્વક બન્ને પત્રો લખાયા. શ્રાવકોએ પત્ર લખ્યો સૂરિજી ઉપર, જ્યારે બાદશાહે તે વખતના ગુજરાતના સૂબા શિહાબખાન ( શિહાબુદ્દીન એહમદખાન ) ઉપર લખ્યો. બાદશાહે શિહાબખાન ઉપર જે પત્ર લખ્યો, તેમાં હીરવિજયસૂરિજીને મોકલવા માટે મામૂલી લખ્યું, એમ નહિ, પરન્તુ હાથી, ઘોડા, પાલખી અને બીજી તમામ આર્થિક સહાયતાના આડંબર સાથે તેઓને મોકલવા માટે લખ્યું. આ બન્ને પત્રો લઇને બાદશાહે બે **મેવડા**[1]-

---

[1] The Mewrahs They are natives of Mewat and are famous as runners. They bring from great distances with zeal anything that may be required. They are excellent spies, and will perform the most

ઓને અમદાવાદ મોકલ્યા. 'હીરસૌભાગ્યકાવ્ય'માં આ બે મેવડાઓનાં નામો **મૌંદી** અને **કમાલ** બતાવવામાં આવ્યાં છે. આ પ્રસંગે લગાર એક બીજો પણ વિચાર કરી લઇએ.

અકબર સમ્રાટ્ હતો. તેની પાસે સમસ્ત પ્રકારની સામગ્રી હતી. હાથી હતા, ઊંટ હતાં, ઘોડા હતા અને લક્ષ્મીનો તોટો ન્હોતો, તેમ માણસોની ખોટ ન્હોતી. તે જમાનામાં જેટલી જલદી કાયસિદ્ધિ કરવી હોય, તે પ્રમાણે કરાવી શકે, એવી બધીએ સામગ્રી અકબર પાસે વિદ્યમાન હતી. ટૂંકમાં કહીએ તો અકબરને હામ, દામ ને ઠામ બધુંએ હતું. અતઃ તે પોતાનું ધાર્યું કામ કરે, એમાં લગારે નવાઇ નહિં. છતાં પણ કહેવું પડશે કે– વર્ત્તમાન જમાનાનો એક દરિદ્ર મનુષ્ય જેટલી ઝડપથી કાર્યસિદ્ધિ કરી શકે છે, તેટલી ઝડપથી કાર્યસિદ્ધિ તે વખતનો સમ્રાટ્ અકબર ન્હોતો કરી શકતો. અકબર પાસે એવું વૈજ્ઞાનિક સાધન ન્હોતુંજ, કે જેવું અત્યારના એક દરિદ્રના ભાગ્યમાં પણ પ્રાપ્ત થયું છે. અકબરને આગરે બેઠે, યદિ ગુજરાતમાં કંઇ જરૂરી સમાચાર પણ પહોંચાડવા પડતા, તો તેને માટે ઓછામાં ઓછા ૧૦–૧૨ દિવસ જેટલો સમય તો સ્હેજે જોઇતો. અત્યારે ૧૦–૧૨ દિવસોની વાત તો દૂર રહી, પરન્તુ ૧૦–૧૨ કલાકો પણ તેવા કાર્ય માટે જોઇતા નથી. અરે, ૧૦–૧૨ મિનિટ પણ સેંકડો ગાઉ દૂર સમાચાર પહોંચાડવાને કાફી થઇ પડે છે. વળી

---

intricate duties. There are likewise one thousand of them, ready to carry out orders.

[ The Ain-i-Akbari translated by H. Blochmann M. A. Vol. I p. 252. ]

અર્થાત્—તેઓ મેવાતના રહીશો છે, અને દોડનાર તરીકે પ્રખ્યાત છે. જે કંઇ વસ્તુ જોઇતી હોય; તે ઉત્સાહથી ઘણે દૂરથી તેઓ લાવી આપે છે. તેઓ ઉત્તમ જાસૂસો છે અને ઘણી ગૂંચવણ ભરેલી ફરજો બજાવી આપે છે. હુકમ બજાવવાને તૈયાર એવા તેઓમાંના એક હજાર છે.

જે સમાચાર મોકલવા માટે તે વખતે ઘણા રૂપિયાઓનો વ્યય કરવો પડતો હતો, તેજ સમાચાર અત્યારે માત્ર બાર આનામાંજ પહોંચાડી શકાય છે. હજૂ લગાર જમાનાને આગળ વધવા દો. ભારતવર્ષમાં સાધનોની છૂટ બહોળા પ્રમાણમાં શરૂ થવા દો. જે સમાચાર પહોચાડવામાં અત્યારે ૧૦–૧૨ મિનિટનો સમય લાગી જાય છે, તે પણ બચીને સેકંડોની ગણતરીમાં સમય લાગવા લાગશે. પ્રિય પાઠક ! બતાવો, અકબર સમ્રાટ્ હોવા છતાં–અરે, તે વખતનો ચક્રવર્તી જેવો રાજા હોવા છતાં, આવું સાધન તેના નસીબમાં હતું ? ના, ન્હોતું, લગારે ન્હોતું. ઓછામાં ઓછા કહીએ તો આઠ આઠ દશ દશ દિવસ કે કોઇ વખત તેથી પણ વધારે દિવસો સુધી રસ્તાની ધૂળ ફાકી ફાકીને ઊંટ કે ઘોડાનો અને તેની સાથે માણસનો પણ અંત નિકળી જતો, ત્યારે અકબર મુશ્કેલથી એક સમાચાર ગુજરાત પહોંચાડી શકતો. અકબરની ઘણીએ ઇચ્છા હતી કે–હીરવિજયસૂરિને મોકલેલું આમંત્રણ હમણાં ને હમણાં પહોંચે તો સારૂં, પણ તેનું ધાર્યું શું કામમાં આવે ? મનુષ્ય જાતથી તો જેટલું થતું હોય, તેટલુંજ થાય ને ! તોપણ અકબરનો અને થાનસિંઘ વિગેરે શ્રાવકોનો પત્ર લઇને આગરેથી રવાના થએલા મેવડાઓ, લાંબી લાંબી એપો કરીને જેમ બન્યું તેમ જલદી અમદાવાદ આવી પહોંચ્યા, અને શિહાબખાનને બન્ને પત્રો સુપરત કર્યા.

શિહાબખાને સમ્રાટ્નો પત્ર હાથમાં લઇ ભક્તિપૂર્વક માથે ચઢાવ્યો અને તે પત્રને વાંચ્યા પહેલાંજ ઉત્સુકતાપૂર્વક તેને સમ્રાટ્ની, સમ્રાટ્ના ત્રણ પુત્રો–શેખૂજી, પહાડી અને દાનીયાલની અને સમસ્ત બાદશાહી કુટુંબની સુખશાન્તિના સમાચાર પૂછ્યા. તદનન્તર તેણે બાદશાહનું સોનેરી ફરમાન બહુજ ધ્યાનપૂર્વક વાંચ્યું. તેમાં જણાવવામાં આવ્યું હતું કે—

‘ હાથી, ઘોડા, પાલખી અને બીજી રાજ્ય સામગ્રી સાથે સમ્માન અને ધૂમધામપૂર્વક શ્રીહીરવિજયસૂરિને અહિં મોકલો. ’

શિહાબખાન, ખુદ સમ્રાટ્નો આ પત્ર જોઇ એક વખત તો સ્તબ્ધજ બની ગયો, અને પોતાનું પૂર્વકૃત સ્મરણમાં આવ્યું. 'આ તેજ હીરવિજયસૂરિને બાદશાહે આમંત્રણ કર્યું છે કે-જેઓને મેં થોડાજ સમય ઉપર અનીતિપૂર્વક જુલ્મી ઉપદ્રવ કર્યો હતો. અરે, આજ હીરવિજયસૂરિ એક વખત મારા ડરથી એવી આફતમાં આવી પડયા હતા કે- તેમને ઉઘાડા શરીરે મારા દુષ્ટ સિપાઇયોના પંજામાંથી નાસવું પડયું હતું' ઇત્યાદિ વિચારોની ભરતી તેના હૃદયસાગરમાં થવા લાગી. અને તેની સાથેજ સાથે 'આવા મહાત્માને આપેલા કષ્ટ માટે' તેના હૃદયમાં અસાધારણ પશ્ચાત્તાપ થવા લાગ્યો. પણ પાછળથી 'गतं न शोचामि कृतं न मन्ये' એ નિયમનું અવલંબન કરી, પોતાના માલિકની આજ્ઞાનો કેમ જલદી અમલ થાય એજ વાત તેણે હાથમાં લીધી. તેણે અમદાવાદના પ્રસિદ્ધ પ્રસિદ્ધ આગેવાન જૈન ગૃહસ્થોને બોલાવ્યા. તેઓ બધા એકઠા થયા. પછી શિહાબખાને આગરાના શ્રાવકોનો પત્ર તેઓને આપ્યો અને પોતાના ઉપરનો બાદશાહનો પત્ર પણ વાંચી સંભળાવ્યો. તે ઉપરાંત તેણે એ પણ કહ્યું કે—

"જ્યારે સમ્રાટ્ આવા માનપૂર્વક હીરવિજયસૂરિજીને આમંત્રણ કરે છે, તો પછી તમારે તેઓને ત્યાં જવા માટે ખાસ કરીને વિનતિ કરવી જોઇએ. આ એવું માન છે કે-જે માન બાદશાહ તરફથી અત્યાર સુધી કોઈને પણ મળ્યું નથી. સૂરીશ્વરજીના પધારવાથી તમારા ધર્મનું ગૌરવ વધશે, અને તમારી પણ કીર્ત્તિમાં વધારો થશે. એટલુંજ નહિં પરન્તુ, હીરવિજયસૂરિજીની શિષ્ય પરંપરાને માટે પણ આ પ્રાથમિક પ્રવેશ ઘણોજ લાભદાયક થઇ પડશે. માટે કંઇ પણ જાતની 'હા' 'ના' કર્યા સિવાય હીરવિજયસૂરિને જરૂર ત્યાં જવા માટે સમ્મતિ આપો. મને ખાતરી છે કે-તેઓ ત્યાં જઇને જરૂર બાદશાહ ઉપર પોતાનો પ્રભાવ પાડશે, અને બાદશાહ પાસે સારાં સારાં કામો કરાવશે."

આની સાથે ખાને એ પણ કહ્યું કે-'સૂરિજીની રસ્તાની સગ-

વડતાને માટે હાથી, ઘોડા પાલખી અને દ્રવ્ય વિગેરે જે કંઇ જોઇએ, તે બધું આપવાને માટે મને સમ્રાટ્નો હુકમ છે, માટે તે સંબંધી તમારે કંઇ પણ વિચાર કરવાનો નથી.'

જો કે સમ્રાટ્નું આ આમંત્રણ વાંચતાંની સાથે તો અમદાવાદના ગૃહસ્થોને પ્રસન્નતા થવાને બદલે ઝાંખી પણ ગ્લાની થઇ હતી, પરન્તુ શિહાબખાનના ઉપર્યુક્ત ઉત્તેજનાત્મક શબ્દોથી તેઓના મુખો પર કંઇક ઉત્સાહની રેખાઓ ઉપસી આવી હોય, તેમ જણાવવા લાગ્યું હતું. છેવટે શ્રાવકો, શિહાબખાનને એમ કહીને ઉઠયા કે–' સૂરિજી મહારાજ હાલ ગંધારમાં બિરાજે છે, માટે અમે ગંધાર જઇને તેઓશ્રીને વિનતિ કરી અહીં લઇ આવીએ.'

તે પછી શ્રાવકોએ એકઠા થઇ અમુક અમુક ગૃહસ્થોને ગંધાર જવાનું ઠરાવ્યું. અને તે પ્રમાણે વચ્છરાજ પારેખ, મૂલોશેઠ, નાના વિપૂશેઠ અને કુંવરજી ઝવેરી વિગેરે ગાડીઓ જોડી ગંધાર ગયા. બીજી તરફ અમદાવાદના જૈનસંઘની સૂચનાથી ખંભાતથી સંઘવી ઉદયકરણ, પારેખ વજીઆ, પારેખ રાજીઆ અને રાજા શ્રીમલ્લ ઓશવાલ વિગેરે પણ સીધા ગંધાર પહોચ્યા.

અમદાવાદ અને ખંભાતના આગેવાન ગૃહસ્થોના આવવાથી જો કે સૂરિજીને બહુ આનંદ થયો, પરન્તુ ' આમ એકાએક આવવાનું શું કારણ હશે ?' એ શંકાએ તેઓશ્રીના હૃદયમાં અવશ્ય સ્થાન લીધું. બન્ને ગામોના સંઘોએ સૂરિજી અને તમામ મુનિમંડલને વંદન કરી સૂરિજીનું વ્યાખ્યાન શ્રવણ કર્યું. સૂરિજીએ બપોરના આહારપાણી કર્યાં. શ્રાવકો પણ સેવા–પૂજા અને ભોજનાદિ કાર્યોથી નિવૃત્ત થયા. તે પછી બપોરના સમયે અમદાવાદના ગૃહસ્થો, ખંભાતના ગૃહસ્થો અને ગંધારના આગેવાન ગૃહસ્થો, તેમ સૂરીશ્વરજી, વિમલહર્ષ ઉપાધ્યાય અને બીજા તેમની સાથેના પ્રધાન મુનિયો આ બધા એકાન્ત સ્થાનમાં વિચાર કરવાને બેઠા.

આ વખતે અમદાવાદના સંઘે અકબર બાદશાહનો શિહાબ-

ખાન ઉપર આવેલો પત્ર અને આગરાના જૈનસંઘનો પત્ર, એમ બન્ને પત્રો સૂરિજીને આપ્યા. સૂરિજીએ પોતાના ઉપરનો આગરાના સંઘનો પત્ર પોતે વાંચ્યો, અને પછી તે બન્ને પત્રો ખુલ્લી રીતે આ મંડળમાં વાંચવામાં આવ્યા. વળી અમદાવાદના સંઘે શિહાબખાને કહેલાં વચનો પણ કહી સંભળાવ્યાં. 'જવું કે ન જવું' એનો વિચાર તો હજૂ હવે થશે, પણ અકબર બાદશાહના આ આમંત્રણની વાત સાંભળતાંજ એક વખત તો બધા મુનિયો અને ગંધાર તથા ખંભાતનો સંઘ વિગેરે આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા. 'આ શું ?' 'અકબરનું આ આમંત્રણ શાને માટે ?' ઇત્યાદિ અનેક પ્રકારની કલ્પનાઓની સ્થાપના તેઓના મનોમંદિરમાં થવા લાગી. અમદાવાદના સંઘને તે વખતે જે કંઇ કહેવાનું હતું, તે કહી લીધા પછી હવે દરેક પોતપોતાનો વિચાર પ્રકટ કરવા લાગ્યા.

કોઇ પણ જમાનામાં અને કોઇ પણ પ્રસંગમાં દરેક મનુષ્યો એકજ વિચારના હોય, એવું કોઇ દિવસ બન્યું નથી, બનતું નથી અને બનવાનું પણ નથી. વિચારોની ભિન્નતા દરેક પ્રસંગે રહેજ છે. અમુક વિષયમાં કોઇના કેવા વિચારો હોય છે, તો કોઇના કેવા હોય છે. જે જમાનાનું આ વૃત્તાન્ત લખીયે છીએ, તે જમાનો પણ આ અટલ નિયમથી દૂર રહેલો ન્હોતો. નિદાન, તે વખતે પણ કેટલાક ઉદાર વિચારના હતા, જ્યારે કેટલાક સંકુચિત વિચાર ધરાવનારા પણ હતા, અને તેનાજ પરિણામે 'બાદશાહના આ આમંત્રણને માન આપી, સૂરિજીએ ત્યાં પધારવું કે કેમ ?' એ વિષયમાં શ્રાવકોમાં ઘણા મતભેદો પડયા. કોઇ કહેવા લાગ્યા કે–'સૂરિજી મહારાજને ત્યાં પધારવાનું કામજ શું છે ? બાદશાહને ધર્મોપદેશ સાંભળવો હશે, અથવા સૂરિજી મહારાજનાં દર્શન કરવાં હશે, તો ઘણાએ અહિં આવશે.' કેટલાક કહેવા લાગ્યા–'અરે સૂરિજી મહારાજને તે ત્યાં મોકલાય ? એ તો મહા મ્લેચ્છ રહ્યો, ન માલૂમ શું એ કરે ? આપણે ત્યાં જવાનું કામજ શું ?' વળી કોઇએ કહ્યું–

'અકબરને તમે તેવો ન સમજશો. એના નામથીજ લોકોને રેચ લાગે છે, તો એની પાસે તો જઇજ કોણ શકે ?' કોઇ તો કહે કે–' એ તો ખાસો રાક્ષસનો અવતાર છે. માણસોને મારી નાખવાં એ તો એને એકડે એક જેવુંજ છે. આવા દુષ્ટ રાજા પાસે જવાનું આપણે શું કામ છે ?' એમ વાદાનુવાદ કરતાં કરતાં કોઇ તો અકબરની ઋદ્ધિ સમૃદ્ધિનો હિસાબ લગાવવા લાગ્યા, તો કોઇ એની લડાઇયોની ગણતરી કરવા લાગ્યા. વાણીયાઓની વાતોનો આરો આવે ખરો ? સૂરિજી આ બધું મૌન ધારણ કરી ચુપચાપ સાંભળી રહ્યા હતા. કેટલાકો તરફથી એમ પણ કહેવામાં આવ્યું કે–' નહિં, નહિં, બાદશાહ એવો ક્રૂર હોવા છતાં તેનામા ગુણાનુરાગતાનો મ્હોટો ગુણ છે. તે કોઇનામાં પણ કંઇ મહત્ત્વ ગુણ દેખે છે, તો તે ફિદા ફિદા થઇ જાય છે. માટે સૂરિજી જેવા મહાત્મા પુરુષને દેખીનેજ તે લટ્ટુ બની જશે. કોઇ કહે–' આપણને આવી સંકુચિતતા રાખવી ન જોઇએ. જ્યારે રાજા પોતે આવા માનપૂર્વક તેડાવે છે, તો પછી સૂરીશ્વર મહારાજના પધારવાથી શાસનની ઘણીજ શોભા વધશે. ? કોઇએ કહ્યું–' આપણે ડરવાનું કંઇ કામ નથી. અકબર બાદશાહને સોલસો તો અંતેઉરી છે. તેઓમાંજ તે પોતાનો દિવસ વ્યતીત કરે છે. માટે તે બિચારો સ્ત્રિયોની સેવામાંથી અને રમ્મત ગમ્મતમાંથી નવરો થશે, ત્યારે સૂરિજી મહરાજને મળશેને ?' એટલામાંતો કોઇ બોલી ઉઠયો કે–' જ્યારે મળશેજ નહિં, તો પછી ત્યાં જવાનું કામજ શું છે ?'

આ પ્રમાણે શ્રાવકોમાં જે વાદાનુવાદ થયો, તેનું સૂરીશ્વરજી મહારાજે શાન્તચિત્તથી શ્રવણ કર્યું. હવે તેઓ સાહેબે શાસન સેવાની સંપૂર્ણ લાગણીવાળા હૃદયથી ચિત્તની ઉત્સુકતાપૂર્વક ગંભીરતાથી કહ્યું:—

" મહાનુભાવો ! તમારા બધાઓના વિચારો મેં અત્યાર સુધી શ્રવણ કર્યો છે ! અને હું સમજું છું ત્યાં સુધી પોત પોતાના વિચારો પ્રકટ કરવામાં કોઇનો પણ ખરાબ અભિપ્રાય નથી. સૌએ લાભનો

ઉદ્દેશ્ય રાખીનેજ પોતાના અભિપ્રાયો બતાવ્યા છે. હવે હું મારો વિચાર જણાવું છું. જો કે–એ વાતનું અત્યારે લાંબુ વિવેચન કરવાનો પ્રસંગ નથીજ કે–આપણા પૂર્વાચાર્યોએ કેવળ શાસનની સેવા માટે માન–અપમાનની દરકાર રાખ્યા સિવાય રાજ–દરબારમાં પગ પેસારો કરી કરીને રાજાઓને પ્રતિબોધ કર્યો હતો; એટલુંજ નહિ પરન્તુ તેઓ દ્વારા શાસન–હિતનાં મ્હોટાં મ્હોટાં કામો કરાવ્યાં હતાં. કોણ નથી જાણતું કે આર્યમહાગિરિએ સંપ્રતિરાજાને, બપ્પભટ્ટીએ આમરાજાને, સિદ્ધસેન દિવાકરે વિક્રમાદિત્યને અને કલિકાલ સર્વજ્ઞ પ્રભુશ્રી હેમચંદ્રાચાર્યે કુમારપાલ રાજાને–એમ અનેક પૂર્વાચાર્યોએ અનેક રાજાઓને પ્રતિબોધ્યા હતા? અને તેનાજ પરિણામથી જૈનધર્મની અત્યારે આટલી જાહોજલાલી જોઇ શકીએ છીએ. ભાઇઓ! જો કે હું તો તે મહાન્ પ્રતાપી આચાર્યોના જેવી શકિત ધરાવતો નથી, હું તો તે પૂજ્ય પુરૂષોના પગની રજ સમાન જ છું; તોપણ તે પૂજ્ય પુરૂષોના પુણ્ય–પ્રતાપથી ' यावद् बुद्धिबलोदयम् ' એ નિયમાનુસાર કંઇ પણ શાસનસેવા માટે ઉદ્યમ કરવો, એ મારી ફરજ સમજું છું. વળી આપણા તે પૂજ્ય પુરૂષોને તો રાજ્ય દરબારમાં પગ પેસારો કરવામાં કેટલીક મુશ્કેલીઓ પણ પડી હતી. અને આ તો સમ્રાટ્ પોતે આપણને આમંત્રણ કરે છે. તો પછી આપણે આમંત્રણને પાછું ઠેલવું, એ મને તો વ્યાજબી જણાતું નથી. તમે બધા સમજી શકો છો કે, હજારો બલ્કે લાખો મનુષ્યોને ઉપદેશ આપવામા જે લાભ રહેલો છે, તેના કરતાં કઇ ગુણો લાભ એક રાજાને–સમ્રાટ્ને ઉપદેશ આપવામાં રહેલો છે. કારણ કે ગુરૂ કૃપાથી યદિ સમ્રાટ્ના હૃદયમાં જો એક પણ વાત ઉતરી જાય, તો તેનું અનુકરણ કરવાને હજારો કે લાખો મનુષ્યોને બાધ્ય થવુંજ પડે. વળી આપણે એમ પણ વિચાર કરવાની જરૂર નથી કે–' જેને ગરજ હશે, તે આપણે ત્યાં વસ્તુનો સ્વીકાર કરવાને આવશે, ' આવા વિચારો શાશનને માટે લાભદાયક નથી. સંસારમાં પોતાની મેળે ધર્મના કરનારા–સારાં સારાં કામો કરનારા–મનુષ્યો બહુ થોડા

હોય છે. અત્યારનો ધર્મ પાંગળો છે. લોકોને સમજાવી સમજાવીને યુકિતયો ઠસાવી ઠસાવીને જો ધર્મ કરાવવામાં આવે, તોજ મનુષ્યો ધર્મમાં આરૂઢ થાય છે, અને પુણ્યકાર્યમાં જોડાય છે. એટલા માટે આપણે તો શાસનસેવાનીજ ભાવના રાખવી જોઇએ અને શાસનસેવાની લાગણીથી–ભાવનાથી આપણને ગમે ત્યાં જવું પડે, તોપણ આપણે તેમાં સંકોચ રાખવોજ ન જોઇએ. પરમાત્મા મહાવીર દેવના અકાટય સિદ્ધાન્તોનો ઘેર ઘેર જઇને પ્રકાશ કરવામાં આવશે, ત્યારેજ આપણે સાચી શાસનસેવા બજાવી શકીશું. ' सवी जीव करूं शासनरसी એ ભાવનાનો મૂળ ઉદ્દેશ્ય શો છે ? ગમે તે રીતે પણ મનુષ્યોને ધર્મના–અહિંસા ધર્મના અનુરાગી બનાવવા માટે પ્રયત્ન કરવો. માટે તમે બધા બીજો બધો વિચાર છોડી દઇને અકબરની પાસે જવા માટે મને સમ્મત થાઓ, એજ હું ઇચ્છું છું. ”

સૂરિજી મહારાજના ગંભીરતાવાળા આ ઉપદેશની દરેક ઉપર વિજળીની માફક અસર થઇ. એક વખત જે લોકો અકબરની પાસે જવામા અલાભ જોતા હતા, તેઓ બધા લાભજ જોવા લાગ્યા. 'સૂરિજી મહારાજના ઉપદેશથી બાદશાહ માંસાહાર છોડી દે, તો કેવું સારૂં !' ' સૂરિજી મહારાજના ઉપદેશથી બાદશાહ પશુવધ બંધ કરે, તો કેટલો બધો લાભ થાય ?' ' સૂરિજી મહારાજના ઉપદેશથી બાદશાહ જૈન થાય, તો કેવી મજાહ ?' એમ અનેક કલ્પનાદેવીના ઘોડાઓ દરેકના હૃદયોમા દોડાદોડ કરવા લાગ્યા. દરેક એકી અવાજે સૂરિજી મહારાજને પ્રસન્નતાથી કહેવા લાગ્યા—

“ સાહેબજી ! આપ ખુશીથી પધારો. અમે બધા રાજી છીએ. આપ મહાપ્રતાપી પુરૂષ છો, આપ મહાપુણ્યશાળી છો, આપના તપસ્તેજથી બાદશાહ રાગી થશે અને અનેક પ્રકારનાં શાસનની ઉન્નતિનાં કાર્યો થશે. આપ પ્રભુ હેમચંદ્રચાર્યના જેવોજ પ્રતાપ પાડી જીવદયાનો વિજય વાવટો આ ભારતભૂમિમાં ફરકાવો, એવી અમે આશા રાખીએ છીએ. અને અમારી તે આશા શાસનદેવો અવશ્ય

સફળ કરશે, એમ અમને ચોક્કસ ખાતરી છે, અમારો આત્મદેવ એવીજ સાક્ષી પૂરે છે. ”

તે પછી સૂરિજી મહારાજને વિહાર કરવાનું નક્કી થતાં હર્ષના આવેશપૂર્વક એકઠા થયેલા સંઘે એકી અવાજે વીર પરમાત્માની અને હીરવિજયસૂરિ મહારાજની જય બોલાવી આખો ઉપાશ્રય ગજાવી દીધો.

× × × ×

આજે માગશર વદિ ૭ નો દિવસ છે. હજારો મનુષ્યોની ભીડ **ગંધારના** ઉપાશ્રયમાં થઇ રહી છે. સાધુ–મુનિરાજો કમ્મર બાંધવાની તૈયારી કરી રહ્યા છે. આગેવાન શેઠિયાઓ સૂરિજી મહારાજ પાસે બેસી હર્ષ અને શોકની સમકાલીન સ્થિતિમાં સૂરિજી મહારાજના મુખ કમલથી બોધવચનો ગ્રહણ કરી રહ્યા છે. એક તરફ સ્ત્રી વર્ગનું મ્હોટું ટોળું ઉભું છે. તેમાં કેટલીક ગુરૂવિરહથી આંસુ પાડી રહી છે, કેટલીક ‘ ગુરૂ મહારાજ અકબર બાદશાહને બોધ આપવા જાય છે ’ વિગેરે વાતો કરી રહી છે, કેટલીક ‘ ગુરૂ મહારાજ એટલે બધે દૂર જાય છે, તો હવે દર્શન કયારે થશે ? ’ એવી ભાવનાઓ કરી નિસ્તેજ મુખે સ્તબ્ધ થઇ ઉભી રહી છે, જ્યારે કેટલીક ગાવામાં હોશિયાર ગણાતી મહિલાઓ ‘ ગુરૂવિરહ ’ ની ગહુંળીઓ ગાઇ રહી છે. મુનિરાજો કમ્મર બાંધીને તૈયાર થયા, એટલે સૂરિજી મહારાજે પણ તરપણી અને દંડો હાથમાં લીધો. હજારો સ્ત્રી–પુરૂષો સૂરિજીની મુખમુદ્રાને નિહાળતાંજ રહ્યાં. સૂરિજી આગળ આગળ ચાલવા લાગ્યા. પાછળ પાછળ મુનિરાજોનો સમુદાય પોત પોતાની ઉપધિ અને પાતરાં ખભે લઇ ચાલવા લાગ્યો. તેમની પાછળ પુરૂષોનો સમુદાય અને સૌથી છેલ્લે સ્ત્રી સમુદાય ચાલવા લાગ્યો. ગુરૂથી પડતા આ લાંબા વિરહની વાર્તા જેમ જેમ મનુષ્યોના મગજમાં આવવા લાગી, તેમ તેમ તેઓના હૃદયો ભરાઇ આવવા લાગ્યાં અને ગમે તેટલી ધીરતાથી રોકવા છતાં પણ દરેકની આંખોથી આંસુ પડવાજ લાગ્યાં. ગુરૂ તો હજારો મનુષ્યોની આ ઉદાસીનતાને ન દેખતાં માત્ર

સમભાવમાં લીન થઇ પરમેષ્ઠીનું ધ્યાન કરતા, ધીરે ધીરે આગળ વધતાજ રહ્યા. નગરથી બહાર થોડે દૂર આવી સૂરિજીએ તમામ સંઘને વૈરાગ્યમય ઉપદેશ આપ્યો. સૂરિજીએ કહ્યું:—

"ધર્મનો સ્નેહ, એ સંસારમાં અજબ સ્નેહ છે. ગુરૂ અને શિષ્યનો સ્નેહ, એ ધર્મસ્નેહ છે. તમારો અને અમારો સ્નેહ, એ ધર્મસ્નેહ છે અને તેજ ધર્મસ્નેહના લીધે અત્યારે તમારા મુખકમળો કરમાઇ ગયેલાં જોવાય છે; પણ તમે બધા જાણોજ છો કે પરમાત્માએ અમારે માટે એવો માર્ગ બતાવેલો છે કે-જે માર્ગમાં ચાલવાથીજ અમે અમારા ચારિત્રની રક્ષા કરી શકીએ છીએ. ચોમાસાના ચાર મહીનાની સ્થિતિમાં તમને એટલો બધો સ્નેહ થઇ જાય છે કે મુનિરાજો વિહાર કરે, ત્યારે તમને પાર વિનાનું દુઃખ થાય છે. જો કે આ ધર્મસ્નેહ લાભકર્તા છે, ભવ્યપુરૂષો આ ધર્મસ્નેહથી પોતાનો ઉદ્ધાર કરી શકે છે; પરન્તુ આ સ્નેહ પણ કોઇ વખત બંધનનું કારણ થઇ પડે છે. માટે પરિણામે તો આ સ્નેહથી પણ આપણે બધાઓએ મુક્તજ થવાનું છે મહાનુભાવો! મુનિરાજોના ધર્મ પ્રમાણે આ સમય અમારે માટે વિહારનોજ છે. તેમાં પણ તમે જાણો છો તેમ, આપણા દેશના સમ્રાટ્ અકબર બાદશાહ તરફથી આવેલા આમંત્રણને માન આપી, મારે તેઓની પાસે જવાને બાધ્ય થવું પડયું છે. જો કે તમે અત્યાર સુધીમાં ઘણી ભકિત કરી છે, અને તે ભકિત મને નિરંતર સ્મરણમાં આવ્યા કરશે, પણ હવે હું તમારા બધાઓની-ચતુર્વિધ સંઘની એક સહાયતા માગું છું. અને તે એ છે કે તમે બધાએ શાસનદેવને એવી પ્રાર્થના કરશો કે-તેઓ મને વીર પરમાત્માના શાસનની સેવા કરવાનું સામર્થ્ય અર્પણ કરે અને મને નિર્વિઘ્નપણે ફતેપુર-સીકરી પહોચાડી મારા કાર્યમાં સહાયક થાય. હવે હું તમને બધાઓને એજ કહેવા માગુ છુ કે-તમે બધાઓ ધર્મધ્યાનમાં ઉદ્યમ રાખજો, કલેશ-કંકાસથી દૂર રહેજો, વિષય વાસનાથી નિવૃત્તિ થજો અને આ મનુષ્યજન્મની સાર્થકતા કરવા

માટે દાન, શીલ, તપ અને ભાવરૂપ ધર્મની આરાધના કરવામાં હમેશાં દત્તચિત રહેશે. એજ ૐ શાંતિઃ ”

બસ, સૂરિજીએ ‘ ૐ શાન્તિઃ ’ ના ઉચ્ચારણ પૂર્વક કોઇની પણ સ્હામે દૃષ્ટિ ન દેતાં આગળ પ્રયાણ કર્યું, શ્રાવક અને શ્રાવિકાઓ પોતપોતાની ભાવનાનુસાર પાછળ ચાલ્યાં અને પછી જ્યાંસુધી ગુરૂ મહારાજ દેખાતા હતા, ત્યાં સુધી ઉભા રહી ગુરૂ મહારાજ અદૃશ્ય થતાં સૌ કોઇ એક પછી એક ઉદાસીન ચહેરે પાછા વળ્યા.

સૂરિજીએ ગંધારથી નિકળી પહેલું મુકામ **ચાંચોલ**માં કર્યું. તે પછી ત્યાંથી **જંબૂસર** થઇ **ધૂઆરણ**ના આરે **મહીનદી** ઉતરી **વટાદરે** આવ્યા. આ ગામમાં સૂરિજીને વંદન કરવા **ખંભાત**નો સંઘ આવ્યો હતો.

સૂરિજીને આ ગામમાં રાત્રિના સમયે એક અજાયબી ભરેલો બનાવ અનુભવવામાં આવ્યો. એવું બન્યું કે–જ્યારે તેઓ રાત્રિના સમયમાં કંઇક નિંદ્રા ને કંઇક જાગ્રત–એવી અવસ્થામાં હતા, તે વખતે તેમના જોવામાં આવ્યું કે–એક દિવ્યાકૃતિવાળી સ્ત્રી તેમની આગળ ઉભી છે. તેણીએ હાથમાં કંકુ અને મોતી ગ્રહણ કરેલાં છે. સૂરિજીને તે મોતીથી વધાવીને કહેવા લાગી–“ પૂર્વ દિશામાં રહીને લગભગ આખા ભારતવર્ષ ઉપર રાજ્ય કરી રહેલ બાદશાહ **અકબર** આપને ઘણોજ ચાહે છે. માટે આપ કોઇપણ જાતની શંકા સિવાય ત્યાં પધારો અને **વીર**શાસનની શોભાને વધારો. આપના પધારવાથી દ્વિતીયાના ચંદ્રની માફક આપની કીર્ત્તિમાં વધારો થશે. ”

બસ, આટલા શબ્દો બોલ્યા પછી, તે દિવ્યાકૃતિવાળી સ્ત્રી અંતર્ધાન થઇ ગઇ. તે વાતની વાતમાં કયાં ગઇ, એની સૂરિજીને પણ કંઇ ખબર ન પડી અને તેથી સૂરિજી વિશેષ ખુલાસો કરી શકવાને પણ સમર્થ થઇ શકયા નહિં. પણ એટલું તો ખરૂંજ કે–ઉપરના શબ્દધ્વનિથી તેમના હૃદયમાં અપૂર્વ ઉત્સાહ પ્રકટ થયો.

રજીએ ત્યાંથી આગળ વિહાર કર્યો, અને **સોજીત્રા**,

માતર અને બારેજા વિગેરે થઇ અમદાવાદ આવ્યા. અમદાવાદના શ્રાવકોએ મ્હોટા આડબંર સાથે સૂરિજીનો પ્રવેશોત્સવ કર્યો. અહિંનો સૂબો શિહાબખાન, જો કે એક વખત સૂરિજીને ઉપદ્રવ કરવાવાળો હતો, અને તેથી અત્યારે સૂરિજીને મળવું, એ એને માટે કઠિનતાવાળું થઇ પડ્યું હતું, અર્થાત્ તેનો પગ ભારે થઇ ગયો હતો, તો પણ મનમાં ધૈર્ય ધારણ કરીને તે પોતાના રસાલા સાથે સૂરિજીની સ્હામે ગયો અને સૂરિજીના ચરણકમલમાં મસ્તક ઝુકાવી તેણે સૂરિજીને પ્રણામ કર્યું. સૂરિજીના શહેરમાં આવ્યા પછી એક વખત શિહાબખાને સૂરિજીને પોતાના દરબારમાં પધરાવ્યા અને તેઓની આગળ હીરા, માણેક, મોતી વિગેરે ઝવેરાત અને બીજું દ્રવ્ય મૂકી તે કહેવા લાગ્યો—

" મહારાજ ! આ વસ્તુઓ આપ આપની સાથેજ લઇ જાઓ. આ સિવાય હું હાથી, ઘોડા અને પાલખી વિગેરે પણ માર્ગની સગવડતાને માટે આપને આપું છું. તે પણ સ્વીકારી આપ દિલ્લીશ્વરને જઇ મળો. આપની સાથે આ બધી સામગ્રી રહેવાથી આપને માર્ગમાં કોઇ પણ જાતની તકલીફ પડશે નહિં. રસ્તો ઘણો લાંબો છે. આપની પણ અવસ્થા લગભગ વધારે થયેલી છે. માટે આ બધાં સાધનો આપે સાથે રાખવાં જરૂરનાં છે.

" મહારાજ ! આ સિવાય હું આપની પાસે એક વાતની વારંવાર માફી માગું છું અને તે એજ છે કે–મેં આપના જેવા મહાત્મા પુરૂષને મ્હોટી તકલીફ આપી હતી. હું એવો તુચ્છ મનુષ્ય છું કે, મેં આપનો પહેલાં સમાગમ કરીને પરિચય ન કર્યો, અને એકદમ નોકરોના કહેવા ઊપરથી આપના ઉપર મ્હોટો ઉપદ્રવ કર્યો. આપ મારા તે અક્ષમ્ય ગુન્હાઓની માફી આપશો અને આપ મને એવો આશીર્વાદ આપો કે મારા જેવો દુષ્ટ મનુષ્ય પણ તે મ્હોટા પાપથી બચવા પામે. "

સૂરિજીએ આ વખતે પ્રસન્ન વદનથી એજ કહ્યું:—

" ખાન સાહેબ ! અમારો ધર્મ જુદાજ પ્રકારનો છે. અમારે માટે તો પરમાત્મા મહાવીર દેવે એમજ કહ્યું છે કે ' તમને કોઇ ગમે તેવી તકલીફ દે, તો પણ તમે તેના ઉપર સમભાવજ રાખજો ' પ્રભુની આ આજ્ઞા અમારે જો કે શિરોવાહ્ય છે, તો પણ એ તો મારે અવશ્ય કહેવું પડશે કે હજુ મારી તેવી અવસ્થા આવી નથી. અને જે દિવસે સંપૂર્ણ રીતે તેવી અવસ્થા પ્રાપ્ત થશે, તે દિવસ હું સ્વયં મારા આત્માને ધન્ય માનીશ. તો પણ અત્યારે હું એટલું તો તમને અવશ્ય કહીશ કે, મને તમારા ઉપર લગાર માત્ર પણ દ્વેષ નથી. તમારે તે સંબંધી તમારા અંતઃકરણમાં લગાર માત્ર પણ ગ્લાનિ ન લાવવી. હું માનું છું કે દુનિયામાં મારૂં કોઇ ભલું કે બૂરૂ કરતુંજ નથી. જે કાંઇ સારા–ખોટાનો કે સુખ દુઃખનો અનુભવ હું કરૂં છું તેમાં મારાં પોતાનાંજ કર્મો કારણભૂત છે. તે સિવાય બીજું કોઇ કારણભૂત નથી. સંસારમાં આપણે જેવાં જેવાં કર્મો કરીએ છીએ; તેવાં તેવાં ફળો આપણને મળે છે. માટે તમે લગાર માત્ર પણ તે સંબંધી વિચાર કરશો નહિ."

સૂરિજીએ તે પછી પોતાના આચાર સંબંધી કેટલુંક વિવેચન કર્યું, અને શિહાબખાનને એ વાત દૃઢતાપૂર્વક સમજાવી કે– "અમે કંચન અને કામિનીથી સર્વથા દૂરજ રહીએ છીએ. હીરા, મોતી, માણેક આદિ ઝવેરાત અને પૈસો ટકો એ વસ્તુઓ અમારાથી રાખી શકાયજ નહિં. અમારો તો પગે ચાલીનેજ ગામેગામ વિચરી જનસમાજને ઉપદેશ આપવાનો ધર્મ છે, માટે આપ જે કંઇ વસ્તુઓ મારી સગવડતાની ખાતર સાથે મોકલવા કે આપવા ચાહો છો, તે વસ્તુઓ મારા ધર્મના ભૂષણરૂપ નથી. માટે હું મારા ધર્મ પ્રમાણે ગામેગામ વિચરતો વિચરતો સમ્રાટ્‌ની પાસે જેમ બનશે, તેમ જલદી પહોંચીશ."

સૂરીશ્વરજીના આ વક્તવ્યે શિહાબખાનના હૃદયમાં સચોટ અસર કરી. જૈનસાધુઓની ત્યાગવૃત્તિ અને અસલ ફકીરી ઉપર તે

લટ્ટુ બની ગયો. તેણે ઉપર્યુંક્ત તમામ વાત ધ્યાનમાં લઇ બાદશાહ ઉપર એક લાંબો પત્ર લખ્યો. તેમાં તેણે એ પણ જણાવ્યું કે—

"હીરવિજયસૂરિ ગંધારથી પગે ચાલીને અહિં પધાર્યા છે. તેઓને આપની આજ્ઞા પ્રમાણે તમામ પ્રકારની સામગ્રી પૂરી પાડી; પરન્તુ પોતાના ધર્મની રક્ષાને માટે તેમણે કંઇપણ વસ્તુનો સ્વીકાર કર્યો નથી. સરકાર, હું આપને શું નિવેદન કરૂં ? હીરવિજયસૂરિ એક એવા ફકીર છે કે–તેમની જેટલી તારીફ કરવામાં આવે, તેટલી થોડીજ છે. તેઓ પૈસાને (દ્રવ્યને) તો અડી પણ શકતા નથી. પગે ચાલે છે. કોઇ પણ વાહનમાં બેસતા નથી અને સ્ત્રિયોના સંસર્ગથી સર્વથા દૂર રહે છે. વિગેરે એમના એવા કઠિન આચારો છે કે જ્યારે આપને તેઓ મળશે, ત્યારે આપની ખાતરી થશે."

અમદાવાદમાં થોડાજ દિવસની સ્થિરતા કરી સૂરિજીએ આગળ વિહાર કર્યો. **મૌંદી** અને **કમાલ** નામના જે બે **મેવાડાઓ** અકબર બાદશાહ પાસેથી આમંત્રણપત્ર લઇને આવ્યા હતા, તેઓ અત્યાર સુધી અમદાવાદમાંજ રહ્યા હતા. તેઓ પણ સૂરીશ્વરજીની સાથેજ ચાલ્યા. અમદાવાદથી વિહાર કર્યો પછી **ઉસ્માનપુર**, **સોહલા**, **હાજીપુર**, **બોરીસાણા**, **કડી**, **વીસનગર** અને **મહેસાણા** વિગેરે થઇ સૂરિજી **પાટણ** પધાર્યા. અહિં સૂરિજી સાત દિવસ રહ્યા, તે દરમીયાન કેટલીક પ્રતિષ્ઠાઓ પણ કરી. અહિંથી **શ્રીવિમલહર્ષ ઉપાધ્યાયે** પાંત્રીસ સાધુઓ સાથે આગળ વિહાર કર્યો. અને તે પછી સૂરિજીએ વિહાર કર્યો. સૂરિજી **વડલી**માં પોતાના ગુરૂ વિજયદાનસૂરિના સ્તૂપને (પાદુકાને) વંદન કરી **સિદ્ધપુર** પધાર્યા. **વિજયસેનસૂરિ** અહિંથી પાછા **પાટણ** પધાર્યા; કારણ કે–સંઘની–સાધુઓની સંભાળ રાખવાને તેઓને **ગુજરાત** માંજ રહેવાનું નક્કી થયું હતું. **સિદ્ધપુરથી આબૂ**ની યાત્રા માટે વિહાર કરતાં સૂરિજી **સરોતર** (સરોત્રા) થઇ **રોહ** પધાર્યા. અહિં **સહસા અર્જુન** નામક ભીલોનો ઉપરી રહેતો હતો, તેણે અને તેની આઠ સ્ત્રિયોએ સૂરિજીની સાધુવૃત્તિથી પ્રસન્ન થઇ સૂરિ-

જીનો ઉપદેશ શ્રવણ કર્યો જેને પરિણામે તેણે કોઇ પણ નિરપરાધી જીવને નહિં હણવાનો નિયમ ગ્રહણ કર્યો. એ પ્રમાણે **સહસા અર્જુન**ને પ્રતિબોધી સૂરિજી આબૂની યાત્રા માટે આબૂ પધાર્યા. આબૂનાં મંદિરોની કારિગિરી જોઇ સૂરિજીને ઘણીજ પ્રસન્નતા થઇ. આબૂથી **સિરોહી** પધાર્યા. સિરોહીના રાજા **સુરત્રાણે** (દેવડા સુલતાને) સૂરિજીનો સારો સત્કાર કર્યો, એટલુંજ નહિં પરન્તુ સૂરિજીના ઉપદેશથી તેણે મદિરાપાન, શિકાર, માંસાહાર અને અને પરસ્ત્રી સેવન—એ ચાર બાબતો નહિં કરવાની પ્રતિજ્ઞા લીધી. તે પછી સૂરિજી ત્યાંથી સાદડી થઇ **રાણકપુર**ની યાત્રાએ ગયા. અહિંના મંદિરની વિશાળતા, કે જે સૃષ્ટિની સપાટી ઉપર અદ્વિતીયતા ભોગવે છે, તે જોઇ સૂરિજીને ઘણોજ આનંદ થયો. ત્યાંથી પાછા તેઓ **સાદડી** આવ્યા. સૂરિજીની સેવામાં આવવાને **વરાડ**થી નિકળેલ **શ્રીકલ્યાણવિજય** ઉપાધ્યાય પણ સૂરિજીને અહિંજ મળ્યા. અહિંથી તેઓ **આઉઆ** સુધી સૂરિજીની સાથેજ રહ્યા અને પછી પાછા વળ્યા. આઉઆના સ્વામી વણિક્ ગૃહસ્થ **તાલ્હાએ** સૂરિજીના પધારવાથી ઉત્સવ કર્યો, અને **પિરોજિકા** નામનું નાણું દરેક માણસને વ્હેંચ્યું. ત્યાંથી સૂરિજી **મેડતે** પધાર્યા. **મેડતામાં** બે દિવસની સ્થિરતા કરી. અહિંના રાજા **સાદિમસુલતાને** પણ સૂરિજીને સારૂં માન આપ્યું હતું. ભારતવર્ષ ઉપર એક છત્ર સામ્રાજ્ય ભોગવનાર બાદશાહ **અકબરે** જ્યારે સૂરિજીને બહુમાન પૂર્વક તેડાવ્યા છે, તો પછી તેવી મહત્તા ધરાવનાર સૂરિજીનું બીજા ન્હાના રાજાઓ બહુમાન કરે, એમાં આપણને કંઇ પણ આશ્ચર્ય પામવા જેવું જણાશે નહિં; પરન્તુ સૂરિજીના ઉપદેશમાં રહેલી અદ્‌ભુતશક્તિ, આપણને આશ્ચર્ય પમાડયા વિના રહેતી નથી. સૌથી પહેલાં તો તેઓની ગંભીર અને શાન્ત મુખમુદ્રા લોકોને આકર્ષણ કરી લેતી, અને તે પછી શુદ્ધચારિત્રના રંગથી રંગાએલો તેમનો ઉપદેશ પ્રવાહ એવો નિકળતો કે—ગમે તેવાને પણ તેની અસર થયા વિના રહેતી નહિં.

મેડતેથી સૂરિજી 'ફ્લોધી પાર્શ્વનાથ'ની યાત્રા માટે ફ્લોધી પણ પધાર્યા હતા અને ત્યાંથી વિહાર કરી **સાંગાનેર** પધાર્યા હતા.

હવે સૂરિજીને અહિંજ મૂકી, આપણે સૂરિજીથી આગળ નિકળેલ **શ્રીવિમલહર્ષ** ઉપાધ્યાય પાસે જઇએ.

**વિમલહર્ષ** ઉપાધ્યાય હમણાંજ-સૂરિજી **સાંગાનેર** પધાર્યા ત્યારે-ફતેહપુર-સીકરી પહોંચ્યા છે. તેમની સાથે **સિંહવિમલ** વિગેરે વિદ્વાન્ મુનિરત્નો પણ છે. તેમણે ઉપાશ્રયમાં મુકામ કર્યા પછી તુર્તજ **થાનસિંઘ, માનુકલ્યાણ** અને **અમીપાલ** વિગેરે આગેવાન શ્રાવકોને કહ્યું-'**ચાલો આપણે બાદશાહને મળીએ.**'

ઉપાધ્યાયજીની આ ઉત્સુકતા, વાંચનારને લગાર અસ્થાને અવશ્ય લાગશે. હજૂ તો ઉપાશ્રયમાં આવીને મુકામ કરતાં વાર થઇ નથી અને એકદમ અકબર જેવા બાદશાહને મળવા માટે તૈયાર થવું, એ લગાર અસભ્યતાવાળું નહિં, તો અનુચિત જેવું તો અવશ્ય લાગે છે. ઉપાધ્યાયજીના આ વચનના ઉત્તરમાં **થાનસિંગ** અને **માનુકલ્યાણે** એજ કહ્યું-" બાદશાહ વિચિત્ર પ્રકૃતિનો માણસ છે, એકાએક તેની પાસે જઇને ઉભા રહેવું, એ આપણે માટે યોગ્ય નથી, માટે આપ સ્થિરતા કરો. અમે **શેખ અબ્બુલફજલ**ને મળીએ છીએ. તેઓ જે સલાહ આપશે, તે પ્રમાણે કરીશું. "

થાનસિંઘ, માનુકલ્યાણ અને અમીપાલ વિગેરે કેટલાક આગેવાન શ્રાવકો અબ્બુલફજલ પાસે ગયા. અને કહ્યું-કે'હીરવિજયસૂરિના કેટલાક શિષ્યો આવી ગયા છે, અને તેઓ બાદશાહને મળવા ચાહે છે. અબ્બુલફજલે બહુ હર્ષપૂર્વક જણાવ્યું કે-'ખુશીથી તેઓને લાવો, આપણે બાદશાહ પાસે લઇ જઇએ.'

આ પ્રસંગે એટલો ખુલાસો કરી દેવો જરૂરનો થઇ પડશે કે-સૂરીશ્વરજીના આવ્યા પહેલાં વિમલહર્ષ ઉપાધ્યાયની ઇચ્છા બાદશાહને બહુ જલદી મળવાની થઇ હતી; તેમાં ખાસ એક કારણ હતું. અને તે એ કે-બાદશાહના સંબંધમાં નાના પ્રકારની વાતો તેઓના

સાંભળવામાં આવી હતી. કોઇ બાદશાહને બિલકુલ અસભ્ય બતાવતા, કોઇ ક્રોધી બતાવતા, અને કોઇ પ્રપંચી જણાવતા તો કોઇ ધર્માભિલાષી પણ કહેતા. આથી ઉપાધ્યાયજી વિગેરે આગળ આવેલા સાધુઓએ વિચાર કર્યો કે–' આપણે બાદશાહને પહેલાં મળીએ, અને જોઇએ તો ખરા કે તે કેવી પ્રકૃતિનો માણસ છે ? આપણું અપમાન કરશે, તો તેની કંઇ હરકત નથી, પણ સૂરીશ્વરજી મહારાજનું કંઇ અપમાન થાય, તો તે મહાદુઃખદાયી થઇ પડે. અરે, કદાચિત્ એક વખત આપણને કંઇ આફતમાં પણ આવવું પડે, તો પણ ગુરૂભકિત કે શાસનસેવા માટે એવી આફત ઉઠાવવી, એ પણ આપણે માટે તો શ્રેયસ્કરજ છે, પણ એથી સૂરીશ્વરજી મહારાજને તો ચેતી જવાનો પ્રસંગ મળશેજને !' બસ; આજ અભિપ્રાયથી તેઓએ પહેલાં મળવાનું ઉચિત ધાર્યું હતું.

શ્રાવકો બોલાવવા આવ્યા. ઉપાધ્યાયજી, **સિંહવિમલજી પંન્યાસ, ધર્મસીઋષિ** અને **ગુણસાગરને** સાથે લઇ પહેલાં અબ્બુલફ્જલને ત્યાં ગયા. અબ્બુલફ્જલની પાસે જઇને પહેલાં ઉપાધ્યાયજીએ એજ કહ્યું;–' અમે ફકીર છીએ, ભિક્ષાવૃત્તિ કરી નિર્વાહ કરીએ છીએ, એક કોડી પણ પાસે રાખતા નથી. ગામ નથી, ગરાસ નથી, ઘર નથી, ખેતર નથી, પગે ચાલીને પૃથ્વીપર ગ્રામાનુગ્રામ ભ્રમણ કરીએ છીએ. તેમ મંત્ર, જંત્ર અને તંત્રાદિપણ કરતા નથી, તો પછી બાદશાહે શા કારણથી અમને ( અમારા ગુરૂ હીરવિજયસૂરિને ) બોલાવ્યા છે ?

ઉપાધ્યાયજીના આ પ્રશ્નનો ખુલાસો અબ્બુલફ્જલે માત્ર એટલાજ શબ્દોમાં કર્યો કે–' બાદશાહને આપનું બીજું કંઇજ કામ નથી, માત્ર તેઓ આપનીપાસેથી ધર્મ સાંભળવાને ચાહે છે.'

તે પછી અબ્બુલફ્જલ આ ચારે મહાત્માઓને બાદશાહ પાસે લઇ ગયો. અને તેઓનો પરિચય કરાવતાં કહ્યું–' આ મહાત્માઓ તેજ હીરવિજયસૂરિના ચેલાઓ છે કે–જેઓને અહિં પધારવા માટે આપ નામદારે આમંત્રણ મોકલ્યું છે.'

'હાં, આ હીરવિજયસૂરિના શિષ્યો છે ?' એમ બોલતાંની સાથેજ બાદશાહ સિંહાસનથી ઉઠ્યો અને ગલીચાથી બહાર જ્યાં ઉપાધ્યાયજી વિગેરે ઉભા હતા, ત્યાં સ્હામે આવ્યો. તેજ વખતે ઉપાધ્યાયજીએ ધર્મલાભ રૂપ આશીર્વાદ આપી સૂરિજી તરફથી પણ ધર્મલાભ જણાવ્યા. બાદશાહે આ વખતે તીવ્રેચ્છાપૂર્વક કહ્યું–'મને તે પરમકૃપાળુ સૂરીશ્વરજીનાં દર્શન કયારે થશે ?' ઉપાધ્યાયજીએ કહ્યું કે–'હાલ તેઓ વિહારમાં છે અને હવે જેમ બનશે, તેમ જલદી તેઓ પધારશે.

આ વખતે બાદશાહે પોતાના એક હજૂરિયા પાસે આ ચારે મહાત્માઓનાં નામો, પૂર્વાવસ્થાનાં નામો, તેમનાં માતાપિતાનાં નામો અને ગામોનાં નામો પણ લખાવી લીધાં. વધુમાં તેણે પરીક્ષા કરવાના કે ગમે તે અભિપ્રાયથી પૂછયું કે–'આપ ફકીર શા માટે થયા ?' ઉપાધ્યાયજીએ બાદશાહના આ પ્રશ્નના ઉત્તરમાં કહ્યું:—

" સંસારમાં અસાધારણ દુઃખનાં કારણો ત્રણ છે–જન્મ, જરા અને મૃત્યુ. આ ત્રણે કારણોથી જ્યાં સુધી મુકત ન થવાય, ત્યાં સુધી પરમસુખ અથવા આનંદની પ્રાપ્તિ થતી નથી. આ સુખ અથવા આનંદની પ્રાપ્તિને માટેજ અમે સાધુ–ફકીર થયા છીએ. કારણ કે–ગૃહસ્થાવસ્થામાં અનેક પ્રકારની ઉપાધીઓથી આ જીવ વીંટાએલો રહે છે અને તેથી તે પોતાની આત્મિક ઉન્નતિને માટે કરવા લાયક કાર્યો કરી શકતો નથી. માટે તેવા કારણોથી દૂર રહેવામાંજ સાર છે, એમ સમજીને અમે ગૃહસ્થાવસ્થા છોડેલી છે. કારણ કે આત્મોદ્ધારમાં યદિ કોઇ પણ અસાધારણ કારણ સંસારમાં જણાતું હોય, તો તે ધર્મજ છે. આ ધર્મનો સંગ્રહ સાધુ અવસ્થામાં–ફકીરીમાંજ સારી રીતે થઇ શકે છે. વળી આપણા ઉપર મૃત્યુનો ડર પણ એટલો બધો રહેલો છે, કે તે કયારે આપણને ઝડપશે, એની લગાર માત્ર પણ ખબર નથી. જ્યારે આવી અવસ્થા છે તો પછી મહાત્માઓના આ વચનને, કે—

अनित्यानि शरीराणि विभवो नैव शाश्वतः ।
नित्यं संनिहितो मृत्युः कर्त्तव्यो धर्मसंग्रहः ॥ १ ॥

સ્મરણમાં રાખીને શા માટે ધર્મનો સંચય કરવામાં તત્પર ન રહેવું જોઇએ.

" રાજન્ ! આપના પ્રશ્નનો ઉત્તર આટલાજ શબ્દોમાં આવી જાય છે. આથી પણ જો ટૂંકાણમાં કહું તો તે એટલુંજ છે કે–ગૃહસ્થાવસ્થામાં રહીને મનુષ્યો જોઇએ તેવી રીતે ધર્મસાધન કરી શકતા નથી અને ધર્મસાધન કરવું એ બહુ જરૂરનું છે, બસ એટલાજ માટે અમે સાધુ–ફકીર થયા છીએ."

ઉપાધ્યાયજીના આ ખુલાસાથી બાદશાહને ઘણી પ્રસન્નતા થઇ. તેઓની નિડરતા અને અસ્ખલિત વચનધારા જોઇ બાદશાહને એમ થઇ આવ્યું કે–જેના શિષ્યો આવા ત્યાગી, વિદ્વાન્ અને હોશીયાર છે, તે ગુરૂ તો ન માલૂમ કેવાએ હશે ? છેવટે બાદશાહે પોતાનો હર્ષ શબ્દોદ્વારા પણ જાહેર કર્યો, અને તે પછી ઉપાધ્યાયજી વિગેરે પાછા ઉપાશ્રયે આવ્યા.

બાદશાહ સાથેની આ પ્રાથમિક મુલાકાતથી ઉપાધ્યાયજી અને બીજા મુનિયોને ખાતરી થઇ કે–' બાદશાહના સંબંધમાં જે કંઇ કિંવદન્તિઓ સંભળાતી હતી, તેમાંનું કંઇ છેજ નહિં. બાદશાહ વિનયી, વિવેકી અને સભ્ય છે, તે વિદ્વાનોની ખરેખર કદર કરે છે અને ધર્મની પણ જિજ્ઞાસા સારી ધરાવે છે. '

પ્રિય પાઠક, આપણને ખબરજ છે કે હીરવિજયસૂરિ સાંગાનેર સુધી પધારેલા છે. હવે બાદશાહની સાથે ઉપાધ્યાયજીની મુલાકાત થયા પછી ફતેપુરસીકરીના ઘણા શ્રાવકો સાંગાનેર સુધી સૂરિજીની સ્હામે ગયા. તેમણે ઉપાધ્યાયજી અને બાદશાહ સંબંધી બધી હકીકત જણાવી, તેમ બાદશાહ આપનાં દર્શન કરવાની તીવ્ર ઇચ્છા ધરાવે છે, તે પણ જણાવ્યું. સૂરિજીને આ બધી હકીકતથી બહુ આનંદ થયો. તેમના હૃદયના કોઇ ખૂણા ખચકામાં બાદ-

શાહની પ્રકૃતિ સંબંધી લગાર પણ શંકા રહેલી હશે, તે પણ દૂર થઇ અને હવે તો તેઓશ્રીના હૃદયમાં પણ એકાન્ત એજ ભાવનાએ સ્થાન લીધું કે–'ક્યારે બાદશાહને મળું અને ધર્મોપદેશ સંભળાવું.' અસ્તુ

સાંગાનેરથી વિહાર કરી **નવલીગામ, ચાટસૂ, હિંડવણી, સિકંદરપુર**[1] અને બ્યાના વિગેરે થઇ સૂરિજી **અભિરામાબાદ**[2]

૧ આગામ બ્યાનાથી દક્ષીણમાં ત્રણ માઇલ થતું હતું. અત્યારે આ ગામ વિદ્યમાન નથી.

૨ **અભિરામાબાદને** કેટલાક લેખકો **અલાહાબાદ** તરીકે ઓળખાવે છે, પરન્તુ તે ઠીક નથી. કારણ કે–જે રસ્તે થઇને સૂરિજી ફતેપુર-સીકરી પધાર્યા હતા, તે રસ્તામા અલાહાબાદ આવતુંજ નથી. વળી ફતેપુર–સીકરી પહોચવામા હીરવિજયસૂરિએ સૌથી છેલ્લું મુકામ અભિરામાબાદમાં કર્યું હતું. 'हीरसौभाग्य काव्य' ના તેરમા સર્ગમાં કહ્યુ છે—

**पवित्रयंस्तीर्थ इवाध्वजन्तून्पुरेऽभिरामादिमवादनाम्नि ।**
**यावत्समेतः प्रभुरेत्य तावद् द्राग्वाचकेन्द्रेण नतः स तावत्॥४४॥**

આથી માલૂમ પડે છે કે–વિમલહર્ષ ઉપાધ્યાય ફતેહપુર–સીકરીથી સૂરિજીની સ્હામે અહિં આવ્યા હતા અને અહિં આવીને તેમણે એ જણાવ્યું હતું કે–'**બાદશાહ** આપના સમાગમને ચાહે છે.' એ વાત આગળના શ્લોકથી પ્રતીત થાય છે.—

**मघो पिकीकान्त इवैष युष्मत्समागमं काङ्क्षति भूमिकान्तः ।**
**तद्वाचकेनेत्युदितो व्रतीन्द्रः फतेपुरोपान्तभुवं बभाज ॥ ४५ ॥**

આ શ્લોક ઉપરથી એમ પણ જણાય છે કે–જ્યાં વિમલહર્ષ ઉપાધ્યાયે ઉપર્યુક્ત હકીકત જણાવી, એ સ્થાન ફતેપુરથી થોડે દૂર હોવું જોઇએ.

ઋષભદાસ કવિ 'હીરવિજયસૂરિ રાસ' માં લખે છે—

" બયાંના નઇ અભિરામાબાદ ગુરૂ આવંતાં ગયો વિષવાદ;
ફતેપુર ભણી આવઇ જસિ અનેક પંડિત પૂઠિં તસ્યઇ."

( પૃ. ૧૦૮ )

પધાર્યા. અહિંના સંઘમાં કંઇક કલેશ હતો, તે પણ સૂરિજીના ઉપદેશથી દૂર થયો. ઉપાધ્યાયજી પણ ફતેપુર–સીકરીથી સૂરિજીની સ્હામે અહિં આવ્યા.

---

આ ઉપરથી પણ એમ જણાય છે કે–અભિરામાબાદ, એ સૂરિજીનું છેલ્લુ મુકામ હતું. અહિંથી રવાના થઇને સૂરિજી ફતેપુર પધાર્યા હતા.

આ સિવાય એક પ્રબળ પ્રમાણ બીજું પણ મળે છે. 'જગદ્‌ગુરૂ–કાવ્ય ' માં કહ્યું છે—

आयाता इह नाथहीरविजयाचार्याः सुशिष्यान्विता-
इत्थं स्थानकसिंहवाचिकमसौ श्रुत्वा नृपोऽकब्बरः ।
स्वं सैन्यं सकलं फतेपुरपुराद्गव्यूतषट्कान्तरा-
यातानामभिसम्मुखं यतिपतीनां प्राहिणोत् स्फीतियुक्॥१६३॥

આ ઉપરથી સ્પષ્ટ થાય છે.–' સૂરિજી છ ગાઉ (૧૨ માઇલ) ઉપર આવ્યા છે ' એમ જાણીને બાદશાહે તેમના સત્કારને માટે પોતાનું સૈન્ય મોકલ્યું હતું. સુતરાં, અભિરામાબાદ ફતેહપુર–સીકરીથી છ ગાઉ ( બાર માઇલ ) થતું હતું, એ વાત નિર્વિવાદ સિદ્ધ થાય છે; જ્યારે અલાહાબાદ તો ફતેપુરથી લગભગ પોણા ત્રણસો માઇલ દક્ષિણ–પૂર્વમાં આવેલું છે, એટલે અભિરામાબાદને અલ્લાહાબાદ કહેવું, એ ઠીક નથી. આ સંબંધી Mundy's Travels (મન્ડીનું ટ્રેવલ્સ) કે–જે સર રીચર્ડ સી. ટેમ્પલ તરફથી બહાર પડયું છે, તેમાં લખ્યું છે કે—અભિરામાબાદ એ ન્હાનું શહેર અથવા કસ્બો હતો. આ ગામ બ્યાનાથી ઉત્તરમાં આશરે બે ગાઉ દૂર હતું. તેને અભિરામાબાદ અથવા ઇબ્રાહીમાબાદ પણ કહેતા. અહિં એક ઘણીજ સુંદર વાવ હતી. અત્યારે પણ આ વાવ વિદ્યમાન છે, જેને ઝાલરવાવ કહે છે. આના લેખ ઉપરથી જણાય છે કે–તે અલ્લાઉદ્દીન ખીલજીના વજીર કાફૂરે ઇ. સ. ૧૩૧૮ માં બંધાવી હતી. જૂઓ—Cunningham Archaeological Survey of India Report. Vol. XX 69–70, Also Mundy P. 101.

ઉપરની વાતને વીલીયમ ફીચ પણ ટેકો આપે છે. આ લેખક ફતેપુર સીકરીથી બ્યાનાને ૧૬ માઇલ બતાવે છે. જ્યારે ઉપર બ્યાનાથી અભિરામાબાદ બે ગાઉ ( ચાર માઇલ ) બતાવવામાં આવ્યુ

હવે ફતેપુર–સીકરી માત્ર છ ગાઉજ રહ્યું છે અને તેથી સૂરિજી અભિરામાબાદ પધાર્યા છે, એવા સમાચાર ફતેપુર–સીકરીમાં બહુજ જલદી ફેલાઇ ગયા. લોકોની આવ જા શરૂ થઇ ગઇ અને બીજી તરફ સૂરિજીના સામૈયા માટે, થાનસિંઘ, માનુકલ્યાણ અને અમીપાલ વિગેરે આગેવાન ગૃહસ્થોએ બાદશાહને મળી બાદશાહી વાજાં અને હાથી, ઘોડા વિગેરે જે જે વસ્તુઓની અપેક્ષા હતી, તે તે વસ્તુઓનો પણ બંદોબસ્ત કરી લીધો.

આજે જ્યેષ્ઠ વદિ ૧૨ ( વિ. સં. ૧૬૩૯ ) નો દિવસ છે. પ્રાતઃકાલથી આખા શહેરમાં કંઇક નવીનતાનાં ચિહ્નો દેખાવા લગ્યાં છે. કેટલાકો પોતાનાં બાળબચ્ચાંઓને ઉત્તમોત્તમ આભૂષણો અને વસ્ત્રો પહેરાવવા લાગી પડયા છે, કેટલાકો પોતપોતાના હાથિઓ અને ઘોડાઓ વિગેરેને શણગારી રહ્યા છે; જ્યારે કેટલાકો રથની તૈયારીઓ કરી રહ્યા છે. જ્યારે કેટલાકો તો દિવસ ઉગ્યા પહેલાં અંધારામાંજ વ્હેલા વ્હેલા ઉઠીને, બને તેટલે દૂર સુધી સૂરિજીના સ્હામે જવાને વિદાય થઇ ગયેલા છે. એ પ્રમાણે લગભગ નવ વાગતાં વાગતાં શહેર બહાર હાથિયો, ઘોડા, ઊંટ, રથ, અને ડંકો–નિશાન તેમજ ખાસ બાદશાહ તરફથી મળેલાં રાજ્યકીય વાજિંત્રોની તૈયારી પૂર્વક હજારો મનુષ્યો સૂરીશ્વરજીની પ્રતીક્ષા કરીને ઉભા રહેલા છે. થોડી વાર થતાંજ સંખ્યાબંધ સાધુઓનું ટોળું લોકોની દૃષ્ટિએ પડયું. લોકો હર્ષમાં ને હર્ષમાં સૂરિજીની સ્હામે ચાલવા લાગ્યા. આ વખતે સૂરિજીની સાથે વિમલહર્ષ ઉપાધ્યાય, શાન્તિચંદ્રગણી, પંડિત સોમવિજય, પં. સહજસાગર ગણિ, પં. સિંહવિમલ ગણિ, પં.

છે. એટલે એ ચારમાઇલ જતા ' અભિરામાબાદ ફતેપુર–સીકરીથી ૧૨ માઇલ થતુ હતું ' એ જગદ્ગુરૂ કાવ્યના કર્ત્તાનું કથન સત્ય ઠરે છે. અત્યારે આ નામનું ગામ નથી, તેમ 'ટ્રિગ્નોમેટ્રીકલ સ્ર્વે' ના નકશામાં પણ નહિં હોવા છતાં, સૂરિજીના વખતમા આ ગામ હોવાથી અને સૂરિજીએ અહિં ખાસ મુકામ કરેલ હોવાથી સૂરિજીના વિહારના નકશામાં આ નામ આપવામાં આવ્યું છે.

ગુણવિજય, પં. ગુણસાગર, પં. કનકવિજય, પં. ધર્મસીઋષિ, પં. માનસાગર, પં. રત્નચંદ્ર, ઋષિ કાહ્નો, પં. હેમવિજય, ઋષિ જગમાલ, પં. રત્નકુશલ, પં. રામવિજય, પં. ભાનવિજય, પં. કીર્તિવિજય, પં. હંસવિજય, પં. જસવિજય, પં. જયવિજય, પં. લાભવિજય, પં. મુનિવિજય, પં. ધનવિજય, પં. મુનિવિમલ અને મુનિ જસવિજય વિગેરે ૬૭ સાધુઓ હતા. આ સાધુઓમાં કોઇ વૈયાકરણ હતા, તો કોઇ નૈયાયિક હતા; કોઇ વાદી હતા, તો કોઇ વ્યાખ્યાની હતા; કોઇ અધ્યાત્મી હતા, તો કોઇ શતાવધાની હતા, અને કોઇ કવિ હતા, તો કોઇ ધ્યાની પણ હતા, એમ જુદા જુદા વિષયોમાં અસાધારણ વિદ્વત્તા ધરાવનારા હતા. સૂરિજી શહેરના દરવાજાની પાસે આવ્યા, એટલે તમામ સંઘે વિધિપૂર્વક વંદન કર્યું. કુમારિકાઓએ સોના ચાંદીનાં ફૂલોથી સૂરિજીને વધાવ્યા. જ્યારે કેટલીક સૌભાગ્યવતિયોએ મોતીના સાથીયાવડે ગહુંળીયો પણ કરી. એમ શુભશકુનો પૂર્વક સૂરિજી ફતેપુર–સીકરીના એક પરામાં થઇને શહેરમાં પ્રવેશ કરવા લાગ્યા. તેટલામાં તે પરામાં રહેતો એક સામન્ત, કે જેનું નામ [1]જગન્મલ્લ કચ્છવાહ હતું, તે આવીને સૂરિજીના પગમાં પડયો અને હર્ષના આવેશમાં આવીને પોતાના મહેલને સૂરિજીનાં પગલાંથી પવિત્ર કરવાની ભાવનાથી તે પોતાના મહેલમાં લઇ ગયો; એટલુંજ નહિ પરન્તુ તેણે પોતાના મહેલના એક સ્વતંત્ર કમરામાં આખો દિવસ અને રાત રાખ્યા, અને તેઓશ્રીના મુખથી ઘણોજ ઉપદેશ શ્રવણ કર્યો.

સૂરિજીએ પોતાના વિહારની જે સીમા બાંધી હતી, તે સીમાનો અંત પૂરો થાય છે. સૂરિજી ગંધારથી વિહાર કરીને જે

---

૧ આ જગન્મલ્લ કચ્છવાહ તેજ છે કે, જે જયપુરના રાજા બિહારીમલ્લનો ન્હાનો ભાઇ થતો. આના સંબંધમાં વિશેષ માહિતી મેળવવા ઇચ્છનારે 'આઇન-ઇ-અકબરી' નો પહેલો ભાગ, બ્લૉકમેનના અંગરેજી અનુવાદના ૪૩૬ મા પેજમાં જોવું.

રસ્તે થઇને ફતેપુર–સીકરી પધાર્યા, તે રસ્તાનો નિર્ણય હીરવિજય-સૂરિરાસ, હીરસૌભાગ્ય કાવ્ય, વિજયપ્રશસ્તિ, અને લાભોદય રાસ ઉપરથી કરવામાં આવ્યો છે. અને તે ઉપરથીજ 'ટ્રિગ્નોમેટ્રિકલ સર્વેના' નકશાઓ સાથે મેળવીને સૂરિજીના વિહારનો નકશો તૈયાર કરાવવામાં આવ્યો છે, કે જે આ સાથે જોડવામાં આવ્યો છે.

---

# પ્રકરણ પાંચમું.

## પ્રતિબોધ.



આજે જ્યેષ્ઠ વદિ ૧૩ નો દિવસ છે. પ્રાતઃકાલ થતાંજ થાનસિંઘ વિગેરે આગેવાન ગૃહસ્થો સૂરિજીની પાસે આવી પહોંચ્યા. સૂરિજીના હૃદયમાં સ્વાભાવિક આનંદનો સંચાર થઈ રહ્યો છે. જે કાર્યને માટે, મ્હોટાં કષ્ટો ઉઠાવીને સેંકડો ગાઉની મુસાફરી કરી સૂરિજી અહિં પધાર્યા છે, તે કાર્યનું મંગલાચરણ આજેજ કરવાનું તેમણે અંતઃકરણમાં ધાર્યું છે. અને તેટલાજ માટે, કોઇ પણ શુભ-કાર્યનો પ્રારંભ કરવા પહેલાં મંગલ નિમિત્તે–તે કાર્ય નિર્વિઘ્નપણે પૂરૂં પડે તેને માટે પ્રત્યાખ્યાન ( સંકલ્પ ) પણ સૂરિજીએ આંબિલ[1]-નુંજ કર્યું છે; એટલુંજ નહિ પરન્તુ સૂરિજીની ઇચ્છા પણ પ્રાતઃકાલથી એવીજ થઇ કે–ઉપાશ્રયે પણ કાર્યની શરૂઆત કર્યા પછીજ જવું.

---

૧ આંબિલ, જૈનોની એક તપસ્યા વિશેષનું નામ છે. આ તપસ્યાના દિવસે માત્ર એકજ વખત અને તે પણ ઘી, દૂધ, દહિ, ગોળ વિગેરે વસ્તુઓથી રહિત અર્થાત્ નીરસ ભોજન કરવામાં આવે છે.

સૂરિજીને અહિં કયું મહત્ત્વનું કાર્ય કરવાનું છે, એ પાઠકથી અજાણ્યું નથી. 'અકબર બાદશાહને પ્રતિબોધ કરવો,' એજ સૂરિજીનું સાધ્યબિંદુ છે. પ્રાતઃકાલમાંજ સૂરિજીએ એવી વ્યવસ્થા કરી દીધી કે–જે સાધુઓને–વિદ્વાન્ સાધુઓને–પોતાની સાથે રાજસભામાં લઇ જવાના હતા, તેઓને પોતાની પાસે રાખ્યા, અને બીજાઓને ઉપાશ્રયે મોકલી દીધા.

સૌથી પહેલાં અબ્બુલફજલના મકાને આવવા માટે સૂરિજી જગન્મલ્લકચ્છવાહને ત્યાંથી રવાના થયા, અને જ્યારે સિંહદ્વાર નામનો મુખ્ય દરવાજો, કે જે બ્રાહ્મણવાડાના નાકે હતો, ત્યાં આવ્યા, એટલે થાનસિંઘ વિગેરે શ્રાવકોએ આગળ જઇને અબ્બુલફજલને એ વાતની સૂચના આપી કે સૂરિજી 'સિંહદ્વારે' પધાર્યા છે, એટલુંજ નહિં, પરંતુ સાથે સાથે એ પણ જણાવ્યું કે–' સૂરિજી હમણાંજ બાદશાહને મળવાને ચાહે છે.'

અબ્બુલફજલ કંઇ પણ 'હા' 'ના' કાની કર્યા સિવાય બાદશાહ પાસે ગયો અને જણાવ્યું કે–' હીરવિજયસૂરિજી સિંહદ્વાર સુધી પધાર્યા છે. હવે આપની આજ્ઞા હોય, તો હું તેઓને આપની પાસે લાવું, કારણ કે તેઓ હમણાંજ આપના સમાગમને ચાહે છે.'

પ્રત્યુત્તરમાં બાદશાહે જણાવ્યું–" જેઓની હું ઘણીજ ચાહના કરતો હતો; તેઓના પધાર્યાના સમાચારથી મને ઘણોજ હર્ષ થાય છે, પરન્તુ દિલગીર છું કે–હાલ હું કંઇક કાર્યમાં વ્યગ્રમનવાળો હોઇ મહેલમાં જાઉં છું. માટે ત્યાંથી આવું, ત્યારે તમે સૂરિજીને લઇ ને આવજો. ત્યાં સુધી તમે સૂરિજીના ચરણકમળથી તમારા સ્થાનને પવિત્ર કરો."

બાદશાહનો આ જવાબ કોઇ પણ સહૃદયને ખૂંચ્યા વિના નહિ રહે. જેઓને સેંકડો કોશોની મુસાફરી કરાવી પોતાની પાસે બોલાવ્યા છે, અને જેઓને મળવા માટે મેઘની માફક પ્રતીક્ષા કરી રહ્યો હતો, તેઓનાજ આવવા પછી–આવવા પછીજ નહિં, પરંતુ

સમાગમને માટે પૂછાવવા છતાં ‘ અત્યારે હું કાર્યમાં વ્યગ્ર છું ’ ‘ થોડી વાર પછી મળીશ ’ આવો ઉત્તર બાદશાહના કયા દુર્ગુણના પરિણામે નિકળ્યો હશે, એ શોધી કાઢવું, અસંભવ નહિં, તો કઠિનતાવાળું અવશ્ય છે.

શ્રીહીરસૌભાગ્યકાવ્યના કર્ત્તા, ૧૩ મા સર્ગના ૧૨૫ મા શ્લોકની ટીકામાં આને માટે કહે છે કે–‘ एतत्कथनं त्वप्रतिबुद्धत्वेन अज्ञाततत्त्वभावेन म्लेच्छत्वेन वा । यद्यास्तिकः स्यात्तदा तु सर्वमपि त्यक्त्वा वन्दत एव । ’ પણ અમને તો, આપણે ત્રીજા પ્રકરણમાં જોઇ ગયા છીએ તેજ તેના દારૂના વ્યસનનું જ આ પરિણામ લાગે છે. કેમકે, આ વ્યસનના લીધે તેનાથી ઘણી વખત નહિં ઇચ્છવા યોગ્ય અવિવેક થઇ જતો. જ્યારે તેને દારૂ પીવાનું મન થઇ આવતું, ત્યારે તે ગમે તેવાં કામોને પડતાં મૂકીને, અરે, ગમે તેવા માણસને મળવા બોલાવ્યો હોય, તોપણ તેને નહિં મળતાં, તે દારૂ પીવાની ઇચ્છાને પૂર્ણ કરતો.

શું એ બનવા જોગ નથી કે–પોતાની આ કુટેવને પરિણામે જ તેણે ઉપર પ્રમાણેનો ઉત્તર આપ્યો હોય ? અસ્તુ, ગમે તે હો, પણ ખરી રીતે તો સૂરિજીની બાદશાહને મળવાની ઇચ્છા થઇ, તેના કરતાં હજાર ગુણી ઇચ્છા બાદશાહને તત્કાલ થવી જોઇતી હતી. અસ્તુ.

હવે, ‘ જે થાય છે તે સારાને માટે ’ એ એક સામાન્ય નિયમ પ્રમાણે, બીજી રીતે વિચાર કરીએ તો–એકાએક બાદશાહને નહિ મળવાથી થયો તો ફાયદોજ. કારણ કે બાદશાહને મળવા પહેલાં સૂરિજીને, બાદશાહના સર્વસ્વ તરીકે ગણાતા વિદ્વાન્ શેખ અબ્બુલફજલની સાથે લાંબો વખત વાતચીત કરવાનો પ્રસંગ મળી આવ્યો. અને તેથી બાદશાહને મળવા પહેલાં બાદશાહના ખાસ માનીતા એકાદ પુરૂષના અંતઃકરણમાં, સૂરિજીની વિદ્વત્તા અને પવિત્રતાના સંબંધમાં જે છાપ બેસાડવાની જરૂર જોવાતી હતી, તે પણ પૂર્ણ થઇ, એટલે કે–બાદશાહને મળવા પહેલાં, મળેલા આ

સમયમાં સૂરિજી શેખ અબ્બુલફજલને ત્યાં પધાર્યા, અને લાંબા વખત સુધી અબ્બુલફજલની સાથે ધર્મચર્ચા કરી.

**વિન્સેન્ટ સ્મીથ** પણ કહે છે કે–બાદશાહને તેમની સાથે વાતચીત કરવાને પુરસદ મળી, ત્યાં સુધી, તેમને અબ્બુલફજલની પાસે બેસાડવામાં આવ્યા હતા—

" The weary traveller was made over to the care of Abul Fazl until the soverign found leisure to converse with him. "

[ Akbar-p. 167 ]

અબ્બુલફજલની સાથેની આ પ્રાથમિક મુલાકાત અને પ્રાથમિક ધર્મચર્ચાઓમાં અબ્બુલફજલે કુરાનેશરીફની કેટલીક આજ્ઞાઓનું પ્રતિપાદન કર્યું હતું, જ્યારે હીરવિજયસૂરિએ તેજ વાતને યુક્તિપૂર્વક સમજાવી, ઈશ્વરનું વાસ્તવિક સ્વરૂપ કેવું છે ? સુખ-દુઃખને આપનાર ઈશ્વર નહિ, પરન્તુ આપણાં કર્મોજ છે, એ, અને તેની સાથે **દયાધર્મ**નું પણ પ્રતિપાદન કર્યું હતું. શેખ અબ્બુલફજલને સૂરિજીની આ વિદ્વત્તાભરી વાણી અને યુક્તિયોથી બહુજ આનંદ થયો.

અબ્બુલફજલને ત્યાં ધર્મચર્ચા કરતાં જ લગભગ મધ્યાહ્નકાળ થઇ ગયો. આપણે જાણી ગયા છીએ કે–આજે સૂરિજીએ આંબિલની તપસ્યા કરી હતી. હવે અહિંથી ઉપાશ્રયે જઇ આહાર કરવો, અને પાછા બાદશાહની પાસે જવા માટે અહિં આવવું, એ અશક્ય જેવું થઇ પડયું હતું. કારણ કે તેમ કરવામાં ઘણો વખત વ્યતીત થઇ જાય તેમ હતું; અતએવ સૂરિજીએ ઉપાશ્રયે ન જતાં અબ્બુલફજલના મહેલની પાસેજ **કરણરાજ**[1] નામના હિંદુગૃહ-

---

૧ **કરણરાજ**નુ ખાસ નામ **રામદાસ** કચ્છવાહ હતું. અને **રાજાકરણ**, એ એનું બિરૂદ હતું. આ કરણરાજ ૫૦૦ સેનાનો અધિપતિ હતો. આને માટે વિશેષ હકીકત મેળવવા ઇચ્છનારે, **આઈન-ઇ-અકબરી**, ભાગ પહેલો, **બ્લોકમેનકૃત** અંગરેજી અનુવાદના પે. ૪૮૩ માં જોવું.

સ્થના મકાનના એક એકાન્ત સ્થળમાં–ગોચરી વ્હોરી લાવીને–આંબિલ કરી લીધું.

હવે એક તરફ સૂરિજી આહાર–પાણી કરીને નિવૃત્ત થયા અને બીજી તરફ બાદશાહ પણ પોતાના કાર્યથી છૂટો થઇને દરબારમાં આવી પહોંચ્યો. તેણે દરબારમાં આવતાંની સાથેજ એક માણુસ સાથે સૂરિજીને પધારવા માટે સમાચાર મોકલ્યા. સમાચાર મળ્યા કે તુર્ત સૂરિજી, કેટલાક વિદ્વાન્ શિષ્યો, થાનસિંઘ અને માનુકલ્યાણુ વિગેરે ગૃહસ્થ શ્રાવકો અને અબ્બુલફ્જલને પણ સાથે લઇ બાદશાહ પાસે પધાર્યા.

કહેવાય છે કે–આ વખતે સૂરિજીની સાથે સૈદ્ધાન્તિક શિરોમણિ ઉપાધ્યાય શ્રીવિમલહર્ષગણિ, શતાવધાની શ્રીશાંતિચંદ્રગણિ, પંડિત સહજસાગરગણિ, પંડિત સિંહવિમલગણિ, (હીરસૌભાગ્યકાવ્યના કર્ત્તાના ગુરૂ), વકતૃત્વ અને કવિત્વ શક્તિમાં સુનિપુણુ પંડિત હેમવિજયગણિ ('વિજયપ્રશસ્તિ' કાવ્યદિના કર્ત્તા), વૈયાકરણચૂડામણિ પંડિત લાભવિજયગણિ અને સૂરિજીના પ્રધાન (દીવાન) તરીકે ગણાતા શ્રીધનવિજયગણિ વિગેરે ૧૩ સાધુઓ ગયા હતા. નવાઇ જેવો વિષય તો એ છે કે–આજે દિવસ પણ તેરસનો અને સાધુઓ પણ તેરજ હતા.

બાદશાહે દૂરથી આ સાધુમંડલને જોયું અને તેથી તે એકદમ પોતાના સિંહાસનને છોડી, પોતાના ત્રણ પુત્રો–શેખૂજી, પહાડી (મુરાદ) અને દાનિયાલને સાથે લઇ સૂરિજીની સ્હામે આવ્યો. અને સારા સત્કારપૂર્વક સૂરિજીને બેઠકખાના પાસે લઇ ગયો. આ વખતે એક તરફ બાદશાહ, પોતાના ત્રણ પુત્રો, અબ્બુલફ્જલ અને બીરબલ વિગેરે રાજ્યમંડળ સાથે હાથ જોડીને ઉભો છે, અને બીજી તરફ, જેમના મુખકમળ ઉપર અપૂર્વ તપસ્તેજ ઝળકી રહ્યું છે, એવા સૂરિજી, વિદ્વાન્ મુનિમંડળ સાથે ગંભીરતા ધારણ કરી ઉભા છે. આ વખતનો દેખાવ કેવો હોવો જોઇએ, એની કલ્પના કરવાનું કામ પાઠકોનેજ સોંપીશું.

આ પ્રમાણે બાદશાહના બેઠકખાનાના બહારનાજ ભાગમાં સંગમરમરવાળા એક દલાનમાંજ બન્ને મંડળો ઉભાં રહ્યાં. બાદશાહે સૂરિજીને વિનયપૂર્વક કુશલ-મંગલના સમાચાર પૂછયા, અને તે પછી ત્યાં ઉભાં ઉભાંજ બાદશાહે બહુ નમ્રભાવથી સૂરિજીને કહ્યું:—

" મહારાજ ! આપે મ્હારા જેવા એક મુસલમાનકુલોત્પન્ન તુચ્છ મનુષ્ય ઉપર ઉપકાર કરવાની બુદ્ધિથી જે તકલીફ ઉઠાવી છે, તેને માટે હું ક્ષમા યાચું છું. પણ આપ મને કૃપા કરીને એ ફરમાવશો કે-મારા અમદાવાદના સૂબાએ હાથી, રથ, ઘોડા વિગેરે આપને જોઇતાં સાધનો શું પૂરાં ન પાડયાં કે-જેને લીધે આપને પગે ચાલીને અહિં સુધી આવવાની તકલીફ ઉઠાવવી પડી ? "

સૂરિજીએ કહ્યું-" નહિં રાજન્ ! તમારી આજ્ઞા પ્રમાણે તે મહાનુભાવે તો તમામ પ્રકારની સામગ્રી પૂરી પાડી હતી, પરન્તુ મારા સાધુધર્મના આચારને આધીન થઇ, હું તે વસ્તુઓનો સ્વીકાર કરી શકયો નહિં. બીજી વાત એ છે કે-આપે અમારા અહિં આવવા સંબંધી જે ક્ષમા યાચી તે આપની સજ્જનતાનેજ જાહેર કરે છે. વસ્તુતઃ અમારા અહિં આવવામાં ક્ષમા યાચવા જેવું કે ઉપકાર માનવા જેવું કંઇજ નથી. કારણ કે-અમારા સાધુજીવનનું મુખ્ય કર્તવ્ય 'ધર્મનો ઉપદેશ આપવો' એજ છે. હવે ધર્મના ઉપદેશને માટે અમારે ગમે ત્યાં પણ અમારા ધર્મની રક્ષાપૂર્વક જવું પડે, તો તેમાં અમે અમારા કર્ત્તવ્યથી વધારે કંઇજ કરતા નથી. તેમાં પણ આપના જેવા સમ્રાટ્, કે જેઓ લાખો બલ્કે કરોડો મનુષ્યોના માલિક છે, તેમને ધર્મોપદેશ સંભળાવવા માટે ગમે તેટલી તકલીફો ઉઠાવવી પડે, તોએ શું ? હું તો એમજ સમજુંછું કે-લાખો મનુષ્યોને ઉપદેશ આપવામાં જે ફળ સમાએલું છે, તેટલું ફળ, આપના જેવા એક મહાશક્તિશાળી સમ્રાટ્ને આપવામાં સમાએલું છે. માટે આપે તે સંબંધી લગાર પણ વિચાર કરવો જોઇતો નથી. "

સૂરિજીના આ પ્રત્યુત્તરે બાદશાહના અંતઃકરણમાં સૂરિજીની

કર્ત્તવ્યનિષ્ઠતા માટે અસાધારણ છાપ પાડી. બાદશાહ ફરીથી આ સંબંધી કંઇ પણ બોલી શક્યો નહિ. પણ તેણે થાનસિંઘને સંબોધીને કહ્યું કે—

"થાનસિંઘ! તારે મને સૂરિજીના આવા કઠિન આચાર સંબંધી વિસ્તારથી વાત તો કરવી હતી. જો મને એમજ ખબર હત, કે સૂરિજીનો આવો કઠિન આચાર છે, તો હું તેઓને આટલી બધી તકલીફ શામાટે આપતે?"

થાનસિંઘ બાદશાહની સામે ટગર ટગર જોઇ રહ્યો. તે બાદશાહને શું ઉત્તર આપવો, એ વિચારમાં જ હતો. એટલામાં બાદશાહ સ્વયં બોલી ઉઠ્યો—

"ઠીક છે, ઠીક છે; થાનસિંઘ! હું તારી વાણિયાવિદ્યાને સમજી ગયો. તેં તારી મતલબ સાધવાને માટેજ મને એ બધી બાબતોથી અજ્ઞાત રાખ્યો છે. કેમકે સૂરિજી મહારાજ આ દેશમાં પહેલાં કોઇ પણ સમયે પધાર્યા નથી અને તેથી સૂરિજીની સેવા-ભક્તિનો અપૂર્વ લાભ લેવાના ઇરાદાથીજ તું મારી વાતને પુષ્ટિ જ આપતો રહ્યો, પણ તેમ કરવામાં (સૂરિજીને બોલાવવામાં) કેટલી કઠિનતા છે, એ વાત તેં મને સમજાવી નહિ. ઠીક છે, આવા મહાપુરૂષની ભક્તિનો લાભ તને અને તારા જાતિભાઇયોને મળે, તો એનાથી વધારે સૌભાગ્યની વાત તમારે માટે બીજી કઇ હોઇ શકે?"

બાદશાહની આ મધુર અને હાસ્યયુક્ત વાણીથી મુનિમંડળ અને રાજમંડળ—બન્ને મંડળો ખુશી ખુશી થઇ ગયાં. આ પ્રસંગે બાદશાહે તે બે માણસો—મુઇનુદ્દીન (મોદી) અને કમાલુદ્દીન (કમાલ) ને બોલાવ્યા, કે જેઓ બાદશાહનું આમંત્રણપત્ર લઇને સૂરિજીને તેડવા માટે ગયા હતા. તેઓને બોલાવી બાદશાહે 'સૂરિજીને રસ્તામાં કંઇ તકલીફ તો પડી ન્હોતી?' 'કેવી રીતે તેઓ વિહાર કરતા હતા?' વિગેરે હકીકતો પૂછી. તેના જવાબો સાંભળી બાદશાહને બહુ આનંદ થયો, અને સૂરિજીના આવા ઉત્કૃષ્ટ આચારની હૃદયથી તારીફ કરવા લાગ્યો.

આ પછી બાદશાહે એ પૂછ્યું કે–" મહારાજ ! આપ મને એ જણાવવા કૃપા કરશો કે–આપના ધર્મમાં મ્હોટાં તીર્થો ક્યાં ક્યાં માનવામાં આવે છે."

સૂરિજીએ શત્રુંજય, ગિરિનાર, આબૂ, સમ્મેતશિખર અને અષ્ટાપદ–એ વિગેરે કેટલાંક તીર્થોનાં નામો થોડી થોડી માહિતી સાથે કહી બતાવ્યાં.

જો કે, આ પ્રમાણે ઉભાં ઉભાંજ વાત કરવામાં વખત ઘણો લાગી ગયો હતો, તોપણ સૂરિજી સાથેની અત્યાર સુધીની વાતચીત ઉપરથી મળેલા આનંદથી બાદશાહનું મન કોઇ એક સ્થાનમાં નિશ્ચિંતતાથી બેસીને સૂરિજીના મુખકમળથી ધર્મોપદેશ સાંભળવાને લલચાયું અને તેથીજ તેણે સૂરિજીને પોતાની ચિત્રશાળાના એક મનોહર કમરામાં પધારવા માટે નમ્રભાવે વિનતિ કરી. સૂરિજીએ પણ સમયસૂચકતા વાપરી બાદશાહની વિનતિનો સ્વીકાર કર્યો, પછી બાદશાહ વિગેરે તે ચિત્રશાળા પાસે ગયા.

ચિત્રમાળામાં પ્રવેશ કરવાના દ્વાર પાસે જતાંજ સૂરિજીએ ઘણોજ સુંદર ગલીચો બીછાવેલો જોયો, કે જે ગલીચા ઉપર થઇને અંદર–કમરામાં જવાનું હતું. ગલીચો જોતાંજ સૂરીશ્વરજીની ગતિ કંઇક મંદ થઇ. તેઓ દરવાજા પાસે જઇનેજ એકદમ થોભાયા. બાદશાહ વિચારમાં પડ્યા અને તેને શંકા થઇ કે–'શું કારણ હશે કે–સૂરિજી અંદર આવતાં થોભાયા ?' બાદશાહે પોતાની આ શંકાને શબ્દોદ્વારા વ્યક્ત કરીએ નહિ, એટલામાં તો સૂરિજીએ સ્વયં કહ્યું–

" રાજન્ ! આ ગલીચા ઉપર થઇને અમારાથી અંદર આવી શકાય નહિ; કારણ કે ગલીચા ઉપર પગ દઇને ચાલવાનો અમારો અધિકાર નથી."

બાદશાહે આશ્ચર્યપૂર્વક પૂછ્યું–" મહારાજ ! એમ કેમ ? ગલીચો બિલકુલ સ્વચ્છ છે. કોઇ જીવ–જંતુ એના ઉપર છે નહિ, તો પછી તેના ઉપર ચાલવામાં આપને શી હરકત છે ? "

સૂરિજીએ ગંભીરતાથી કહ્યું—" રાજન્ ! જૈનસાધુઓને માટેજ નહિં, પરન્તુ તમામ સાધુઓને માટે એ નિયમ છે કે-'दृष्टिपूतं न्यसेत् पादम्' ( મનુસ્મૃતિ, અ-૬ શ્લોક ૪૬ ) દૃષ્ટિથી પવિત્ર થએલી જમીન ઉપર પગ મૂકવો. અર્થાત્ જ્યાં ચાલવું તથા બેસવું હોય, ત્યાં દૃષ્ટિથી જમીનને જોઇ લેવી જોઇએ. આ સ્થાનમાં ગલીચો બિછાવેલો હોવાથી, તેની નીચે શું હશે, એ કંઇ દૃષ્ટિથી જોઇ શકાતું નથી, માટેજ આ ગલીચા ઉપર અમારાથી ચાલી શકાય નહિં."

ઉપલક દૃષ્ટિએ તો સૂરિજીનું આ કથન બાદશાહને કંઇક હાસ્યનું કારણ નિવડ્યું. ' આવા મનોહર સ્વચ્છ ગલીચાની નીચે ક્યાંથી જીવો આવીને પેસી ગયા હશે ? ' એમ મનમાં વિચારી બાદશાહે સૂરિજીને અંદર લઈ જવા માટે પોતાના હાથે જેવો ગલીચાનો એક છેડો ઉપાડી ગલીચાને દૂર કર્યો, કે તુર્તજ નીચેથી બાદશાહે કીડિયોનો ઢગલો જોયો. ' ઓં, આ શું છે ? ' તપાસીને જૂએ છે, તો કીડિયોનો ઢગલો. બાદશાહ તો ચકિતજ થઇ ગયો. સૂરિજી પ્રત્યેની શ્રદ્ધામાં કઇ ગુણો વધારો થયો. ' ખરેખર, સાચા ફકીર તે આનું નામ ! ' એમ હૃદયની લાગણીથી તેણે શબ્દોનું ઉચ્ચારણ કર્યું. પછી બાદશાહે પોતે એક સુકોમળ વસ્ત્રથી તે કીડિયોને દૂર કરી અને ગલીચો ઉઠાવી લીધો. તદનન્તર સૂરિજીએ તે કમરામાં પ્રવેશ કર્યો.

સૂરિજી અને બાદશાહે પોતપોતાના યોગ્ય આસનો ઉપર બેઠક લીધા પછી, બાદશાહે નમ્રતાપૂર્વક સૂરિજી પ્રત્યે ધર્મોપદેશ સાંભળવાની જિજ્ઞાસા પ્રકટ કરી. આથી સૂરિજીએ પ્રથમ કેટલોક સામાન્ય ઉપદેશ આપ્યા પછી, બાદશાહના પૂછવાથી ટૂંકમાં દેવ, ગુરૂ અને ધર્મનું સ્વરૂપ સમજાવતાં કહ્યું:—

" જેમ, એક મકાનને બનાવવાવાળો મનુષ્ય, એ મકાન સંબંધી હમેશાંની નિર્ભયતાને માટે તેની ત્રણ વસ્તુઓ બહુ દૃઢ-

મજબૂત બનાવે છે—૧ પાયો, ૨ ભીંતો અને ૩ ધરણ (મોભ). જે મકાનની આ ત્રણ વસ્તુઓ મજબૂત હોય છે, તે મકાનને એકા એક પડવાનો ભય તેના માલિકોને રહેતો નથી. તેવીજ રીતે મનુષ્ય-જીવનની નિર્ભયતાને માટે મનુષ્ય માત્રે દેવ, ગુરૂ અને ધર્મની પરીક્ષા કરીને તેનો સ્વીકાર કરવો જોઇએ. કારણ કે-એ કુદરતનો કાયદો છે કે-મનુષ્ય ગુણીની સેવા કરે, તો ગુણી અને નિર્ગુણીની સેવના કરે, તો નિર્ગુણી બને છે એને માટે દેવ, ગુરૂ અને ધર્મની પણ પરીક્ષા એવીજ રીતે કરવી જોઇએ.

" વસ્તુતઃ વિચારીએ તો સંસારમાં મત-મતાન્તરોના અથવા દર્શનોના જે ઝઘડા જોવામાં આવે છે, તે ઈશ્વરને લઇને જ છે; અને તે ઈશ્વરને માનવામાં તો જો કે-કોઇની 'હા' 'ના' કાની નથી, પરન્તુ નામોમાં ભેદો પડવાથી અને ઈશ્વરના સ્વરૂપને બીજી બીજી રીતે માનવાથી ઝઘડા ઉભા થએલા છે. આ ઈશ્વરનાં અનેક નામો છે-દેવ, મહાદેવ, શંકર, શિવ, વિશ્વનાથ, હરિ, બ્રહ્મા, ક્ષીણાષ્ટકર્મા, પરમેષ્ઠી, સ્વયંભૂ, જિન, પારગત, ત્રિકાલવિત, અધીશ્વર, શંભુ, ભગવાન્, જગત્પ્રભુ, તીર્થંકર, જિનેશ્વર, સ્યાદ્વાદી, અભયદ, સર્વજ્ઞ, સર્વદર્શી, કેવલી, પુરૂષોત્તમ, અશરીરી અને વીતરાગ એ વિગેરે નામો ગુણનિષ્પન્ન છે. અર્થાત્ તે નામોના અર્થમાં કોઇને વિવાદ છેજ નહિં; પરન્તુ નામમાત્રમાંજ ભિન્નતા માનેલી જોવામાં આવે છે. આ દેવ-મહાદેવ-ઈશ્વરનું સ્વરૂપ ટૂંકમાં કહીએ તો, આજ છે કે—

'જેને ક્લેશ ઉત્પન્ન કરનાર રાગ નથી, શાન્તિ રૂપી કાષ્ઠને બાળવામાં દાવાનળ સમાન દ્વેષ નથી; સમ્યગ્જ્ઞાનને નાશ કરવાવાળો અને અશુભવર્ત્તનને વધારનાર મોહ નથી, અને ત્રણ લોકમાં જેની મહિમા પ્રસરેલી છે, તે મહાદેવ કહેવાય છે. વળી જે સર્વજ્ઞ છે, શાશ્વત સુખના માલિક છે, અને જેમણે પોતાના સમસ્ત કર્મોનો ક્ષય કરીને મુક્તિ સુખને મેળવેલું છે, તેમ જેમણે પરમાત્મપદને

પ્રાપ્ત કર્યું છે, તે મહાદેવ અથવા ઈશ્વર કહેવાય છે. બીજા શબ્દોમાં કહીએ તો-ઈશ્વર જન્મ, જરા અને મરણથી રહિત છે. રૂપ, રસ, ગંધ અને સ્પર્શ પણ તેને નથી, તેમ રોગ, શોક અને ભયથી પણ રહિત હોઈ, તે અનંતસુખનો અનુભવ કરે છે.

" ઇશ્વરના ઉપર્યુક્ત સ્વરૂપ ઉપરથી આપણે સહજ સમજી શકીએ છીએ કે-ઇશ્વરને ફરીથી સંસારમાં જન્મ ધારણ કરવાનું કંઇ પણ કારણ રહેતું નથી. કારણ કે-તેણે સમસ્ત કર્મોનો ક્ષય કરેલો હોય છે. અને એ નિયમ છે કે-' કોઇ પણ આત્મા સમસ્ત કર્મોનો ક્ષય કર્યા સિવાય સંસારથી મુક્ત થઇ શકે નહિ અને મુક્ત થયેલો આત્મા પુનઃ સંસારમાં આવી શકે નહિં. ' જૈનધર્મનો આ અટલ સિદ્ધાન્ત છે. ' સંસાર ' શબ્દથી અહિં દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરક-એ ચાર ગતિયો સમજવાની છે. "

એ પ્રમાણે દેવનું સ્વરૂપ સંક્ષેપમાં બતાવ્યા પછી સૂરિજીએ ગુરૂના ગુણો વર્ણવતાં કહ્યું—

" જેઓ પાંચ મહાવ્રતો ( અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ ) નું પાલન કરે છે, ભિક્ષા માત્રથી પોતાનો નિર્વાહ કરે છે, જેઓ સમભાવરૂપ સામાયિકમાં હમેશાં સ્થિર રહે છે અને જેઓ ધર્મનો ઉપદેશ કરે છે, તેઓ ગુરૂ કહેવાય છે. ગુરૂનાં આ લક્ષણોનો જેટલો વિસ્તૃત અર્થ કરવો હોય, તેટલો થઇ શકે. અર્થાત્ સાધુના સમસ્ત આચાર-વિચારો અને વ્યવહારોનો સમાવેશ ઉપર્યુક્ત પાંચ બાબતોમાં થઇ જાય છે. ગુરૂઓમાં સૌથી મોટામાં મોટી બે બાબતો તો હોવીજ જોઇએ-સ્ત્રીના સંસર્ગનો અભાવ અને મૂર્છાનો ત્યાગ. આ બે બાબતો જેનામાં ન હોય, તે ગુરૂ તરીકે માની શકાયજ નહિં. આ બે બાબતોની રક્ષાપૂર્વકજ સાધુઓએ-ગુરૂઓએ પોતાના બધા આચારો પાળવાના છે. વળી ગુરૂ તે છે કે, જે પોતાની જિહ્વાને વશમાં રાખે. અર્થાત્-સારા સારા પદાર્થો-ગરિષ્ઠપદાર્થો વારંવાર વાપરે નહિં. ગમે તેવાં કષ્ટોને પણ સમભાવ

પૂર્વક સહન કરે. એક્કા, ગાડી, ઘોડા, ઊંટ, હાથી અને રથ વિગેરે કોઇ પ્રકારના વાહનોમાં બેસે નહિ અને મન, વચન, કાયાથી કોઇ પણ જીવને તકલીફ પહોંચે, એવું કામ પણ ન કરે. પાંચે ઇંદ્રિયોના વિષયોને કાબૂમાં રાખવા પ્રયત્ન કરે. માન-અપમાનની દરકાર કરે નહિં. સ્રી, પશુ અને નપુંસકના સહવાસથી દૂર રહે. એકાન્ત સ્થાનમાં સ્રીની સાથે વાત પણ કરે નહિં. તેમ શરીરની શુશ્રૂષા પણ કરે નહિ, હમેશાં યથાશક્તિ તપસ્યાનો આદર કરે. ચાલતાં, બેસતાં, ઉઠતાં, ખાતાં, પીતાં-દરેક ક્રિયા કરતાં બરાબર ઉપયોગ રાખે; રાત્રે ભોજન કરે નહિં, અને મંત્ર જંત્ર વિગેરેથી પણ દૂર રહે. વળી અફીણઆદિનું વ્યસન પણ રાખે નહિ. ઇત્યાદિ અનેક આચારો સાધુઓએ-ગુરૂઓએ પાલન કરવાના છે. ટૂંકાણમાં કહિએ તો-' गृहस्थानां यद् भूषणं तत् साधूनां दूषणम् ' ગૃહસ્થોને જે ભૂષણ છે, તે સાધુઓને દૂષણરૂપ છે."

સૂરિજીએ આ પ્રસંગે એ પણ સ્પષ્ટપણે કહી દીધું કે ' જો કે, આ પ્રમાણેના ગુરૂના આચારોને અમે સંપૂર્ણ પાળીએ છીએ, એમ હું કહેવા માગતો નથી; પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ પ્રમાણે યથાશકિત તે આચારોને પાળવા અમે અવશ્ય પ્રયત્ન કરીએ છીએ.

એ પ્રમાણે ગુરૂનું સ્વરૂપ સમજાવ્યા પછી સૂરિજીએ કહ્યું—

" 'ધર્મને માટે તો વિશેષ કહેવા જેવું રહેતું જ નથી. કારણ કે-સંસારમાં અજ્ઞાની મનુષ્યો જે ધર્મનું નામ લઇને ક્લેશ કરે છે, તે વસ્તુતઃ ધર્મ જ નથી. જે ધર્મથી મનુષ્યો મુકિતનું સુખ લેવા ચાહે છે અથવા જેનાથી મુકિતનું સુખ મળે છે, તે ધર્મમાં ક્લેશ હોઇ શકેજ નહિં; ખરી રીતે ધર્મ તો એનું નામ છે કે-' अन्तःकरणशुद्धित्वं धर्मत्वम् ' જેનાથી અંતઃકરણની શુદ્ધિ થાય-હૃદયની પવિત્રતા થાય, તેનું નામ જ ધર્મ છે. પછી અંતઃકરણની શુદ્ધિ નિર્મળતા ગમે તે કારણોથી થાય. બીજા શબ્દોમાં કહીએ તો विषयनिवृत्तित्वं धर्मत्वम् વિષયથી નિવૃત્ત થવું-દૂર થવું એનું,

નામજ ધર્મ છે. હવે એમાં વિચાર કરવાની વાત એ છે કે-આ પ્રમાણે ધર્મનું લક્ષણ કરવામાં આવે, તો કોઇને પણ ક્લેશનું કારણ રહે ખરૂં ? ક્લેશનું કારણ તો દૂર રહ્યું, પરંતુ કોઇને અસ્વીકાર કરવાનો પણ વખત આવે ખરો ? કદાપિ નહિં. ખરો ધર્મ તો દુનિયામાં આજ છે અને આજ ધર્મથી મનુષ્ય ઇચ્છિત સુખોને- યાવત્ મુક્તિ સુખને પણ પ્રાપ્ત કરે છે. ”

સૂરિજીના આ ઉપદેશે બાદશાહના અંતઃકરણમાં સચોટ અસર કરી. બાદશાહે ખુલ્લેખુલ્લા જણાવ્યું કે-‘ દેવ, ગુરૂ અને ધર્મનું સાચેસાચું સ્વરૂપ સમજવાનો પ્રસંગ મને મળ્યો હોય, તો તે આ પહેલોજ છે. આજ સુધીમાં કોઇએ પણ આવા નિખાલસ હૃદયથી યથાર્થ હકીકત સમજાવી ન્હોતી. જેઓ આવતા, તેઓ પોતાનુંજ ગાતા. પરન્તુ આજે મારાં અહોભાગ્ય છે કે-આપે દેવ ગુરૂ અને ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજાવ્યું. ’

બાદશાહે સૂરિજીની ભૂરિ ભૂરિ પ્રશંસા કરી. બાદશાહના હૃદયમાં સૂરિજીની વિદ્વત્તા અને ચારિત્ર માટે ઘણોજ ઊંચો અભિપ્રાય બંધાયો. તેને ચોક્કસ ખાતરી થઇ કે-આ એક અસાધારણ મહા પુરૂષ છે.

તે પછી બાદશાહે સૂરિજીને એક વાત પૂછી. તેણે કહ્યું—‘ મહારાજ ! મને મીન રાશિમાં શનિશ્ચરની દશા બેઠી છે. લોકો કહે છે કે-દુર્જન અને યમરાજની માફક ખરાબી કરવાવાળી આ દશા છે. મને આનો બહુ ભય છે. માટે આપ કૃપા કરીને એવો કંઇક ઉપાય કરો કે-જેથી તે દશા દૂર થઇ જાય.

સૂરિજીએ ચોખ્ખું કહ્યું કે-‘ મારો વિષય ધર્મનો છે. જ્યોતિષનો નથી અને આ હકીકત જ્યોતિષસંબંધી છે. એટલે હું તે વિષયમાં કઇ પણ કહેવાને અશક્ત છું. આપ કોઇ જ્યોતિષિને પૂછશો, તો તે કંઇક બતાવી શકશે.’

સૂરિજીના આ કથનથી બાદશાહની ઇષ્ટસિદ્ધિ ન થઇ. બાદશાહ એમ ચાહતો હતો કે-સૂરિજી મને કંઇ મંત્ર, જંત્ર કે દોરો-

ધાગો કરી આપે, કે જેથી તે દશાની મારા ઉપર કંઇ અસર થાય નહિં. પરન્તુ સૂરિજીએ તો એ વિષય પોતાનો નથી એમ જ્યારે જણાવ્યું, ત્યારે બાદશાહને સ્પષ્ટ શબ્દોમાં કહેવુંજ પડયું કે—

"મહારાજ ! મારે જ્યોતિષશાસ્ત્રીનું કંઇ કામ નથી. આપજ મને કંઇ એવો મંત્ર-જંત્ર કરી આપો કે-જેથી મને તે ખરાબ દશા હાનિ ન કરે."

સૂરિજીએ કહ્યું-"રાજન્ ! મંત્રાદિ કરવાનો અમારો આચાર નથી. બેશક, આપ જીવો ઉપર ખૂબ મહેર કરશો, અને જીવોને અભય દાન દેશો, તો આપનું પણ સારૂંજ થશે, કારણ કે 'બીજાનું સારૂં કરવાથીજ આપણુ સારૂં થાય છે.' એ કુદરતનો કાયદો છે."

સૂરિજીના આ કથનથી બાદશાહને બહુજ આનંદ થયો. કારણ કે-બાદશાહના ઘણું ઘણું કહેવા છતાં પણ સૂરિજી પોતાના આચાર પ્રત્યેની દઢતામાં ચલાયમાન ન થયા બાદશાહે અબ્બુલફ્જલને પોતાની પાસે બોલાવી સૂરિજીની બહુ તારીફ્ કરી. આજ વખતે બાદશાહે બીજા પણ કેટલાક પ્રશ્નો-જેવા કે-'સૂરિજીને કેટલા શિષ્યો છે ?' 'સૂરિજીના ગુરૂનું નામ શું છે ?' વિગેરે પૂછીને તેના ખુલાસા કરી લીધા.

તદનન્તર બાદશાહે પોતાના વડીલ પુત્ર શેખૂજી દ્વારા પોતાને ત્યાંથી પુસ્તકોનો ભંડાર મંગાવ્યો. શેખૂજીએ પેટીમાંથી તમામ પુસ્તકો કાઢીને ખાનખાના[1] સાથે બાદશાહ પાસે

---

૧ ખાનખાનાનું પૂરૂ નામ હતું-ખાનખાનાન મીર્જા અબ્દુર રહીમ. તેના પિતાનું નામ બૈરામખાન હતું. જ્યારે તેણે ગુજરાત જીત્યુ, ત્યારે તેના ઉપર પ્રસન્ન થઇ બાદશાહે તેને 'ખાનખાના' ની ઉપાધિ આપી હતી અને પાંચહજાર સેનાનો અધિપતિ બનાવ્યો હતો. આના સંબંધી વિશેષ હકીકત માટે જુઓ—'આઇન—ઇ—અકબરી,' પહેલો ભાગ બ્લૉકમેનનો અંગ્રેજી અનુવાદ પૃ. ૩૩૬. તથા 'મીરાતે એહમદી' નો ગુજરાતી અનુવાદ પૃ. ૧૫૧—૧૫૪,

પહોંચતાં કર્યાં. સૂરિજી અને વિમલહર્ષ ઉપાધ્યાય વિગેરેને આ પુસ્તકો જોઇ બહુ આનંદ થયો. કહેવાય છે કે—આ ભંડારમાં જૈન ગ્રંથો અને બીજા દર્શનોનાં પણ અતિપ્રાચીન ઘણાં પુસ્તકો હતાં.

સૂરિજીએ પૂછ્યું કે—“ આપની પાસે ઉત્તમ પુસ્તકોનો ભંડાર ક્યાંથી ? ”

બાદશાહે કહ્યું:—“અમારે ત્યાં પદ્મસુંદર નામક એક નાગપુરીય તપાગચ્છના વિદ્વાન્ સાધુ હતા. જ્યોતિષ, વૈદ્યક અને સિદ્ધાન્તમાં પણ સારા નિપુણ હતા. તેમનો સ્વર્ગવાસ થયા પછી તેમનાં આ પુસ્તકો મેં દરબારમાં સાચવી રાખ્યાં છે. હવે આપ મારા ઉપર અનુગ્રહ કરીને આ પુસ્તકોનો સ્વીકાર કરો. ”

બાદશાહની આ ઉદારવૃત્તિને માટે સૂરિજીને બહુ આનંદ થયો. પણ સ્વકીય તરીકે તે પુસ્તકો રાખવામાં, તેના ઉપર મમત્વભાવ થઇ જવાનો સંભવ જોવાથી, સૂરિજીએ તે પુસ્તકો લેવાની ચોખ્ખી નાજ પાડી. અને કહ્યું કે—“ અમારાથી જેટલાં ઉઠાવાય, તેટલાંજ પુસ્તકો અમે રાખીએ છીએ. વધારે લઇને અમે શું કરીએ ? બાકી જ્યારે જ્યારે અમને કોઇ કોઇ પુસ્તકની જરૂર પડે છે, ત્યારે ત્યારે તે પુસ્તક જ્યાં ત્યાંના ભંડારોમાંથી મળીજ રહે છે; તો પછી આટલી બધી ઉપાધિ અમારે ઉઠાવવાની શી જરૂર ? વળી આટલાં બધાં પુસ્તકો સ્વકીય તરીકે રાખવામાં આવે, તો મારો કે મારા શિષ્યોનો પણ કોઇ વખત મમત્વભાવ થઇ જવાનો સંભવ રહે, માટે એવાં કારણોથી સર્વથા દૂર રહેવું, એજ અમારે માટે તો શ્રેયસ્કર છે. ”

પુસ્તકોને માટે મારામારી કરનારા આજ કાલના મહાત્માઓએ હીરવિજયસૂરિજીના ઉપર્યુક્ત શબ્દોથી ઉપર ખૂબ ધ્યાન દેવું જોઇએ છે. સમય સમયનું કામ કરે જાય છે. તે જમાનામાં ન્હોતી અત્યારના જેટલી લાયબ્રેરિઓ, કે તે વખતે ન્હોતાં અત્યારના જેટલાં વિસ્તૃત સાધનો, છતાં તે વખતના આવા પૂજ્યપુરૂષો સ્વકીય તરીકે

પુસ્તકો રાખવામાં મમત્વભાવ થઇ જવાનો કેવો ભય રાખતા હતા, તે હીરવિજયસૂરિજીના ઉપર્યુક્ત શબ્દોથી સ્પષ્ટ થાય છે.

સૂરિજીની આવી નિઃસ્પૃહતા માટે યદ્યપિ બાદશાહને બહુ આનંદ થયો, પરન્તુ તેણે વારંવાર એ પ્રાર્થના કરી કે–' ગમે તે પ્રકારે પણ મારી આ નાનકડી ભેટને તો આપ અવશ્ય સ્વીકારો.' છેવટે અબ્બુલફજલે પણ સૂરિજીને સમજાવતાં કહ્યું કે–' જો કે આપને પુસ્તકની દરકાર નથી, પરંતુ પુણ્યનું કાર્ય સમજીને પણ આનો સ્વીકાર કરો. આપ આ પુસ્તકોનો સ્વીકાર કરશો, તો તેથી બાદશાહને બહુ પ્રસન્નતા થશે."

તદનન્તર સૂરિજીએ વિશેષ 'હા' 'ના' કાની કર્યા સિવાય તે પુસ્તકોનો સ્વીકાર કર્યો અને કહ્યું કે–" આટલાં બધાં પુસ્તકોને અમે ક્યાં ક્યાં ફેરવતા રહીશું ? માટે આ પુસ્તકોનો એક ભંડાર બનાવી દેવામાં આવે તો સારૂં, અને તેમાંથી અમને જ્યારે જોઇશે, ત્યારે વાંચવા માટે મંગાવ્યા કરીશું."

બાદશાહે પણ એ વાતની સમ્મતિ આપી અને દરેકની સમ્મતિપૂર્વક તે પુસ્તકોનો ભંડાર કરવામાં આવ્યો, અને તેની વ્યવસ્થાનું કામ થાનસિંઘને સોંપવામાં આવ્યું. ' વિજયપ્રશસ્તિ કાવ્ય ' ના કર્ત્તાના મત પ્રમાણે આ ભંડાર આગરામાં અકબરના નામથીજ ખોલવામાં આવ્યો હતો.

બાદશાહ સાથેની પ્રથમ મુલાકાત આ પ્રમાણે પૂરી થઇ. સૂરિજી બાદશાહી વાજિંત્રો અને બીજી મ્હોટી ધૂમધામ પૂર્વક ઉપાશ્રયે પધાર્યા. શ્રાવકોમાં આનંદ આનંદ ફેલાઇ ગયો. તેમ થાનસિંઘ વિગેરે કેટલાએક ભાવિક શ્રાવિકોએ આ શુભકાર્ય નિમિત્તે ઘણું દાન પણ કર્યું.

થોડા દિવસ ફતેપુર–સીકરીમાં સ્થિરતા કરી, પછી સૂરિજી આગરે પધાર્યા. ફતેપુર અને આગરાને ચોવીસ માઇલનું આંતરૂં છે. સૂરિજીએ ચાતુર્માસ આગરામાંજ વ્યતીત કર્યું. આ દરમીયાનમાં

જ્યારે પર્યુષણાપર્વના દિવસો નજીક આવ્યા, ત્યારે આગરાના શ્રાવકોએ વિચાર કર્યો કે–' સૂરિજી અહીં બિરાજે છે. બાદશાહ પણ તેઓને સારૂં માન આપે છે. આવા અવસરમાં જો પર્યુષણાના આઠે દિવસ આખા શહેરમાં જીવહિંસા ન થાય, તો કરોડો જીવોને અભયદાન મળે.' આમ વિચારી સમસ્ત સંઘ તરફથી **અમીપાલ-દોસી** વિગેરે કેટલાક આગેવાનો બાદશાહ પાસે ગયા. બાદશાહ આ વખતે **સિંધુ નદીને** કિનારે હતો. બાદશાહની આગળ શ્રીફળ વિગેરે ભેટણું ધરી સૂરિજી તરફથી બાદશાહને ધર્મલાભ જણાવ્યા. સૂરિજીની આશીષ સાંભળી બાદશાહ બહુ ખુશી થયો અને ઉત્સુકતા પૂર્વક પૂછ્યું–' શું સૂરિજીએ મારા લાયક કંઇ કામ ફરમાવ્યું છે?' અમીપાલ દોસીએ કહ્યું–" અમારૂં પર્યુષણાપર્વ નજીક આવે છે. તે પવિત્રપર્વના દિવસોમાં કોઇ પણ માણસ કોઇ પણ જીવની હિંસા ન કરે, એવી ઉદ્‌ઘોષણા આપના તરફથી કરાવવામાં આવશે, તો મને બહુ આનંદ થશે, એમ સૂરિજીએ કહ્યું છે."

બાદશાહે તુર્તજ આઠ દિવસનું ફરમાનપત્ર લખી આપ્યું અને બાદશાહ તરફથી આગરામાં આઠ દિવસ સુધી કોઇ પણ માણસ કોઇ પણ જીવની હિંસા ન કરે, એવો હુકમ ફેરવવામાં આવ્યો. 'હીરસૌભાગ્ય' અને ' જગદ્‌ગુરૂકાવ્ય ' માં આ પ્રમાણે સં. ૧૬૩૯ ની સાલના પર્યુષણાપર્વના આઠે દિવસોમાં અમારી-પડહ વગડાવ્યા સંબંધી કંઇ પણ હકીકત નથી, પરન્તુ ' **વિજય પ્રશસ્તિ**' મહાકાવ્યમાં આ વખતે આઠે દિવસ જીવહિંસા બંધ કરાવ્યાની હકીકત છે, જ્યારે ' **હીરવિજયસૂરિરાસ** ' માં ઋષભ-દાસ કવિ **પાંચ દિવસ** અમારી પળાવ્યાનું લખે છે.

ચાતુર્માસ પૂર્ણ થયે સૂરિજી **સૌરીપુર**ની યાત્રા કરીને પાછા આગરે આવ્યા અને અહિં **ચિંતામણિ પાર્શ્વનાથ**[1]ની પ્રતિષ્ઠા

૧ આ ચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર અત્યાર પણ આગરાના રોશન મહોલ્લામાં વિદ્યમાન છે, અને તે 'ચિંતામણિ પાર્શ્વનાથના મંદિર' ના નામથીજ પ્રસિદ્ધ છે. કવિ સૌભાગ્યવિજયજીએ સં. ૧૭૫૦ માં

વિગેરે કેટલાંક શાસન પ્રભાવનાનાં કાર્યો કરી પુનઃ **ફતેપુર–સીકરી** પધાર્યા. આ વખતે સૂરિજીને બાદશાહની સાથે વધારે વખત સમાગમ કરવાનો પ્રસંગ મળ્યો હતો.

કહેવાની જરૂર છેજ નહિં કે–**અબ્બુલફજલ** એક વિદ્વાન્ પુરૂષ હતો. તત્ત્વોની ચર્ચા કરવામાં એને જેટલો આનંદ આવતો, એટલો ભાગ્યેજ બીજા કોઇ વિષયમાં આવતો. ખાવા–પીવાનું અને બીજું બધું કાર્ય મૂકીને પણ ધર્મચર્ચા કરવામાં તે પોતાનો વધુ સમય વ્યતીત કરતો. એટલુંજ નહિં પરન્તુ તે જેની સાથે ધર્મચર્ચા કરતો, તેની સાથે જિજ્ઞાસુ થઇનેજ કરતો. નહિં કે–પોતાનો કક્કો ખરો કરવાને વિતંડા કરતો, અને એટલાજ માટે; તે હીરવિજયસૂરિજીની સાથે વખતો વખત ધર્મચર્ચા કરવાનો પ્રસંગ લેતો હતો. સૂરિજીને પણ તેની સાથે વાતચીત કરવામાં બહુ આનંદ પડતો. કારણ કે–અબ્બુલફજલ જિજ્ઞાસુ હોવા સાથે બુદ્ધિશાલી પણ હતો. તેની બુદ્ધિ મર્મને જલદી પહોંચી જતી, સુતરાં, ગમે તેવી કઠિન વાતને પણ તે બહુ જલદીથી સમજી શકતો હતો. ખરેખર વિદ્વાન્‌ને વિદ્વાન્‌ની સાથે વાતચીત કરવામાં અપૂર્વ આનંદજ આવે છે.

---

'તીર્થમાળા' બનાવી છે, તેમા આ મંદિર સંબંધી આ પ્રમાણે ઉલ્લેખ કર્યો છે:—

" અધિક પ્રતાપિ આગરે સોહે,
 શ્રીચિંતામણી જનમન મોહે;
સંવત સોલસેં ઓગણચ્યાલીસઇં,
 શ્રીગુરૂ હીરવિજઇં સુજગિસઇં ૬
કીધી પ્રતિષ્ઠા પાસજિ સાર
 ખરચેં ધન સાહ **માનસિંઘ** ઉદાર;
તે ચિંતામણિ પાસજિ સ્વામી.
 વંદ્યા **આગરે** આણંદ પામી. ૭

(પ્રાચીન તીર્થમાળા સંગ્રહ. પૃ. ૭૩–૭૪.)

કવિના આ કથનથી માલૂમ પડે છે કે–આ પ્રતિષ્ઠા આગરાના શ્રેષ્ઠી **માનસિંઘે** કરાવી હતી.

એક વખત અબ્બુલફ્જલના મહેલમાં હીરવિજયસૂરિ અને અબ્બુલફ્જલ જ્ઞાનગોષ્ઠી કરી રહ્યા હતા. તેવામાં અકસ્માત્ ત્યાં બાદશાહ આવી ચઢયો. અબ્બુલફ્જલે ઉભા થઇ બાદશાહનો સત્કાર કર્યો. બાદશાહને ઉચિતાસને બેસાડવામાં આવ્યો. પછી અબ્બુલફ્જલે સૂરિજીની વિદ્વત્તા સંબંધી મુક્તકંઠે પ્રશંસા કરી. આ વખતે બાદશાહના અંતઃકરણમાં સ્વાભાવિક રીતે એવો વિચાર સ્ફુરી આવ્યો કે–'સૂરિજીની પ્રસન્નતાની ખાતર તેઓ માગે તે આપવું.' આ વિચારથી તેણે સૂરિજીને પ્રાર્થના કરી કે–" મહારાજ ! આપ આપના અમૂલ્ય સમયનો ભોગ આપી અમને જે ઉપદેશ આપો છો, એ ઉપકારનો બદલો અમારાથી કદિ પણ વાળી શકાય તેમ નથી. તો પણ, મારા કલ્યાણની ખાતર આપ મારા લાયક કંઇ પણ કામ બતાવશો, તો હું આપનો વધુ ઉપકાર માનીશ. આપની પ્રસન્નતાનું જે કંઇ કામ બતાવશો, તે કરવાને આ સેવક હમેશાંને માટે તૈયાર છે"

અકબર જેવા સમ્રાટ્ની આટલી બધી ભક્તિ અને લાગણી હોવા છતાં, સૂરીશ્વરજીએ પોતાના અંગત–સ્વાર્થનું એક લગાર માત્ર પણ કામ ન બતાવ્યું. આ વખતે સૂરિજી ચાહતે, તો પોતાના ગચ્છને માટે, પોતાના અનુયાયિયોને માટે અથવા પોતાના અંગત સ્વાર્થને માટે ગમે તે કાર્ય કરાવી શકતે; પરંતુ સૂરિજીએ તો તેમાંના એક પણ કાર્યની માગણી ન કરી. તેઓ સૌથી સારામાં સારૂં અને અગત્યનું કાર્ય **જીવોને અભયદાન** આપવાનુંજ સમજતા હતા અને તેથીજ તેમણે બાદશાહ પાસે જ્યારે જ્યારે કંઇ કામ કરાવ્યું, ત્યારે ત્યારે જીવોને અભયદાનનુંજ–જીવોને આરામ પહોંચાડવાનુંજ કામ કરાવ્યું હતું.

આ વખતે બાદશાહે જ્યારે કંઇ પણ કામ બતાવવાની માગણી કરી, ત્યારે સૂરિજીએ પક્ષિયોને પાંજરાઓમાંથી મુક્ત કરવાનું સૂચવ્યું. બાદશાહે બહુજ પ્રસન્નતા પૂર્વક તેમ કરી દીધું. અર્થાત્ પક્ષિયોને પાંજરાઓમાંથી મુક્ત કર્યાં; એટલુંજ નહિં.

પરન્તુ ફતેહપુર–સીકરીના સુપ્રસિદ્ધ ડાબર તળાવને માટે પણ એવો હુકમ કાઢયો કે–'ત્યાંથી કોઇ પણ માણસ માછલાં વિગેરે જીવોની હિંસા કરે નહિં.' આ કાર્યનો અમલ તેજ વખતે થવા માટે કેટલાક સિપાઇયોની સાથે શ્રીધનવિજયજી પોતે તે તળાવ ઉપર ગયા અને તમામ ભોઇ લોકોને નિષેધ કરી ત્યાંથી દૂર કર્યા. 'હીરસૌભાગ્યકાવ્ય'ના કર્તાનું કથન છે કે–ડાબર તળાવમાં થતી હિંસા બાદશાહે શ્રીશાંતિચંદ્રજીના ઉપદેશથી બંધ કરી હતી.

આ વખતે શેખ અબ્બુલફજલના મકાનમાં સૂરિજીને અને બાદશાહને ઘણા લાંબા વખત સુધી ધર્મચર્ચા થઇ હતી. એકાન્ત પ્રસંગ હોવાથી જેમ બાદશાહે ખુલ્લા દિલથી વાતચીત કરી, તેમ સૂરિજીએ પણ યથાયોગ્ય શબ્દોમાં બાદશાહને ઉપદેશ આપવામાં કંઇ મણા ન રાખી.

આ વખતની વાતચીતમાં સૂરિજીએ પ્રસંગ જોઇને પર્યુષણાના આઠ દિવસોમાં અકબરના આખા રાજ્યમાં કોઇ પણ માણસ કોઇ પણ જીવની હિંસા ન કરે, એવો હુકમ બહાર પાડવા બાદશાહને સચોટ ઉપદેશ કર્યો. બાદશાહે સૂરિજીના ઉપદેશને માન આપી તત્કાલ સૂરિજીના કહેવા પ્રમાણે પર્યુષણના આઠ દિવસોજ નહિં, પરન્તુ પોતાના કલ્યાણ માટે તેમાં ચાર દિવસો વિશેષ ઉમેરીને બાર દિવસ ( શ્રાવણ વદિ ૧૦ થી ભાદરવા સુદિ ૬ સુધી )નો હુકમ બહાર પાડવાનું કબૂલ કર્યું. અબ્બુલફજલે આ વખતે બાદશાહને નમ્રભાવથી એવી ભલામણ કરી કે–' આ હુકમ આપ ખુદાવિંદ તરફથી એવી રીતે બહાર પાડવા જોઇએ કે–જે પેઢીની પેઢિયો સુધી કાયમ રહે.' બાદશાહે કહ્યું કે–' તમેજ ફરમાનપત્ર લખો.' અબ્બુલફજલે પોતે ફરમાનપત્ર લખ્યું અને તે પછી તે બાદશાહના સહી સીક્કા સાથે તેના સમસ્ત રાજ્યમાં મોકલવામાં આવ્યું.

આ ફરમાનપત્રમાં સહી સીક્કો થઈ ગયા પછી, તે રાજસભામાં વાંચવામાં આવ્યું. અને તે પછી બાદશાહે પોતના સામે

થાનસિંઘને અર્પણ કર્યું. થાનસિંઘે તેને બહુમાનપૂર્વક મસ્તક પર ચઢાવ્યું અને બાદશાહને તેણે ફૂલો અને મોતિયોથી વધાવ્યા.

બાદશાહે આપેલા આ ફરમાનથી લોકોમાં અનેક પ્રકારની વાયકાઓ ચાલવા લાગી. કોઇ કહે કે–સૂરિજી કેવા પ્રતાપી કે બાદશાહને આવો રાગી કર્યો. કોઇ કહે કે–સૂરિજીએ બાદશાહને તેની સાત પેઢી આકાશમાં બતાવી. કોઇ કહે કે–સૂરિજીએ બાદશાહને સોનાની ખાણો બતાવી. જ્યારે કોઇ કોઇ એમ પણ કહેવા લાગ્યા કે–સૂરિજીએ એક ફકીરની ટોપીને ઉડાડીને ચમત્કાર બતાવ્યો, એમ અનેક પ્રકારની વાર્તાઓ જનતામાં થવા લાગી. આવીજ રીતે પાછળના કેટલાક જૈન લેખકોએ પણ પરંપરાથી ચાલી આવેલી ઉપર્યુક્ત કિંવદન્તિયોને સાચી માની. હીરવિજયસૂરિ સંબંધી કંઇને કંઇ લખતાં આવી ચમત્કારની કેટલીક બાબતો લખેલી છે. પરન્તુ વસ્તુતઃ ઐતિહાસિકસત્યથી તે વિરૂદ્ધ હકીકતો છે. હીરવિજયસૂરિએ કોઇ દિવસ મંત્ર–જંત્ર કે બીજી કોઇ પણ વિદ્યાદ્વારા બાદશાહને ચમત્કાર બતાવ્યોજ નથી. જ્યારે ને ત્યારે તેમણે 'મંત્ર–તંત્રાદિ કરવાનો અમારો ધર્મ નથી.' એજ વચન બાદશાહને કહ્યું હતું. તેઓ એક પવિત્રચારિત્રધારી આચાર્ય હતા. તેઓના ચારિત્રનોજ પ્રભાવ એવો હતો કે–જેના લીધે તેઓ ગમે તેવા મનુષ્યના હૃદયમાં સદ્‌ભાવ ઉત્પન્ન કરાવી શકતા હતા. તેઓના મુખારવિંદ ઉપર એવી તો શાન્તિ વિકસિત રહેતી કે–ગમે તેવો શત્રુ પણ તેમનાં દર્શન કરતાં શાન્ત થઇ જતો. કોણ નથી જાણતું કે–એક મનુષ્ય પવિત્ર ચારિત્રથી જે પ્રભાવ પાડે છે, તે પ્રભાવ સેંકડો ઉપદેશકોનો ઉપદેશ પણ પાડી શકતો નથી. શુદ્ધ આચરણ–પવિત્ર ચારિત્ર વિનાના મનુષ્યના ઉપદેશને લોકો 'પોથીમાંનાં રીંગણાં' જ ' ીને હસી કાઢે છે. સૂરિજીના પવિત્ર ચારિત્રથી ગમે તેવા માણસો માગણી ા થઇ જતા અને એનુંજ એ પરિણામ હતું કે–અકબર કરવાનું સૂઝ્યું હીરવિજયસૂરિનાં વચનોને બ્રહ્માનાં વચનોની માફક અર્થાત્ પ્ર હતો.

આપણે એ વાતને સારી પેઠે જાણીએ છીએ કે-હીરવિજય-સૂરિ ત્યાગી અને બિલકુલ નિઃસ્પૃહી પુરૂષ હતા. આવા નિઃસ્પૃહ મહાત્મા પ્રત્યે બાદશાહનો સદ્ભાવ થાય, એમાં કંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. કારણ કે-બાદશાહમાં પણ એ મ્હોટો ગુણ હતો, કે-તે નિઃસ્પૃહી, નિર્લોભી અને પોતાનાજ આત્માની બરાબર જગત્‌ના તમામ આત્માઓને-તમામ પ્રાણિયોને જોનારા પ્રત્યે ખાસ કરીને વધારે પ્રેમ ધરાવતો હતો. અને પોતાના આવા ગુણના પ્રતાપે બાદશાહ, હીરવિજયસૂરિના ઉપદેશનું સમ્માન કરે-સૂરિજીના ઉપદેશ પ્રમાણે કામ કરે, એમાં કંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. તેમ અકબર જેવા મુસલમાન સમ્રાટ્‌ને આવો ઉપદેશ-કોઈ પણ જાતની સ્વાર્થવૃત્તિ સિવાય માત્ર જગત્‌નાજ કલ્યાણનાં-બીજા જીવોનાં કલ્યાણનાં કાર્યોનો ઉપદેશ જૈનસાધુ જેવા ત્યાગી-નિઃસ્પૃહી પુરૂષ સિવાય બીજું કોણ આપી શકે એમ હતું ?

બાદશાહે હીરવિજયસૂરિજીના ઉપદેશથી પર્યુષણાના આઠ દિવસો અને બાકીના ચાર-એમ બાર દિવસ ( શ્રાવણ વદિ ૧૦ થી ભાદરવા સુદિ ૬ ) સુધી પોતાના સમસ્ત રાજ્યમાં કોઇ પણ માણસ કોઇ પણ જીવની હિંસા ન કરે, એવો જે હુકમ બહાર પાડ્યો, તેની છ નકલો કરવામાં આવી. જેમાંની ૧ ગુજરાત અને સૌરાષ્ટ્રમાં, ૨ દિલ્લી-ફતેપુર વિગેરેમાં, ૩ અજમેર, નાગપુર વિગેરેમાં, ૪ માળવા અને દક્ષિણ દેશમાં, ૫ લાહોર-મુલતાનમાં મોકલવામાં આવી અને છઠ્ઠી નકલ ખાસ સૂરિજીને સોંપવામાં આવી હતી.

એ પહેલાંજ કહેવામાં આવ્યું છે કે-અબુલફજલના મકાનમાં જે વખતે સૂરિજી અને બાદશાહને આપસમાં ધર્મચર્ચા થતી હતી, તે વખતે સૂરિજી અને બાદશાહ-બન્નેને ખુલ્લા દિલથી બહુ આનંદ-પૂર્વક વાર્તાલાપ થયો હતો. સૂરિજીએ આ વખતે બાદશાહને ઉપદેશ આપતાં જણાવ્યું કે-" મનુષ્ય માત્રે સત્યનો સ્વીકાર કરવા તરફ રૂચિ રાખવી જોઇએ. જો કે, અજ્ઞાનાવસ્થામાં મનુષ્યો દુષ્કર્મો કરી નાખે છે, પરન્તુ જ્યારે તેઓને સત્યનું ભાન થાય, ત્યારે તેઓએ

તે માર્ગ હાથમાં લેવોજ જોઇએ. પરન્તુ પોતે જે માર્ગ ઉપર આવ્યા આવતા હોય, તેજ માર્ગ સારો છે, એમ માની અથવા પોતાના બાપદાદા એ પ્રમાણે કરતા આવ્યા છે, માટે તે નજ છોડવો. એવો દુરાગ્રહ ન રાખવો જોઇએ. ”

સૂરિજીના આજ વચનને પુષ્ટ કરનાર એક રમૂજી વાત બાદશાહે ઉપસ્થિત કરી. તેણે કહ્યું—

“ મહારાજ ! મારા જેટલા સેવકો છે, તે બધા માંસાહાર કરનારા છે; એટલા માટે તેઓને આપની ફરમાવેલી જીવદયા રૂચતી નથી. તેઓ કહે છે કે—આપણા બાપદાદા જે કામ કરતા આવ્યા હોય, તે કામને છોડવું જોઇએ નહિં. એક વખત બધા ઉમરાવો એકઠા થયા હતા, તે વખત તે ઉમરાવોએ મને કહ્યું—‘પિતાનો સાચો બેટો તેજ છે કે—જે પૂર્વથી ચાલતા આવેલા માર્ગને છોડે નહિં. ’ આ વાત ઉપર તેમણે એક દૃષ્ટાન્ત પણ આપ્યું—

“ એક દેશનો બાદશાહ હતો, તેણે પોતાના નગરની પાસેના પહાડને એવા ઇરાદાથી નષ્ટ કરી દેવાનો હુકમ કર્યો કે—આ પહાડ હવાને રોકે છે. લોકોએ એક એક મણ દારૂથી સો સો મણના પત્થરો તોડી તોડીને તે પહાડને નષ્ટ કરી દીધો અને તે જગામાં મેદાન બનાવી દીધું. એક વખત એવો આવ્યો કે—સમુદ્રનું પાણી, કે જે પહાડના કારણથી રોકાઇ રહ્યું હતું, તે ગર્જના પૂર્વક શહેર તરફ ધસી આવ્યું. બસ, કહેવુંજ શું હતું ? લોકો તણાવવા લાગ્યા અને થોડીજ વારમાં આખું ગામ સમુદ્રના ઉદરમાં સમાઇ ગયું. કહેવાની મતલબ કે—તે બાદશાહે પ્રાચીનકાલથી સ્થિર રહેલા પહાડને તોડાવી દીધો, તો તેનો દંડ તેને ભોગવવોજ પડયો.

“ મહારાજ ! ઉમરાવોએ મને જ્યારે એવી વાત સંભળાવી, ત્યારે મેં પણ મારી વાતની પુષ્ટિમાં એક દૃષ્ટાન્ત આપ્યું. મેં કહ્યું—

“ સાંભળો, એક બાદશાહ હતો, આંધળો હતો. તેને છોકરો

થયો, તે પણ આંધળો થયો અને તેનો ( છોકરાનો ) છોકરો થયો, તે દેખતો થયો. હવે બતાવો, તમારા ન્યાયથી તે દેખતા છોકરાએ આંધળા થવું જોઇએ કે નહિં ? કારણ કે તેનો બાપ અને તેના બાપનો બાપ આંધળો હતો; તો પછી તેણે આંધળો શા માટે ન થવું ? '

" વળી એક બીજું દૃષ્ટાન્ત–' મારી સાતમી પેઢી ઉપર તૈમૂર બાદશાહ થયો. તે પહેલાં પશુઓને ચારવાનું કામ કરતો હતો. એક વખત એક ફકીર એવી ટહેલ સારતો આવ્યો કે–' મને જે રોટલી આપે, તેને હું દુનિયા આપું. ' તૈમૂરે રોટલી આપી, ત્યારે ફકીરે તૈમૂરના માથા ઉપર છત્ર ધારણ કરી કહ્યું–' હું તને બધો મુલક આપી દઉં છું. '

" એક વખત એક દુબળા ઘોડાને એક ચારવાવાળાએ ચાબુક માર્યો. તે વખતે હજારો ચરવાદાર એકઠા થઇ ગયા અને કંઇક કારણસર જંગલમાં ગયા. આ ચરવાદારોમાં તૈમૂર પણ હતો. આવા સમયમાં તે જંગલમાં થઇને કેટલાક લોકો ઊંટો ઉપર માલ ભરી ભરીને જતા હતા તેઓને તૈમૂર વિગેરે એકઠા થયેલા ચરવાદારોએ નસાડી ભગાડીને તેઓનો માલ લઇ લીધો. લૂંટારા ચરવાદારોને પકડવા માટે મોટું લશ્કર આવ્યું લશ્કરને પણ હરાવી દીધું. છેવટ બાદશાહ સ્વયં લડવા માટે આવ્યો, પરન્તુ તેને તો પૂરોજ કરી દીધો અને તેનો બધો મુલક તૈમૂરે લઇ લીધો. એ પ્રમાણે તૈમૂર બાદશાહ થયો.

" હવે કહો, તૈમૂરની પૂર્વાવસ્થાની સાફક અમે ગુલામગીરી કરીએ યા બાદશાહી ? ' ઉમરાવ, ખાન, વજીર વિગેરે ત્યાં બેઠેલા તમામ માણસોને એજ કહેવું પડયું કે–' પુરાણી રીત હોવા છતાં પણ જો તે રીત અનુચિત હોય, તો તેને છોડી દેવી જોઇએ. '

" મહારાજ, ખરી વાત તો એજ છે–જે લોકો માંસાહાર કરે છે, તેઓ માત્ર પોતાની જિહ્વેન્દ્રિયની લાલચથીજ કરે છે; પરન્તુ તે નજીવી લાલચને પૂરી કરવામાં હજારો જીવોનો ઘાણ નિકળી જાય છે, તે તરફ તો કોઇ ધ્યાનજ આપતું નથી.

" ગુરૂજી ! હું બીજાઓની વાત શા માટે કરૂં ? મેં પોતે સંસારમાં એવાં એવાં પાપો કર્યાં છે કે–તેવાં પાપ ભાગ્યેજ સંસારમાં બીજા કોઇ મનુષ્યે કર્યાં હશે. જ્યારે મેં ચિત્તોડગઢ લીધો ત્યારે મેં જે પાપો કર્યાં છે, તેનું વર્ણન મારાથી પણ થઇ શકે તેમ નથી. તે વખતે રાણાના હાથી, ઘોડા અને સ્ત્રી–પુરૂષોની તો શી વાત કહું, પણ ચિત્તોડના એક કૂતરાને પણ મેં છોડ્યું ન્હોતું. ચિત્તોડમાં રહેવા વાળા કોઇ પણ જીવને હું દેખતો, તો તેની કત્લજ કરતો. મહારાજ ! આવાં પાપો કરીને તો મેં કેટલાએ ગઢો લીધા. આ સિવાય શિકાર ખેલવામાં પણ મેં કંઇ ખામી રાખી નથી. ગુરૂજી ! આપે એડતાના રસ્તે આવતાં મારા બનાવેલા હજીરા * જોયા હશે, કે જેની

+ આ પ્રમાણે હજીરા કરાવ્યાના સંબંધમાં કવિ **ઋષભદાસે શ્રીહીરવિજયસૂરિરાસ**માં **અકબર**ના મુખથી આ પ્રમાણે શબ્દો કહાવ્યા છે—

> "દેખે હજીરે હમારે તુહ્ય એકસો ચઉદ કીએ વે હમ્મ;
> અકેકે સિંગ પંચસેં પંચ પાતિગ કરતા નહિ ખલખંચ"

આ વાતની સત્યતા **બદાઉની**ના શબ્દોથી પણ સિદ્ધ થાય છે. **બદાઉની** લખે છે—

" His Majesty's extreme devotion induced him every year to go on a pilgrimage to that city, and so he ordered a palace to be built at every stage between Agrah and that place, and a pillar to be erected and a well sunk at every coss "

(Vol. II by W. H. Lowe M. A. p 176 )

અર્થાત્—દર વર્ષે તે શહેર ( અજમેર )ની યાત્રાએ જવા માટે બાદશાહ પોતાની અત્યંત ભક્તિને લીધે લલચાતો અને તેથી કરીને તેણે આગ્રા અને અજમેરની વચ્ચે સ્થળે સ્થળે એક મહેલ અને દર એક ગાઉએ એક એક સ્થંભ ( હજીરો ) બંધાવ્યો હતો તથા એક એક કૂવો ખોદાવ્યો હતો.'

આગ્રા અને અજમેરની મધ્યમા ૨૨૮ માઇલનું આંતરૂ છે, આ

સંખ્યા ૧૧૪ ની છે. તે દરેક હજીરા ઉપર પાંચસો હરિણનાં સીંગડાં રાખવામાં આવ્યાં છે. વળી મેં છત્રીસ હજાર હરિણનાં ચામડાનું લ્હાણું શેખોનાં કુલ ઘરોમાં કર્યું હતું. જેમાં એક એક ચામડું, બે બે સીંગડાં અને એક એક સોનૈયો આપ્યો હતો. આટલાજ ઉપરથી આપને વિદિત થશે કે–મેં કેટલો શિકાર અને તેદ્વારા કેટલા જીવોની હિંસા કરેલી હોવી જોઇએ ? મહારાજ ! હું મારા પાપનું શું વર્ણન કરૂં ? હું હમેશાં પાંચસો પાંચસો ચકલાંની જીભો ખાતો હતો; પરન્તુ આપનાં દર્શનથી અને આપના પવિત્ર ઉપદેશથી તે પાપ કાર્ય મેં છોડી દીધું છે. વળી આપે મારા ઉપર કૃપા કરીને ઘણોજ સરસ માર્ગ બતાવ્યો છે, તેને માટે હું આપનો વારંવાર ઉપકાર માનું છું. ગુરૂજી ! હું ખુલ્લા દિલથી સ્પષ્ટ કહું છું કે–મેં એક વર્ષમાં છ મહીના માંસ ખાવું છોડી દીધું છે અને જેમ બનશે તેમ, સર્વથા માંસાહારને છોડી દેવાને બનતો પ્રયત્ન કરતો રહીશ. હું સત્ય કહું છું કે–હવે માંસાહાર તરફ મને બહુ અરૂચિ થઇ છે. ”

બાદશાહના ઉપર્યુક્ત સંભાષણથી સૂરિજીને પારાવાર આનંદ થયો અને તેની સરળતા એવં સત્યપ્રિયતાને માટે સૂરિજીએ વારંવાર ધન્યવાદ આપ્યો.

ખરેખર સૂરિજીના ઉપદેશનો બાદશાહ ઉપર કેટલો બધો પ્રભાવ પડેલો હોવો જોઇએ, તે બાદશાહનાં ઉપર્યુક્ત હાર્દિક વચનો ઉપરથી આપણે સહજ સમજી શકીએ તેમ છીએ. બાદશાહને માંસાહાર ઉપરથી અરૂચિ કરાવવામાં જો કોઇ પણ ઉપદેશક સિદ્ધહસ્ત નિવડ્યો હોય, તો તે **હીરવિજયસૂરિજ** છે.

---

હિસાબે પણ ૧૧૪ હજીરા બનાવ્યા સંબંધી કવિ ઋષભદાસનું કથન સત્યજ ઠરે છે. આવીજ રીતે પ્રત્યેક કોસ ઉપર હજીરા બનાવ્યાનું **નિકોલાસ વિહિંગ્ટને** અને **વિલિયમ ફિંચે** પણ પોતાના ભ્રમણવૃત્તાન્તોમાં લખ્યું છે. જૂઓ **અરલીટ્રેવલ્સ ઇન ઇંડિયા**, સંગ્રાહક **વિલીયમ ફોસ્તર** ( ૧૫૮૩ થી ૧૬૧૯ ) પૃ. ૧૪૮,૨૨૫.

આ પ્રમાણે હીરવિજયસૂરિજીના સમાગમમાં આવ્યા પછીથીજ બાદશાહના આચાર-વિચાર અને વર્તનમાં મોટો ફેરફાર થવા લાગ્યો હતો. ધીરે ધીરે આ પરિવર્તને ક્યાં સુધી રૂપ પકડ્યું હતું, તેનો વિશેષ પ્રકાશ આગામી પ્રકરણમાં પાડવાનું મુલતવી રાખી હાલ તો આપણે અબ્બુફજલના મકાનમાં, બાદશાહ અને સૂરિજીની જ્ઞાનગોષ્ઠીનોજ આસ્વાદ લેવાનું કામ કરીશું

બાદશાહે પ્રસંગ લાવીને સૂરિજીને કહ્યું-" મહારાજ ! કેટલાક લોકો કહે છે કે-' हस्तिना ताड्यमानोऽपि न गच्छेज्जैनमंदिरम् ' ' હાથી મારી નાખે તો બહેત્તર, પરન્તુ જૈનમંદિરમાં ન જવું. એનું કારણ શું છે ? '

બાદશાહની આ વાત ઉપર સૂરિજીએ લગાર હસીને કહ્યું-" રાજન્ ! આનો ઉત્તર હું શું આપું ? આપ વિજ્ઞ છો; અતએવ સ્વયં જાણી શકો તેમ છો, તો પણ હું એટલું તો અવશ્ય કહીશ કે-આ વાક્ય બોલનારાઓને આપણે પૂછવું જોઇએ કે-' કોઇ પણ વિદ્વાન્ કોઇ પણ પ્રાચીન શ્રુતિ-સ્મૃતિમાંથી આ વાક્ય કાઢી બતાવે તેમ છે ? ' કદાપિ નહિ. આ વાક્ય તો કોઇ એવા દ્વેષીલા માણસેજ બનાવેલું હોવું જોઇએ, અને એમ તો અમે જૈનો પણ કહી શકીએ તેમ છીએ કે-' सिंहेनाऽऽताड्यमानोऽपि न गच्छेच्छैवमंदिरम् ' ' સિંહ ચારે તરફથી તાડના કરતો હોય, પણ શૈવમંદિરમાં જવું નહિં. ' પણ આનું પરિણામ શું ? લઠ્ઠાલઠ્ઠી અને કેશાકેશી સિવાય બીજું કંઇજ નહિ.' રાજન્ ! ભારતવર્ષની અવનતિનું કોઇ કારણ હોય, તો તે આજ છે. હિંદુઓએ જૈનોને નાસ્તિક કહ્યા, તો જૈનોએ હિંદુઓને મિથ્યાદષ્ટિ ( મિથ્યાત્વી ) બતાવ્યા, મુસલમાનોએ હિંદુઓને કાફર કહ્યા, તો, હિંદુઓએ મુસલમાનોને મ્લેચ્છ કહ્યા. બસ, એમ એક બીજાને ખોટા-નાસ્તિક ઠરાવવાનોજ દરેક પ્રયત્ન કરે છે, પરન્તુ એવો વિચાર રાખનારા બહુ થોડા મનુષ્યો છે કે-'बालादपि सुभाषितं ग्राह्यम्' ગમે તો એક બાળક પણ કંઇ

સારૂં વચન કહે, તો તે ગ્રહણ કરવું જોઇએ. મનુષ્ય માત્રે ગમે ત્યાંથી પણ સારી વાતનો સ્વીકાર કરવાની બુદ્ધિ રાખવી; અને તેમ કરવામાં આવે, તોજ તે પોતાના જીવનમાં સારા સારા ગુણો મેળવી શકે છે. પણ તેમ ન કરતાં જો બધાએ પોત પોતાની અપેક્ષાએ એક બીજાને નાસ્તિક કે જૂઠા ઠરાવશે, તો પછી દુનિયામાં સાચો કે આસ્તિકજ કોણ રહેશે ? માટે એક બીજાને જૂઠા કે નાસ્તિક ન ઠરાવતાં સત્ય-વસ્તુનોજ જો પ્રકાશ કરવામાં આવે, તો કેટલો બધો લાભ થઇ શકે ? ખરી રીતે નાસ્તિક તો તેજ છે કે–જે આત્મા, પુણ્ય, પાપ, ઈશ્વર આદિ પદાર્થોને માનતા નથી. જેઓ આ પદાર્થોને માને છે, તેઓ કોઇ કાળે પણ નાસ્તિક કહેવાયજ નહિં."

સૂરિજીની આ તટસ્થ વ્યાખ્યા સાંભળીને બાદશાહને ઘણોજ આનંદ થયો. તેના હૃદયમાં ચોક્કસ ખાતરી થઇ–અને તે અબ્બુલ-ફજલને સંબોધીને સ્પષ્ટપણે પ્રકટ પણ કરી કે–"અત્યાર સુધીમાં હું જેટલા વિદ્વાનોને મળ્યો હતો, તે બધા 'મારૂં તેજ સાચું' એમ કહેવાવાળા મળ્યા હતા; પરન્તુ આ સૂરિજીના કથનમાંથી ચોખ્ખી ધ્વનિ નિકળે છે કે–'મારૂં તે સાચું નહિ, પરન્તુ સાચું તે મારૂં,' એજ સિદ્ધાન્તને તેઓ માને છે. એમના પવિત્ર હૃદયમાં દુરાગ્રાહનું નામજ નથી. ધન્ય છે આવા મહાત્મા પુરૂષોને ! !"

સૂરિજી અને બાદશાહની ઉપર્યુક્ત વાતચીત પ્રસંગે દેવી-મિશ્ર[1] નામનો એક બ્રાહ્મણ પંડિત પણ બેઠો હતો. તેને સંબોધીને બાદશાહે પછ્યું–"કેમ પંડિતજી ! હીરવિજયસૂરિજી જે કહે છે, તે ઠીકજ કહે છે કે કંઇ ફેરફાર જેવું છે, કંઇ વિરૂદ્ધતા જેવું હોય, તો જરૂર કહેજો."

---

૧ દેવીમિશ્ર, એ અકબરના દરબારમાં રહેનારો એક વિદ્વાન્ બ્રાહ્મણ હતો. તે **મહાભારતા**દિના અનુવાદના કાર્યમાં દુભાષિયા તરીકે કામ બજાવતો. બાદશાહની તેના ઉપર સારી મહેરબાની હતી. આના સંબંધમાં વધુ હકીકત મેળવવી હોય તેણે, બદાઉની, ભાગ ૨ જો, ડબ્લ્યુ. એચ. લો. એમ. એ. ના અંગરેજી અનુવાદના પે. ૨૬૫ મા જોવું.

પંડિતજીએ કહ્યું-" નહિ મહારાજ ! સૂરિજી જે વચનો કાઢે છે, તે બિલકુલ વેદવાક્યસમાન છે. એમાં લગારે ફેરફાર જેવું નથી. એમના જેવા સ્વચ્છહૃદયી તટસ્થ અને અપૂર્વ વિદ્વત્તાવાળા મુનિ મેં અત્યારસુધી ક્યાંય પણ જોયા નથી, તેઓ એક જબરદસ્ત પંડિત-યતિ છે, એમાં લગાર પણ શંકા લાવવા જેવું નથી. "

એક વિદ્વાન્ બ્રાહ્મણના મુખથી નિકળેલા આ શબ્દો બાદશાહની શ્રદ્ધાને વજ્રલેપ સમાન દૃઢ કરે-મજબૂત કરે, એમાં કંઇ નવાઇ જેવું છે ?

અબ્બુલફ્જલના મકાનમાં આ પ્રમાણે વાતચીત થયા પછી બાદશાહ પોતાના મહેલમાં ગયો, જ્યારે સૂરિજી પણ વખત ઘણો થઇ જવાથી ઉપાશ્રયે પધાર્યા.

આ પછી જ્યાં સુધી સૂરિજી ફતેપુર-સીકરીમાં રહ્યા, ત્યાં સુધીમાં અનેક વખત બાદશાહની સાથે તેઓની મુલાકાત અને ધર્મચર્ચા થઇ. વખતો વખતની મુલાકાતમાં સૂરિજીએ જુદા જુદા વિષયો ઉપર વિવેચન કરી બાદશાહને તે તે વિષયો સમજાવવાને બનતો પ્રયત્ન કર્યો હતો, અને તેથી બાદશાહને ચોક્કસ ખાતરી થઇ હતી કે-' સૂરિજી એક અસાધારણ વિદ્વાન્ સાધુ છે. એટલુંજ નહિ પરન્તુ તેઓની વિદ્વત્તા અને પવિત્ર ચારિત્રના લીધે તેમને જૈનોજ માન આપે છે, એમ નહિ પરન્તુ જગત્ના કોઇ પણ ધર્મવાળાઓ તેઓને માન આપવાને બાધ્ય થાય છે, સુતરાં તેઓ જૈનોના ગુરૂ નહિ, કિન્તુ જગત્ના ગુરૂ છે, એમ કહેવામાં લગારે અત્યુક્તિ નથી, ' બાદશાહ પોતાની આ આંતરિક ભાવનાને દબાવી પણ ન શક્યો. તેણે એક વખત અવસાર જોઇને સૂરિજીને રાજસભા સમક્ષ 'જગદ્ગુરૂ' ના બિરૂદથી વિભૂષિત પણ કર્યા. સૂરિજીના આ પદપ્રદાનની ખુશાલીમાં પણ બાદશાહે ઘણા પક્ષિયોને બંધનથી મુક્ત કર્યા. તે સિવાય હરિણ, રોઝ, સસલાં અને બીજાં ઘણાં જાનવરોને છોડી મૂક્યાં.

એક વખત બાદશાહ, અબ્બુલફજલ અને બીરબલ વિગેરે રાજમંડલ સાથે બેઠો હતો, તેવામાં શાંતિચંદ્રજી વિગેરે કેટલાક વિદ્વાન્ મુનિયો સાથે સૂરિજી પણ પધાર્યા. આ વખતે સૂરિજીએ બાદશાહને કેટલોક ઉપદેશ કર્યો. તદનન્તર બાદશાહે પ્રસન્ન થઇ કહ્યું—' મહારાજ ! આપને મારા લાયક કંઈ પણ કાર્ય હોય, તે અવશ્ય બતાવો, આપ એમાં લગાર પણ સંકોચ કરશો નહિ. કારણ કે હું આપનોજ છું, અને જ્યારે હુંજ આપનો છું, તો પછી એ સ્પષ્ટ કરવાની જરૂર રહેતી નથી કે આ રાજ્ય–ઋદ્ધિ–સમૃદ્ધિ અને તમામ મંડલ પણ આપનુંજ છે.'

સૂરિજીએ કહ્યું–' આપને ત્યાં ઘણા કેદિયો છે, એ કેદિયોને કેદથી મુક્ત કરો, તો સારૂં.' કહેવું જરૂરનું થઇ પડશે કે–બાદશાહને ગુન્હેગારો ઉપર વધારે ચીડ હતી. અને તેથીજ સૂરિજીની ઉપર્યુક્ત માગણીનો બાદશાહે સ્વીકાર ન કર્યો. ઋષભદાસ કવિના શબ્દોમાં કહીએ તો બાદશાહે કહ્યું કે—

" કહઇ અકબ્બર એ ગોટા ચોર, મુલકમિં બહુત પડાવઇ સોર;
એક ખરાબ હજારકું કરઇ, ઇહાં ભલે એ જબ લગિ મરઇ.
( હીરવિજયસૂરિરાસ પૃ. ૧૩૪ )

જૈનકવિની કેવી સત્યતા ? જે કામ અકબરે ન કર્યું, તે કામ માટે તેમણે સ્પષ્ટ લખી દીધું કે–' આ કામ ન કર્યું '.

આ પછી અકબરે કહ્યું કે–' આપ તે સિવાય બીજું કંઇ માગો.' સૂરિજી, ' શું માગવું ? ' એવો કંઇક વિચાર કરતાજ હતા, એટલામાં શાંતિચંદ્રજીએ સૂરિજીના કાનમાં કહ્યું કે–' સાહેબ ! વિચાર શું કરોછો ? એવું માગોને કે–તમામ ગચ્છના લોકો મને પગે પડે અને માને.'

વાચક ! સૂરિજીની ઉદાર પ્રકૃતિને અનુકૂળ આ વાત તમે કદિ માની શકો છો ? સૂરિજીના મુખકલમથી આવી સ્વાર્થમિશ્રિત સૌરભ કોઇ દિવસ પણ નિકળી શકે ખરી ? ' લોભ સર્વ વિનાશનું

મૂળ' એ શું સૂરિજીથી અજાણ્યું હતું ? આવી લોભવૃત્તિ ધારણ કરી પોતાનું માન વધારવાની માગણી કરવામાં પરિણામ કેવું ખરાબ આવે, એ વિચાર સૂરિજીના હૃદયપટ પર રમવા લાગ્યો. સૂરિજી, શાંન્તિચંદ્રજીની ભલામણની ઉપેક્ષા કરીને બાદશાહને કંઇક કહેવા જતા હતા, તેટલામાં બાદશાહે પોતે સૂરિજીને આગ્રહ પૂર્વક પૂછ્યું–' ગુરૂજી ! શાંન્તિચંદ્રજીએ આપને શું કહ્યું ' ? સૂરિજીએ જે હકીકત હતી, તે સ્પષ્ટ કહી દીધી. તેની સાથે એ પણ કહ્યું–" હું તેવી માગણી કરવાને સ્વપ્નમા પણ ચાહતો નથી. શિષ્યો ગુરૂની ભકિત નિમિત્તે ગમે તેવા વિચારો કરે, પરન્તુ હું એમજ માનું છું કે– મને કોઇ માને તોએ શું, અને ન માને તોએ શું ? મારો ધર્મ તો જગત્‌ના તમામ જીવો પ્રત્યે સમભાવ રાખીને ઉપદેશ કરવાનોજ છે. " સૂરિજીની આ ઉદારતા માટે–નિઃસ્પૃહતા માટે તો બાદશાહને હદપારનો આનંદ થયો. એટલુંજ નહિં, પરન્તુ પોતાના સમસ્ત રાજ્યમંડલસમક્ષ તેણે એ શબ્દો ઉચ્ચાર્યા કે–" જગત્‌માં આવી નિઃસ્પૃહતા રાખનાર તો મેં હીરવિજયસૂરિજીનેજ દેખ્યા. જેઓ પોતાના સ્વાર્થની લગાર માત્ર પણ વાત ન કરતાં કેવલ જ્યારે ને ત્યારે બીજા જીવોના કલ્યાણનોજ ઉપદેશ આપે છે. સંસારમાં ' સંન્યાસી ' 'જોગી' કે 'મહાત્મા'નાં નામો ધરાવનારાઓનો કંઇ પાર નથી;પરન્તુ તે બધાઓની પ્રાયઃ સ્થિતિ જોઇએ છીએ તો તેઓ કંઇને કંઇ ફંદમાં ફસાએલા જોવાય છે. કેટલાકો તો ખાસા મોટા મોટા મઠોના માલિક થઇ બેસી લાખોની લક્ષ્મી ઉપર તાગડધિન્ના કરતા જોવાયછે. કેટલાક સૂફી, શેખ અને કંથાધારી બનવા છતાં, દ્રવ્ય અને બબ્બે સ્ત્રિયોનું પતિપણું ભોગવે છે. કેટલાક ' મહેર ' રાખવાનો પોકાર કરવા છતાં જાનવરોને મારી ખાતાં પણ અચકાતા નથી. કેટલાક મંત્ર–તંત્ર કરવાનો ઢોંગ લઇ ભોળા જીવોને ઠગતા ફરે છે. કેટલાક દંડધારી અને દરવેશનો વેષ લેવા છતાં અનેક પ્રકારના ફંદોને ફેલાવે છે; જ્યારે કેટલાક ' તાપસ' નામધારીઓ વૈરાગીનો આડંબર ધારણ કરી ઘેર ઘેર ભિક્ષા માગે છે, પરન્તુ ભોગવિલાસને ભૂલતાજ નથી.

અરે, કોણ મઠવાસી કે કોણ સંન્યાસી, કોણ ગોદડિયા કે કોણ ગિરિ-પુરી, કોણ નાથ કે કોણ નાગા, પ્રાયઃ તેઓ બધાએ ક્રોધાદિને કમ કરી શક્યા નથી અને જ્ઞાનથી રહિત હોઇ અનેક પ્રકારની ધાંધલો કરતા જોવાય છે. હવે તેઓને દુનિયાના ગુરૂ-ધર્મગુરૂ તરીકે કેમ માની શકાય ? વળી જેઓમાં ક્રોધ, માન, માયા અને લોભાદિ કષાયો રહેલા હોય અને જેઓનું ચારિત્ર વિષયવાસનાઓથી ભરેલું હોય, તેને પૂજ્ય કેમ મનાય ? ખરેખર, આ સંસારમાં વિચારતા રહીને કંચન-કામિનીથી આવી રીતે સર્વથા દૂર રહેવું અને કોઇ પણ જાતની સ્પૃહા ન રાખવી એ શું ઓછું કઠિન કામ છે ? ”

બાદશાહનાં આ વચનોએ તમામ અધિકારી મંડલ પર સચોટ અસર કરી અને તેથી તેઓની સૂરિજી પ્રત્યેની ભક્તિમાં કંઇ ગુણો વધારો થયો.

આ વખતે બીરબલની ઇચ્છા થઇ કે-સૂરિજીને કંઇક પૂછું. અને તેથી તેણે બાદશાહની મંજૂરી માગી. બાદશાહે મંજૂરી આપ્યા પછી બીરબલે સૂરિજીને પૂછયું:—

‘ મહારાજ ! શું શંકર સગુણ હોઇ શકે ? ’

સૂરિજી—‘ હા, શંકર સગુણ છે. ’

બીરબલ—‘ હું તો માનું છું કે શંકર નિર્ગુણજ છે. ’

સૂરિજી—‘ ના, એમ ન હોઇ શકે. હું પૂછું છું કે-શંકરને તમે ઇશ્વર માનોછો ? ’

બીરબલ—‘ જી, હા ? ’

સૂરિજી—‘ ઇશ્વર જ્ઞાની છે કે અજ્ઞાની ? ’

બીરબલ—‘ઇશ્વર જ્ઞાની છે. ’

સૂરિજી—‘ જ્ઞાની એટલે ? ’

બીરબલ—‘ જ્ઞાનવાળો. ’

સૂરિજી—'ઠીક, ત્યારે એ બતાવો કે–જ્ઞાન, ગુણ છે કે નહિં.'

બીરબલ—'મહારાજ! જ્ઞાન, ગુણ છે.'

સૂરિજી—જ્ઞાન ગુણ છે?'

બીરબલ—'જી હા, જ્ઞાન ગુણ છે.'

સૂરિજી—'જો તમે જ્ઞાનને ગુણ માનતા હો, તો પછી ઈશ્વર-શંકર 'સગુણ' છે, એમ તમારે માનવુંજ જોઇએ અને તે તમારા શબ્દોથીજ સિદ્ધ થાય છે.

બીરબલ—'સૂરિજી! મને ખાતરી થઇ છે કે ખરેખર ઈશ્વર-શંકર 'સગુણ' છે.'

સૂરિજીની આ સ્પષ્ટ સમજાય તેવી યુક્તિથી આખા મંડલને બહુજ આનંદ થયો.

આ મુલાકાત પછી સૂરિજી લાંબા વખત સુધી બાદશાહને મળી શક્યા ન્હોતા અને તેથી એક વખત બાદશાહે ઉત્કટ ઇચ્છા પૂર્વક સૂરિજીને યાદ કર્યા. સૂરિજી બાદશાહ પાસે પધાર્યા અને અસરકારક ધર્મોપદેશ આપ્યો. સૂરિજીનો ઉપદેશ સાંભળવાથી બાદ-શાહના હૃદયમાં એક ઓરજ પ્રકારની શીતલતાનો સંચાર થયો. ખરેખર, સૂરિજીની વાણીમાંજ એક એવા પ્રકારનું માધુર્ય હતું કે-જેના લીધે તેમનો ઉપદેશ સાંભળવામાં બાદશાહને બહુજ રસ પડતો, એટલુંજ નહિં, પરન્તુ વારંવાર તેઓનો ઉપદેશ સાંભળવાની બાદશાહને ઇચ્છા પણ થયા કરતી.

આ પ્રસંગે એક વાત ખાસ વિચારવા જેવી છે. આજકાલના કેટલાક રાજા–મહારાજાઓની માફક, લાંબો વખત ઉપદેશ સાંભળ્યા પછી ઉપકાર માનવા પુરતું ફળ અકબર ન્હોતો આપતો. તે સમ-જતો હતો કે–" જગત્‌ને તૃણવત્ સમજનારા આવા નિઃસ્પૃહી મહાત્માઓ પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી અમને ઉપદેશ

આપવાની તકલીફ ઉઠાવે છે, તે શાને માટે ? 'આપનો ઉપકાર માનું છું' એટલા શબ્દો સાંભળવા માટે ? ના, જગત્‌ના અને મારા કલ્યાણને માટે. મહાત્માનો ઉપદેશ સાંભળ્યા પછી, તેમાંનું જો કંઇ પણ કાર્ય ન કરવામાં આવે, તો એમના ઉપદેશનું અને બન્નેના વખતનો વ્યય થયાનું પરિણામ શું ? ”

અકબર, પોતાની આ ઉદારભાવનાને લીધેજ જ્યારે ને ત્યારે, ઉપદેશ સાંભળવા પછી તે અવશ્ય એમ કહેતો કે–' આપ મારા લાયક કંઇ કાર્ય ફરમાવો અને આપની ઇચ્છા હોય તે માગો. '

સૂરિજીએ આ મુલાકાત વખતે એક મહત્ત્વના કાર્યની માગણી કરી. સૂરિજીએ કહ્યું–“ આપે આજ સુધી માગણી પ્રમાણેનાં ઘણાં સારાં સારાં કામો કર્યાં છે અને તેથી જો કે મને વારંવાર એવી માગણી કરતાં સંકોચ થાય છે, તો પણ બીજાઓના ભલાને માટે આજે હું એજ માગું છું. કે–' આપને ત્યાં જે જીજીયા વેરો[1] લેવામાં આવે છે તે, અને તીર્થોમાં જે મૂડકું લેવામાં આવે છે તે–આ બન્ને બાબતો આપે બંધ કરી દેવી જોઇએ. કારણ કે આ બન્ને બાબતોથી લોકોને ઘણો ત્રાસ ભોગવવો પડે છે. ”

---

૧ જો કે, ખરી રીતે તો બાદશાહે પોતાના રાજ્યમાંથી આ વેરો ગાદીએ બેઠા પછી નવમે વર્ષેજ ( ઇ. સ. ૧૫૬૨ મા ) કાઢી નાખ્યો હતો, અને તે વાત આપણે ત્રીજા પ્રકરણમાં જોઇ પણ ગયા છીએ, પરન્તુ ગુજરાતમાંથી આ કર દૂર થયો ન્હોતો. કારણ કે તે વખતે ગુજરાત દેશ અકબરના આધિપત્ય નીચે ન્હોતો આવ્યો. અતઃ એ સિદ્ધ થાય છે કે–હીરવિજયસૂરિના ઉપદેશથી જીજીયાવેરો બંધ કર્યા સંબંધી બાદશાહે જે ફરમાન આપ્યું હતું, તે ગુજરાતને લગતું હતું. આ વાત હીરસૌભાગ્યકાવ્યની ટીકાથી પણ સિદ્ધ થાય છે. હીરસૌભાગ્યકાવ્યના ૧૪ મા સર્ગના ૨૭૧ મા શ્લોકની ટીકામા લખ્યુ છે— **जेजीयकाख्यो गौर्जरकरविशेषः** જીજીયાવેરો, એ ગુજરાતના કર વિશેષનું નામ છે.

સૂરિજીના વચનને માન આપી બાદશાહે તુર્તજ તે બન્ને બાબતો બંધ કરાવી દીધી અને તે સંબંધી સરકારી હુકમો બહાર પાડ્યા.

હીરવિજયસૂરિરાસના કર્ત્તા કવિ ઋષભદાસે આ વખતની મુલાકાતનું વર્ણન આપતાં એમ પણ કહ્યું છે કે-" બાદશાહ અને સૂરિજીને ઉપર પ્રમાણે જાહેર વાર્તાલાપ થયા પછી, સૂરિજી અને બાદશાહ-બેજ જણ એકાંતમાં વાતો કરવા બેઠા હતા; પરન્તુ ત્યાં શી વાત થઈ, તે કોઈના જાણવામાં આવી નથી."

કહેવાય છે કે-જે વખત સૂરિજી અને બાદશાહ એકાંતમાં વાતો કરતા હતા, તે વખત મીઠો ગપ્પી, કે જેને ગમે તે વખતે બાદશાહ પાસે જવાની છૂટી હતી, ઉઘાડે માથે' નમો નારાયણાય કરતો બાદશાહ પાસે પહોંચી ગયો, એટલુંજ નહિં, પરંતુ પોતાના સ્વભાવ પ્રમાણે કેટલીક હાસ્યજનક ચેષ્ટાઓ પણ કરવા લાગ્યો. બાદશાહે આ લપને દૂર કરવા માટે તેને શાલ આપી વિદાય કર્યો.

એ પ્રમાણે ખાનગીમાં વાતચીત થયા પછી સૂરિજી ઉપાશ્રયે પધાર્યા.

× × × ×

આ પ્રસંગે એક બીજી વાતનું સ્પષ્ટીકરણ કરવું જરૂરનું સમજાય છે. સૂરિજી પોતાની અત્યાર સુધીની સ્થિતિ દરમીયાન એકજ સ્થાને રહ્યા હતા, એમ ન્હોતું વચગાળે તેઓ મથુરાની યાત્રા કરવા પણ પધાર્યા હતા. ત્યાં તેઓએ પાર્શ્વનાથ અને સુપાર્શ્વનાથની યાત્રા કરી હતી. તેમ જંબૂસ્વામી, પ્રભવસ્વામી અને બીજા મહાપુરૂષોનાં કુલ ૫૨૭ સ્તૂપોને વંદન કર્યું હતું. ત્યાંથી તેઓ ગ્વાલીયર પધાર્યા હતા. અને ત્યાં બાવન ગજ પ્રમાણની ઋષભદેવની મૂર્ત્તિને વાસક્ષેપ પૂર્વક નમસ્કાર કર્યો હતો. તે પછી ત્યાંથી પાછા આગરે પધાર્યા હતા. આ વખતે મેડતાના રહેવાસી સદારંગે ઉત્સાહપૂર્વક

હાથી, ઘોડા અને બીજી કેટલીક વસ્તુઓનું દાન કર્યું હતું. તેમ મ્હોટા આડંબર પૂર્વક પ્રવેશોત્સવ કરાવ્યો હતો. આ ચોમાસુ–સં. ૧૬૪૧ નું ચોમાસું સૂરિજીએ આગરામાં કર્યું હતું, ચાતુર્માસ પૂર્ણ થયે, પુનઃ ફતેપુર–સીકરી પધાર્યા હતા.

× × × ×

ધાર્યા કરતાં વખત ઘણો થઇ ગયો. ફલપ્રાપ્તિ પણ કોઈ વખત કલ્પનામાંએ ન્હોતી આવી, એવી થઇ ગઇ. ગુજરાતથી પણ વિજયસેનસૂરિના વારંવાર પત્રો આવવા લાગ્યા કે–' આપ ગુજરાતમાં જલદી પધારો.' આવાં અનેક કારણોથી સૂરિજીની ઇચ્છા થઇ કે– " હવે ગુજરાત તરફ વિહાર કરવો." વાત પણ ઠીકજ છે. કારણકે એકજ સ્થાનમાં સાધુઓને વધુ વખત રહેવામાં ફાયદાના બદલે નુકસાન પણ થઇ જાય છે. કવિ ઋષભદાસના શબ્દોમાં કહીએ તો–

" સ્ત્રી પીહરિ નર સાસરઇ સંયમિયાં સહિવાસ
એ ત્રિણે અલખામણાં જો મંડઇ થિરવાસ."

માટે સૂરિજીની વિહાર કરવાની ઇચ્છા અયોગ્ય અથવા અસ્થાને ન્હોતી. એક વખત પ્રસંગ જોઇ સૂરિજીએ પોતાની આ ઇચ્છા બાદશાહને જણાવી. પ્રત્યુત્તરમાં બાદશાહે બહુ લાગણીપૂર્વક જણાવ્યું કે–' આપ જે કંઇ કાર્ય બતાવો, તે કરવા માટે હું તૈયાર છું. આપને ગુજરાતમાં જવાની કંઇ જરૂર નથી. આપ અહિં બિરાજો; અને મને ધર્મોપદેશ સંભળાવો.'

સૂરિજીએ કહ્યું—' હું પોતે પણ સમજું છું કે–અહિં આપના સમાગમમાં રહેવાથી હું ધાર્મિક લાભ ઘણો ઉઠાવી શકું તેમ છું. પરન્તુ કેટલાંક અનિવાર્ય કારણોથી ગુજરાતથી વિજયસેનસૂરિ મને જલદી બોલાવે છે, માટે મારે ત્યાં જવું જરૂરનું છે. ત્યાં ગયા પછી બનેલા સુધી હું વિજયસેનસૂરિને આપની પાસે મોકલીશ.'

છેવટ—સૂરિજીનો નિશ્ચયરૂપ વિચાર જાણી બાદશાહે ગુજરાતમાં જવા માટે સમ્મતિ આપી, પરન્તુ તેની સાથે એવી માગણી બહુ લાગણીપૂર્વક કરી કે-' મને વિજયસેનસૂરિ મળે, ત્યાં સુધી વખતો વખત ઉપદેશ આપનાર, કોઇ એક આપના સારા વિદ્વાન્ શિષ્યને અવશ્ય અહિં મૂકીને પધારો. '

બાદશાહની આ સાગ્રહ વિનતિથી સૂરિજીએ **શાંતિચંદ્રજીને** બાદશાહની પાસે મૂકયા અને પોતે **જેતાશાહને** દીક્ષા આપી, ત્યાંથી વિહાર કરી વિ. સં. ૧૬૪૨ નું ચાતુર્માસ **અભિરામાબાદમાં** કર્યું.

---

## પ્રકરણ છઠ્ઠું

### વિશેષ કાર્યસિદ્ધિ.



ગયા પ્રકરણમાં આપણે જોઇ ગયા છીએ કે-અકબરે પોતાની ધર્મસભાના ૧૪૦ મેમ્બરોને પાંચ વિભાગોમાં વિભક્ત કર્યા હતા. અર્થાત્-એકસો ચાલીસે મેમ્બરોને પાંચશ્રેણિયોમાં વ્હેંચી નાખ્યા હતા. જેમાંની પહેલી શ્રેણિમાં જેમ હીરવિજયસૂરિનું નામ જોવાય છે; તેવીજ રીતે પાંચમી શ્રેણિમાં પણ બે જૈન મહાત્માઓનાં નામો જોવાય છે. ૧ વિજયસેનસૂરિ અને ૨ ભાનુચંદ્ર. અબુલફજલે આઇન-ઇ-અકબરીના બીજા ભાગના ત્રીસમા આઇનની અંતમાં આ બધા સભાસદોનું લિસ્ટ આપ્યું છે. તેમાં ૫૪૭ મા પેજમાં આ બન્ને મહાત્માઓનાં નામો છે 139 Bijai sen sur, 140 Bhan chand. આ ' વિજયસેનસૂર ' અને ' ભાનચંદ ' એજ

વિજયસેનસૂરિ અને ભાનુચંદ્રજી છે. આ બન્ને મહાત્માઓએ પણ અકબરની ધર્મસભામાં જૈનઉપદેશક તરીકે કામ કર્યું હતું. અતએવ તેઓના સંબંધમાં પણ કંઇક પ્રકાશ પાડવો જરૂરનો છે. આ બન્ને મહાત્માઓના સંબધમાં કંઇક કહીએ, તે પહેલાં, ગત પ્રકરણમાં આપણે જે શાંતિચદ્રજીનું નામ લઇ ગયા છીએ, અને જેઓને અકબર બાદશાહની વિનતિથી, હીરવિજયસૂરિ બાદશાહની પાસે મૂકી ગયા હતા; તેમનાજ સંબંધમાં કંઇક કહીશું. અર્થાત્ તેમણે બાદશાહની પાસે રહીને શું શું કર્યું ? તેનું અવલોકન કરીશું.

એમાં તો કંઇ શકજ નથી કે–શાન્તિચંદ્રજી મહાન્ વિદ્વાન્ અને ગમે તેવાને અસર કરે, એવી ઉપદેશશકિત ધરાવનારા મહાત્મા હતા. તેમાં પણ એકી સાથે એકસોઆઠ અવધાનો કરવાની તેમનામાં જે શક્તિ હતી, તે તો ખરેખર અતુલનીયજ હતી. તેમણે અકબર બાદશાહને મળ્યા પહેલાં ઘણા રાજા–મહારાજાઓને પોતાની વિદ્વત્તા અને ચમત્કારિક શકિતથી ચમત્કૃત કર્યા હતા. તેમ ઘણા વિદ્વાનોની સાથે શાસ્ત્રાર્થ કરીને વિજયપતાકા પણ પ્રાપ્ત કરી હતી. અકબરને પણ તેમણે ખૂબ રંજિત કર્યો. તેઓ અવારનવાર બાદશાહને મળતા અને ઉપદેશદ્વારા અથવા શતાવધાન સાધીને તેને બહુ ખુશી કરતા. આ સિવાય તેમણે कृपारसकोश નામનું ૧૨૮ શ્લોકોનું એક ચિત્તાકર્ષક સંસ્કૃત–કાવ્ય બનાવ્યું હતુ; કે જે કાવ્યમાં બાદશાહે કરેલાં દયાળુ કામોનું વર્ણન કરવામાં આવ્યું હતું; આ કાવ્ય તેઓ વખતો વખત બાદશાહને સંભળાવતા બાદશાહ પોતાની તારીફનું આ કાવ્ય–કવિતા ખૂબ ચાહનાથી સાંભળતો અને સાંભળીને બહુ ખુશી થતો. હીરવિજયસૂરિની માફક શાંતિચંદ્રજીએ પણ બાદશાહને બહુ પ્રસન્ન કર્યો હતો અને તેને પરિણામે બાદશાહના જન્મનો આખો મહીનો, રવિવારના દિવસો, સંક્રાંતિના દિવસો અને નવરોજના દિવસો–એ દિવસોમાં કોઇએ પણ જીવહિંસા ન કરવી, એવા હુકમો કઢાવ્યા હતા.

કહેવાય છે કે– જ્યારે બાદશાહ લાહોરમાં હતો, ત્યારે શાંતિચંદ્રજી પણ ત્યાંજ હતા. તે પ્રસંગે એક વખત ઈદના દિવસે શાંતિચંદ્રજી બાદશાહ પાસે ગયા; અને પ્રસંગ જોઇને બાદશાહને કહ્યું–' યાદિ આપની સમ્મતિ હોય, તો હું અહિંથી વિહાર કરવા ચાહું છું.' બાદશાહે વિસ્મત થઈને કહ્યું–' એકદમ આવો વિચાર કેમ થયો ? આમ કરવાનું કારણ શું છે ? જે કંઇ કારણ હોય, તે આપ અવશ્ય કહો. શાંતિચંદ્રજીએ સ્પષ્ટ કહ્યું–' બીજું કઇજ કારણ નથી; પણ કાલે ઈદનો દિવસ હોઇ સાંભળવા પ્રમાણે લાખો બલ્કે કરોડો જીવોની હિંસા થવાની છે. આવી સ્થિતિમાં મારે અહિં રહેવું મને વ્યાજબી લાગતું નથી, મારા અંતઃકરણને ઘણો આઘાત પહોંચાડનારૂં કારણ ઉપસ્થિત થયું છે.'

આ પ્રસંગે શાંતિચંદ્રજીએ કુરાનેશરીફની કેટલીક એવી આજ્ઞાઓ બતાવી આપી કે–જેમાં ભાજી અને રોટલી ખાવાથીજ રોજા કબૂલ થવાનું જણાવ્યું છે. તેમ દરેક જીવો ઉપર મહેર રાખવાનું ફરમાવ્યું છે.

બાદશાહ આ વાતથી અજાણ્યો ન્હોતો. તે સારી પેઠે સમજતો હતો–ખાસ કરીને હીરવિજયસૂરિજીના મળ્યા પછી ખાતરી પૂર્વક સમજવા લાગ્યો હતો કે–' જીવોને મારવામાં મ્હોટું પાપ છે. તેમ કુરાનેશરીફમાં પણ જીવોની હિંસા કરવાનું નથી ફરમાવ્યું, કિન્તુ મહેર ખાવાનુંજ ફરમાવ્યું છે;' તથાપિ વિશેષ ખાતરીને માટે અથવા તો બીજાઓને ખાતરી કરાવી આપવા માટે તેણે અબ્બુલફજલ અને બીજા કેટલાક ઉમરાવોને એકઠા કરી મુસલમાનોના માન્ય ધર્મગ્રંથો વંચાવી લીધા અને તે પછી લાહોરમાં એવો ઢંઢેરો પીટાવી દીધો કે–' કાલે–ઈદના દિવસે કોઇએ કોઇ પણ જાતના જીવની હિંસા કરવી નહિં.'

બાદશાહના આ ફરમાનથી કરોડો જીવોના જાન બચ્યા,

વાણિયાઓએ ઠેકાણે ઠેકાણે જાતે ફરીને, કોઇ ગુપ્ત રીતે પણ હિંસા ન કરે, એની તપાસ રાખી.

આ પછી શાંતિચંદ્રજીએ બાદશાહને ઉપદેશ આપીને મહોરમનો આખો મહિનો અને સૂફી લોકોના દિવસોમાં જીવવધનો નિષેધ કરાવ્યો. 'હીરસૌભાગ્યકાવ્ય'ના કર્ત્તાના મત પ્રમાણે બાદશાહે પોતાના ત્રણ પુત્રો–સલીમ (જહાંગીર), મુરાદ અને દાનીયાલના જન્મના મહીનાઓમાં પણ કોઇ પણ માણસ કોઇ પણ જીવની હિંસા ન કરે, એવા હુકમો કાઢયા હતા. એકંદર રીતે અકબર તરફથી પોતાના આખા રાજ્યમાં એક વર્ષમાં છમાસ અને છ દિવસ સુધી કોઇ પણ માણસ કોઇ પણ જીવની હિંસા ન કરે, એવા હુકમો નિકળ્યા હતા. આ વાતનો નિર્ણય આગળ ઉપર કરવાનું મુલતવી રાખી, અહિં એ બતાવવું જરૂરનું સમજાય છે કે–શાંતિચંદ્રજીએ બાદશાહ પાસે જે કંઇ જીવદયાનાં કાર્યો કરાવ્યાં હતાં, તેમાં ખાસ કારણ–નિમિત્ત તેમણે બનાવેલ 'कृपारसकोश' નામના કાવ્યને બતાવવામાં આવે છે, અસ્તુ.

શાંતિચંદ્રજીએ ઉપર્યુકત જીવદયાનાં ફરમાનો મેળવવા ઉપરાન્ત 'જીજીયાવેરો' બંધ કર્યાનું પણ ફરમાન મેળવ્યું હતું. આ ફરમાનો મેળવ્યા પછી, બાદશાહની સમ્મતિ લઇને તેઓ પોતે નત્થુ મેવાડાને સાથે લઇ ગુજરાતમાં આવ્યા અને સિદ્ધપુરમાં હીરવિજયસૂરિને મળ્યા. બીજી તરફ ભાનુચંદ્રજીને બાદશાહની પાસે રાખવામાં આવ્યા. આ ભાનુચંદ્રજી તેજ છે કે–જેઓ બાદશાહની ધર્મસભાના ૧૪૦ મા નંબરના (પાંચમી શ્રેણીના) સભાસદ હતા.

ભાનુચંદ્ર અને સિદ્ધિચંદ્ર–એ બન્ને ગુરૂ–શિષ્યે અકબર બાદશાહ પાસે રહીને બહુ સારી ખ્યાતિ મેળવી. ખ્યાતિ મેળવી, એટલુંજ નહિ પરંતુ તેઓ પોતાની વિદ્વત્તા અને ચત્મકારિક વિદ્યાઓથી બાદશાહને બહુ પ્રિય પણ થયા. બાદશાહ ફતેપુર–આગરાને છોડીને બીજે કોઇ સ્થળે જતો, ત્યારે ભાનુચંદ્રજીને પણ સાથેજ

લઇ જતો. એટલે બાદશાહ સ્વારી માર્ગે જતો, જ્યારે ભાનુચંદ્રજી પોતાના આચાર પ્રમાણે પગે ચાલીને જતા. બાદશાહની ભાનુચંદ્રજી ઉપર બહુ શ્રદ્ધા જામી હતી અને તેને એમ ચોક્કસ થયું હતું કે-આ મહાત્મા વચનસિદ્ધિવાળા છે. આવી શ્રદ્ધા થવામાં કેટલાંક ખાસ કારણો પણ તેને મળી આવ્યાં હતાં.

એક વખત બાદશાહને અત્યન્ત શિરોવેદના થઈ આવી. આ વખતે વૈદ્યોએ ઘણા ઘણા ઉપચારો કર્યા છતાં આરામ થયો નહિ, છેવટે, તેણે ભાનુચંદ્રજીને બોલાવી પોતાની વેદનાની હકીકત જણાવી અને ભાનુચંદ્રજીનો હાથ પકડી પોતાના મસ્તક ઉપર મૂકયો. ભાનુચન્દ્રજીએ કહ્યું-' આપ ચિંતા લગારે ન કરો, બહુ જલદી આરામ થઇ જશે. ' બસ, થોડીજ વારમાં બાદશાહને આરામ થઇ ગયો. કહેવું જરૂરનું થઇ પડશે કે આમાં ભાનુચંદ્રજીએ મંત્ર-તંત્રાદિનો પ્રયોગ લગારે ન્હોતો કર્યો. બાદશાહને આરામ થઇ જવામાં જો કંઇ પણ કારણ હતું, તો તે 'ભાનુચંદ્રજી ઉપરની તેની દૃઢ શ્રદ્ધા અને ભાનુચંદ્રજીનું નિર્મળ ચારિત્રજ ' હતું. બીજુ કંઇજ નહિં. શ્રદ્ધા અને શુદ્ધચારિત્રનો સંયોગ કયું કાર્ય સિદ્ધ નથી કરી શકતો ?

બાદશાહની શિરોવેદના દૂર થયાની ખુશાલીમાં ઉમરાવોએ પાંચસો ગાયોને એકઠી કરી. જ્યારે બાદશાહે આ વાત જાણી ત્યારે ઉમરાવોને પૂછયું કે-' આટલી ગાયો કેમ એકઠી કરી છે ? ' ઉમરાવોએ જણાવ્યું કે-' ખુદાવંદ ! આપને આરામ થયો છે, એની ખુશાલીમાં આ ગાયોની કુરબાની કરીશું. ' બાદશાહ ગુસ્સે થયો અને કહેવા લાગ્યો-' અરે ! મને આરામ થયાની ખુશાલીમાં બીજા જીવોની કતલ ! ! બીજા જીવોને ખુશી ઉત્પન્ન કરાવવાના બદલામાં તેમનો સમૂળગો નાશ ! ! ! છોડી મૂકો બધી ગાયોને અને વિચરવા દો નિર્ભયપણે !' બાદશાહના હુકમથી બધી ગાયોને મુક્ત કરવામાં આવી.

ભાનુચંદ્રજીને આ હકીકત સાંભળતાં બહુ આનંદ થયો, તેઓ બાદશાહ પાસે ગયા અને બાદશાહને બહુ ધન્યવાદ આપ્યો.

બાદશાહ જ્યારે કાશ્મીરની મુસાફરીએ ગયો, ત્યારે ભાનુચંદ્રજી પણ તેમની સાથે ગયા હતા.

કહેવાય છે કે-એક વખત રાજા બીરબલે બાદશાહને કહ્યું હતું કે—'સૂર્યના પ્રતાપથીજ મનુષ્યોને કામમાં આવતાં ફળો અને ઘાસ વિગેરે ઉત્પન્ન થાય છે. તેમ અંધકારને દૂર કરી જગત્‌માં પ્રકાશ કરનાર પણ સૂર્યજ છે. માટે સૂર્યની આરાધના આપે કરવી જોઇએ'

બીરબલના આ અનુરોધથી બાદશાહ સૂર્યની ઉપાસના કરવા લાગ્યો હતો. બદાઉની લખે છે:—

"A second order was given that the sun should be worshipped four times a day, in the morning and evening, and at noon and midnight. His Majesty had also one thousand and one Sanskrit names for the sun collected, and read them daily, devoutly turning towards the sun."

(Al-Badaoni, translated by W. H. Lowe M. A. Vol. II p. 332.)

અર્થાત્—બીજો હુકમ એવો આપવામાં આવ્યો હતો કે-સવારે અને સાંજે તથા બપોરે અને મધ્યરાત્રિએ-એમ દિવસમાં ચાર વખત સૂર્યની પૂજા થવી જોઇએ. બાદશાહે વળી સૂર્યપૂજાને માટે એક હજાર એક (૧૦૦૧) સંસ્કૃત નામો એકઠાં કર્યાં હતાં-મેળવ્યાં હતાં અને સૂર્ય તરફ ફરીને ભક્તિપૂર્વક દરરોજ તે વાંચતો હતો.

આ પ્રમાણે દરેક લેખકોએ 'અકબર સૂર્યપૂજા કરતો હતો,' એ સંબંધમાં લખ્યું છે; પરન્તુ કોઇએ એમ બતાવ્યું નથી કે-અકબરે સૂર્યનાં એક હજારને એક નામો ક્યાંથી પ્રાપ્ત કર્યાં હતાં, અથવા તે નામો તેને કોણે શીખવ્યાં હતાં ? આ સંબંધી જૈન ગ્રંથોમાં બહુ વિસ્તૃત વૃત્તાન્ત જોવામાં આવે છે. ઋષભદાસ કવિ તો 'હીરવિજયસૂરિરાસ'માં ત્યાં સુધી કહે છે કે—

" પાતશાહ કાશ્મીરે જાય ભાણચંદ પુંઠે પણિ થાય;
પૂછઇ પાતશા ઋષિને જોઇ ખુદા નિછક કોને વળી હોઇ. ૧૯
ભાણચંદ બોલ્યા તતખેવ નછક તરણી જાગતો દેવ;
તે સમર્યો કરિ બહુ સાર તસ નામિં ઋદ્ધિ અપાર. ૨૦
હુઓ હુકમ તે તેણીવાર સંભલાવે નામ હજાર;
આદિત્ય ને અરક અનેક આદિદેવમાં ધરયો વિવેક " ૨૧

આ ઉપરથી સમજાય છે કે-બાદશાહ જ્યારે કાશ્મીર ગયો, ત્યારે બાદશાહના પૂછવાથી ભાનુચંદ્રજીએ સૂર્યની આરાધના કરવાનો અનુરોધ કર્યો હતો. એટલુંજ નહિં પરન્તુ, સૂર્યનાં એકહજાર નામોનું સ્તોત્ર પણ તેમણેજ ( ભાનુચંદ્રજીએજ ) સંભળાવ્યું અને શીખવ્યું હતું. આગળ ચાલતાં કવિ એમ પણ કહે છે કે-બાદશાહ, દરેક રવિવારે ભાનુચંદ્રજીને સુવર્ણ અને રત્નથી જડિત બાજઠ ઉપર પધરાવીને તેમના મુખથી સૂર્યના એક હજાર નામોનું સ્તોત્ર સાંભળતો હતો.

આ સિવાય એક બીજું પણ પ્રબળ પ્રમાણ મળે છે, તે એ છે કે- ભાનુચંદ્રજીએ, બાદશાહને શીખવવાને અને સંભળાવવાને સૂર્યનાં સહસ્ર નામોનું જે સ્તોત્ર બનાવ્યાનું ઉપર કહેવામાં આવ્યું છે, તેનીજ એક હસ્તલિખિત પ્રતિ પૂજ્યપાદ ગુરૂવર્ય શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય **શ્રીવિજયધર્મસૂરીશ્વરજી** મહારાજશ્રીના પુસ્તકભંડારમાં છે. તેની આદિનો શ્લોક આ છેઃ—

" नमः श्रीसूर्यदेवाय सहस्रनामधारिणे ।
कारिणे सर्वसौख्यानां प्रतापाद्भुततेजसे " ॥ १ ॥

જ્યારે અન્તનો ભાગ આ પ્રમાણે છે—

" यस्त्विदं शृणुयान्नित्यं पठेद्वा प्रयतो नरः ।
प्रतापी पूर्णमायुश्च करस्थास्तस्य संपदः ॥ १ ॥
नृपाग्नितस्करभयं व्याधिभ्यो न भयं भवेत् ।
विजयी च भवेन्नित्यं स श्रेयः समवाप्नुयात् ॥ २ ॥

कीर्त्तिमान् सुभगो विद्वान् स सुखी प्रियदर्शनः ।
भवेद्वर्षशतायुश्च सर्ववाधाविवर्जितः ॥ ३ ॥
नाम्नां सहस्रमिदमंशुमतः पठेद्यः
प्रातः शुचिर्नियमवान् सुसमाधियुक्तः ।
दूरेण तं परिहरन्ति सदैव रोगा
भीताः सुपर्णमिव सर्वमहोरगेन्द्राः ॥ ४ ॥

इति श्रीसूर्यसहस्रनामस्तोत्रं संपूर्णं ॥ अमुं श्रीसूर्यसहस्रनामस्तोत्रं प्रत्यहं प्रणमत्पृथ्वीपतिकोटीरकोटिसंघट्टितपदकमलत्रिखंडाधिपतिदिल्लीपतिपातिसाहिश्रीअकब्बरसाहिजलालदीनः प्रत्यहं शृणोति सोऽपि प्रतापवान् ॥ भवतु ॥ कल्याणमस्तु " ॥

આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે-સૂર્યનાં સહસ્ર નામો બાદશાહ અવશ્ય સાંભળતો હતો. વળી કાદમ્બરીની ટીકા, વિવેકવિલાસની ટીકા અને ભકતામરની ટીકા વિગેરે અનેક ગ્રંથોમાં ભાનુચંદ્રજીને ' सूर्यसहस्रनामाध्यापकः એવું વિશેષણ પણ આપેલું જોવાય છે, અતએવ બાદશાહને સૂર્યનાં સહસ્રનામો શીખવનાર ભાનુચંદ્રજીજ હતા, એ વાત નિર્વિવાદ સિદ્ધ થાય છે. અસ્તુ.

કાશ્મીર પહોંચ્યા પછી બાદશાહે એક ચાલીસ કોશના પાણીથી ભરેલા તળાવને કિનારે તંબૂઓ નાખી મુકામ કર્યો હતો. 'હીરસૌભાગ્ય કાવ્ય'ના કર્ત્તાના કથન પ્રમાણે આ તળાવ 'જયનલ' નામના રાજાએ બંધાવ્યું હતું અને તેનું નામ 'જયનલલંકા[1]' હતું. અહિંની અસહનીય ટાઢ ભાનુચંદ્રજીને સહન કરવી પડતી હતી.

---

[1] ખરીરીતે આ તળાવ કાશ્મીરના બાદશાહ જૈન-ઉલ આબિદીન, કે જે ઇ. સ. ૧૪૪૭ થી ૧૪૬૭ સુધી થયો છે, તેણે બંધાવ્યું હતું. આ તળાવને ઝૈનલંકા ( Zainlanka ) કહેતા. જૂઓ, આઈન-ઇ અકબરી, બીજો ભાગ, જૈરિટકૃત અંગ્રેજી અનુવાદ પૃ. ૩૬૪; તથા બદાઉની બીજો ભાગ, લવનો અંગ્રેજી અનુવાદ. પૃ-૩૯૮.

બાદશાહ અહિં પણ નિરન્તર રવિવારે સૂર્યનાં સહસ્રનામો સાંભળતો હતો. એક વખત બાદશાહે ભાનુચંદ્રજીને પૂછ્યું–'કેમ ભાનુચંદ્રજી! અહિં તમને કોઇ જાતની તકલીફ તો નથી ને?' ભાનુચંદ્રજી લગાર હસ્યા અને પછી બોલ્યા–'રાજન્! અમે સાધુ છીએ, અમારે તો ગમે તેવી તકલીફ હોય, તોપણ સહન કરવીજ જોઇએ.' બાદશાહે કહ્યું–'નહિં નહિં, એમ તો નહિ; પરન્તુ આપને કંઇ જરૂર હોય, તો અવશ્ય ફરમાવો'. ભાનુચંદ્રજીએ બાદશાહની પ્રસન્નતા જોઇ કહ્યું—'આજકાલ ટાઢ ઘણી પડે છે અને તેથી શરીરમાં કંઇક ગરમાવો રહે, તો ટાઢની અસર કમ થાય ખરી'. બાદશાહે કહ્યું–'આપ એની શી ચિંતા રાખો છો? જોઇએ તેવા ગરમ દુશાલા–ધુસ્સા દરબારમાં ઘણા છે, આપને ઉચિત લાગે તે અવશ્ય લઇ શકો તેમ છો.' ભાનુચંદ્રજીએ સ્પષ્ટ સમજાવતાં કહ્યું–'નહિં, હું ધુસ્સા કે દુશાલાઓના ગરમાવાથી ટાઢની અસર કમ કરવા માગતો નથી. ધર્મનાં કામો કરવામાં મને જે ગરમાવો રહે છે, તે ગરમાવો ગરમ કપડાં ઓઢવાથી રહેતો નથી.' બાદશાહે કહ્યું–'ત્યારે આપ શું માગો છો?' ભાનુચંદ્રજીએ કહ્યું–'આપે એક કામ ખાસ કરીને કરવા જેવું છે, અને તે એ છે કે–અમારા પવિત્ર તીર્થ સિદ્ધાચલજી ઉપર યાત્રા કરવા જનાર પાસેથી જે કર અને દાણ લેવામાં આવે છે, તે દૂર કરી તે તીર્થ અમને સમસ્ત હકક સાથે સોંપવું જોઇએ.'

બાદશાહે આ વાત મંજૂર કરી અને તે સંબંધી ફરમાનપત્ર લખી હીરવિજયસૂરિ ઉપર મોકલવામાં આવ્યું.

'હીરસૌભાગ્યકાવ્ય'ના કર્ત્તાનું કથન છે કે–'આ સિદ્ધાચલ તીર્થ ઉપર યાત્રા કરવા જનાર પાસેથી પહેલાં દીનાર(સોનાનાણું), તે પછી પાંચ મહમુંદિકા અને તદનન્તર ત્રણ મહમુંદિકા લેવાતી; છેવટે અકબરથી આ કર દૂર થયો હતો.

કહેવાય છે કે–બાદશાહ જ્યારે કાશ્મીરની મુસાફરીથી પાછો ', ત્યારે તે હિમાલયના વિષમ માર્ગમાં થઇને પીરપંજાલની

ઘાટીના રસ્તે આવ્યો હતો. આ અભેદ્ય ઘાટીમાં થઇને પસાર થતાં ભાનુચંદ્રજી અને બીજા સાધુઓને ઘણી તકલીફ ઉઠાવવી પડી હતી. બલ્કિ પગ ફાટવા લાગ્યા હતા અને તેથી ચાલવું પણ મુશ્કેલ થઇ પડયું હતું. આથી બાદશાહે તેઓને વાહનો સ્વીકારવાને કહ્યું, પરન્તુ તેમણે તે સંબંધી ચોખ્ખો ઇન્કાર કરી દીધો. બાદશાહે પણ આવી વિડંબનાવસ્થામાં તેઓને મૂકીને આગળ વધવું અનુચિત ધારી ત્યાંજ મુકામ કર્યો અને ત્રણ દિવસ બાદ જ્યારે તેઓ ચાલવાને સમર્થ થયા, ત્યારેજ ત્યાંથી પડાવ ઉપાડયો હતો.

આ મુસાફરી પૂરી કરી જ્યારે તેઓ લાહોરમાં આવ્યા, ત્યારે ત્યાં મ્હોટો ઉત્સવ થયો અને ભાનુચંદ્રજીના ઉપદેશથી વીસ હજાર રૂપિયાનો વ્યય કરી ત્યાંના શ્રાવકોએ એક મ્હોટો ઉપાશ્રય બંધાવ્યો.

આવીજ રીતે જ્યારે બાદશાહ બર્હાનપુર ગયો હતો, ત્યારે પણ ભાનુચંદ્રજીને સાથેજ લઇ ગયો હતો. કહેવાય છે કે અહિં નગરને લૂંટતું અટકાવવામાં ખાસ ભાનુચંદ્રજીનો ઉપદેશજ કામમાં આવ્યો હતો અને તેથી તમામ પ્રજાને બહુ આનંદ થયો હતો.

અહિંથી પાછા આગરે આવ્યા પછી પણ તેમણે બાદશાહ પાસે કેટલાંક જીવદયા વિગેરેનાં કાર્યો કરાવ્યાં હતાં. એક વખત બાદશાહની સમક્ષ એક બ્રાહ્મણ પંડિતને પરાજિત કરીને પણ તેમણે બાદશાહની સારી પ્રસન્નતા મેળવી હતી.

ભાનુચંદ્રજીની 'ઉપાધ્યાય' પદવી પણ બાદશાહની પ્રસન્નતાના ફળ રૂપેજ હતી. ઋષભદાસ કવિએ 'હીરવિજયસૂરિરાસ'માં આ સંબંધી ખાસ જાણવા જેવી હકીકત આપી છે—

એક વખત શેખુજી (જહાંગીર)ને ત્યાં મૂલ નક્ષત્રમાં પુત્રીનો જન્મ થયો. તે વખત કેટલાક જોશિયોએ એમ જણાવ્યું કે– બાદશાહને, આ પુત્રી જો જીવશે, તો તેથી મ્હોટો ઉત્પાત થશે, માટે તેણીને પાણીમાં વહેતી મૂકી દેવી જોઇએ.' જ્યારે ભાનુચંદ્રજીને

પૂછવામાં આવ્યું, ત્યારે તેમણે કહ્યું–' તેમ કરીને સ્ત્રી હત્યાનું પાપ વ્હોરવાની કાંઇજ જરૂર નથી. તેની શાન્તિને માટે અષ્ટોત્તરીસ્નાત્ર ભણાવવું જોઇએ.' બાદશાહ અને જહાંગીરને આ વાત પસંદ પડી. તેમણે જોશિયોના કહેવા પ્રમાણે ન કરતાં કર્મચંદ્રજીને અષ્ટોત્તરી-સ્નાત્ર ભણાવવાનો હુકમ કર્યો. થાનસિંહ અને માનુકલ્યાણની આગેવાની નીચે ઉપાશ્રયમાં એક લાખ રૂપિયાના વ્યયપૂર્વક મ્હોટા ઉત્સવ સાથે સુપાર્શ્વનાથનું અષ્ટોત્તરીસ્નાત્ર ભણાવવામાં આવ્યું. શ્રીમાનસિંગે ( ખરતરગચ્છીય જિનસિંહસૂરિએ ) આ સ્નાત્ર ભણાવ્યું. આ અપૂર્વ ઉત્સવમાં બાદશાહ અને જહાંગીરે પણ ઉત્સાહથી ભાગ લીધો હતો. આ સ્નાત્ર વખતે તમામ સાધુ અને શ્રાવકોએ આંબિલની તપસ્યા કરી હતી. આવા પવિત્ર માંગલિક કાર્યથી બાદશાહનું અને શેખનું વિઘ્ન દૂર થયું અને જિનશાસનની પણ સારી પ્રભાવના થઇ.

આવા ઉત્તમકાર્યથી ભાનુચંદ્રજીની સર્વત્ર વધારે પ્રસંસા થવા લાગી. આ પ્રસન્નતાના પરિણામેજ એક વખત બાદશાહે શ્રાવકોને પૂછ્યું કે–' ભાનુચંદ્રજીને કંઇ પદવી છે કે કેમ ? અને છે તો કંઇ ?' શ્રાવકોએ ' પંન્યાસ ' પદવી હોવાનું જણાવ્યું. પછી બાદશાહે સૂરિજી ( હીરવિજયસૂરિ ) ઉપર પત્ર લખી ભાનુચંદ્રજીને ઉપાધ્યાય પદવી આપવા માટે અનુરોધ કર્યો. સૂરિજીએ ઝટ વાસક્ષેપ મંત્રીને બાદશાહ ઉપર મોકલાવ્યો. વાસક્ષેપ આવ્યા પછી મ્હોટા ઉત્સવપૂર્વક ભાનુચંદ્રજીને ' ઉપાધ્યાય ' પદવી આપવામાં આવી. આ પદવી પ્રસંગે શેખ અબ્બુલફજલે પચીસ ઘોડા અને દસહજાર રૂપિયાનું દાન કર્યું હતું. તે સિવાય સંઘે પણ ઘણું દાન કર્યું હતું.

' હીરસૌભાગ્યકાવ્ય'ના કર્ત્તાનું એવું કથન છે કે–" જ્યારે બાદશાહ લાહોરમાં હતો, ત્યારે તેણે હીરવિજયસૂરિ ઉપર આમંત્રણ પત્ર લખી મોકલી, સૂરિજીના પ્રધાન શિષ્ય–પટ્ટધર શ્રીવિજસેનસૂરિને બોલાવ્યા હતા. તેમણે જઇને નંદિમહોત્સપૂર્વક

ભાનુચંદ્રજીને 'ઉપાધ્યાય' પદવી આપી હતી. તેમ શેખ અબ્બુલફજલે આ પ્રસંગે ૬૦૦ રૂપિયા અને કેટલાક ઘોડાઓ વિગેરેનું દાન કર્યું હતું. " અસ્તુ,

ગમે તે હો, પરન્તુ ભાનુચંદ્રજીની ઉપાધ્યાય પદવી અકબર બાદશાહના અનુરોધથી અને બાદશાહની સમક્ષ લાહોરમાં થઈ હતી, એ વાત તો નિર્વિવાદ સિદ્ધ છે.

કહેવાય છે કે-ભાનુચંદ્રજીએ અકબરના પુત્ર **જહાંગીર** અને **દાનીઆલને** જૈનશાસ્ત્રોનો અભ્યાસ પણ કરાવ્યો હતો.

ઉપરના વૃત્તાન્તમાં બે નવાં નામોનો ઉલ્લેખ અમે કરી ગયા છીએ. **કર્મચંદ્ર** અને **માનસિંગ.** આ બન્ને મહાનુભાવોનો ટૂંક પરિચય અહિં આપવો જરૂરનો છે.

કર્મચંદ્ર, એ એક વખત બીકાનેરના મહારાજા **કલ્યાણ-મલ્લના** મંત્રી હતા. ધીરે ધીરે પોતાની શક્તિથી આગળ વધીને તેણે અકબર બાદશાહનું મંત્રિત્વ પ્રાપ્ત કર્યું હતું. મંત્રી કર્મચંદ્ર, ખરતરગચ્છના અનુયાયી જૈનગૃહસ્થ હોવાથી જૈનધર્મની ઉન્નતિનાં કાર્યોમાં બહુ ઉત્સાહથી ભાગ લેતો હતો. બાદશાહની પણ તેના ઉપર બહુ પ્રીતી હતી.આ કર્મચંદ્રના કારણથીજ ખરતરગચ્છીય આચાર્ય **શ્રીજિનચંદ્રસૂરિ** અકબરના દરબારમાં ગયા હતા. 'કર્મચંદ્રચરિત્ર' વિગેરે કેટલાક ગ્રંથો ઉપરથી જણાય છે કે-જિનચંદ્રસૂરિએ પણ બાદશાહ ઉપર સારો પ્રભાવ પાડ્યો હતો અને તેમના ઉપદેશથી બાદશાહે આષાડ શુદિ ૯ થી આષાડ શુદિ ૧૫ સુધી સાત દિવસ અમારી-જીવવધના નિષેધ-નો હુકમ બહાર પાડ્યો હતો અને તે સંબંધનું ફરમાનપત્ર પોતાના અગિયાર પ્રાન્તોમાં મોકલી આપ્યું હતું.[1] આ તે વખતની વાત છે કે-જ્યારે બાદશાહ લાહોરમાં રહેતો હતો અને જે વખત ભાનુચંદ્રજી વિગેરે પણ ત્યાંજ હતા.

---

૧ આ અસલી ફરમાનપત્ર સૌથી પહેલા પરમગુરૂ શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરીશ્વરજી મહારાજને વિ. સં. ૧૯૬૮ ની

બીજું નામ **માનસિંહ**નું છે. આ **માનસિંહ**, તેજ **શ્રીજિનચંદ્રસૂરિ**ના શિષ્ય હતા અને જેઓનું પ્રસિદ્ધ નામ **શ્રીજિનસિંહસૂરિ** હતું. જ્યારે બાદશાહ કાશ્મીરની મુસાફરીએ ગયો હતો, ત્યારે જેમ ભાનુચંદ્રજીને સાથે લઇ ગયો હતો, તેમ **માનસિંહ** ( જિનસિંહસૂરિ ) ને પણ સાથેજ લઇ ગયો હતો અને જિનચંદ્રસૂરિ લાહોરમા રહ્યા હતા. કાશ્મીરની મુસાફરીથી આવ્યા પછી **માનસિંહ**ને મ્હોટા ઉત્સવપૂર્વક આચાર્યપદવી આપવામાં આવી હતી, અને તે વખતે તેમનું નામ ' જિનસિંહસૂરિ ' સ્થાપન કરવામાં આવ્યું હતું. **માનસિંહ**ની આચાર્યપદવીની ખુશાલીમાં બાદશાહે ખંભાતના બંદરોમાં થતી હિંસા બંધ કરાવી હતી. તેમ લાહોરમાં પણ એક દિવસ, કોઇ પણ માણુસ જીવની હિંસા ન કરે, એવો પ્રબંધ કર્યો હતો. કર્મચંદ્રમંત્રિએ આ પ્રસંગે ઘણું દ્રવ્ય ખરચીને ઉત્સવ કર્યો હતો.

આપણે પહેલાં જોઇ ગયા છીએ કે—જ્યારે **શાંતિચંદ્રજી** બાદશાહ પાસેથી વિદાય થયા, ત્યારે **ભાનુચંદ્રજી**ની સાથે તેમના સુયોગ્ય શિષ્ય **સિદ્ધિચંદ્રજી**ને પણ રાખવામાં આવ્યા હતા. તે સિવાય ઉદયચંદ્રજી વિગેરે પણ તેમના કેટલાક વિદ્વાન્ શિષ્યો રહ્યા હતા. બાદશાહ **સિદ્ધિચંદ્રજી**ને પણ બહુમાન આપતો હતો, જ્યારે ઉમરાવો વિગેરે તેમને બહુમાન આપે એમાં આશ્ચર્ય શું છે ? કહેવાય છે કે—એક વખત **બર્હાનપુર**માં બત્રીસ ચોરો માર્યા જતા હતા, તે વખત દયાની લાગણીથી તેઓ બાદશાહનો હુકમ

સાલમા **લખનૌ**નો ખરતરગચ્છનો પ્રાચીન પુસ્તકભંડાર તપાસતા મળી આવ્યું હતું. અને તેની એક નકલ **'સરસ્વતી'** સમ્પાદક સાક્ષરરત્ન શ્રીયુત **મહાવીરપ્રસાદ દ્વિવેદીજી**ને આપતાં, તેમણે ' **સરસ્વતી** ' ના ઇ. સ. ૧૯૧૨ ના જૂનના અંકમાં તે ફરમાન પ્રકટ પણ કર્યું હતું. આ ફરમાનપત્રમાં બાદશાહે, **હીરવિજયસૂરિ**ના ઉપદેશથી સૂરિજીને પર્યુષણના આઠ અને બીજા ચાર એમ બાર દિવસો સુધી જીવરક્ષાનું જે ફરમાન આપ્યું હું, તેનો પણ ઉલ્લેખ કરેલો છે.

લઇ જાતે ત્યાં ગયા હતા અને તે ચોરોને છોડાવ્યા હતા. વળી જય-દાસ જપો નામનો એક લાડવાણિયો હાથી તળે ચકદાવીને મારો જતો હતો, તેને પણ છોડાવ્યો હતો.

સિદ્ધિચંદ્રજી જેવા વિદ્વાન્ હતા; તેવાજ શતાવધાની પણ હતા. આથી બાદશાહ તેમના ઉપર પ્રસન્ન રહેતો. તેમની આવી ચમત્કૃતિથી ચમત્કૃત થઇનેજ બાદશાહે તેમને ' ખુશફેહમ ' ની માનપ્રદ પદવી આપી હતી. તેઓએ ફારસી ભાષા ઉપર પણ સારો કાબૂ મેળવ્યો હતો, અને તેથી કરીને કેટલાક ઉમરાવો સાથે પણ તેમની સારી પ્રીતિ થઇ હતી.

જુદી જુદી ભાષાઓનું જ્ઞાન,જુદાજુદા દેશના મનુષ્યોને ઉપદેશ આપવામાં અસાધારણ ઉપયોગી થાય છે. ગમે તેવો વિદ્વાન્ મનુષ્ય હોય, પરન્તુ જો તેને જુદીજુદી ભાષાઓનું ( દેશ ભાષાઓનુ ) જ્ઞાન ન હોય, તો તે પોતાના મનનો ભાવ જોઇએ તેવી રીતે બીજી બીજી ભાષાના જાણકારોને સમજાવી શકે નહિ. કેવલ ગુજરાતી ભાષાનો જાણકાર ગમે તેવો વિદ્વાન્ કે વકતૃત્વશક્તિ ધરાવનાર હોય, પણ જો તે બંગાલમાં જાય, તો ત્યાંના લોકોને કોઇ પણ રીતે પો-તાની વિદ્વત્તાનો કે વકતૃત્વશકિતનો લાભ આપી શકશે નહિ. એ-ટલા માટે તો પહેલાંના જમાનામાં કોઇને આચાર્યપદવી આપવા વખતે જેમ તેમની વિદ્વત્તાનો ખ્યાલ કરવામાં આવતો હતો, તેમ તેમનું ભાષાજ્ઞાન પણ જોવામાં આવતું હતું- અર્થાત્ આચાર્યને જુદા જુદા દેશની જુદી જુદી ભાષાઓ શીખવી પડતી હતી. ઉપદે-શકોએ આ વાત ખૂબ ધ્યાનમાં લેવી જોઇએ છે.

ઋષભદાસ કવિના કહેવા પ્રમાણે સિદ્ધિચંદ્રજી, પોતાના સાધુધર્મમાં કેવા પક્કા છે ? તેઓ કોઇ પણ ઉપાયે ગૃહસ્થાશ્રમ તરફ લલચાય છે કેમ ? એની પરીક્ષા કરવા માટે બાદશાહે કેટલીક ધન-માલની લાલચ આપી હતી, અને છેવટે તેમને બાંધીને મારવા સુધીનો પણ ભય બતાવ્યો હતો, પરન્તુ સિદ્ધિચંદ્રજી પોતાની દૃઢ-

તામાં એકના બે થયા ન્હોતા. તેમણે એજ શબ્દો ઉચ્ચાર્યા હતા કે–" આ લક્ષ્મી તો શું ? આખું રાજ્ય આપો અને આ પ્રમાણે કષ્ટ આપવાની વાત તો શી ? પણ પ્રાણ ચાલ્યા જવાનો વખત આવે, તોપણ હું મારા આ ચારિત્રધર્મને છોડી શકું તેમ નથી. જે તુચ્છ વસ્તુઓનો ત્યાગ કર્યો છે, તે તુચ્છ વસ્તુઓનો સ્વીકાર કરવો, એ ઓકેલાને પાછું ખાવા બરાબર છે. વિશેષ શું કહેવું ? "

સિદ્ધિચંદ્રજીનાં આ દૃઢતાભર્યાં વચનોથી બાદશાહને પારાવાર આનંદ થયો અને ગદગદ હૃદયે સિદ્ધિચંદ્રજીના પગમાં પડી તેણે ભક્તિપૂર્વક નમસ્કાર કર્યો.

ભાનુચંદ્રજી અને સિદ્ધિચંદ્રજી વખતો વખત બાદશાહની આગળ વિજયસેનસૂરિની તારીફ કરતા હતા. બાદશાહને પણ સ્મરણમાં હતું કે–હીરવિજયસૂરિએ પોતાના પ્રધાન શિષ્ય વિજયસેનસૂરિને મોકલવા માટે વચન આપ્યું છે. એક વખત બાદશાહની ઇચ્છા થઇ કે–વિજયસેનસૂરિને બોલાવીએ. આ વખતે બાદશાહ લાહોરમાં હતો. 'લાભોદય રાસ' માં કહેવામાં આવ્યું છે કે–બાદશાહ જ્યારે લાહોરમાં હતો; ત્યારે તેની ઇચ્છા હીરવિજયસૂરિને પુનઃ પોતાની પાસે બોલાવવાની થઇ. જ્યારે તેણે પોતાની આ ઇચ્છા અબ્બુલફજલને જણાવી ત્યારે, અબ્બુલફજલે બાદશાહને સમજાવતાં કહ્યું હતું કે–' હીરવિજયસૂરિ હવે વૃદ્ધ થઇ ગયા છે. આવી અવસ્થામાં તેઓને અહિં સુધી બોલાવવા તે ઠીક નહિં.'તેથી તેણે વિજયસેનસૂરિને બોલાવવા માટે આમંત્રણ મોકલ્યું હતું. આ પત્રમાં તેમણે લખ્યું હતું કે—

" જો કે, આપ તો નીરાગી છો; પરન્તુ હું રાગી છું. આપે સંસારના તમામ પદાર્થો ઉપરથી મોહને તજી દીધો છે. તેથી એ બનવાજોગ છે કે–આપ મને પણ ભૂલી ગયા હો; પરન્તુ મહારાજ ! હું આપને ભૂલ્યો નથી. આપ વખતો વખત મારા લાયક કંઇને કંઇ કાર્ય ફરમાવતા રહેશો, તો મને બહુ આનંદ થશે અને હું માનીશ

કે-ગુરૂજીની દયા મારા ઉપર હજુ જેવીને તેવીજ છે. બીજી વાત એ છે કે-આપને યાદ હશે કે જ્યારે આપ મારી પાસેથી વિદાય થયા, તે વખત મારા ઉપરની અનહદ કૃપાને પરિણામે આપે મને વચન આપ્યું હતું કે-' વિજયસેનસૂરિને મોકલીશ. ' આશા છે કે-આપ વિજયસેનસૂરિને મોકલીને મને વધારે ઉપકૃત કરશો. "

આ વખતે સૂરિજી રાધનપુરમાં બિરાજતા હતા. બાદશાહનો પત્ર વાંચી સૂરિજી બહુ વિચારમાં પડ્યા. પોતાની આવી વૃદ્ધાવસ્થામાં વિજયસેનસૂરિને પોતાથી જુદા પાડવા-લાંબી મુસાફરીને માટે જુદા પાડવા-માટે સૂરિજીનું મન વધતું ન્હોતું; જ્યારે બાદશાહને આપેલા વચન પ્રત્યે ઉપેક્ષા કરવાની પણ તેમની હિંમત ચાલતી ન્હોતી. અન્તતોગત્વા વિજયસેનસૂરિને મોકલવાનોજ નિશ્ચય કર્યો. વિજયસેનસૂરિએ પણ ગુરૂની આજ્ઞા પૂર્વક, વિ. સં. ૧૬૪૯ ના માગશર સુદિ ૩ ના દિવસે શુભ મુહૂર્તે પ્રયાણ કર્યું. વિજયસેનસૂરિ પાટણ સિદ્ધપુર, માલવણ,સરોત્તર, રોહ, મુંડથલા કાસદ્રા, આબૂ, સીરોહી,સાદડી રાણપુર, નાડલાઇ, બાંતા, બગડી, જયતારણ, કેકિંદ, મેડતા, ભમરૂદા( બરૂંદા ), નારાયણા, ઝાક, સાંગાનેર, વૈરાટ, બીરોજ (બિહરોર), રયવાડી; વિક્રમપુર, ઝજ્ઝર, મહિમનગર અને સમાના થઇને લાહોર પધાર્યા. લાહોરમાં આવ્યા પહેલાં જ્યારે લુધિઆણામાં આવ્યાના સમાચાર મળ્યા, ત્યારે ફૈજી સ્હામે આવ્યો; તેમ કલ્યાણમલ્લ વિગેરે કેટલાક શ્રાવકો પણ લાહોરથી અહિં આવ્યા હતા. અહિં નંદિવિજયજીએ અષ્ટાવધાન સાધી બતાવ્યાં હતા. આથી ફૈજીને બહુ આનંદ થયો; અને તેથી તેણે બાદશાહ પાસે જઇને બહુ તારીફ કરી. વળી વિજયસેનસૂરિ લાહોરથી પાંચ ગાઉ દૂર ખાનપુરમાં આવ્યા, ત્યારે ભાનુચંદ્રજી વિગેરે તેમની સ્હામે આવ્યા હતા. લાહોરમાં પ્રવેશ કર્યા પહેલાં તેઓ ગંજ નામના પરામાં પ્રવેશોત્સવ પૂર્વક પધાર્યા. વિજયસેનસૂરિના આ પ્રવેશોત્સવમાં બાદશાહે હાથી, ઘોડા અને વાજિંત્રો વિગેરે કેટલોએ બાદશાહી સામાન આપી, તેમજ જહાંગીર અને

અબ્બુલફ્જલે પધારી પ્રવેશોત્સવની શોભામાં વધારો કર્યો હતો. એ પ્રમાણેના ઉત્સવપૂર્વક વિજયસેનસૂરિએ લાહોરમાં વિ. સં. ૧૬૪૯ ( ઇ. ૧૫૯૪ ) ના જયેષ્ઠ શુદિ ૧૨ ના દિવસે પ્રવેશ કર્યો.

વિજયસેનસુરિ પણ અકબરની પાસે લાંબાકાળ સુધી રહ્યા હતા. તેમણે પોતાની વિદ્વત્તાથી બાદશાહને ચમત્કૃત કરવામાં બાકી રાખી ન્હોતી. કહેવાય છે કે વિજયસેનસૂરિની બાદશાહ સાથેની સૌથી પહેલી મુલાકાત લાહોરના ' કાશ્મીરી મહેલ ' માં થઇ હતી, વિજયસેનસૂરિના શિષ્ય નંદિવિજયજી અષ્ટાવધાન સાધતા હતા. એ વાત આપણે પહેલાં જોઇ ગયા છીએ. તેમણે એક વખત બાદશાહની સભામાં પણ હોંશીયારી પૂર્વક અષ્ટાવધાનો સાધ્યાં હતાં. આ વખતે બાદશાહની સભામાં બાદશાહ ઉપરાંત મારવાડના રાજા માલદેવનો પુત્ર ઉદયસિંહ[1], જયપુરનોરાજા માનસિંહ[2], કચ્છવાહ, ખાનખાના, અબ્બુલફજલ, આજમખાન, જાલોરનો રાજા ગજનીખાન[3] અને બીજા પણ કેટલાક રાજા-મહારાજાઓ અને રાજપુરૂષો મૌજૂદ હતા. આ બધાઓની વચમાં તેમણે અષ્ટાવધાનો સાધ્યાં હતાં. નંદિવિજયજીનું આ પ્રમાણેનું બુદ્ધિકૌશલ્ય જોઇને બહાદશાહે તેમને ' ખુશફ્હમ ' ની પદવીથી વિભૂષિત કર્યા હતા.

વિજયસેનસૂરિએ થોડાજ વખતમાં બાદશાહ ઉપર સારી છાપ

---

૧ આ ઉદયસિંહ પંદરસો સેનાનો અધિપતિ હતો. અને તે ' મોટારાજા ' ના નામથી પ્રસિદ્ધ હતો. વધુ હકીકત માટે જૂઓ, ' આઇન-ઇ-અકબરી, ' પહેલો ભાગ, બ્લૉકમેનકૃત અંગ્રેજી અનુવાદ, પે. ૪૨૯.

૨ આ માનસિંહ જયપુરના રાજા ભગવાનદાસનો પુત્ર થતો હતો. વિશેષ હકીકત માટે જૂઓ ' આઇન-ઇ-અકબરી ' પહેલો ભાગ, બ્લૉકમેનકૃત અંગ્રેજી અનુવાદ, પે. ૩૩૯.

૩ ગજનીખાન ચારસો સેનાનો અધિપતિ હતો. વધુ હકીકત માટે જૂઓ ' આઇન-ઇ-અકબરી ' નો પહેલો ભાગ, બ્લૉકમેનકૃત અંગ્રેજી અનુવાદ. પે. ૪૯૩.

પાડી હતી અને તેથી બાદશાહના તેમના પ્રત્યેના પૂજ્યભાવમાં વધારો થયો હતો, પરન્તુ કહેવું જોઈએ કે આ વાત જૈનધર્મના કેટલાક દ્વેષી મનુષ્યોને બિલકુલ અસહ્ય થઇ પડી હતી.

ભારતવર્ષની અવનતિનું ખાસ કારણ આપસનો દ્વેષભાવ બતાવવામાં આવે છે, તે ખોટું નથી. જ્યારથી આ ઈર્ષ્યાએ–દ્વેષભાવે ભારતવર્ષમાં પગ પેસારો કર્યો છે, ત્યારથી ભારતવર્ષ દિનપ્રતિદિન અધઃ અવસ્થામાંજ આવતો જાય છે. તેમાં ખાસ કરીને કેટલાકોને તો આપસમાં નિત્યવૈર જેવુંજ થઇ પડેલું હોય છે. આવા લોકોમાં 'યતિ' (સાધુ) અને 'બ્રાહ્મણો' નું દૃષ્ટાંત પહેલાં અપાય છે. અને તેટલાજ માટે વૈયાકરણ લોકોને 'नित्यवैरस्य' એ સમાસ-સૂત્રમાં अहिनकुलम् ઇત્યાદિ નિત્ય વૈરવાળાઓનાં ઉદાહરણોની સાથે 'यतिब्राह्मणम् એ ઉદાહરણ પણ આપવું પડ્યું છે. જો કે એ બહુ ખુશી થવા જેવું છે કે–જાગતા જીવતા આ વૈજ્ઞાનિક જમાનામાં ધીરે ધીરે આ વૈરનો નાશ થતો જાયછે અને જમાનાને ઓળખનારા યતિ (સાધુ) અને બ્રાહ્મણો આપસમાં પ્રેમ રાખવા લાગ્યા છે; પરંતુ જે જમાનાનો ઇતિહાસ આપણે અવલોકીએ છીએ, તે જમાનામાં 'यतिब्राह्मणम्' નું ઉદાહરણ વિશેષતયા ચરિતાર્થ થતું હતું, એમ કેટલીક ઐતિહાસિક બીનાઓ ઉપરથી માલૂમ પડે છે.

વિજયસેનસૂરિ જ્યારે લાહોરમાં અકબરની પાસે હતા, ત્યારે પણ એવોજ એક પ્રસંગ ઉપસ્થિત થયો હતો. કહેવાય છે કે–જ્યારે અકબર બાદશાહ વિજયસેનસૂરિને બહુ માનવા લાગ્યો અને તેઓનો ઉપદેશ વારંવાર શ્રવણ કરવા લાગ્યો, તેમ જૈનોમાં મ્હોટા મ્હોટા ઉત્સવો થવા લાગ્યા, ત્યારે કેટલાક અસહ્યપ્રકૃતિવાળા બ્રાહ્મણોએ પ્રસંગ જોઈને બાદશાહને એ વાત ઠસાવી કે–“જૈનો તો પરમકૃપાળુ પરમાત્મા–ઈશ્વરનેજ માનતા નથી, તો પછી તેમનો મતજ શા કામનો? જે લોકો ઈશ્વરને ન માનતા હોય, તેમની બધી ક્રિયાઓ નકામી જ છે.”

લોકોમાં કહેવત છે કે–' રાજાઓ કાનના કાચા અને બીજાની આંખે જોવાવાળા હોય છે.' આ કહેવતમાં કેટલેક અંશે તથ્ય અવશ્ય રહેલું છે. ઘણે ભાગે રાજાઓ પાર્શ્વવર્ત્તી મનુષ્યોના કહેવા પ્રમાણે વર્તાવ કરનારા વધુ જોવામાં આવે છે. પોતાની બુદ્ધિથી વિચાર કરીને કોઇ પણ વિષયમાં બારીકાઇથી તપાસ કર્યા પછીજ કામ કરનારા ઘણાજ થોડા રાજાઓ જોવામાં આવે છે અને એનુંજ એ પરિણામ છે કે–ભારતવર્ષમાં હજુ પણ કેટલાંક દેશીરાજ્યોની પ્રજા એટલી બધી ત્રસ્ત જોવામાં આવે છે કે–જેનું વર્ણન પણ આપણાથી ન થઇ શકે. પાર્શ્વવર્ત્તી મનુષ્યોનું રમકડું બનનાર રાજા, પોતના રાજ્યધર્મને ભૂલી જાય, એમાં કંઇ નવાઇ નથી. જ્યારે આવા આગળ વધતા જમાનામાં પણ આવી સ્થિતિ જોવાય છે, તો પછી સોળમી કે સત્તરમી શતાબ્દીમાં અને તેમાં પણ અકબર જેવો બાદશાહ, વિદ્વાન્ ગણાતા પંડિતોના ભરમાવવાથી ભ્રમિત થઇ જાય, તો તેમાં અસંભવિત જેવું શું છે? ઉપર પ્રમાણે બ્રાહ્મણોના કહેવાથી બાદશાહના મનમાં કંઇક લાગી આવ્યું. તેણે વિજયસેનસૂરિને બોલાવ્યા અને બહારથી ક્રોધ ન બતાવતાં શાન્તિપૂર્વક પૂછ્યું–' મહારાજ, કેટલાક વિદ્વાન્ બ્રાહ્મણો આ પ્રમાણે કહે છે એનું કેમ?' સૂરિજીએ કહ્યું–' જો આપની ઇચ્છા હોય તો આ વાતના નિર્ણયને માટે આપની અધ્યક્ષતામાં એક સભા ભરવામાં આવે. જેમાં આ વાતનો નિર્ણય થઇ જાય.' બાદશાહે આ વાતનો સ્વીકાર કર્યો. તેણે દિવસ મુકરર કરી વિદ્વાનોની સભા ભરી. જેમાં ઘણા બ્રાહ્મણ પંડિતો પોતાનો પક્ષ સ્થાપન કરવા એકઠા થયા, જ્યારે જૈનો તરફથી વિજયસેનસૂરિ અને નંદિવિજય વિગેરે કેટલાક મુનિયો હતા. ખાસ કરીને તો વિજયસેનસૂરિ એકજ કહી શકાય.

આ સભામાં બન્ને પક્ષો તરફથી પોતપોતાનો મત પ્રતિપાદન કરવામાં આવ્યો. અર્થાત્ બ્રાહ્મણોએ ' જૈનો ઇશ્વરને માનતા નથી ' એવો પૂર્વપક્ષ ઉઠાવ્યો, જ્યારે વિજયસેનસૂરિએ જૈનો ઈશ્વરને કેવી

રીતે માને છે ? તેનું સ્વરૂપ કેવું છે ? સર્વથા કર્મથી મુક્ત થયેલ અને સંસારના સંબંધથી છૂટા થયેલ ઈશ્વરને જગત્‌નો કર્ત્તા માનવાથી–જગત્‌ની રચનાના પ્રપંચમાં પાડવાથી–કેવી કેવી બાધાઓ ઉપસ્થિત થાય છે ? એ વિગેરે બતાવવા સાથે હિંદુ ધર્મશાસ્ત્રનાંજ કેટલાંક પ્રમાણોથી એ વાત સિદ્ધ કરી બતાવી કે–ખરેખર જૈનો ઈશ્વરને માનેજ છે અને તેઓ જે સ્વરૂપમાં માને છે, તેજ સ્વરૂપ વાસ્તવમાં સાચું છે.+

બાદશાહને વિજયસેનસૂરિજીની અકાટ્ય યુક્તિયો અને શાસ્ત્ર-પ્રમાણોથી બહુ પ્રસન્નતા થઈ અને તેથી તેણે અધ્યક્ષપદેથી એ શબ્દો ઉચ્ચાર્યા કે–"જે લોકો એમ કહે છે કે–'જૈનો ઈશ્વરને માનતા નથી,' તેએ તદ્દન જૂઠા છે. જૈનો જેવી રીતે જોઇએ તેવી રીતેજ ઈશ્વરને માને છે."

આ સિવાય બ્રાહ્મણ પંડિતો તરફથી, 'જૈનો સૂર્યને અને ગંગાને પણ માનતા નથી' એવી દલીલ ઉભી કરવામાં આવી. આનો ઉત્તર પણ સૂરિજીએ ટૂંકામાં પણ બહુ યુક્તિપુરઃસર આપ્યો. સૂરિજીએ કહ્યું–"જેવી રીતે અમે–જૈનો 'સૂર્ય' ને અને 'ગંગા' ને માનીએ છીએ તેવી રીતે બીજું કોઇ માનતુંજ નથી, એમ હું દાવા સાથે કહી શકું છું. અમે સૂર્યને ત્યાં સુધી માનીએ છીએ–સૂર્યનું ત્યાં સુધી બહુમાન કરીએ છીએ કે–સૂર્યની વિદ્યમાનતા સિવાય અમે અન્ન પાણી પણ લેતા નથી. અર્થાત્ સૂર્યનો ઉદય થયા પહેલાં અને સૂર્યનો અસ્ત થયા પછી અમે પાણી પણ પીતા નથી. કેટલું બધું બહુમાન ? કેટલી બધી સાચી માન્યતા ? લગાર વિચાર કરવાની વાત છે કે–જ્યારે કોઇ મરી જાય છે, ત્યારે તેના સંબંધી મનુષ્યો અરે, રાજાનું મૃત્યુ થયું હોય, તો તેની પ્રજા ત્યાં સુધી ભોજન નથી કરતી કે જ્યાં સુધી તેનો અગ્નિસંસ્કાર

+ જૈનોએ માનેલ ઈશ્વરનુ સ્વરૂપ ટૂંકામા પણ પાંચમા પ્રકરણમાં લખવામા આવ્યું છે. એટને અહિં આપવામા આવ્યું નથી.

કરવામાં નથી. આવતો. ત્યારે દિવાનાથ–સૂર્યની અસ્તદશામાં (રાત્રિના સમયે) ભોજન કરનારા જો સૂર્યદેવને માનવાનો દાવો કરતા હોય, તો તે તદ્દન ખોટું છે, એ વાત બુદ્ધિવાન્ મનુષ્યો સહજ સમજી શકે તેમ છે. માટે ખરી રીતે સૂર્યને માનનારા અમે જૈનોજ છીએ.

"હવે ગંગાજીને માનવાનો ડોળ પણ તેમનો તેવોજ છે. ગંગાજીને માતા–પવિત્રમાતા માનવા છતાં તેની અંદર પડીને ન્હાય છે, તેમાં કોગળા કરે છે. અરે, વિષ્ઠા અને પેશાબ પણ તેની અંદર નાખે છે, કયાં સુધી કહેવું? મરેલા મનુષ્યનાં મડદાં, કે જેને અડતાં પણ આપણે અભડાઈએ, તેનાં હાડકાં વિગેરે પણ તે પવિત્ર-ગંગામાતાને સમર્પણ કરે છે. જૂઓ માતાનું બહુમાન, જૂઓ માતાની માન્યતા? પવિત્ર અને પૂજ્ય ગણાતી ગંગામાતાને આવી વસ્તુઓનો ઉપહાર કરનારા ભકતોની ભકતાઇને માટે શું કહેવું? અમારે ત્યાં ગંગાના પવિત્ર જળનો ઉપયોગ બિંબપ્રતિષ્ઠાદિ શુભકાર્યોમાંજ કરવામાં આવે છે. ગંગાજીમાં ડુબકીઓ મારીને સ્નાન પણ કરવામાં આવતું નથી. આ વર્તનો ઉપરથી બુદ્ધિમાનો વિચાર કરી શકશે કે–ગંગાજીનું સાચું બહુમાન જૈનો કરે છે કે આ મારી સાથે શાસ્ત્રાર્થ કરવા ઉભા થયેલા પંડિતો?"

સૂરિજીની આ અકાટય અને અસરકારક યુકિતયોથી આખી સભા ચકિત થઇ ગઇ. તે પંડિતો બિલકુલ નિરૂત્તર થયા અને બાદશાહે વિજયસેનસૂરિ ઉપર પ્રસન્ન થઇ તેમને 'સૂરિસવાઇ'ની પદવીથી વિભૂષિત કર્યા.

હવે પુનઃ પુનઃ કહેવાની જરૂર નથીજ કે–વિજયસેનસૂરિએ પણ હીરવિજયસૂરિની માફક બાદશાહને બહુ પ્રસન્ન કર્યો હતો. તેમણે બાદશાહને ઉપદેશ આપી ઘણાં ઘણાં કાર્યો કરાવ્યાં હતાં. જેમાંનાં ગાય, ભેંસ, બળદ અને પાડાની હિંસાનો નિષેધ, મરેલા મનુષ્યનું ધન ગ્રહણ કરવાનો નિષેધ, અને લડાઇમાં

મનુષ્યોને બંદિ કરવાનો નિષેધ, એ વિગેરે કામો મુખ્ય છે. વિજયસેનસૂરિના ઉપદેશથી બાદશાહે કરેલાં કાર્યોનું વિસ્તૃત વર્ણન 'વિજયપ્રશસ્તિકાવ્ય' વિગેરેમાં જોવામાં આવે છે. પં. દયાકુશલગણિ પણ 'લાભોદયરાસ' માં વિજયસેનસૂરિના ઉપદેશથી બાદશાહે કરેલ કાર્યોનો ઉલ્લેખ આ પ્રમાણે કરે છે—

" અકબ્બર સદ્ગુરૂકું બકસઇ તે સુણતાં હીઅડું વિકસઇ;
નગર ઠઠઉ સિંધ કચ્છ પાણી બહુલાં જિહાં મચ્છ. ૧૨૭
જિહાં હુંતાં બહુત સંહાર ધ્યન ધ્યન સદ્ગુરૂ ઉપગાર;
ચ્યાર માસ કો જાલ ન ઘાલઇ વિશેષઇં વલી વરસાલઇ. ૧૨૮
ગાય બલદ ભીંસિ મહિષ જેહ કદી કોએ ન મારઇ તેહ;
ગુરૂવચનિ કો બંદી ન ઝાલઇ મૃતક કેરૂ કર ટાલઇ." ૧૨૯

આ ઉપરથી એ પણ જણાય છે કે–વિજયસેનસૂરિના ઉપદેશથી બાદશાહે સિંધુ નદી અને કચ્છમાં જ્યાં ઘણા મચ્છોની જીવહિંસા થતી હતી, ત્યાં ચાર મહીના કોઇ જાળ ન નાખે, અને કોઇ જીવની હિંસા ન કરે, એવો પણ હુકમ બહાર પાડચો હતો.

× × × ×

અત્યાર સુધીનાં વૃત્તાન્તો ઉપરથી આપણે જોઇ શકયા છીએ કે–આચાર્ય હીરવિજયસૂરિ, શાંતિચંદ્ર ઉપાધ્યાય, ભાનુચંદ્ર ઉપાધ્યાય અને વિજયસેનસૂરિએ અકબર બાદશાહ ઉપર પ્રભાવ પાડીને અનેક જનહિતનાં, ધર્મની રક્ષાનાં અને જીવદયાનાં કાર્યો કરાવ્યાં હતાં. ગુજરાતમાંથી 'જીજીયાવેરો' દૂર કરાવ્યો; સિદ્ધાચલ, ગિરિનાર, તારંગા, આબૂ, કેશરિઆજી, રાજગૃહીના પહાડો અને સમ્મેતશિખર વિગેરે તીર્થો શ્વેતામ્બરોનાં છે, એ સંબંધી પરવાનો લીધો;[1] સિદ્ધાચલજીમાં લેવાતું મૂંડકું બંધ કરાવ્યું; મરેલ મનુષ્યનું ધન ગ્રહણ કરવાનો અને યુદ્ધમાં બંદીગ્રહણ

[1] આ અસલ પરવાનો અમદાવાદની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીમાં મૌજૂદ છે. તેનો અંગરેજી અનુવાદ રાજકોટની રાજકુમાર કૉલેજના મુંશી મુહમ્મદ અબ્દુલ્લાએ કર્યો છે. આ પરવાના ઉપરથી સ્પષ્ટ

કરવાનો નિષેધ કરાવ્યો; વળી પક્ષિયોને પાંજરાંમાંથી છોડાવવાનું; ડાબર તળાવમાં થતી હિંસા બંધ કરાવવાનું; ગાય, ભેંસ, પાડા અને બળદની હિંસા બંધ કરાવવાનું; અને તે સિવાય વખતો વખત જીવહિંસાના પ્રસંગો પ્રાપ્ત થયે બાદશાહને કહી કહીને તે હિંસા બંધ કરાવવાનું-વિગેરે અનેક કાર્યો કરાવ્યાં હતાં. આ ઉપરાન્ત તેઓના ઉપદેશથી સૌથી મ્હોટામાં મ્હોટું અને સૌથી વધારે મહત્ત્વનું કાર્ય થયું હતું, તે એ છે કે બાદશાહે પોતાના સમસ્ત રાજ્યમાં આખા વર્ષમાં છ મહીના અને છ દિવસ સુધી કોઇ પણ માણસ કોઇપણ જીવની હિંસા ન કરે, એવા હુકમો બહાર પાડયા હતા. આ દિવસોની ચોક્કસ ગણતરી કરવાનું કામ કઠિનતા ભરેલું છે, કારણ કે, જો કે હીરસૌભાગ્ય કાવ્ય, હીરવિજયસૂરિરાસ, ધર્મસાગરની પટ્ટાવલી, પાલીતાણાનો વિ. સં. ૧૬૫૦ નો શિલાલેખ અને જગદ્ગુરૂકાવ્ય વિગેરે જુદા જુદા અનેક જૈન ગ્રંથોમાં અકબરે જીવદયાને માટે મુકરર કરેલા મહીનાઓ અને દિવસોનાં નામો અવશ્ય આપ્યાં છે, કિન્તુ તેમાં કેટલાક મહીના મુસલમાની તહેવારોના હોઇ એ નિર્ણય સ્હેજે

---

સમજાય છે, કે તે હીરવિજયસૂરિના ઉપદેશથી આપવામાં આવ્યા હતા. કેટલાક લોકો ઉપર્યુક્ત તીર્થો શ્વેતામ્બરોનાં સ્વતંત્ર હોવામાં વાંધો ઉઠાવે છે, પરન્તુ તે બિલકુલ ખોટું છે કારણકે-એક તો ઉપરનો પરવાનો વિદ્યમાન છે, અને બીજું, ઉપરનો પરવાનો આપ્યા પછી અમુક મુદતે, ઉપરના પરવાનાની દૃઢતાને માટે અકબરના દરબારમાં રહેતા શ્વેતામ્બર મૂર્તિપૂજક ખરતરગચ્છીય મન્ત્રિ કર્મચન્દ્રને પણ તેજ તીર્થો આપ્યાનો ઉલ્લેખ, બાદશાહના સમકાલીન પં. જયસોમે પણ પોતાના બનાવેલા **कर्मचंद्रचरित्र** માં આ પ્રમાણે કર્યો છે—

> " नाथेनाथ प्रसन्नेन जैनास्तीर्थास्समेऽपि पि ।
> मंत्रिसान्निहिता नूनं पुंडरीकाचलादयः " ॥ ३९६ ॥

અર્થાત્—બાદશાહે પ્રસન્ન થઇને પુંડરીક ( સિદ્ધાચલ ) આદિ બધાં જૈનતીર્થો મન્ત્રીને સ્વાધીન કર્યાં.

આ ઉપરાન્ત 'લાભોદયરાસ' ના કર્તા એ પણ લખ્યું છે—

" સેતું જાદિક તીર્થ જેહ બકસ્યઇ લહઇ ગુરૂકૈ તેહ "

થઇ શકે તેમ નથી કે—તે મહીનાઓના કેટલા કેટલા દિવસો ગણવા અથવા તેમાં કોનો કોનો સમાવેશ થઇ જાય છે. આમ છતાં પણ પહેલાં ગણાવ્યા છે, તે પ્રમાણેના અથવા તે પૈકીના અમુક અમુક દિવસોમાં બાદશાહે પોતાના સમસ્ત રાજ્યમાં જીવહિંસાનો નિષેધ કર્યો હતો, અને તે દિવસોમાં બાદશાહ પોતે પણ માંસાહાર કરતો નહિં, એ વાત અનેક જૈનેતર લેખકોએ પણ 'પોતપોતાના ગ્રંથોમાં લખી છે. બંકિમચંદ્ર લાહિડી પોતાના સમ્રાટ્ અકબર ' નામના બંગાળી પુસ્તકના પે. ૨૫૨ માં લખે છે—

"सम्राट् रविवारे, चंद्र ओ सूर्यग्रहणदिने एवं आर ओ अन्यान्य अनेक समये कोन मांसाहार करितेन ना। रविवार ओ आर ओ कतिपय दिने पशुहत्या करिते सर्व साधारणके निषेध करिया छिलेन।"

અર્થાત્—સમ્રાટ્ રવિવાર, ચંદ્ર અને સૂર્યગ્રહણના દિવસો અને બીજા પણ જુદા જુદા અનેક સમયોમાં માંસાહાર કરતો ન્હોતો. રવિવાર અને બીજા કેટલાક દિવસોમાં પશુહત્યા કરવાનો સર્વ સાધારણમાં તેણે નિષેધ કર્યો હતો.

આવીજ રીતે અકબરના સર્વસ્વ તરીકે ગણાતો અને અકબરનો રાતદિવસનો સહચર શેખ અબ્બુલફ્જલ પોતે પણ 'આઇન-ઇ-અકબરી ' માં લખે છે—

" Now, it is his intention to quit it by degrees, conforming, however, a little to the spirit of the age. His Majesty abstained from meat for some time on fridays, and then on Sundays; now on the first day of every solar month, on Sundays, on solar and lunar eclipses, on days between two fasts, on the Mondays of the month of Rajab, on the feastday of the every solar month, during the whole month

of Farwardin and during the month, in which His Majesty was born, viz, the month of Aban.

[The Ain-i-Akbari translated by H. Blochmann M. A. Vol. I p. p. 61-62.]

અર્થાત્-તે ( બાદશાહ ) જમાનાની લાગણીઓને કંઇક અંશે વળગી રહીને પણ હાલમાં ધીરે ધીરે માંસ છોડવાનો વિચાર રાખે છે. બાદશાહ ઘણા વખત સુધી શુક્રવારોએ અને ત્યારપછી રવિવારોએ પણ માંસ ભક્ષણ કરતો નહિ. હાલમાં તે દરેક સૌર્ય મહીનાની પહેલી તિથિએ, રવિવારે, સૂર્ય અને ચંદ્રગ્રહણના દિવસોએ, બે ઉપવાસની વચ્ચેના દિવસોએ, રજબ મહીનાના સોમવારોએ, દરેક સૌર્ય મહીનાના તહેવારે, આખા ફરવરદીન મહીનામાં અને પોતાના ( બાદશાહના ) જન્મના મહીનામાં અર્થાત્ આખા આબાન માસમાં માંસભક્ષણ કરતો નથી.

જૈન લેખકોની સત્યતા, અબ્બુલફજલના આ વચનથી બહુ દૃઢ થાય છે. કારણ કે-જૈન લેખકોએ જે દિવસો ગણાવ્યા છે, તેજ દિવસો લગભગ અબ્બુલફજલ પણ ગણાવે છે; એટલુંજ નહિ પરન્તુ જૈન લેખકો, બાદશાહે છ મહીના અને છ દિવસ-અથવા છ મહીના ઉપર માંસાહાર છોડયા સંબંધી અને તેટલાજ દિવસોમાં જીવહિંસા બંધ કર્યા સંબંધી જે હકીકત જણાવે છે, તેજ હકીકત અકબરના દરબારનો કટ્ટર મુસલમાન બદાઉની પણ લખે છે. તે કહે છે—

" At this time His Majesty promulgated some of his new-faugled decrees. The Killing of animals on the first day of the week was strictly prohibited, ( P. 322 ) because this day is secred to the Sun, also during the first eighteen days, of the month of Farwardin; the whole of the month of Aban ( the month in which His Majesty was born ); and on several other days, to please the Hindus. This order

was extended over the whole realm and punishment was inflicted on every one, who acted against the Command, Many a family was ruined, and his property was confiscated. During the time of those fasts the Emperor abstained altogether from meat as a religious penance, gradually extending the several fasts during a year over six months and even more, with a view to eventually discontinuing the use of meat altogether."

[Al-Badaoni, Translated by W. H. Lowe, M. A., Vol. II, p. 331.]

અર્થાત્—આ વખતે બાદશાહે તેના કેટલાક નવીન પ્રિય ઠરાવોનો પ્રચાર કર્યો હતો. અઠવાડિયાને પહેલે દિવસે પ્રાણિયોના વધની સખ્ત મનાઈ કરવામાં આવી હતી, કારણ કે આ દિવસ સૂર્ય પૂજાનો છે. વળી ફરવરદીન મહીનાના પહેલા અઢાર દિવસોમાં, આખા આબાન મહીનામાં ( જે મહીનામાં બાદશાહનો જન્મ થયો હતો ) અને હિંદુઓને ખૂશ કરવાને બીજા કેટલાક દિવસોએ પ્રાણિયોના વધનો સખ્ત નિષેધ કર્યો હતો. આ હુકમ આખા રાજ્યમાં ફેલાવવામાં આવ્યો હતો, અને હુકમ વિરૂદ્ધ વર્ત્તન કરનારને સજા કરવામાં આવતી હતી. આથી ઘણાં કુટુંબો પાયમાલ થઈ ગયાં હતાં, અને તેઓની મિલકત જપ્ત કરવામાં આવી હતી. આ ઉપવાસોના દિવસોમાં બાદશાહે એક ધાર્મિક તપ તરીકે માંસાહાર તદ્દન બંધ કર્યો હતો અને **ધીરે ધીરે વર્ષ દરમીયાન છ મહીના ઉપરાન્ત અને તેથી પણ વધારે કેટલાક ઉપવાસો એવા હેતુથી વધારતો ગયો કે, તે માંસનો ઉપયોગ આખરે તદ્દન બંધ કરી શકે.**

બદાઉનીએ ઉપરના વાક્યમાં જે 'હિન્દુ' શબ્દ વાપર્યો છે, તે 'હિન્દુ' થી 'જૈન' જ સમજવો જોઇએ. કારણ કે પશુઓના

વધનો નિષેધ કરવામાં અને જીવદયા સંબંધી રાજા મહારાજાઓને ઉપદેશ આપવામાં આજ સુધી જો કોઇ પણ પ્રયત્નશીલ રહ્યા હોય, તો તે જૈનોજ છે. સુપ્રસિદ્ધ ઇતિહાસકાર **વિન્સેંટ સ્મીથ** પણ પોતાના Akbar નામના પુસ્તકના ૩૩૫ મા પેજમાં સ્પષ્ટ રીતે લખે છે:—

" He cared little for flesh food, and gave up the use of it almost entirely in the later years of his life, when he came under Jain influence. "

અર્થાત્—માંસભોજનપર બાદશાહને બિલકુલ રૂચિ ન્હોતી, અને તેથી તેને પાછલી જિંદગીમાં, જ્યારથી તે જૈનોના સમાગમમાં આવ્યો, ત્યારથી માંસભોજનને સર્વથા છોડીજ દીધું.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે–બાદશાહને માંસાહાર છોડાવવવામાં તથા જીવવધ બંધ કરાવવામાં હીરવિજયસૂરિ આદિ જૈન-ઉપદેશકોજ સિદ્ધહસ્ત નિવડયા હતા. ડૉ. **સ્મીથ** સાહેબ એમ પણ કહે છે કે—

" But the Jain holy men undoubtedly gave Akbar prolonged instruction for years, which-largely influenced his actions, and they secured his assent to their doctrines so far that he was reputed to have been converted to Jainism. "

[Jain Teachers of Akber by Vincent A. Smith.]

અર્થાત્—પરન્તુ, જૈનસાધુઓએ નિઃસંદેહ રીતે વર્ષો સુધી અકબરને ઉપદેશ આપ્યો હતો, એ ઉપદેશનો ઘણોજ પ્રભાવ બાદશાહની કાર્યાવલી ઉપર પડયો હતો. તેઓએ પોતાના સિદ્ધાન્તો તેની પાસે એટલે સુધી માન્ય કરાવ્યા હતા કે–લોકોમાં **એવો પ્રવાદ ફેલાઇ ગયો હતો કે બાદશાહ જૈની થઇ ગયો.**

આ પ્રવાદ, પ્રવાદ માત્રજ ન્હોતો; પરન્તુ તે વખતના કેટલાક વિદેશી મુસાફરોને પણ અકબરના વર્ત્તન ઉપરથી એમ ચોક્કસ લાગ્યું હતું કે–' અકબર જૈનસિદ્ધાન્તોનો અનુયાયી છે.'

આ સંબંધી ડૉ. સ્મીથ સાહેબે પોતાના 'અકબર' નામના પુસ્તકમાં એક માર્કાની વાત પ્રકટ કરી છે. તેમણે ઉક્ત પુસ્તકના ૨૬૨ મા પેજમાં ' પિનહરો'( Pinheiro ) નામના એક પોર્ટૂગીઝ પાદરીના પત્રના, તે અંશને ઉદ્ધત કર્યો છે કે જે ઉપરની વાતને પ્રકટ કરે છે. આ પત્ર તેણે લાહોરથી તા. ૩ સપ્ટેમ્બર સ. ૧૫૯૫ ના દિવસે લખ્યો હતો, તેમાં તેણે લખ્યું છે—

He follows the sect of the Jains [vertei )

અર્થાત્—' અકબર જૈનસિદ્ધાન્તોનો અનુયાયી છે. '

આમ લખીને તેણે કેટલાક જૈનસિદ્ધાન્તો પણ તે પત્રમાં લખ્યા છે. આ પત્રને લખ્યાનો સમય તેજ છે કે–જે સમયે વિજયસેનસૂરિ લાહોરમાં અકબર બાદશાહની પાસે હતા.

આવી રીતે વિદેશી મુસાફરોને પણ જ્યારે એક વખત અકબરના વર્ત્તન ઉપરથી એમ કહેવાને કારણ મળ્યું હતું કે ' અકબર જૈનસિદ્ધાન્તોનો અનુયાયી છે. ' ત્યારે એ સહજ સમજી શકાય તેમ છે કે અકબરની દયાળુ વૃત્તિ બહુ દૃઢ પાયેથી મજબૂત થયેલી હોવી જોઇએ અને આ દયાળુ વૃત્તિ જૈનાચાર્યોએજ–જૈનઉપદેશકોએજ ઉત્પન્ન કરાવી હતી, એ વાતનાં હવે વિશેષ પ્રમાણો આપવાની જરૂર રહેતી નથી.

આપણે ઉપર જોઈ આવ્યા છીએ કે–બાદશાહે પોતાના રાજ્યમાં એક વર્ષમાં છ મહીના ઉપરાન્ત જીવવધનો નિષેધ કરાવ્યો હતો, તેમ તે દિવસોમાં તે માંસાહાર પણ કરતો નહિં, આજ કાર્ય એની દયાળુતાને પ્રકટ કરે છે. એક વખત હમેશાં પાંચસો પાંચસો ચકલાંની જીભો ખાનાર અને મરઘ જેવા શિકારને ખેલનાર મુસલમાન બાદશાહની આવી દયાળુ વૃત્તિ થાય, એ હીરવિજયસૂરિ આદિ

જૈન સાધુઓના ઉપદેશનું કેટલું મહત્ત્વ સૂચવે છે? જૈનસાધુઓના ઉપદેશનું આવું મહત્ત્વ બદાઉની પણ સ્વીકારે છે. તે કહે છે—

" And Samanas[1] and Brahmans ( who as far as the matter of private interviews is concerned (p 257) gained the advantage over every one in attaining the honour of interviews with His Majesty, and in associating with him, and were in every way superior in reputation to all learned and trained men for their treatises on morals, and on physical and religious sciences, and in religious ecstacies, and stages of spiritual progress and human perfections ) brought forward proofs, based on reason and traditional testimony, for the truth of their own, and the fallacy of our religion, and inculcated their doctrine with such firmness and assurance, that they affirmed mere imagination as though they were self-evident facts, the truth of which the doubts of the sceptic could no more shake.

[Al-Badaoni Translated by W. H. Lowe M. A. Vol. II. p. 264]

૧ મૂળ ફારસી પુસ્તકના **સેવડા** શબ્દને અનુવાદકે 'શ્રમણો' લખેલ છે, પરન્તુ જોઇએ **સેવડા**; કારણકે તે સમયમા જૈનસાધુઓને '**સેવડા**' ના નામથી ઓળખવામાં આવતા. અત્યારે પણ પંજાબ વિગેરે કેટલાક દેશોમાજૈનસાધુઓને ' **સેવડા** ' કહેવામાં આવે છે. વળી આ અંગ્રેજી અનુવાદક ડબલ્યુ. એચ. લો. એમ. એ. એ પોતાના અનુવાદની નોટમાં 'શ્રમણ' નો અર્થ 'બાૌદ્ધશ્રમણ' કર્યો છે. તે પણ ઠીક નથી. કારણ કે 'બૌદ્ધશ્રમણ' તો બાદશાહના દરબારમા કોઇ ગયોજ ન્હોતો, એ વાતનું વધારે સ્પષ્ટીકરણ આજ પ્રકરણમા હવે પછી કરવામાં આવશે. અહિં સેવડાથી ' જૈનસાધુ ' જ લેવાના છે.

અર્થાત્—" સમ્રાટ્ અન્ય સંપ્રદાયોની અપેક્ષાએ શ્રમણો ( જૈન સાધુઓ ) અને બ્રાહ્મણોને એકાન્ત પરિચયના માનનો વધારે લાભ આપતો. તેઓના સહવાસમાં વધારે સમય વ્યતીત કરતો. તેઓ નૈતિક, શારીરિક, ધાર્મિક અને આધ્યાત્મિક શાસ્ત્રોમાં તેમ ધર્મોન્નતિની પ્રગતિમાં અને મનુષ્યજીવનની સંપૂર્ણતા પ્રાપ્ત કરવામાં બીજા બધા ( સંપ્રદાયોના ) વિદ્વાનો અને પંડિત પુરૂષોના કરતાં દરેક રીતે ચઢિયાતા હતા. તેઓ પોતાના મતની સત્યતા અને અમારા ( મુસલમાન ) ધર્મના દોષો બતાવવા માટે બુદ્ધિપૂર્વક અને પરંપરાગત પ્રમાણો આપતા અને એવી તો દઢતા અને દક્ષતાની સાથે પોતાના મતનું સમર્થન કરતા કે જેથી તેઓનો કેવળ કલ્પિત જેવો મત સ્વતઃ સિદ્ધ પ્રતીત થતો હતો અને તેની સત્યતાને માટે નાસ્તિક પણ શંકા લાવી શકતો નહિં. "

આટલું બધું સામર્થ્ય ધરાવનાર જૈનસાધુઓ અકબરના ઉપર આવો પ્રભાવ પાડે, એ શું બનવાજોગ નથી ? અસ્તુ.

અકબરે પોતાના વર્તનમાં જ્યારે આટલો બધો ફેરફાર કરી નાખ્યો હતો, ત્યારે એ ઉપરથી એવા નિશ્ચય ઉપર આવવું લગારે ખોટું નથીજ કે-અકબરના દયા સંબંધી વિચારો ઘણીજ ઉચ્ચ કોટિએ પહોંચી ગયા હતા. આ વાતની દઢતાનાં અનેક પ્રમાણો પણ મળે છે. જૂઓ, બાદશાહે રાજાઓના જે ધર્મો પ્રકાશિત કર્યા હતા, તેમાં તેણે એક આ ધર્મ પણ બતાવ્યો હતો—

" પ્રાણીજગત્ જેટલું દયાથી વશીભૂત થઇ શકે છે, તેટલું બીજી કોઇ વસ્તુથી થઇ શકતું નથી. દયા અને પરોપકાર, એ સુખ અને દીર્ઘાયુષ્યનાં કારણો છે. "

અબ્બુલફજલ લખે છે કે-" અકબર કહેતો કે-' મારૂં શરીર યદિ એટલું મ્હોટું હત, કે-માંસાહારિયો એક માત્ર મારા

૧ આઇન-ઇ-અકબરી, ખંડ ત્રીજો, જેરિટકૃત અંગરેજી અનુવાદ, પે. ૩૮૩-૩૮૪.

શરીરનેજ ખાઇને બીજા જીવોના ભક્ષણથી દૂર રહી શકતે, તો કેવા સુખનો વિષય થાત ? અથવા મારા શરીરનો એક અંશ કાપીને માંસાહારિયોને ખવડાવવા પછી પણ, જો તે અંશ પુનઃ પ્રાપ્ત થતો હત, તોપણ હું ઘણો પ્રસન્ન થાત. હું મારા એક શરીરદ્વારા માંસાહારિયોને તૃપ્ત કરી શકતે.[૧] "

દયા સંબંધી કેવા સરસ વિચારો ? પોતાના શરીરને ખવડાવીને માંસાહારિયોની ઇચ્છા પૂર્ણ કરાવવી, પરન્તુ બીજા જીવની કોઇ હિંસા ન કરે, એવી ભાવના ઉચ્ચકોટિની દયાળુવૃત્તિ સિવાય કદાપિ થઇ શકે ખરી કે ?

અબ્બુલફજલ ' આઇન-ઇ-અકબરી ' ના પહેલા ભાગમાં એક સ્થળે એમ પણ લખે છે કે—

" His Majesty cares very little for meat, and often expresses himself to that effect It is indeed from ignorance and cruelty that, although various Kinds of food are obtainable, men are bent upon injuring living creatures, and lending a ready hand in killing and eating them, none seems to have an eye for the beauty inherent in the prevention of cruelty, but makes himself a tomb for animals. If His Majesty had not the burden of the world on his shoulders, he would at once totally abstain from meat.

[Ain-i-Akbari by H. Blochmann Vol. I. p. 61].

શાહેનશાહ માંસની બહુ ઓછી દરકાર કરે છે, અને ઘણી વખત તે સંબંધી પોતાનો મત જાહેર કરે છે કે–' જો કે, ઘણી જાતની ખાદ્ય વસ્તુ મળે તેમ છે, છતાં જીવતાં પ્રાણિયોને દુઃખ દેવાને મનુષ્યોનું વલણ રહે છે, અને તેઓની કતલ કરવામાં તથા તેમનું

૧ આઇન-ઇ-અકબરી, ખંડ ૩ જો, પે. ૩૮૫.

ભક્ષણ કરવામાં તત્પર રહે છે, એ ખરેખર તેમની અજ્ઞાનતા અને નિર્દયતાને લીધે છે. કોઇ પણ મનુષ્ય, નિર્દયતા અટકાવવામાં જે આંતરિક સુંદરતા રહેલી છે, તે પારખી શકતો નથી પણ ઉલટો પ્રાણિયોની કબર પોતાના દેહમાં બનાવે છે'– જો શહેનશાહની ખાંધ ઉપર દુનિયાનો (રાજ્યકારભારનો) ભાર ન હોત, તો તે માંસાહારથી તદ્દન દૂર રહેત."

આવીજ રીતે ડૉ. **વિન્સેંટ સ્મીથે** પણ અકબરના વિચારોનો ઉલ્લેખ કર્યો છે. જેમાંના આ પણ છે:–

"Men are so accustomed to eating meat that, were it not for the pain, they would undoubtedly fall on to themselves."

"From my earliest years, whenever I ordered animal food to be cooked for me, I found it rather tasteless and cared little for it. I took this feeling to indicate the necessity for protecting animals, and I refrained from animal food."

"Men should annually refrain from eating meat on the anniversary of the month of my accession as a thanks-giving to the Almighty, in order that the year may pass in prosperity."

"Butchers, fishermen and the like who have no other occupation but taking life should have a separate quarter and their association with others should be prohibited by fine."

[Akbar The Great Mogal, pp. 335-336]

અર્થાત્–"મનુષ્યોને માંસ ખાવાની એવી આદત પડી જાય છે, કે–જો તેઓને દુઃખ ન થતું હોત, તો તેઓ પોતે પોતાને પણ અવશ્ય ખાઇ જતે."

" હું મારી ન્હાની ઉમરથીજ જ્યારે જ્યારે માંસ પકાવવાની આજ્ઞા કરતો, ત્યારે ત્યારે તે મને નીરસ લાગતું અને તેના ભોજનની હું ઓછી અપેક્ષા કરતો. આજ વૃત્તિથી પશુરક્ષાની આવશ્યકતા તરફ મારી દૃષ્ટિ ગઇ અને પાછળથી હું માંસ ભોજનથી સર્વથા દૂર રહ્યો.

" મારા રાજ્યાભિષેકની તારીખના દિવસે પ્રતિવર્ષ ઈશ્વરનો આભાર માનવા માટે કોઇ પણ માણસ માંસ ખાય નહિ, કે જેથી કરીને આખું વર્ષ આબાદીમાં વ્યતીત થાય. "

" કસાઇ, મચ્છીમાર અને એવાજ બીજા, કે જેઓનો ધંધો કેવલ હિંસા કરવાનો જ છે, તેઓને માટે રહેવાના સ્થાનો અલગ હોવાં જોઇએ. અને બીજાઓના સહવાસમાં તેઓ ન આવે, તેને માટે દંડની યોજના કરવી જોઇએ. "

જીવદયાને માટે કેટલા બધા સરસ વિચારો ! જીવદયાનાજ શા માટે ! પોતાની તે પ્રજા કે જે પ્રજા માંસાહાર પ્રત્યે અને જીવવધનાં કાર્ય પ્રત્યે ઘૃણાની નજરથી જોતી હોય, તેઓનાં અંતઃકરણો ન દુખાય, એની સંભાળ રાખવાને માટે પણ બાદશાહની કેટલી બધી ઉચ્ચ લાગણી !! મુસલમાન સમ્રાટ્ અકબરના ઉપર્યુક્ત વિચારો તરફ અમારા આર્યાવર્ત્તના તે દેશી રાજાઓએ ધ્યાન આપવું જોઇએ છે કે જેઓ પોતાની પ્રજાની લાગણીનો કંઇ પણ ખ્યાલ રાખતા નથી. અસ્તુ.

ઉપરના તમામ વૃત્તાન્ત ઉપરથી આપણે એ નિશ્ચય કરી ચૂક્યા છીએ કે–અકબરની જીવન–મૂર્ત્તિને સુશોભિત–દેદીપ્યમાન બનાવવામાં સુયોગ્ય–જેવી જોઇએ તેવી દક્ષતા જો કોઇએ વાપરી હોય તો તે હીરવિજયસૂરિ આદિ જૈનસાધુઓએજ વાપરી હતી. બીજા શબ્દોમાં કહીએ તો–અકબરની જીવનયાત્રાને સફળ બનાવવામાં જો કોઇએ પણ મ્હોટો ભાગ ભજવ્યો હતો, તો તે હીરવિજયસૂરિ આદિ જૈનસાધુઓએજ ભજવ્યો હતો. આટલું હોવા છતાં એ

સ્હેજે નવાઇ ઉપજે એવો વિષય છે કે-અકબરની જીવનમૂર્તિને આલેખવાવાળા-લિપિબદ્ધ કરવાવાળા આધુનિક એક પણ જૈનેતર લેખકે જૈનસાધુઓએ અકબરના ઉપર પાડેલા પ્રભાવ સંબંધી પોતપોતાનાં પુસ્તકોમાં કંઇ પણ ઉલ્લેખ કર્યો નથી. આનું મૂલ કારણ શું છે, એ સંબંધી પરામર્શ કરવો, આ પ્રસંગે સમુચિત સમજાય છે.

યદ્યપિ એ વાત તો નિર્વિવાદ સિદ્ધ છે કે-' અકબરના દરબારમાં રહેનારા બે મૂળ ઇતિહાસકારો કે જેઓનાં નામો શેખ અબ્બુલફ્રજલ અને બદાઉની છે, અને જેઓના ગ્રંથોના આધારેજ અત્યાર સુધીના દરેક લેખકો અકબરના સંબંધમાં કંઇને કંઇ લખતા આવ્યા છે, તેઓ તો અકબરના ઉપર પ્રભાવ પાડનારાઓનાં નામોમાં 'જૈનસાધુ' નું નામ આપવું ભૂલ્યાજ નથી. પછી તે નામ 'સેવડા' શબ્દથી આપ્યું, કે 'યતિ' શબ્દથી આપ્યું. પણ જૈનસાધુ અકબરના દરબારમાં ગયા હતા, અને તેમના ઉપદેશનો ઘણોજ પ્રભાવ પડ્યો હતો, એ વાત તેમણે અવશ્ય સ્વીકારી છે; પરન્તુ તે પછીના જૈનેતર અનુવાદકો અને સ્વતંત્ર લેખકોદ્વારજ ઉપરની સત્ય હકીકત ઉપર ઢાંક પિછોડો પડવા પામ્યો છે, એમ તેઓના ગ્રંથો તપાસનારને માલૂમ પડ્યા વિના રહેતું નથી. વધારે નવાઇ જેવી તો વાત એ છે કે-અબ્બુલફ્રજલે અકબરની ધર્મસભાના ૧૪૦ મેમ્બરોને પાંચશ્રેણિયોમાં વિભક્ત કરીને, તેઓનું જે લિસ્ટ 'આઇન-ઇ-અકબરી'ના બીજા ભાગના ત્રીસમા આઇનમાં આપ્યું છે, તેમાં પહેલી શ્રેણિમાં હરિજીસૂર ( ખરૂં નામ હીરવિજયસૂરિ ) અને પાંચમી શ્રેણિમાં બિજયસેનસૂર અને ભાનચંદ ( ખરાં નામો વિજયસેનસૂરિ અને ભાનુચંદ્ર ) નાં નામો હોવા છતાં, તેઓ કોણ હતા? કયા ધર્મના હતા? ઇત્યાદિ કંઇ પણ જાણવાની દરકાર તેના અનુવાદકો અને સ્વતંત્ર લેખકોએ કરી નથી; પણ જો તેઓ જૈનસાહિત્યના અભ્યાસી હતે, તો તેઓને સ્હેજે એમ સ્વીકારવાને બાધ્ય થવું પડતે, કે અબ્બુલફ્રજલે લીધેલાં ઉપર્યુક્ત ત્રણ નામો

બૌદ્ધશ્રમણોનાં કે બીજા કોઇનાં નહિં, પરન્તુ જૈનસાધુઓનાંજ છે. અને તેના લીધે પરિણામે સત્ય ઇતિહાસ ઉપર જે કંઇ ઢાંક પિછોડો દેવાયો છે, તે દેવાનો વખત પણ કદાપિ આવતે નહિ. આ ઢાંક પિછોડાને દૂર કરીને ઇતિહાસક્ષેત્રમાં સત્યસૂર્યનો પ્રકાશ પાડવાનું સૌભાગ્ય અત્યાર સુધીમાં જો કોઇ પણ જૈનેતર લેખકે પ્રાપ્ત કર્યું હોય, તો તે એક ( Akbar the Great Mogal ) 'અકબર ધી ગ્રેટ મોગલ' નામનું અતિ મહત્ત્વનું પુસ્તક લખનાર ડૉ. વિન્સેંટ. એ. સ્મીથ જ છે. ડૉ. સ્મીથ, ઘણી શોધ અને પરામર્શ પૂર્વક જાહેર કરે છે કે–અબ્બુલફ્જલ અને બદાઉનીના ગ્રંથોના અનુવાદકોએ પોતાની અનભિજ્ઞતાનાજ કારણથી 'જૈન' ના સ્થાનમાં 'બૌદ્ધ' શબ્દનો વ્યવહાર સર્વત્ર કર્યો છે, કારણ કે–અબ્બુલફ્જલે તો પોતાના ગ્રંથમાં સ્પષ્ટ લખ્યું છે કે–" સૂફી, દાર્શનિક, તાર્કિક, સ્માર્ત્ત, સુન્ની, શિયા, બ્રાહ્મણ, યતિ, સેવડા, ચાર્વાક, નાજરીન, યહૂદી, સાબી અને પારસી વિગેરે દરેક ત્યાંના ધર્માનુશીલનનો અપૂર્વ આનંદ લેતા હતા.[૧] "

આ વાકયમાં 'જૈનસાધુ' ને ( નહિં કે બૌદ્ધસાધુ ' ને ) સૂચવનાર 'યતિ' અને 'સેવડા' શબ્દો આપેલા છે. છતા ડૉ. સ્મીથ કહે છે તેમ, 'ચૈલમર્સ' સાહેબે અકબર નામાના અંગરેજી અનુવાદમાં ભૂલથી તેનો અર્થ 'જૈન' અને 'બૌદ્ધ' કર્યો. તે પછી તેનુંજ અનુકરણ કરીને 'ઇલિયટ' અને 'ડાઉસન,' કે જેઓ 'મુસલમાની ઇતિહાસ સંગ્રહ' ના કર્ત્તા છે, તેમણે પણ તેજ ભૂલ કરી. અને આ ભૂલે 'વૉનનોઅર' ને પણ પોતાના પુસ્તકમાં તેજ ભૂલ કરવાને બાધ્ય કર્યો. આમ એક પછી એક દરેક લેખકો ભૂલો કરતા ગયા અને એનું પરિણામ આપણે ત્યાં સુધી જોઇ શકીએ છીએ કે–અકબરના સંબંધમાં જૈનેતર

૧ જૂઓ, અકબરનામા, બેવરિજનો અંગરેજી અનુવાદ, ખંડ ૩, અધ્યાય ૪૫, પે. ૩૬૫

લેખકોના હાથથી લખાયેલા દરેક અનુવાદો અને સ્વતંત્ર ગ્રંથોમાં જ્યાં જૂઓ ત્યાં બૌદ્ધોનું જ નામ જોવામાં આવે છે. એટલે સુધી કે આધુનિક બંગાળી, હિન્દી અને ગુજરાતી ગ્રંથલેખકો પણ તેજ પ્રમાણે ભૂલ કરતા આવ્યા; પરંતુ કોઇએ એ વાતની તપાસ નજ કરી કે–વાસ્તવમાં અકબરની ધર્મસભામાં કોઇ બૌદ્ધસાધુ હતો કે નહિ ? અથવા તો અકબરે બૌદ્ધસાધુઓનો ઉપદેશ કોઇ દિવસ સાંભળ્યો હતો કે નહિ ?

વસ્તુતઃ અત્યારની શોધ પ્રમાણે એ નિર્વિવાદ સિદ્ધ થાય છે કે–અકબરને કોઇ દિવસ કોઇ પણ વિદ્વાન્ બૌદ્ધસાધુ સાથે સમાગમ કરવાનો અવસર મળ્યોજ ન્હોતો. આને માટે અનેક પ્રમાણો આપીને પુસ્તકના આકારને વધારવાની આવશ્યકતા જણાતી નથી. સૌથી પ્રબળમાં પ્રબળ અને વધારે માન્ય થઇ શકે, એવા અબ્બુલફ્જલના કથનનેજ અહિં ઉદ્ધૃત કરીશું. તે 'આઇન–ઇ–અકબરી' માં એક સ્થળે કહે છે—

" લાંબા કાળથી હિંદુસ્થાનમાં બૌદ્ધસાધુઓનો ક્યાંય પણ પત્તો મળતો નથી. હા, પેગૂ, તનાસરિમ અને તિબ્બતમાં બેશક તેઓ મળી આવે છે. બાદશાહની સાથે ત્રીજી વખત રમણીય કાશ્મીર દેશની મુસાફરીએ જતાં, આ મત (બૌદ્ધમત) ને માનવાવાળા બે ચાર વૃદ્ધ મનુષ્યોની મુલાકાત થઇ હતી, પરંતુ કોઇ વિદ્વાન્‌ની સાથે મેળ–મેળાપ થયો ન્હોતો.[૧] "

આ ઉપરથી સ્પષ્ટ પ્રકટ થાય છે કે–અકબરને કોઇ દિવસ, કોઇ પણ વિદ્વાન્ બૌદ્ધસાધુને મળવાનો અવસર પ્રાપ્ત થયોજ ન્હોતો. તેમ કોઇ બૌદ્ધ વિદ્વાને ફતેપુર–સીકરીની ધર્મસભામાં ભાગ પણ લીધો ન્હોતો.

ઉપર્યુક્ત પ્રમાણ અને બીજાં અનેક પ્રમાણોનો પરામર્શ કરીને છેવટ–ડૉ. વિન્સેંટ સ્મીથ પણ એજ નિષ્કર્ષ કાઢે છે કે—

---

[૧] જૂઓ, આઇન–ઇ–અકબરી, ખંડ ૩, જેરિટકૃત અંગરેજી અનુવાદ પે. ૨૧૨.

'To sum up. Akbar never came under Buddhist influence in any degree whatsoever. No Buddhists took part in the debates on religion held at Fatehpur -Sikri, and Abu-l Fazl never met any learned Buddhist. Consequently his knowledge of Buddhism was extremely slight. Certain persons who part in the debates and have been supposed erroneously to have been Buddhists were really Jains from Gujarat."

[ Jain Teachers of Akbar by V A. Smith. ]

અર્થાત્—"સારાંશ એ છે કે-અકબરનો બૌદ્ધોની સાથે કોઇ દિવસ સમ્પર્ક થયો ન્હોતો, અને તેઓનો અકબર ઉપર કંઇ પણ પ્રભાવ ન્હોતો. ન તો ફતેપુર-સીકરીની ધર્મચર્ચાઓમાં કોઇ દિવસ બૌદ્ધમતવાળાઓએ ભાગ લીધો હતો અને ન અબ્બુલફજલની કોઇ દિવસ વિદ્વાન્ બૌદ્ધસાધુઓથી મુલાકાતજ થઇ હતી. અતએવ બૌદ્ધ-ધર્મના સંબંધમાં તેનું જ્ઞાન ઘણુંજ થોડું હતું. ધાર્મિકપરામર્શ-સભામાં ભાગ લેવાવાળા જે બે ચાર પુરૂષોનું બૌદ્ધ હોવાનું ભ્રમાત્મક અનુમાન લોકોએ કર્યું છે; તે વાસ્તવમાં ગુજરાતથી આવેલા જૈનો હતા."

આ ઉપરથી એ ચોક્કસ જણાઇ આવે છે કે-અત્યાર સુધીમાં જે જે લેખકો અને અનુવાદકો અકબરના ઉપર પ્રભાવ પાડનારાઓમાં બૌદ્ધની ગણતરી કરતા આવ્યા છે, એ તેઓની દેખીતીજ ભૂલ છે. અતએવ જ્યાં જ્યાં 'બૌદ્ધ' નો ઉલ્લેખ છે, ત્યાં ત્યાં 'જૈન' જ સમજવાના છે.

આ પ્રમાણે અકબરની સાથે જૈનસાધુઓનો અવ્યવહિત-અવિચ્છિન્ન સંબંધ વિ. સં. ૧૬૩૯ થી વિ. સં. ૧૬૫૧ સુધી રહ્યો હતો અને તે પછી પણ અકબર જીવ્યો ત્યાં સુધી, બલ્કિ, તેના મૃત્યુ બાદ, તેના પુત્ર જહાંગીરને પણ જૈનસાધુઓ અવારનવાર મળતાજ રહ્યા હતા.

# પ્રકરણ ૭ મું.

## સૂબાઓ પર પ્રભાવ.



હીરવિજયસૂરિની પ્રભાવકતા સંબંધી આપણે ગત પ્રકરણોમાં ઘણું જોઇ ગયા છીએ; તોપણ એ કહેવું અસ્થાને નહિંજ ગણાય કે-સૂરીશ્વરે અકબર બાદશાહ ઉપરજ પ્રભાવ પાડયો હતો, એમ નહિં; પરન્તુ જ્યારે ને ત્યારે જે કોઇ સૂબા કે બીજા રાજાઓના સમાગમમાં આવવાનો તેમને પ્રસંગ મળતો, તે બધાઓ ઉપર તેમના નિર્મળ ચારિત્ર-બળની અને ઉપદેશશક્તિની એવી તો અસર થતી કે જેથી તે સૂબાઓ અને રાજાઓ મુગ્ધ થયા વિના રહેતા નહિં. જો કે અકબર જેવા સમ્રાટ્ના ઉપર એટલી બધી અસર કરનારને માટે બીજા ન્હાના ન્હાના સૂબાઓને પ્રતિબોધવાની હકીકત ઉપલક દૃષ્ટિએ જોનારને વધારે મહત્ત્વની ન લાગે, એ બનવા જોગ છે; પણ લગાર ઊંડા ઉતરીને વિચાર કરનારને એ સ્હેજે જણાઇ આવશે કે-અકબરના ઉપર પ્રભાવ પાડવા કરતાં ન્હાના ન્હાના સૂબાઓ અને બીજા રાજાઓને ઉપદેશ આપવાનું કામ વધારે કઠિન હતું. અધિકારમાં મસ્ત બનેલા અને તે વખતની અરાજકતાનો લાભ લઇ પોતાને અહમિન્દ્ર સમજનારા તે સ્વચ્છંદી સૂબાઓ અને રાજાઓ શું કોઇનું પણ માન રાખે તેવા હતા કે? આપણે બીજા પ્રકરણમાં જોઇ ગયા છીએ તેમ, ન્યાય-અન્યાયની કે સત્યાસત્યની કંઇ પણ તપાસ કર્યો સિવાય અને મનુષ્યની હદનો પણ વિચાર કર્યા વિના એકદમ 'મારો' 'પકડો' નાજ હુકમો કાઢનારા તે સૂબાઓ અને રાજાઓ કોઇના પણ ઉપદેશ ઉપર ધ્યાન આપે, તેવા હતા ખરા કે? કદાપિ નહિં. તોપણ આપણા

પ્રથમ નાયક હીરવિજયસૂરિએ તેના સૂબાઓ અને રાજાઓને પણ વારંવાર ઉપદેશ આપી મહત્ત્વનાં કાર્યો કરાવ્યાં હતાં. યદ્યપિ निःस्पृहस्य तृणं जगत् એ ન્યાયથી હીરવિજયસૂરિને કોણ રાજા કે કોણ મહારાજા, કોણ શેઠ કે કોણ સાહૂકાર અને કોણ સૂબો કે કોણ સુલતાન–કોઇની પણ દરકાર ન્હોતી. તોપણ જીવોના કલ્યાણની જે ભાવના તેમના નિર્મળ અંતઃકરણમાં સ્થાપિત થઇ હતી, તેના લીધે કોઇ પણ જીવનું હિત કેમ થાય, એવા પ્રયત્નો કરવાને તેમનું મન પ્રત્યેક વખતે ઉલ્લસિત રહેતું; અને તેજ કારણથી અનેક કષ્ટો ઉઠાવીને પણ તેઓ સૂબાઓ વિગેરેના નિમંત્રણને માન આપી રાજ–દરબારોમાં જવા આવવાનું વધારે પસંદ કરતા.

આ પ્રમાણે જો કે સૂરીશ્વરે પોતાની જીવનયાત્રામાં ઘણા સૂબાઓ અને રાજાઓને પ્રતિબોધવાનું સૌભાગ્ય પ્રાપ્ત કર્યું હતું, પણ તે બધાઓનો અહિં ઉલ્લેખ ન કરતાં માત્ર થોડાજ પ્રસંગોને તપાસીશું.

## કલાખાન.[1]

વિ. સં. ૧૬૩૦ (ઇ. સ. ૧૫૭૪) ની લગભગમાં જ્યારે સૂરીશ્વરજી પાટણ પધાર્યા હતા, ત્યારે વિજયસેનસૂરિના પાટમહો-

---

૧ કલાખાનનું ખાસ નામ ખાનેકલાન મીરમુહમ્મદ હતુ. તે અતધખાનનો મ્હોટો ભાઇ થતો હતો. કામરાન અને હુમાયુનનો આ સેવક ધીરે ધીરે અકબરના રાજ્યમાં ઊંચે દરજ્જે ચઢ્યો હતો. ઘણાં બહાદુરી ભર્યાં કામો કરીને તેણે સારી ખ્યાતિ મેળવી હતી. બાદશાહે કલાખાનને ઇ. સ. ૧૫૭૨ માં ગુજરાતને ફરી જીતવા માટે આગળથી મોકલ્યો હતો. માર્ગમા શિરોહીની પાસે કોઇ રાજપૂતે કંઇ પણ દેખીતા કારણ વિના તેને ઘાયલ કર્યો હતો; પણ તેમાથી તે સાજો થયો અને ગુજરાત પર જીત મેળવ્યા પછી તે પાટણના સૂબા તરીકે નિમાયો. પાટણમા તે ઇ. સ. ૧૫૭૮ માં મરણ પામ્યો હતો. વધુ હકીકત માટે જૂઓ આઇન–ઇ–અકબરીનો બ્લોકમેનનો અંગ્રેજી અનુવાદ, ભા. ૧ લો. પે. ૩૨૨.

ત્સવ પ્રસંગે અંહિના હેમરાજ નામના જૈનમંત્રિએ ઘણું દ્રવ્ય ખરચીને અનેક શુભકાર્યો કર્યાં હતાં. આ વખતે પાટણનો સૂબો કુલાખાન હતો. આ સૂબાના જુલ્મથી પ્રજા ગણી ત્રસ્ત હતી. તેણે પ્રજાને એટલી બધી હેરાન કરી મૂકી હતી કે–જેના લીધે પ્રજાપૈકીનો એક પણ માણસ તેનું સારૂં બોલતો નહિ. સૂરીશ્વરે આ નગરમાં આવીને ઘણાં વ્યાખ્યાનો આપ્યાં. જેથી ધીરે ધીરે તેમની વિદ્વત્તાની પ્રશંસા આખા શહેરમાં થવા લાગી; ત્યાં સુધી, કે તે પ્રશંસાનો પડઘો કુલાખાનના કાન સુધી પણ પહોંચ્યો. પરિણામે કુલાખાનને એમ થયું કે 'આવા વિદ્વાન્ સાધુ કોણ આવ્યા છે કે જેની આટલી બધી પ્રશંસા થાય છે.' છેવટે તેની એ ઇચ્છા થઇ કે એ મહાત્માને મળવું જોઇએ. એ ઇચ્છાથી તેણે સૂરિજી પાસે પોતાનાં માણસો મોકલી સૂરિજીને પોતાની પાસે બોલાવ્યા. જો કે સૂરિજીના અનુયાયી વર્ગને તો આથી અસાધારણ ભય લાગ્યો હતો, પરન્તુ સૂરિજી સર્વથા નિડર હતા. કારણ કે–તેઓ એમ સમજતા હતા કે–**सत्ये नास्ति भयं क्वचित् ।**

કુલાખાન પાસે આરંભમાં કેટલીક વાતચીત થયા પછી કુલાખાને સૂરિજીને પૂછ્યું—

" મહારાજ ! સૂર્ય ઉંચો છે કે ચંદ્ર ? "

સૂરિજી–" ઉંચો ચંદ્ર છે અને તેનાથી કંઇક નીચો સૂર્ય છે."

આ વચન સાંભળી કુલાખાન કંઇક ચમક્યો અને બોલ્યો:– ' હેં, શું સૂર્યથી ચંદ્ર ઉંચો છે ? '

સૂરિજી–' હા, સૂર્યથી ચંદ્ર ઊંચો છે. '

કુલાખાન–' ત્યારે અમારે ત્યાં તો સૂર્યને ઊંચો અને ચંદ્રને તેથી નીચો બતાવેલ છે. તમે કેમ ચંદ્રને સૂર્યથી ઊંચો બતાવો છો ? '

સૂરિજી–' હું કંઇ સર્વજ્ઞ નથી, તેમ ત્યાં જઇને જોઇ આવ્યો પણ નથી. જેવી રીતે મેં મારા ગુરૂના મુખથી સાંભળ્યું છે, અને

અમારાં શાસ્ત્રોમાં વાંચ્યું છે,તેવીજ રીતે હું કહું છું. તમારાં શાસ્ત્રોમાં તેમ કહ્યું હોય, તો ભલે તમે તેમ માનો.'

આચાર્યશ્રીનું આ કથન સાંભળતાં કુલાખાન કંઇક વિચારમાં પડયો. તેને સમજાયું કે–જે વસ્તુ અગમ્ય છે, પરોક્ષ છે તેને માટે શાસ્ત્રીય મોહથી હઠ પકડીને પોતાનો કક્કો ખરો કરાવવા આગ્રહ કરવો, એ નકામો છે. તેથી તેણે સૂરિજીને કહ્યું—

'મહારાજ! આપનું કથન યથાર્થ છે. જે વસ્તુ આપણે પ્રત્યક્ષ જોઇ નથી, તેને માટે અમુક વાતની 'હા' પડાવવા માટે હઠ પકડવી, એ નકામી છે. ગુરૂજી મહારાજ! આપની સરળતાથી હું ઘણો પ્રસન્ન થયો છું. મારા લાયક કંઇ પણ કામ હોય, તો તે આપ અવશ્ય ફરમાવો.'

સૂરિજીએ અનુકંપાની દૃષ્ટિથી, તે કેદિયોને છોડી મૂકવાની સૂચના કરી–કે જેઓને દેહાન્ત દંડની સજા કરવામાં આવી હતી. સૂરિજીના કથનથી તે કેદિઓને મુક્ત કરવામાં આવ્યા અને તે ઉપરાન્ત આખા શહેરમાં એક મહીના સુધી કોઇ પણ માણસ કોઇ પણ જીવની હિંસા ન કરે, એવો પણ હુકમ બહાર પાડવામાં આવ્યો.

તે પછી કુલાખાને કરેલા સારા સત્કાર પૂર્વક સૂરિજી ઉપાશ્રયે પધાર્યા. આ તે વખતની વાત છે કે જ્યારે હીરવિજયસૂરિ અને સમ્રાટ્ અકબરને આપસમાં સંબંધ થયોજ ન્હોતો.

## ખાનખાના.[1]

અકબર બાદશાહના સમાગમમાંથી મુક્ત થઇ, સૂરિજીએ જ્યારે ગુજરાત તરફ પ્રયાણ કર્યું, ત્યારે તેઓ મેડતે પધાર્યા હતા. આ વખતે ખાનખાના, કે જે સૂરિજીની પવિત્રતા અને

૧ જૂઓ, આ પુસ્તકના પેજ ૧૧૯ ની નોટ.

વિદ્વત્તાથી પરિચિત હતો, તે મેડતામાંજ હતો. તેણે સૂરિજીને નગરમાં આવેલા જાણી પોતાની પાસે બોલાવ્યા અને સૂરિજીનું સારૂં સમ્માન કર્યું. તે પછી સૂરિજીના મુખથી ઈશ્વરનું સ્વરૂપ જાણવાની ઇચ્છા પ્રકટ કરી, અને તેણે પૂછ્યું—

'મહારાજ! ઈશ્વર અરૂપી છે કે રૂપી?'

સૂરિજી—'ઈશ્વર અરૂપી છે.'

ખાનખાના—'જો ઈશ્વર અરૂપી છે. તો પછી તેની મૂર્ત્તિ શા માટે કરવી જોઇએ?'

સૂરિજી—'મૂર્ત્તિ, એ ઈશ્વરનું સ્મરણ કરાવવામાં કારણ છે. અર્થાત્-મૂર્ત્તિને જોવાથી જેની તે મૂર્ત્તિ હોય છે, તે વ્યકિતનું સ્મરણ થાય છે. જેમ કોઇનું ચિત્ર-તસવીર દેખવાથી તે વસ્તુ યાદ આવે છે, અથવા જેમ નામ નામવાન્નું સ્મરણ કરાવે છે, તેવી રીતે મૂર્ત્તિ મૂર્ત્તિમાન્‌ને-જેની મૂર્ત્તિ હોય છે તેને-યાદ કરાવે છે. જે મનુષ્યો એમ કહે છે કે-' અમે મૂર્ત્તિને નથી માનતા ' તેઓ ખરેખર ભૂલ કરે છે. સંસારમાં ધ્યાતા, ધ્યાન અને ધ્યેય—એ ત્રિપુટીને માન્યા સિવાય કોઇને પણ ચાલતું નથી. કારણ કે-કોઇપણ વસ્તુ ઉપર મનને લગાવ્યા સિવાય ધ્યાન થઇ શકતું નથી. વળી દુનિયાના અરૂપી પદાર્થોનું જ્ઞાન આપણને મૂર્ત્તિથીજ થાય છે. આપ મને સાધુ તરીકે ઓળખો છો, એ શા ઉપરથી? મારા વેષ ઉપરથી. અર્થાત્-હું સાધુ છું, એવું જ્ઞાન થવામાં જો કોઇપણ સાધન હોય, તો તે મારો વેષજ છે. 'આ હિન્દુ છે', 'આ મુસલમાન છે' એ આપણે શા ઉપરથી જાણીએ છીએ? તેમના વેષો ઉપરથી. બસ, એનું નામજ મૂર્ત્તિ. આપણે આપણાં શાસ્ત્રોને જોઇને કહીએ છીએ કે-' આ શું છે ' 'ભગવાન્‌ની વાણી-ખુદાનાં વચનો-પૈગમ્બરની વાણી.' અરે ખુદાનાં વચનો તો બોલતાંની સાથેજ આકાશમાં ઉડી ગયાં હતાં, છતાં આ વચનો ખુદાનાં વચનો કયાંથી? ત્યારે કહેવું પડશે કે-આ ખુદાનાં વચનોની મૂર્ત્તિ છે. મતલબ કે મૂર્ત્તિ સિવાય કોઇને પણ ચાલે

તેમ નથી અને જેઓ મૂર્ત્તિને નહિ માનવાનો દાવો કરે છે, તેઓ પણ પ્રકારાન્તરે તો મૂર્ત્તિને માનેજ છે. '

આ સિવાય મૂર્ત્તિને માનવાનાં બીજાં પણ કેટલાંક પ્રમાણો સૂરિજીએ આપ્યાં. તે પછી ખાનખાનાએ પૂછ્યું:—

' મૂર્ત્તિને માનવાની જરૂર છે, લોકો માને છે, એ વાત ખરી; પણ હવે આપ એ બતાવો કે–મૂર્ત્તિની પૂજા શા માટે કરવી જોઇએ ? તે મૂર્ત્તિ આપણને શો લાભ આપી શકે તેમ હતી ? '

આનો ઉત્તર આપતાં સૂરિજીએ કહ્યું:—

" મહાનુભાવ ! જે મનુષ્યો મૂર્ત્તિની પૂજા કરે છે, તેઓ વસ્તુતઃ મૂર્ત્તિની પૂજા નથી કરતા, પરંતુ મૂર્ત્તિદ્વારા ઈશ્વરની પૂજા કરે છે. મૂર્ત્તિની પૂજા કરતી વખતે તેઓની ભાવના એવી નથી હોતી કે–હું આ પત્થરની પૂજા કરૂં છું. તેઓ એમજ સમજે છે કે અમે પરમાત્માની પૂજા કરીએ છીએ. મુસલમાનો મસજિદમાં જઇને પશ્ચિમ દિશા તરફ નિમાજ પઢે છે, તેઓ એમ નથી સમજતા કે–અમે આ ભીંત સ્હામે નિમાજ પઢીએ છીએ, પરન્તુ એમજ સમજે છે કે–પશ્ચિમ દિશા તરફ જે મક્કા શરીફ આવેલ છે, તેની તરફ અમે નિમાજ પઢીએ છીએ. જે લાકડાને ઘડીને ટેબલના રૂપમાં મૂકયું છે. તેને કોઇ લાકડું નહિ કહે, પરન્તુ ટેબલજ કહેશે. સંસારની તમામ સ્ત્રિયો એક સરખીજ હોય છે, પરન્તુ જેની સાથે વિવાહ–પાણીગ્રહણ થાય છે, તે સ્ત્રી પોતાની અર્ધાઙ્ગના કહેવાય છે. અર્થાત્ તેના પ્રત્યે સ્ત્રીત્વનોજ ભાવ રહે છે. બીજો નહિં. તેવીજ રીતે પત્થર, તે તો પત્થરજ છે, પણ જે પત્થરને ઘડીને મૂર્ત્તિરૂપે બનાવેલ છે અને મંત્રાદિથી પ્રતિષ્ઠા કરીને જેની સ્થાપના કરવામાં આવેલ છે, તે મૂર્ત્તિમાં પરમાત્માનોજ આરોપ કરવામાં આવે છે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે–મૂર્ત્તિની પૂજા કરનારાઓ પત્થરની પૂજા નથી કરતા, પરન્તુ મૂર્ત્તિદ્વારા પરમાત્માનીજ પૂજા કરે છે.

"હવે મૂર્ત્તિની પૂજા કરવાનો હેતુ એ છે કે-મૂર્ત્તિની પૂજાથી-મૂર્ત્તિનાં દર્શનથી મનુષ્ય પોતાના હૃદયને પવિત્ર કરી શકે છે. મૂર્ત્તિનાં દર્શન કરવાથી જેની તે મૂર્ત્તિ હોય છે, તે વ્યક્તિ-તે પરમાત્માના ગુણો યાદ આવે છે અને તે ગુણોને સ્મરણમાં લાવવા-તે પ્રમાણે વર્તન કરવા પ્રયત્ન કરવો, એ મ્હોટામાં મ્હોટો ધર્મ છે. મનુષ્યોને જેવા સંયોગો મળે છે, તેવુંજ તેનું હૃદય બને છે. વેશ્યાની પાસે જનાર મનુષ્યને પાપ લાગે છે, એનું કારણ શું ? શું તેને વેશ્યા પાપ આપી દે છે ? વેશ્યાને તો પાપનું જ્ઞાન પણ હોતું નથી. ત્યારે કહેવું પડશે કે-વેશ્યા પાપ નથી આપતી; પરન્તુ વેશ્યાની પાસે જવાથી તેનું અતઃકરણ મલિન-અપવિત્ર થાય છે. અને અન્તઃકરણનું મલિન થવું, એજ પાપ છે. આ પ્રમાણે જો કે-પરમાત્માની મૂર્ત્તિ આપણને કંઇ દેતી-લેતી નથી; પરન્તુ તેનાં દર્શન અને પૂજનથી આપણું અંતઃકરણ નિર્મળ - શુદ્ધ બને છે, અને અંતઃકરણનું શુદ્ધ થવું-નિર્મળ થવું એનું નામજ ધર્મ છે."

આ વિગેરે કેટલીક યુક્તિયોથી સૂરિજીએ મૂર્ત્તિ અને મૂર્ત્તિપૂજાનું પ્રતિપાદન કર્યું.

સૂરિજીના ઉપર્યુક્ત વિવેચનથી ખાનખાનાને ઘણીજ પ્રસન્નતા થઇ. તેણે સૂરિજીની બહુ તારીફ કરી અને મુક્તકંઠે કહ્યું કે-" ખરેખર, અકબર બાદશાહે આપની આટલી બધી કદર કરી છે, એ તદ્દન યથાર્થજ છે. આપના ગુણો એવી કદરને યોગ્યજ છે."

તે પછી ખાનખાનાએ કેટલીક વસ્તુઓ સ્વીકારવાનો આગ્રહ કર્યો, પરન્તુ સૂરિજીએ પોતાનો તે આચાર નથી, એ સમજાવતાં જૈનસાધુઓને પાળવાના [1]અઢાર બોલોનું વિવેચન કરી બતાવ્યું.

આ પ્રમાણે ખાનખાના ઉપર પણ સૂરિજીએ પોતાનો પ્રભાવ પાડયો હતો.

---

૧ જૈનસાધુઓને પાળવાના અઢાર બોલો આ છે—હિંસા, મૃષાવાદ ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહથી દૂર રહેવું, એ ૫; રાત્રિભોજન ન કરવુ ૧,

## મહારાવ સુરતાન.[1]

'સૂરીશ્વરજી જ્યારે વિહાર કરતા કરતા સિરોહી પધાર્યા ત્યારે ત્યાંના પ્રતાપી રાવ સુરતાન ઉપર પણ પ્રભાવ પાડ્યો હતો. રાવ સુરતાનને સૂરિજીએ પોતાના ઘણા સમાગમમાં લાવીને તેને પ્રતિબોધ કર્યો હતો અને કેટલાક કરો, કે જે પ્રજાના ઉપર જુલમ

---

પૃથ્વી, પાણી, તેજ, વાયુ, વનસ્પતિ અને ત્રસજીવોને તકલીફ આપવી નહિં, એ ૬, રાજપિંડ ગ્રહણ કરવું નહિં,–અર્થાત્ જેનો રાજ્યાભિષેક થયો હોય, એવા રાજાના ઘરનું ભોજન ગ્રહણ કરવું નહિં; ૧, કાંસા વિગેરે ધાતુનાં વાસણોમાં ભોજન કરવું નહિં ૧; પલંગ વિગેરેમાં સૂવું બેસવું નહિં ૧; ગૃહસ્થના ઘરે બેસવું નહિં. ૧; સ્નાન કરવું નહિં ૧ અને શણગાર પણ સજવો નહિં ૧. એકંદર આ અઢાર બોલો સાધુઓએ પાળવાના છે.

૧ **મહારાવ સુરતાન**, સિરોહીની ગાદી ઉપર વિ. સં. ૧૬૨૮ માં બેઠો હતો. તે વખતે તેની ઉમર માત્ર ૧૨ વર્ષની હતી. **મહારાવ** સુરતાનને ઘણી વખતે રાજપૂતો સાથે અને બાદશાહી ફોજ સાથે યુદ્ધ ખેડવું પડ્યું હતું અને તેમાં કોઇ કોઇ વખત તેને હાર ખાઇને ગાદી પણ છોડવી પડી હતી, પરન્તુ પાછળથી પોતાની વીરતાના પ્રતાપે શત્રુઓને હરાવવામાં તે સિદ્ધહસ્ત નિવડ્યો હતો. અને પાછી ગાદી મેળવી હતી. **મહારાવ સુરતાન** વીરપ્રકૃતિનો રાજા હતો. મહારાણા પ્રતાપસિંહની માફક તેને સ્વતંત્રતા પ્રિય હતી. જેના લીધે તેણે પોતાની જિંદગીનો મ્હોટો ભાગ લડાઇયોમાંજ વ્યતીત કર્યો હતો. કહેવાય છે કે–તેને એકંદર બાવન લડાઇયોમાં ઉતરવું પડ્યું હતું. જ્યારે તે આબૂના પહાડનો આશ્રય લેતો, ત્યારે ગમે તેવી શત્રુની સેનાને પણ કોઇ ચીજજ ન સમજતો. તે જેવો બહાદુર હતો, તેવો ઉદારપ્રકૃતિનો પણ હતો. તેણે ઘણાં ગામો દાનમા આપી દીધા હતાં. તેના મિલનસારી સ્વભાવના કારણે ઘણા રાજાઓની સાથે તેની મિત્રાચારી હતી.

આના સંબધી વિશેષ માહિતી મેળવવા ઇચ્છનારે **सिरोही राज्य का इतिहास** ( પંડિત ગૌરીશંકર હીરાચંદ ઓઝાકૃત ) ના પે. ૨૧૭ થી ૨૪૪ સુધીમાં જોવું

રૂપે હતા, તે દૂર કરાવ્યા હતા, તેમ અન્યાય નહિં કરવા માટે સુરતાનને નિશ્ચય કરાવ્યો હતો. આ સિવાય સૂરિજીના તપોબળથી એક મહત્ત્વનું કાર્ય આ પણ થયું હતું:—

સિરોહીના રાવ સુરતાને કંઇ પણ કારણસર નિર્દોષ સો શ્રાવકોને ગુન્હેગાર ઠરાવીને કેદમાં નાખ્યા હતા. આથી સમસ્ત સંઘમાં હાહાકાર મચી ગયો હતો. સંઘના આગેવાનો ઘણો પ્રયત્ન કરતા હતા, છતાં સુરતાન તેઓને છોડતો ન્હોતો.

પ્રસંગ એવો બન્યો કે—એક વખત સૂરિજીની સાથેના સાધુઓ બહાર ઠંડિલ ( જંગલ ) જઇ આવીને ઇરિયાવહિયા[1] કર્યા સિવાય પોતપોતાના કામે વળગી ગયા. સૂરિજીએ આ વાત ધ્યાનમાં રાખી અને સાંજે તમામ સાધુઓને આજ્ઞા કરી કે—" આવતી કાલે તમારે બધાઓએ આંબિલ[2] કરવું. કારણ કે—તમે આજે ઠંડિલ જઇ આવીને 'ઇરિયાવહિયા' કર્યા નથી." તમામ સાધુઓએ આ પ્રાયશ્ચિત્તનો સ્વીકાર કર્યો. બીજા દિવસે સૂરિજીની આજ્ઞા પ્રમાણે તમામે આંબિલની તપસ્યા કરી. સૂરિજીની સાથે બધા સાધુઓ જ્યારે આહાર કરવા બેઠા, ત્યારે માલૂમ પડ્યું કે—સૂરિજીએ પણ આજે આંબિલનીજ તપસ્યા કરી છે. સાધુઓએ સૂરિજીને પૂછ્યું કે—'આપને આજે આંબિલ શાનું ?' ત્યારે સૂરિજીએ કહ્યું—' મારૂં માતરૂં ( પેશાબને જૈનસાધુઓ માતરૂં કહે છે ) પડિલેહ્યા સિવાય પરઠવ્યું હતું.[3] આ દિવસે અકંદર એંસી આંબિલ થયાં હતાં. આ પ્રમાણે

---

૧ જૈનસાધુઓ, જ્યારે પોતાના સ્થાનથી જંગલ જઇને યા પેશાબ કરીને મકાનમાં આવે છે, ત્યારે માર્ગમાં જતાં આવતાં રાખવા જોઇતા ઉપયોગમાં થયેલી સ્ખલનાના પ્રાયશ્ચિત્તને માટે ગુરૂ સમીપે એક ક્રિયા કરે છે, જેને ઇરિયાવહિયા કહેવામાં આવે છે.

૨ આંબિલને માટે જૂઓ પૃ ૧૦૬ ની નોટ.

૩ જૈનસાધુઓ ગટર—મોરી વિગેરે સ્થાનોમાં પેશાબ કરતા નથી. તેઓ છૂટી જમીનમાં, કે જ્યાં કોઇ પ્રકારનો જીવ—જંતુ હોતો નથી, ત્યા પેશાબ કરે છે. અથવા કુંડીની અંદર પેશાબ કરીને નિર્દોષ જમીનમાં

આંબિલ કરવા-કરાવવાનો સૂરિજીનો આંતરિક ઇરાદો જુદો હતો. સૂરિજીની ઇચ્છા હતી કે-જે શ્રાવકો આફતમાં આવી પડ્યા છે, તેઓ કોઇ ઉપાયે છૂટી જાય, તો સારૂં. સૂરિજીને આંબિલની તપસ્યા ઉપર બહુ શ્રદ્ધા હતી. જ્યારે ને ત્યારે કોઇપણ મહત્ત્વનું કાર્ય કરવાની તેમની ઇચ્છા થતી, તો તેના પ્રારંભમાં તેઓ આંબિલજ કરતા. એક તરફ સૂરિજીએ આ પ્રમાણે આંબિલની તપસ્યા કરી અને બીજી તરફ સિરોહીના મહારાવ સુરતાનને મળીને કારાગારમાં બંધ કરેલા તે નિર્દોષ શ્રાવકોને છોડવા માટે ઉપદેશ કર્યો. સૂરિજીના ઉપદેશની સુરતાનના હૃદયમાં એવી અસર થઇ કે તેણે તેજ દિવસે સ્હાંજે બધાઓને મુક્ત કર્યા.

## સુલતાન હબીબુલ્લાહ.[1]

સૂરિજી એક વખત વિહાર કરતા કરતા ખંભાત પધાર્યા. અહિં હબીબુલ્લાહ નામક એક ખોજો રહેતો હતો, કે જેનો ખોરાક એક ટંકનો લગભગ એક મણ હતો અને જે શરીરે ખૂબ જાડો હતો. આ હબીબુલ્લાહે ગમે તે રીતે ધનનું બહાનું કાઢીને સૂરિજીનું ઘણું અપમાન કર્યું. તેમાં વળી સૂરિજીનો દ્વેષી મહીઓ નામનો એક ગૃહસ્થ તેને મળી ગયો; એટલે તે વધારે ફાવી ગયો. પરિણામે સૂરિજીને તેણે ગામ બહાર કાઢ્યા. આથી આખી જૈનકોમમાં ખળભળાટ મચી ગયો. સૂરિજીના આ અપમાનથી જુદા જુદા ગચ્છના જે સાધુઓ તે વખતે ખંભાતમાં હતા, તેઓ પણ ગામમાંથી નીકળી ગયા અને સૂરિજીના પક્ષમાં રહ્યા. સૂરિજીનું આ અપમાન ખરેખર અક્ષમ્ય હતું. આને માટે કંઇ પણ પ્રતીકાર કરવો જરૂરનો હતો. સ્વછંદી અને નિરંકુશી મનુષ્યોનો મદ ન ઉતારવામાં

---

છૂટોછૂટો નાંખે છે, કે જેથી જલદી સૂકાઇ જાય, દુર્ગંધ ફેલાય નહિ અને જીવોત્પત્તિ પણ ન થાય. આમ કરવામાં આવે છે, તેને '**માતરૂ પરઠવવું**' કહે છે.

૧ આને માટે જૂઓ પરિશિષ્ટ 'ક'

આવે, તો તેઓ અવારનવાર-જ્યારે ને ત્યારે ગમે તેવા મનુષ્યનું અપમાન કરવામાં આચકો ખાતા નથી. અતએવ ભવિષ્યમાં તેવા પ્રસંગો ન બનવા પામે, તેની ખાતર પણ કંઇ પ્રયત્ન કરવો જરૂરનો છે, એમ ધારી હીરવિજયસૂરિ પાસેથી વિહાર કરીને ધનવિજય નામના સાધુ એકદમ અકબર બાદશાહ પાસે ગયા. આ વખતે છઠ્ઠા પ્રકરણમાં વર્ણવેલ ભાનુચંદ્રજી ઉપાધ્યાય બાદશાહ પાસેજ હતા, તેઓ ભાનુચંદ્રજીને મળ્યા અને તમામ હકીકત જણાવી. પછી ભાનુચંદ્રજીએ બાદશાહ પાસે જઇને તમામ હકીકત નિવેદન કરી. બાદશાહે ગુસ્સામાં આવીને કહ્યું-' તેને બાંધી-જૂતાં મારીને અહિં લાવવાનો હમણાંજ હુકમ કરૂં છું.'

આ વખતે અકબર બાદશાહ પાસે ઉપર્યુક્ત હબીબુલ્લાહનો હીરાનંદ નામનો એક ગુમાસ્તો રહેતો હતો. તેણે બાદશાહને બહુ આજીજી પૂર્વક પ્રાર્થના કરી કે-' ખુદાવંદ! આપ માફ કરો. હું તેમને લખીને બધું ઠીક કરી દઉં છું.'

બાદશાહે તેનું કહેવું માન્યું નહિ અને પોતે એવો હુકમ લખી આપ્યો કે-' હીરવિજયસૂરિની બુરાઇ કરવાવાળો માર્યો જાય.'

ધનવિજયજી આ ફરમાન લઇને ગુજરાતમાં સૂરિજી પાસે આવ્યા. શ્રાવકો ઘણા ખુશી થયા. જ્યારે પેલા હબીબુલ્લાહને આ હકીકતની ખબર પડી અને શ્રાવકોદ્વારા ઉપર્યુક્ત ફરમાન વાંચ્યું, ત્યારે તો તેના પેટમાં જોરથી ખળભળાટ થવા લાગ્યો. ' હવે શું થશે? હું કેમ બચીશ?' ' અકબર બાદશાહ પણ જેને આટલું માન આપે છે, તેનું મેં અપમાન કર્યું, એ મારી કેવી દુર્બુદ્ધિ?' ઇત્યાદિ અનેક વિચારો તેને થવા લગ્યા. છેવટ તેણે ઘણા માનપૂર્વક સૂરિજીને પોતાના નગરમાં લાવવા માટે કેટલાક માણસો મોકલ્યાં. સૂરિજીના મનમાં તો કંઇ હતુંજ નહિં. માત્ર ભવિષ્યમાં જૈનસાધુઓનું આવું અપમાન ન કરે, એવી છાપ બેસાડવાની ખાત-

રજ આટલો પ્રયત્ન કરવાની જરૂર પડી હતી. સૂરિજી ખુશીની સાથે ખંભાત તરફ પધાર્યા. હબીબુલ્લાહે હાથી, ઘોડા અને ચતુરંગીસેના પૂર્વક સૂરિજીનું સ્વાગત કર્યું. તે પોતે પણ સૂરિજીની સ્હામે ગયો. સૂરિજીને દેખતાંની સાથેજ તે તેમના પગમાં પડયો અને સૂરિજીના ગુણ ગાવા લાગ્યો.

સૂરિજીના ખંભાતમાં પ્રવેશ કર્યા પછી હબીબુલ્લાહે સૂરિજી પાસે માફી માગી અને કહેવા લાગ્યો કે–' મહારાજ આપ દયાળુ પુરૂષ છો. મેં આપનું જે અપમાન કર્યું છે, તેની આપ મારા ઉપર દયા લાવીને મને માફી આપો. હું ખુદાના નામ પૂર્વક કહું છું કે–હવે કોઇ પણ દિવસ કોઇ પણ મહાત્માનું આવું અપમાન કરીશ નહિં.'

સૂરિજીએ કહ્યું–" સુલતાનજી ! જૂઓ આ ગામ આપનું છે. આપના તરફથી માણસો બોલાવવા માટે આવ્યા કે તુર્તજ હું રવાના થયો. જો મારા મનમાં આપના ઉપર કંઇ પણ દુર્ભાવ હત, તો હું આવતેજ શા માટે ? "

હબીબુલ્લાહ આથી ઘણોજ પ્રસન્ન થયો. સૂરિજીની મુખમુદ્રા અને અસલ ફકીરીનું નિરીક્ષણ કરતાંજ તેના અંતઃકરણમાં કોઇ ઓરજ પ્રકારનો ભાવ ઉત્પન્ન થયો. તેને ખાતરી થઇ કે–આવા ગુણવાન્ મહાત્માને અકબર બાદશાહ અને તમામ લોકો માન આપે, એમાં કંઇ નવાઇ નથી.

આ પછી પણ હબીબુલ્લાહ અવારનવાર સૂરિજીનો ઉપદેશ શ્રવણ કરવાને ઉપાશ્રયમાં આવતો રહ્યો. એક વખત સૂરિજીના વ્યાખ્યાન પ્રસંગે હબીબુલ્લાહ આવ્યો. આ વખતે સૂરિજી મુખ ઉપર મુહપત્તી[1] બાંધીને વ્યાખ્યાન વાંચતા હતા. આ જોઇને હબી-

---

[1] મુહપત્તીનું સંસ્કૃત નામ 'મુખવસ્ત્રિકા' છે. આ મુખવસ્ત્રિકા જૈનસાધુઓ હમેશા પોતાની પાસે હાથમા રાખે છે અને જ્યારે બોલવાનું કામ પડે છે, ત્યારે મ્હો આગળ રાખે છે. પ્રાચીન જમાનામા, કે જ્યારે કાગળોનો પ્રચાર ન્હોતો થયો અને ગ્રંથો લાંબા લાંબા તાડપત્રો

૨ જાઓ

ખુલ્લાહે સૂરિજીને પૂછ્યું–" મહારાજ ! આપે મ્હોં ઉપર કપડું કેમ બાંધ્યું છે ? "

સૂરિજીએ કહ્યું– " અત્યારે આ પુસ્તક મારા હાથમાં છે; માટે બોલતાં બોલતાં તેના ઉપર થૂંક ન પડે, એટલાની ખાતર આ કપડું બાંધવામાં આવ્યું છે. "

હબીખુલ્લાહે પુનઃ પૂછ્યું–"મહારાજ ! શું થૂંક નાપાક છે ?"

સૂરિજીએ કહ્યું–" હા, જ્યાં સુધી થૂંક મ્હોંમાં રહે છે, ત્યાં સુધી પાક છે અને મ્હોંથી બહાર નીકળતાં તે નાપાક ગણાય છે. "

સૂરિજીના આ ઉત્તરથી તે ખુશી થયો. તે પછી તેણે પ્રાર્થના કરી કે–' આપ મારા લાયક કંઇ કાર્ય હોય, તે ફરમાવો.' સૂરિજીએ કેટલાક બંદિવાનોને છોડી મૂકવાની સૂચના કરી. હબીખુલ્લાહે તે સૂચનાને માન આપ્યું અને સૂરિજીના કહેવા પ્રમાણે બંદિવાનોને મુક્ત કર્યા. તેમ આખા ગામમાં અમારી પડહ ( કોઇ જીવ ન મારે એવો ઢંઢેરો ) વગડાવ્યો.

---

ઉપર લખાયલા હતા, ત્યારે તે ગ્રંથોના પાના બન્ને હાથમા પકડીને વ્યાખ્યાન વાચવું પડતું. આમ બન્ને હાથો પુસ્તકને પકડવામાં જ્યારે રોકવા પડતા, ત્યારે તે મુખવસ્ત્રિકા સાધુઓ મુખ ઉપર બાંધતા હતા. એટલા માટે કે થૂંક પુસ્તક ઉપર ન પડે. પરન્તુ હવે એવાં લાંબા લાંબા તાડપત્રો હાથમાં રાખીને વ્યાખ્યાન વાંચવું પડતું નથી. હવે તો ખાસાં મજાનાં એકજ હાથમાં પકડી શકાય, એવાં કાગળોનાં પાનાં ઉપર ગ્રંથો છપાઇ ગયા છે; માટે આ જમાનામાં વ્યાખ્યાન વખતે તે મુખવસ્ત્રિકા મ્હોં ઉપર બાંધવાની જરૂર જણાતી નથી. એક હાથથી પાનાં પકડવામાં આવે અને એક હાથમાં મુખવસ્ત્રિકા રાખી મ્હોં ઉપર બરાબર ઉપયોગ રાખવામાં આવે, તો ચાલી શકે તેમ છે. છતાં તે જૂનો રિવાજ હજૂ પણ કોઇ કોઇ સ્થળે દૃષ્ટિગોચર થાય છે. પણ ખરી રીતે વ્યાખ્યાન વખતે મ્હોં ઉપર બાંધવાનું કારણ દૂર થયેલું હોવાથી હવે તે રિવાજને પકડી રાખવાની કંઇ જરૂર જણાતી નથી.

## આઝમખાન.[1]

વિ. સં. ૧૬૪૮ ની સાલમાં હીરવિજયસૂરિ અમદાવાદ પધાર્યા હતા. આ વખતે અમદાવાદનો સૂબો આઝમખાન, કે જે બીજીવાર નિમાયો હતો, તે હતો. આઝમખાનની સૂરિજી ઉપર બહુ શ્રદ્ધા હતી. એક વખત આઝમખાન સોરઠ ઉપર ચઢાઇ કરવાને તૈયાર થયો, તેવામાં ધનવિજયજી તેમને મળ્યા, અને કહ્યું કે-'હીરવિજયસૂરિજી મહારાજે મને આપની પાસે મોકલ્યો છે.' તેણે ઉત્સુકતા પૂર્વક પૂછ્યું-'શું સૂરિજીએ મારા લાયક કંઇ કાર્ય ફરમાવ્યું છે?' ધનવિજયજીએ કહ્યું-'હા, કાર્ય એ કે-આપ જાણો છો કે-અમારાં પવિત્ર તીર્થો-ગિરિનાર, શત્રુંજય વિગેરે બાદશાહ તરફથી અમને સુપરત થયેલાં છે, અને તે સંબંધી પરવાના પણ મળ્યા છે. પણ ખેદ છે કે-હજૂ તેનો જોઈએ તેવો અમલ થતો નથી. કેટલાંક વિઘ્નો ઉપસ્થિત થાય છે, માટે તેનો પાકો બંદોબસ્ત આપના તરફથી થવો જોઇએ.'

તેણે ધનવિજયજીને જવાબ આપ્યો કે-"સૂરિજી મહારાજને મારી સલામ સાથે જણાવશો કે-હાલ હું લડાઇના કાર્ય માટે જાઉં છું. ત્યાંથી આવ્યા પછી જરૂર આપની આજ્ઞા પ્રમાણે કરી દઇશ"

ધનવિજયજી સૂરિજી પાસે આવ્યા. આઝમખાને સોરઠ ઉપર ચઢાઇ કરી. સૌથી પહેલાં તે જામનગર ઉપર ચઢ્યો. એક તરફ આઝમખાનનું લશ્કર અને બીજી તરફ હાલા, ઝાલા અને કાઠી લોકો-એમ બન્ને લશ્કરોને આપસમાં ખૂબ યુદ્ધ થયું. આઝમખાનને સૂરિજી ઉપર બહુ શ્રદ્ધા હતી. તેને વિશ્વાસ હતો કે

---

[1] આ આઝમખાન તેજ છે કે જેને ખાને આઝમ (મ્હોટા) અથવા મિરજા અજીઝકોકાના નામથી ઓળખવામાં આવે છે. તે ઇ. સ. ૧૫૮૭ થી ઇ. સ. ૧૫૯૨ સુધી અમદાવાદના સૂબા તરીકે રહ્યો હતો. વધું હકીકત માટે જૂઓ **મીરાતે એહમદી**નો ગુજરાતી અનુવાદ, પે. ૧૭૨ થી ૧૮૫ સુધી.

'લડાઇને માટે તૈયાર થતાં જ સૂરિજીના પ્રતિનિધિ ધનવિજયજીનાં મને દર્શન થયાં હતાં, માટે મારી અવશ્ય ફતેહ થશે.' આજમખાનના લશ્કરે ખૂબ ધીરતા અને વીરતાપૂર્વક આગળ વધવા માંડયું. બનવા જોગ એવો બન્યો કે-જામનગરનો જે સતો જામ[1] આજમખાનની સ્હામે થયો હતો, તેની ઘોડી એકાએક ભડકી, આથી બીજા ઘોડેસ્વારોમાં પણ મ્હોટું ભંગાણ પડયું અને તમામને પોતાના ઘોડાઓને મૂકી દઇ છૂટા થઇ જવું પડયું. આથી આજમખાન ફાવી ગયો અને તેના લશ્કરે આગળ વધી જીત મેળવી. જો કે જામ તરફના જસા વજીરે બહુ બહાદુરી બતાવી હતી, પરંતુ આખરે તે રણમાં માર્યો ગયો અને સતા જામને નાસી જવું પડયું.

એ પ્રમાણે નવાનગરને સર કર્યા પછી આજમખાને જુનાગઢ ઉપર ચઢાઇ કરી અને ત્યાં પણ સંપૂર્ણ જીત મેળવીને પછી તે પાછો અમદાવાદ ગયો.

અમદાવાદમાં આવતાંની સાથેજ તેણે સૂરીશ્વરજીને યાદ

---

૧ સતા જામનુ ખાસ નામ હતું સતરસાલ ( શત્રુશલ્ય ). તે જામ વિભોજીના ચાર પુત્રો પૈકીનો મુખ્ય હતો. તેની પ્રસિદ્ધિ જામ સતાજીના નામથી થઇ હતી. તે ગાદીનશીન થયો, ત્યારે ગુજરાતમાં ઘણી અવ્યવસ્થા ચાલતી હતી. ઇ. સ. ૧૫૬૯ મા તેનો પિતા મરણ પામતાં તે ગાદીએ બેઠો હતો. જામ સતાજીના વખતથીજ સુલતાન મુજફ્ફરની પરવાનગીથી જામનગરના જામો કોરિયો પાડવા લાગ્યા હતા. આ જામના વજીરનું નામ જસો વજીર કહેવામા આવ્યું છે, તેનું પૂરૂં નામ હતું વજીર જસા લાધક. તેણે અને જામના પુત્ર કુંવર અજાજીએ બહાદુરી પૂર્વક આઝમખાનની સાથે યુદ્ધ કર્યું હતું; પરન્તુ આખરે બન્ને લડાઇમાં ખપી ગયા હતા. આઝમખાન અને જામ સતાજીની આ લડાઇનું વિશેષ વૃત્તાન્ત જાણવું હોય, તેણે અકબરનામા-ત્રીજો ભાગ-બેવરિજનો અંગરેજી અનુવાદ, પે. ૯૦૨; કાઠીયાવાડ સર્વસંગ્રહ ( ગુજરાતી ભાષાન્તર ) પે. ૪૫૪-૪૫૫, મિરાતે એહમદી ( ગુજરાતી અનુવાદ ) પે. ૧૭૭ અને મીરાતે સિકંદરી (ગુજરાતી અનુવાદ) પે. ૪૬૯ વિગેરેમાં જોવું.

કર્યો. સૂરીશ્વરજી, સોમવિજયજી અને ધનવિજયજીને સાથે લઈ આજમખાનના મહેલમાં પધાર્યા.મહેલમાં પધારતાંજ આજમખાને સૂરિજીનો સત્કાર કર્યો, તદનન્તર કેટલીક વાતચીત થયા પછી આજમખાને કહ્યું—

"મહારાજ! આપના પવિત્ર નામથી હું ઘણા વખતથી પરિચિત હતો અને આપના તે શુભનામનું સ્મરણ કરવાથીજ મારા કાર્યમાં મને ફત્તેહ મળી છે. હું આપના દર્શન કરવાને ઘણા લાંબા વખતથી ઉત્સુક હતો; બલ્કિ ખરી વાત તો એજ છે કે- આપે અકબર બાદશાહને પ્રસન્ન કર્યા, ત્યારથીજ આપને મળવાની મારી ચાહના હતી. મારી તે ચાહના આજે સફળ થઈ છે, એથી મારા આત્માને હું ભાગ્યશાળી સમજુ છું."

આ પ્રમાણે વિવેક બતાવ્યા પછી તેણે કહ્યું-"મહારાજ! આપ કયા પૈગમ્બરના કાઢેલા ધર્મ પ્રમાણે ચાલો છો?"

સૂરિજી—"મહાવીર સ્વામી."

આજમખાન—"મહાવીરસ્વામીને થયે કેટલાં વર્ષ થયાં?"

સૂરિજી—"લગભગ બે હજાર વર્ષ."

આજમખાન—"ત્યારે તો આપનો ધર્મ બહુ પુરાણો ન કહી શકાય?"

સૂરિજી—"હું જે મહાવીરસ્વામીનું નામ લઉં છું તે તો ચોવીશમા પૈગમ્બર છે, તેમની પહેલાં પણ તેવીસ પૈગમ્બરો થઈ ગયા છે. અમે મહાવીરસ્વામીના સાધુ કહેવાઈએ છીએ. કારણ કે-તેમણે જે માર્ગ બતાવ્યો છે તેજ માર્ગમાં અમે ચાલવા-વાળા છીએ."

આજમખાન—"તો શું આપના પહેલા અને છેલ્લા પૈગ-મ્બરમાં કંઈ ફર્ક છે?"

સૂરિજી-"પહેલાં પૈગમ્બરનું નામ છે-ઋષભદેવ, તેમનું શરીર

પાંચસો ધનુષ્ય પ્રમાણનું હતું. તે પછી બીજા ત્રીજા વિગેરે જે જે પૈગમ્બરો થયા, તેમનું શરીરપ્રમાણ ન્હાનું ન્હાનું હતું. તેમનાં વસ્ત્રો અને લક્ષણોમાં પણ ફર્ક છે. ઋષભદેવ ભગવાને સફેદ વસ્ત્રો બતાવ્યાં, અને તે પણ પ્રમાણ-માપવાળાં. વ્રતો પાંચ કહ્યાં-અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ. આવી રીતે પહેલા અને છેલ્લા તીર્થંકરના સાધુઓનો આચાર તો લગભગ એક સરખોજ છે, પરન્તુ વચલા બાવીસ તીર્થંકરોના સાધુઓના આચારમાં કંઇક ફર્ક છે. બાવીસ તીર્થંકરોએ પાંચ વર્ણનાં વસ્ત્રો કહ્યાં અને તે પણ પ્રમાણ વિનાનાં. તેમણે વ્રતો ચાર કહ્યાં. અર્થાત્ બ્રહ્મચર્ય અને અપરિગ્રહ-એ બન્નેનો એકમાંજ સમાવેશ કર્યો. આ પ્રમાણે ભેદ હોવામાં બીજું કંઇ પણ કારણ નથી. તેનું માત્ર એકજ કારણ છે. અને તે એજ કે-બાવીસ તીર્થંકરના વખતના મનુષ્યો સરળપ્રકૃતિના અને સમજૂ હતા, એટલે તેઓ થોડામાં ઘણું સમજી શકતા હતા. જ્યારે આ કાળના મનુષ્યો વક્ર અને જડ કહેવાય છે. અતએવ જેટલો આચાર કહેવામાં આવ્યો છે, એટલો પણ પાળી શકતા નથી. ધ્યાનમાં રાખવું જોઇએ કે-આચારમાં આટલો ભેદ હોવા છતાં ચોવીસ તીર્થંકરોએ પ્રકાશિત કરેલા સિદ્ધાન્તમાં કંઇ પણ ફર્ક નથી. પૂર્વ પૂર્વ તીર્થંકરોએ જેવા જેવા સિદ્ધાન્તો પ્રકાશિત કર્યા છે, તેવાજ ઉત્તરોત્તર તીર્થંકરો પ્રકાશિત કરતા આવ્યા છે. પહેલા ઋષભદેવ તીર્થંકરને થયે અસંખ્ય કાળ થઇ ગયો છે અને છેલ્લા મહાવીર સ્વામીને થયે લગભગ બે હજાર વર્ષ થયાં છે. બસ, તેમના કહેલા માર્ગમાં અમે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવાનુસાર ચાલીએ છીએ."

આ સાંભળી આજમખાન બહુ ખુશી થયો. તે પછી તેણે પૂછ્યું-" આપને સાધુ થયે કેટલાં વર્ષ થયાં ?"

સૂરિજી—" બાવન વર્ષ."

આજમખાન—" આપે આટલાં વર્ષોમાં કંઇ ચમત્કાર પ્રાપ્ત કર્યો કે નહિં ? અથવા ખુદાથી કોઇ વખત ભેટ થઇ કે નહિં ?"

સૂરિજી—“ ખાનસાહેબ ! સંસારમાં ખુદા આવી શકતોજ નથી, તો પછી તેની ભેટ થાયજ ક્યાંથી ? વળી દેશ, માલ, ઘર, સ્ત્રી વિગેરે સમસ્ત વસ્તુઓને છોડીને અમે સાધુ થયા છીએ, પછી અમારે એવા ચમત્કારો કરીને જગત્‌ને ચમત્કૃત કરવાની જરૂરજ શી છે ? અમને નથી પૈસાની ઇચ્છા કે નથી રાજ્યપ્રાપ્તિનો લોભ. બેશક, એ વાત ખરી છે કે–એવી ચમત્કારિક વિદ્યાઓ સંસારમાં અવશ્ય મોજૂદ છે, પરન્તુ તેના કરવાવાળા નિઃસ્પૃહી અને ત્યાગી મહાત્માઓ સંસારમાં બહુજ થોડા છે. તે કાલિકાચાર્ય હવે ક્યાં છે કે–જેમણે ઈંટનું સોનું બનાવ્યું હતું ? હવે તે સનત્કુમાર ક્યાં છે કે–જેના થૂંક માત્રથી શરીરના રોગો ચાલ્યા જતા હતા ? આવી આવી અનેક વિદ્યાઓને ધારણ કરનારા મહાત્માઓ વિદ્યમાન હતા, પરન્તુ તેમણે એમ સમજીને પાછલી સંતતિને એ વિદ્યાઓ ન આપી, કે–આ લોકો આ વિદ્યાઓથી ગર્વિત થઇને પોતાનું સાધુપણું પણ છોડી દેશે. પહેલાંના જે સાધુઓ હતા, તે તો તેમની વિદ્યાઓનો દુરૂપયોગ ન્હોતા કરતા. જ્યારે કંઇ ધર્મનું કાર્ય આવી પડતું અને ખાસ જરૂર જણાતી, ત્યારેજ તેઓ તેનો ઉપયોગ કરતા. ખરી વાત તો એ છે કે–અત્યારે પણ સાધુ, પોતાના ચારિત્રનું નિર્મળ રીતે પાલન કરે અને પોતાના સાધુધર્મમાં બરાબર દૃઢ રહે, તો તે પણ ધાર્યું કામ અવશ્ય પાર પાડવાને સમર્થ થઇ શકે છે. ચારિત્રનો પ્રભાવજ એવો છે કે–વગર વચન કાઢે પણ હજારો મનુષ્યોના ઉપર વિજળીની માફક અસર કરી શકાય છે. ચારિત્રના પ્રભાવથીજ, સાધુની સ્હામે આવનારાં જાતિવૈરવાળાં પ્રાણિયો પણ પોતાના વૈરને ભૂલી જાય છે. પરંતુ એટલું નિર્મળ ચારિત્ર હોવું જોઇએ. એવા નિર્મળ ચારિત્રવાળાની પાસે મંત્ર–તંત્રાદિ ન હોય, તો પણ ચાલી શકે છે. પોતાના નિર્મળ ચારિત્રથીજ બધું કાર્ય સિદ્ધ થઇ શકે છે. અમે અત્યારે જે ખુદાની બંદગી કરીએ છીએ, અને સાધુધર્મ પાળીએ છીએ, તે એટલા માટે કે ધીરે ધીરે કાળાન્તરે અમે પણ ખુદા થઇ શકીએ. ”

સૂરિજીનું ઉપર્યુક્ત કથન ધ્યાનપૂર્વક સાંભળ્યા પછી આજમખાને એક હાસ્યજનક કથા સંભળાવી. તેણે કહ્યું—

" આપને યદિ ખોટું ન લાગે, તો હું એક વાત કહું. હિંદુ લોકો ખુદાને કદિ પણ પ્રાપ્ત કરી શકતા નથી. મુસલમાનોજ પ્રાપ્ત કરી શકે છે. જૂઓ—એક વખત એવું બન્યું કે—હિંદુ અને મુસલમાન બન્નેને આપસમાં ઝઘડો થયો. હિંદુઓ કહેવા લાગ્યા કે ખુદા પાસે અમે જઇ શકીએ છીએ. મુસલમાનો કહે કે અમે. આ ઝઘડામાં એ નિશ્ચય થયો કે—બન્ને પક્ષના એક એક માણસને ત્યાં મોકલવામાં આવે તેમાંથી જે પક્ષનો માણસ ત્યાં જઇને આવે, તે પક્ષ ખુદાની નજદીક છે, એમ માનવું. બસ, હિંદુઓમાંથી એક વિદ્વાન્ માણસ ત્યાં જવાને તૈયાર થયો; તે પોતાનું શરીર છોડીને ખુદાની પાસે જવા રવાના થયો. પરન્તુ આગળ જતાં રસ્તામાં મ્હોટું જંગલ આવ્યું. તે જંગલને ઉલ્લંઘીને આગળ જઇ શકયો નહિં, અને પાછો આવ્યો. લોકોએ પૂછયું—' ખુદાની પાસે જઈ આવ્યા ? ' તેણે કહ્યું—' હા, જઇ આવ્યા. ' ફરી પૂછયું—' ખુદા કેવો છે ? ' જવાબ આપ્યો—' ઘણોજ સુંદર. ' પરન્તુ તેણે કંઇ નિશાની આપી નહિં, તેથી તેનું જૂઠાપણું જાહેર થઇ ગયું.

" તે પછી એક મુસલમાન પોતાની કાયાને છોડીને ખુદાની પાસે ગયો. આગળ જતાં તેણે દાડમ, બદામ, દ્રાક્ષા, અખોડ, ચંપો, આંબા, જાંબૂ અને લીંબૂ વિગેરેનાં ઝાડો જોયાં. સોનાનાં મકાનો દેખ્યાં. મીઠા ટોપરા જેવાં પાણી પીધાં. વળી આગળ ચાલ્યો એટલે તેણે હીરા—માણેક—મોતીથી જડેલા સોનાના સિંહાસન ઉપર બેઠેલ ખુદાને જોયા. ખુદાની પાસે અનેક ફિરસ્તાઓની ઉભેલી ફોજ જોઇ; ખુદાને નમસ્કાર કરીને તે ઝટ પાછો વળ્યો. માર્ગમાં આવતાં ખુદાની પાસે જઇને આવ્યો છે, એના ખાતરી કરાવવાને માટે તે મરચાંની એક લૂંબ બગલમાં મારતો આવ્યો. આથી સિદ્ધ થાય છે કે—મુસલમાન સિવાય બીજું કોઇ ખુદાની પાસે જઇ શકતું નથી. "

આજમખાનની આ કથા સાંભળીને સૂરિજીને અને તેમની સાથેના બીજા સાધુઓને તો હસવુંજ આવ્યું. તેમનું આ હાસ્ય જોઇને આજમખાને પૂછ્યું–" મહારાજ ! આપ હસો છો કેમ ? કંઇ કારણ તો કહો. "

સૂરિજીએ કહ્યું–" આપે કહેલી કથા ઉપર અમને હસવું આવે છે. જેનામાં કંઇ પણ સમજવાની શક્તિ છે, તે માણસ આપની આ કથાને સત્ય માને ખરો ? મનુષ્ય પોતાના શરીરને અહિં મૂકીને ખુદાની પાસે જાય, રસ્તામાં જંગલ હોવાના લીધે તેને પાછું આવવું પડે; અથવા ખુદાની પાસે પહોંચે, તે ખુદાને સિંહાસન ઉપર બેઠેલો જૂએ, રસ્તામાંથી મરચાંની લૂંબ બગલમાં મારતો આવે, આ બધું હવામાં કિલ્લો બાંધવા જેવું શું આપને નથી લાગતું ? શું ખુદા શરીરવાળો છે કે–જે સોનાના સિંહાસન ઉપર ચઢી બેઠો હતો ? વળી અહિંથી જવાવાળો મુસલમાન શરીર તો અહિં મૂકી ગયો હતો, તો પછી તેની પાસે બગલજ ક્યાં હતી, કે જેમાં મરચાંની લૂંબ લેતો આવ્યો ? "

આજમખાન તો ખડખડ હસીજ પડયો. તેને ચોખ્ખું જણાયું કે–આ તો મેં હવામાંજ કિલ્લો બાંધ્યો. પછી તે સૂરિજીની ઘણી પ્રશંસા કરવા લાગ્યો અને છેવટે તેણે એ પ્રાર્થના કરી કે–, મારા લાયક કંઇ પણ કામ હોય, તે આપ ફરમાવો. '

સૂરિજીએ, જગડુશાહ નામનો એક શ્રાવક કેદમાં પડયો હતો, તેને છોડી મૂકવા માટે કહ્યું. આજમખાને તુર્તજ તે વાત ધ્યાનમાં લીધી અને જગડુશાહને છોડી મૂકયો, તેમ એક લાખ રૂપિયાનો જે દંડ ઠરાવ્યો હતો, તે પણ માફ કર્યો.

તે પછી ઘણી ધામધુમ પૂર્વક આજમખાને સૂરિજીને ઉપાશ્રયે પહોંચાડયા. જગડુશાહના છૂટા થવાથી અને સૂરિજીનો આજમખાન ઉપર પ્રભાવ પડવાથી અમદાવાદના સમસ્ત શ્રાવકોમાં આનંદ

આનંદ ફેલાઇ ગયો અને તેની ખુશાલીમાં શ્રાવકોએ ઘણું દ્રવ્ય ખરચી મ્હોટો ઉત્સવ કર્યો.

આજમખાનની શ્રદ્ધા સૂરિજી ઉપર બહુ જામી હતી. જ્યારે જ્યારે પ્રસંગ મળતો, ત્યારે ત્યારે તે સૂરિજીનાં દર્શન કરવા જતો અને સૂરિજીની વાણી શ્રવણ કરતો.

કહેવાય છે કે–જ્યારે સૂરિજીએ વિ. સં. ૧૬૫૧ મા ઊનામાં પહેલું ચોમાસુ કર્યું હતું, ત્યારે પણ આજમખાન હજથી[1] (મક્કાથી) પાછા વળતાં સૂરિજીના દર્શનાર્થ આવ્યો હતો. તે વખતે તેણે સાતસો રૂપિયા સૂરિજીને ભેટ કર્યા હતા, પરન્તુ સૂરિજીએ સમજાવ્યું હતું કે–' અમે કંચન અને કામિનીના સર્વથા ત્યાગી છીએ. માટે આ રૂપિઆ અમારાથી લઇ શકાય નહિં.' આજમખાને તે રૂપિઆ બીજા સન્માર્ગે વાપરી દીધા હતા. આજમખાને અહિં પણ સૂરિજીનો ઉપદેશ શ્રવણ કર્યો હતો અને તેથી તેને બહુ આનંદ થયો હતો.

## કાસિમખાન.[2]

વિ. સં. ૧૬૪૯ ની સાલમાં સૂરિજી પાટણ પધાર્યા હતા. આ વખતે અહિંનો સૂબો કાસિમખાન હતો.

---

૧ જુનાગઢની ફતેહ મેળવ્યા પછી થોડાજ વખતસા એટલે વિ. સં. ૧૬૫૦ માં આજમખાન, કુટુંબ પરિવાર, દાસ દાસિયો અને સો નોકરો કરતાં વધારે માણસોને લઇ, સરકારી હોદ્દો અને અમીરીનો ત્યાગ કરી મક્કા જવાના ઇરાદાથી રવાના થયો હતો. મક્કાથી પાછા વળતાં સૂરિજીને તે વિ. સ. ૧૬૫૧ માં મળેલ છે, તે ઉપરથી સમજાય છે કે–તે મક્કામાં લગભગ એક વર્ષ રહ્યો હતો. વધુ માટે, જૂઓ આઇન–ઇ–અકબરીનો બ્લૉકમેનનો અંગરેજી અનુવાદ, પે. ૩૨૫ થા ૩૨૮ સુધી.

૨ કાસિમખાન, એ કુંદલિવાલબાગ્હના ખાન સૈયદ મુહમ્મદનો

આ વખતે તેજસાગર અને સામલસાગર નામના બે સાધુ-ઓને કંઇ પણ કારણથી સમુદાય બહારની શિક્ષા કરવામાં આવી હતી. આથી તે બન્ને સાધુઓ ગુસ્સે થઇને કાસિમખાનને મળ્યા. આ વખતે કાસિમખાનના શરીરમાં કંઇક રોગ થયો હતો. તે રોગ આ બન્ને સાધુઓએ દવા કરીને મટાડયો. આથી કાસિમખાનની તે સાધુઓ ઉપર કંઇક પ્રસન્નતા થઇ અને તેથી તેણે કહ્યું-" જો તમારી અમારા ઉપર પ્રસન્નતા હો, તો હીરવિજયસૂરિને સમજા-વીને અમને સમુદાયમાં લેવડાવો."

કાસિમખાને ઝટ હીરવિજયસૂરિને પોતાની પાસે બોલાવ્યા. જો કે-એણે તો એમજ ધાર્યું હતું કે-હીરવિજયસૂરિને દબાવીને આ બન્ને સાધુઓને સમુદાયમાં લેવડાવવા, પરન્તુ હીરવિજયસૂરિને દેખતાંજ-તેમની ભવ્યાકૃતિ અને ચારિત્રની છાપ તેના ઉપર એવી તો પડી કે-તેના બધા વિચારો લય પામી ગયા. સુતરાં, જે નિમિત્તે સૂરિજીને પોતાની પાસે બોલાવ્યા હતા, તે નિમિત્ત તો તેણે દબાવીજ દીધું અને સારો સત્કાર કરવા પૂર્વક પ્રેમથી વાતો કરવા લાગ્યો. પ્રસંગોપાત્ત સૂરિજીએ કાસિમખાનને જીવહિંસા છોડવા માટે ઉપદેશ કર્યો, ત્યારે કાસિમખાને કહ્યું

" સંસારમાં જીવ, જીવનું ભક્ષણ છે. એવો કયો મનુષ્યછે કે-જે જીવોનું ભક્ષણ ન કરતો હોય ? લોકો અનાજ ખાય છે, તે શું છે? તેમાં પણ જીવ છે. એ લોકો અનાજના ઘણા જીવોનું ભક્ષણ

પુત્ર થતો હતો. તે પહેલાં ખાનઆલમના હાથ નીચે નોકર રહ્યો હતો. તેણે મુહમ્મદ હુસેન મિરઝાં કે જે મુહમ્મદ અજીઝ કોકાથી હાર પામી દક્ષિણમાં નાશી ગયો હતો, તેની પૂઠ પકડવામાં બહાદુરી બતાવી હતી. ધીરે ધીરે તે આગળ વધતાં ગુજરાતના સૂબા તરીકે નિમાયો હતો. ઇ. સ. ૧૫૯૮ માં તે ગુજર્યો હતો. મર્યો તે વખતે તે પંદરસો સેનાનો નાયક હતો. વધુ માટે જૂઓ. આઇન-ઇ-અકબરી બ્લૉકમેનનો અંગ્રેજી અનુવાદ, પે. ૪૧૯.

કરે છે, ત્યારે તેના કરતાં એક જીવનું ભક્ષણ કરીને ઘણા જીવોનું પોષણ થાય, એ શું ખોટું છે?"

સૂરિજીએ કહ્યું—"સાંભળો ખાનસાહેબ! ખુદાએ સમસ્ત જીવો ઉપર મહેર રાખવાનું ફરમાવ્યું છે. એ વાતને તો આપ પણ સ્વીકાર કરશો. હવે બની શકે તો—સમસ્ત જીવો ઉપર રહેમ—દયા રાખીને તેના ભક્ષણથી દૂર રહેવું, એ તો સૌથી શ્રેષ્ઠ માર્ગ છે, પરન્તુ એમ કરવું મનુષ્યજાતિને માટે અશકય છે. કારણ કે—પેટ ભરવાની દરેકને જરૂરત રહેલી છે. હવે પેટનું પોષણ કેવી રીતે કરવું? એજ માત્ર વિચારવાનું રહે છે.

"સંસારમાં જીવો બે પ્રકારના જોવાય છે. **સ્થાવર** અને **ત્રસ.** જે જીવો પોતાની મેળે હાલી—ચાલી શકતા નથી, તે **સ્થાવર** જીવો છે. જેવા કે—પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને વનસ્પતિના જીવો. અનાજના જીવો એ સ્થાવર જીવો છે અને જે જીવો પોતાની મેળે હાલી—ચાલી શકે છે, તે **ત્રસ** જીવો છે. નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવલોકના જીવો ત્રસ કહેવાય છે. **સ્થાવર** જીવોને માત્ર એકજ ઇંદ્રિય હોય છે, જ્યારે ત્રસ જીવો બે, ત્રણ ચાર અને પાંચ ઇંદ્રિયોવાળા હોય છે. એકેન્દ્રિય કરતાં બે ઇન્દ્રિયવાળા જીવોનું પુણ્ય વધારે. બેઇંદ્રિય કરતાં તેઇંદ્રિય, તેઇંદ્રિય કરતાં ચઉરિન્દ્રિય અને ચઉરિન્દ્રિય કરતાં પંચેન્દ્રિય જીવોનું પુણ્ય વધારે. જો એ પ્રમાણે પુણ્યમાં ન્યૂનાધિકતા ન હોય, તો એક પછી એક વધારે ઇંન્દ્રિયોની પ્રાપ્તિજ કેમ થાય? પાંચ ઇંદ્રિયોવાળા જીવોમાં પણ પશુ—મનુષ્ય વિગેરે છે. તેમાં પશુઓ કરતાં મનુષ્યોનું પુણ્ય વધારે. મનુષ્યોમાં પણ પુણ્યપ્રકૃતિ ન્યૂનાધિક જોવામાં આવે છે. કોઇ ગરીબ છે, તો કોઇ રાજા છે; કોઇ ગૃહસ્થ છે, તો કોઇ સાધુ છે. આ બધી પુણ્યનીજ લીલા છે. હવે હું પુછું છું કે—જે મનુષ્યો અનાજના જીવોને અને પશુઓના જીવોને સરખા ગણીને પશુઓનું માંસ ખાયછે, તેઓ શા માટે મનુષ્યોનું માંસ ખાતા નથી? કારણકે—તેમના મન્તવ્ય પ્રમાણે તો અનાજ

પશુ અને મનુષ્ય-બધાઓના જીવો એક સરખાજ છે. પણ નહિં; કહેવું પડશે કે તમામ જીવોના પુણ્યમાં ન્યૂનાધિકતા રહેલી છે. અને જે જીવોનું પુણ્ય ઓછું તે જીવોની હિંસાનું પાપ પણ ઓછું. સુતરાં, એ સિદ્ધ થાય છે કે-જ્યાં સુધી થોડા પુણ્ય વાળા જીવોથી ચાલતું હોય, ત્યાં સુધી વધારે પુણ્યવાળાથી કામ લેવું એ ગેરવ્યાજબી છે અને એ હિસાબે જ્યારે અનાજથી આપણું કામ ચાલે છે, તો પછી તેથી વધારે ઇંદ્રિયોવાળા ત્રસ જીવોનો સંહાર શા માટે કરવો જોઇએ ? વળી જેઓ માંસાહરી છે, તેઓના અંતઃકરણમાં ખુદાએ ફરમાવેલી મહેર-દયા રહેતી નથી, એ વાત ચોક્કસ છે."

સૂરિજીના આ વક્તવ્યથી કાસિમખાન બહુ ખુશી થયો. તેના અંતઃકરણમાં દયાની લાગણી જાગૃત થઇ અને એ પ્રસન્નતાના પરિણામે તેણે કંઇ પણ કાર્ય બતાવવા માટે જ્યારે સૂરિજીને નમ્ર વિનતિ કરી, ત્યારે સૂરિજીએ, જે જે બકરા, પાડા, પક્ષિઓ અને બંદિવાનોને પૂરી રાખવામાં આવ્યા હતા, તેઓને મુક્ત કરવા માટે સૂચના કરી. આ સૂચનાને માન આપી તેણે તે બધાંઓને છોડી મૂક્યાં.

હવે કાસિમખાને સૂરિજીની આ કાર્યદ્વારા પ્રસન્નતા મેળવી એક વાતની માગણી કરી. તણે કહ્યું—

"આપના જે બે શિષ્યોને આપે ગચ્છ બહાર કર્યા છે, તેમને આપ ગચ્છમાં પાછા લેશો, તો મને બહુ આનંદ થશે."

સૂરિજીએ કહ્યું—"સૈયદ સાહેબ ! આપ વિચાર કરી શકો છો કે-અમે મનુષ્યોને તેમના કલ્યાણને માટે સાધુ બનાવવાનો કેટલો બધો પ્રયત્ન કરીએ છીએ, અને એક જીવ સંસારથી બહાર નીકળી સાધુ થાય છે, તો પારાવાર આનંદ થાય છે; ત્યારે આવા થએલા સાધુઓને અમે વિના કારણે અલગ કરી દઇએ, એ કોઇ દિવસ પણ સંભવી શકે ખરૂં ? પણ શું કરવું ? તેઓ કોઇનું કહ્યું માનતા નથી અને સ્વતંત્ર રહે છે, માટેજ મારે તેમ કરવું પડયું

છે. તેમ છતાં જ્યારે આપનો અનુરોધ છે, તો ભલે હું તેઓને ગચ્છમાં લઇ લઉં છું, આપ તેઓને બોલાવીને એટલું સમજાવો કે-તેઓ મારી આજ્ઞા પ્રમાણે વર્તાવ કરે. ”

કાસિમખાને ઝટ તે બન્ને-તેજસાગર અને સામલસાગરને પોતાની પાસે બોલાવી કહ્યું કે-'હીરવિજય સૂરિ કહે, તે પ્રમાણે તમારે વર્ત્તાવ કરવો.'

એ પ્રમાણે ભલામણ કરીને તે બન્ને સાધુઓ સૂરિજીને સોંપવામાં આવ્યા. તે પછી વાજતે ગાજતે સૂરિજી ઉપાશ્રયે પધાર્યા.

## સુલતાન મુરાદ.[1]

વિ. સં. ૧૯૫૦ ની સાલમાં સૂરિજી પાટણથી નીકળેલા એક મ્હોટા સંઘની સાથે સિદ્ધાચલની યાત્રાએ પધારતા હતા. અનુક્રમે આ સંઘ જ્યારે અમદાવાદ આવ્યો, ત્યારે ત્યાંના સુલતાન મુરાદે સૂરિજીનો અને સંઘનો ઘણોજ સત્કાર કર્યો. તેણે ઉત્તમોઉત્તમ રત્નો મૂકીને સૂરિજીની પૂજા કરી અને સંઘની પણ સારી સેવા કરી.

આ વખતે સુલતાને સૂરિજીના મુખથી વાણી સાંભળવાની જિજ્ઞાસા પ્રકટ કરી. આથી સૂરિજીએ તેને ઘણો ધર્મોપદેશ સંભળાવ્યો. સૂરિજીએ આ પ્રસંગે હિંસાનો ત્યાગ, સત્યનું આચરણ, પરસ્ત્રીનો ત્યાગ, અનીતિ-અન્યાયથી દૂર રહેવું, તેમ ભાંગ, અફીણ, તાડી અને દારૂ વિગેરેનાં વ્યસનોથી બચવાનો ખૂબ ઉપદેશ આપ્યો. અને તેથીજ તેણે સૂરિજીના ઉપદેશને માન આપી તે દિવસે આખા શહેરમાં કોઇ માણસ જીવહિંસા ન કરે, એવો અમારીપટહ વગ-

---

૧ અમદાવાદનો સૂબેદાર આઝમખાન જ્યારે જુનાગઢની જીત મેળવ્યા પછી મક્કાની યાત્રાએ ગયો, ત્યારે તેના સ્થાનમા બાદશાહ અકબરે પોતાના પુત્ર સુલતાન મુરાદની નિમણુક કરી હતી. આના સંબંધમાં વિશેષ હકીકત જોવી હોય, તેણે મીરાતે અહમદીનો ગુજરાતી અનુવાદ પે. ૧૯૬ માં જોવું.

કાઢ્યો હતો. તેમ જ્યારે સૂરિજીએ વિહાર કર્યો, ત્યારે સરકારી બે મેવાડા સૂરિજીની સેવામાં મોકલ્યા હતા.

આ ઉપરાન્ત સૂરિજીએ પોતાના ભ્રમણ દરમીયાન બીજા પણ ઘણા સુલતાનો અને સૂબાઓને ઉપદેશ આપી જીવદયા વિગેરેનાં કાર્યો કરાવ્યાં હતાં.

---

## પ્રકરણ ૮ મું.

### દીક્ષાદાન.



જમાનો જમાનાનું કામ કર્યાજ કરે છે. કુદરતના કાયદાની સ્હામે યુદ્ધ કરવાને કોઇ પણ મનુષ્ય સમર્થ થઇ શકે નહિં. જમાનાને અનુકૂળ કુદરતી રીતેજ દરેક પ્રવૃત્તિઓમાં પરિવર્ત્તનો થયાજ કરે છે. ભારતવર્ષની પ્રાચીન વિભૂતિનો પ્રત્યક્ષ પુરાવો આપી રહેલાં આબુ, ગિરિનાર, તારંગા, પાલીતાણા અને રાણપુર વિગેરે અનેકાનેક સ્થાનોમાં ગગનસ્પર્શી અદ્વિતીય મંદિરોનું અવલોકન કરનારાઓને ( કેટલાકોને ) અત્યારે સ્હેજે એ કલ્પના ઉદ્ભવે છે કે–" તે જમાનાના લક્ષ્મીપુત્રો કેવા કે–જેમણે પોતાની અખૂટ લક્ષ્મીનો વ્યય આવાં મંદિરો બનાવવામાં કર્યો ? શું તેઓને બોર્ડિંગો, બાળાશ્રમો, વિશ્વવિદ્યાલયો, અનાથાશ્રમો અને પાઠશાળાઓ વિગેરે સ્થાપવાનું ન સૂઝયું ? "

પરન્તુ આવી કલ્પના કરનારાઓ જરા સંસારની પરિવર્ત્તનશીલતાનું અવલોકન કરે, તો તેઓને પોતાની કલ્પનાનું સમાધાન

રહેજે થઇ જાય તેમ છે. કોઇ પણ જમાનો હમેશાંને માટે એક સરખી પ્રવૃત્તિવાળો રહ્યોજ નથી. જે જમાનામાં જેવાં કાર્યોની આવશ્યકતા જણાય છે, તે જમાનામાં કુદરતી રીતે મનુષ્યોની બુદ્ધિઓનું વાતાવરણ તેવા પ્રકારનું થાય છે. કોઇ જમાનો એવો આવે છે કે–જે વખતે દર્શનનો ઉદયકાળ હોય છે. તે વખતે ઠેકાણે ઠેકાણે મંદિરો બનાવવા તરફ, પ્રતિષ્ઠાઓ કરાવવા તરફ, સંઘો કાઢવા તરફ અને મ્હોટા મ્હોટા ઉત્સવો કરવા તરફ પ્રધાનતયા લોકોની પ્રવૃત્તિ રહે છે. કોઇ જમાનો જ્ઞાનના ઉદયકાળનો હોય છે; તે વખતે ઠેકાણે ઠેકાણે પાઠશાળાઓ, વિશ્વવિદ્યાલયો અને પુસ્તકાલયો વિગેરે જ્ઞાનનાં સાધનોનો બહોળા પ્રમાણમાં પ્રચાર કરવા તરફ લોકો ઝૂકી પડે છે, જ્યારે કોઇ જમાનો **ચારિત્ર**ના ઉદયકાળનો આવે છે, તે વખતે ચારે તરફથી સાધુઓની વૃદ્ધિજ થતી જોવાય છે.

વિક્રમની સોળમી અને સત્તરમી શતાબ્દિના સમયમાં, કે જે સમયનું આપણે અવલોકન કરીએ છીએ, પ્રધાનતયા **ચારિત્રનો ઉદયકાળ** હતો, એમ કહેવાને અવશ્ય કારણ મળે છે. અર્થાત્ તે વખતે સંસારની અનિત્યતાનું ભાન થતાં ઘણા ગૃહસ્થો–ઘણા ગર્ભ-શ્રીમંતો પણ ગૃહસ્થાવસ્થાને છોડીને ચારિત્ર ( દીક્ષા ) અંગીકાર કરતા હતા અને એનુંજ એ પરિણામ હતું કે–તે વખતે સેંકડો નહિં પરન્તુ, હજારોની સંખ્યામાં જૈન સાધુઓ હયાતી ધરાવતા હતા.

કર્ત્તવ્યકર્મથી પરિભ્રષ્ટ થયેલા મનુષ્યો સંસારમાં નિંદાને પાત્ર બને છે. જો કે, એ વાત ખરી છે કે–દુનિયાના સમસ્ત મનુષ્યો સરખીજ પ્રકૃતિના, સરખીજ વિદ્વત્તા ધરાવવાવાળા કે સરખાંજ કાર્યો કરવાવાળા નથી હોતા, પરન્તુ એટલું તો ખરૂંજ કે–મનુષ્યોએ પોતાના લક્ષ્યબિંદુને નહિં ચૂકવું જોઇએ. દીક્ષા લેનારે, દીક્ષા લેવાનો ઉદ્દેશ્ય શો છે? એ જેમ ખૂબ સમજી રાખવું જોઇએ છે, તેમ દીક્ષાદાન કરનારે પણ દીક્ષા આપવાનો ઉદ્દેશ્ય ભૂલવો જોઇતો નથી.

દીક્ષા, એ પરમસુખનું કારણ છે. દીક્ષા, એ મોક્ષની નિસરણી છે. દીક્ષિત મનુષ્ય જે સુખ અનુભવે છે, તે ઇન્દ્ર–ચંદ્ર–નાગેન્દ્રને પણ નથી. આવી આ ભવ અને પરભવને માટે સુખ આપનારી દીક્ષા લેવી, એ પોતાને સુખ ઇચ્છનાર દરેક મનુષ્યને માટે જરૂરનું છે; પરન્તુ મનુષ્યોની તે તરફ અભિરૂચિ થતી નથી, એનું કારણ સંસારના અનિત્ય પદાર્થો ઉપરનો મોહ અને ચારિત્રના મહત્ત્વનું અજ્ઞાતપણું જ છે. બેશક, એ વાત ખરી છે કે–દીક્ષા લીધા પછી પણ મનુષ્ય સ્વ–પરોપકાર સાધવામાં તત્પર ન રહે, વિષય–વાસનાઓ અને મોહ–મૂર્ચ્છાથી મૂર્છિત થઇ જાય, તો તેની સ્થિતિ ધોબીના કૂતરા જેવી જ થાય છે. એટલું જ નહિં, પરન્તુ પોતાની સાથે બીજા અનેક આત્માઓને ડૂબાડે છે. પરન્તુ આવી સ્થિતિ તેજ મનુષ્યની થાય છે, કે જે પોતાનો દીક્ષા લેવાનો ઉદ્દેશ્ય

मूंड मुंडायें तीन गुन मिटे सीसकी खाज ।
खानेको लड्डु मिलें लोक कहें महाराज ॥

આ રાખે છે; પરન્તુ જેઓ–साध्नोति स्व–परकार्याणीति साधुःઅથવા यतते इन्द्रियाणीति यतिः । સ્વ-પર કાર્યોને સાધન કરે તે સાધુ અથવા ઇંદ્રિયોને વશમાં રાખે, તેજ યતિ, એ વ્યાખ્યાને પોતાના હૃદયપટ પર હમેશાંને માટે કોતરી રાખે છે, તેઓની તેવી સ્થિતિ થતી નથી. એટલા જ માટે ઉપર કહેવામાં આવ્યું છે કે–મનુષ્યે પોતાના લક્ષ્યબિંદુને નહિં ચૂકવું જોઇએ.

આવીજ રીતે દીક્ષાદાન કરનારે પણ પોતાની ઉદારભાવનાને હમેશાંને માટે કાયમ જાળવી રાખવી જોઇએ. કહેવાની કંઇ જરૂર નથી કે–દીક્ષા લેનારના કરતાં દીક્ષા આપનારને માથે વધારે જવાબદારી રહેલી હોય છે. દીક્ષા લેનાર પોતાનું અને જગત્‌નું કલ્યાણ કરવાવાળો કેમ થાય ? વિષય–વાસનાઓથી તેનું ચિત્ત કેમ હઠે ? તેનું જીવન આદર્શજીવન કેમ બને ? ઇત્યાદિ બાબતો તરફ દીક્ષા

આપનાર ગુરૂએ હમેશાંને માટે પ્રયત્નશીલ રહેવાનું છે. આવી રીતે તેજ ગુરૂ–દીક્ષા આપનાર સચેષ્ટ રહી શકે છે કે–જેઓ સંસારના આરંભ સમારંભનાં કાર્યોમાં મસ્ત બની રહેલ અને વિષયવાસના તથા ક્રોધાદિકષાયોથી પરિતૃપ્ત થયેલ જીવને દયાની લાગણીથી અને શાસનના હિતની ખાતર બહાર કાઢે છે. પરન્તુ જેઓ માત્ર ઘણા ચેલાઓના ગુરૂ કહેવરાવવાની લાલચથી અને ખોટા આડંબરથી લોકોને રંજિત કરવાની ઇચ્છાથી જ ચેલા કરે છે, તેઓ તો દીક્ષા લેનારનું કંઇ પણ હિત કરી શકતા નથી. માત્ર કોઇ પણ મનુષ્યને ગૃહસ્થાવસ્થામાંથી મુકત કરી પોતાના મંડલમાં લઇ લેવો, એટલામાંજ પોતાના કર્ત્તવ્યની ‘ ઇતિશ્રી ’ કરી બેસે છે. ઘણી વખત આનું પરિણામ એ આવે છે કે–દીક્ષા લેનાર કાં તો થોડા વખત પછી ઘરભેગોજ થઇ જાય છે, અથવા કદાચ કુલની લજ્જાને લીધે સાધુના વેષમાં રહે, તોપણ તે આખી જિંદગીમાં સાધુપણાના વાસ્તવિક સુખનો લગાર પણ અનુભવ કરી શકતો નથી, ન તો તે સમાજનું ભલું કરી શકે છે કે ન તે પોતાનું હિત પણ કરી શકે છે. આવા ગુરૂઓ અને ચેલાઓ ખરેખર સમાજને ભારભૂતજ થઇ પડે છે.

આપણા નાયક હીરવિજયસૂરિ મહાન્ વિચક્ષણ, શાસનના પ્રેમી અને જગતનું કલ્યાણ ઇચ્છનારા હતા અને તેથીજ તેઓ જેને દીક્ષા આપતા, તેને પવિત્ર ઉદ્દેશ્યથીજ આપતા હતા. અને તેનું એજ કારણ હતું કે–તેમના ઉપદેશથી સંખ્યાબંધ મનુષ્યો દીક્ષા લેવાને તૈયાર થતા હતા. આ પ્રમાણે સૂરિજીએ જો કે ઘણાઓને દીક્ષાઓ આપી હતી, પણ તે બધા પ્રસંગોનો ઉલ્લેખ અહિં ન કરતાં માત્ર થોડાજ પ્રસંગો અહિં ટાંકીશું. તે ઉપરથી તે વખતની દીક્ષાઓ, મનુષ્યોની ભાવનાઓ અને બીજી કેટલીક વ્યાવહારિક બાબતોનો ખ્યાલ પણ પાઠકોને આવી શકશે.

આપણે એક પ્રકરણમાં જોઇ ગયા છીએ કે–જે સમયનું

આપણે અવલોકન કરીએ છીએ, તે સમયમાં કેટલાક સ્વચ્છંદી પુરૂષો નવનવા મતો કાઢવામાં અને તે નવીન મતોનો પ્રચાર કરવામાં ફાવી જતા હતા અને તેથી હીરવિજયસૂરિ જેવા ધર્મરક્ષકોને વધારે પ્રયત્નશીલ રહેવું પડતું હતું.

લોંકા નામના ગૃહસ્થે કાઢેલા જે મતના સંબંધમાં પહેલાં કહેવામાં આવ્યું છે તે મતને માનવાવાળા જો કે- તે વખતે ઘણા સાધુઓ અને ગૃહસ્થો હતા, પરન્તુ જ્યારે હીરવિજયસૂરિ સપ્રમાણ મૂર્ત્તિપૂજાની સિદ્ધિ ઠેકાણે ઠેકાણે કરી બતાવવા લાગ્યા, ત્યારે મૂર્ત્તિને નહિં માનવાવાળા ઘણા સાધુઓ અને ગૃહસ્થોના વિચારો ફરવા લાગ્યા. એટલુંજ નહિં પરન્તુ, કેટલાક સાધુઓ તો પોતાના મતની દીક્ષા છોડીને હીરવિજયસૂરિ પાસે પુનઃ દીક્ષા લઇ મૂર્ત્તિપૂજક પણ થયા. આવી રીતે લોંકામતમાંથી મૂર્ત્તિપૂજક થયેલા સાધુઓ પૈકી મેઘજીઋષિ, કે જેઓ એકી સાથે ત્રીસ સાધુઓની સાથે પોતાનો મત છોડી તપાગચ્છમાં આવ્યા હતા, તેઓનો પ્રસંગ ખાસ કરીને નોંધવા લાયક છે.

લોંકામતમાં મેઘજી નામનો એક સાધુ મુખ્ય ગણાતો હતો. જોકે તે લોંકાનો અનુયાયી હતો, પરન્તુ પાછળથી જૈન સૂત્રોનું અવલોકન કરતાં તેને એમ જણાયું કે 'જૈન સૂત્રોમાં મૂર્ત્તિપૂજા અવશ્ય બતાવવામાં આવેલી છે; છતાં જેઓ મૂર્ત્તિપૂજા નથી માનતા એ તેમનો કદાગ્રહજ છે.' મેઘજીની શ્રદ્ધા મૂર્ત્તિ અને મૂર્ત્તિપૂજાને માનવાની-થઇ. ધીરે ધીરે તેણે બીજા પણ કેટલાક સાધુઓને પોતાના મતમાં મેળવી લીધા. આ વખતે તપાગચ્છના સાધુઓમાં મુખ્ય હીરવિજયસૂરિ હતા. મેઘજી વિગેરે લોંકામતના અનુયાયી સાધુઓની ઇચ્છા હીરવિજયસૂરિ પાસે તપાગચ્છની દીક્ષા લેવાની થઇ. આ વાતની સૂરિજીને ખબર પડતાં તેઓ જલદી અમદાવાદ આવ્યા કે જ્યાં મેઘજી વિગેરે સાધુઓ હતા. સૂરિજીના આવ્યા પછી લોંકામતના અનુયાયી ત્રીસ સાધુઓએ એકી સાથે સૂરિજી પાસે પુનઃ

દીક્ષા લેવાનું નક્કી કર્યું. તેના માટે અમદાવાદના સંઘે મ્હોટો ઉત્સવ પણ આરંભ્યો.

આ પ્રસંગે વળી એક વિશેષ નવાઇ જેવો પ્રસંગ બન્યો. અને તે એ કે—બાદશાહ અકબર, કે જે તે વખતે એક મ્હોટો સમ્રાટ્ ગણાતો હતો, તેનું અકસ્માત્ અમદાવાદ આવવું થયું[1]. તેની સાથે તેનો માનીતો અનુચર **થાનસિંઘ રામજી** નામનો આગરાનો એક જૈનગૃહસ્થ પણ હતો. તેની લાગવગથી બાદશાહી વાજિંત્રો વિગેરે ઘણો સામાન આ ઉત્સવ પ્રસંગે મળ્યો હતો, કે જેણે ઉત્સવની શોભામાં અને જૈનોના ગૌરવમાં અતુલિત વધારો કર્યો હતો.

આ પ્રમાણે અમદાવાદના જૈન સંઘે કરેલા મ્હોટા ઉત્સવપૂર્વક **મેઘજી**[2] ઋષિએ લોંકામતનો ત્યાગ કરી હીરવિજયસૂરિ પાસે સંવત્ ૧૬૨૮ ની સાલમાં દીક્ષા લીધી. સૂરિજીએ મેઘજીનું નામ **ઉદ્યોતવિજય** રાખ્યું.

**મેઘજી** જેવો એક આગેવાન સાધુ પોતાના મતનો ત્યાગ કરી શુદ્ધમાર્ગ ઉપર આવ્યા, તેથી તેના ત્રીશ[3] શિષ્યો—અનુયાયિઓ પણ તેની સાથેજ તપાગચ્છની અંદર દાખલ થયા અને

---

૧ અકબરનું આ આગમન તે વખતનું આગમન છે કે, જ્યારે તેણે પહેલીજ વાર ગુજરાત ઉપર ચઢાઇ કરી હતી. તે ઇ. સ. ૧૫૭૨ ના નવેમ્બરની ૨૦ મી તારીખે અમદાવાદ આવ્યો હતો અને ઇ સ. ૧૫૭૩ ના એપ્રીલની ૧૩ મી તારીખે તેણે ગુજરાત છોડ્યું હતું. લગભગ પાંચ મહીના જેટલી મુદત તે ગુજરાતમાં રહ્યો હતો. (જૂઓ, **અકબરનામાનો** ત્રીજો ભાગ, બેવરીજનો અંગ્રેજી અનુવાદ, પે. ૧૧ થી ૪૮ સુધી) આજ મુદત દરમ્યાન મેઘજીની દીક્ષાનો પણ પ્રસંગ બન્યો હતો.

૨ આ મેઘજી ગૃહસ્થાવસ્થામાં પ્રાગ્વંશીય હતા, એમ ઋષભદાસ કવિના કથનથી માલૂમ પડે છે.

૩ મેઘજીએ કેટલાઓની સાથે હીરવિજયસૂરિ પાસે દીક્ષા લીધી, એ વિષયમાં લેખકોના જુદા જુદા મતો છે. ‘ हीरसौभाग्यकाव्य ’ના નવમા સર્ગના ૧૧૫ મા શ્લોકમાં ત્રીસ જણની સાથે લોંકામત ત્યાગ કર્યાનું લખ્યું છેઃ—विनेयैस्त्रिंशता समम् । આવીજ રીતે

હીરવિજયસૂરિ પાસે દીક્ષા લીધી. તે ત્રીસમાં મુખ્ય આંબો, ભોજો, શ્રીવંત, નાકર, લાઠણ, ગાંગો, ગણો (ગુણવિજય) સાધવ અને થીરાદિ હતા. જ્યારે તેના ગૃહસ્થ અનુયાયી, જેવા કે દાસી શ્રીમંત દેવજી, લાલજી, અને હંસરાજ વિગેરે પણ સૂરિજીના અનુયાયી થયા.

કોઇ પણ વખતે નહિં બનેલા આ બનાવથી જેમ શ્વેતામ્બર મૂર્ત્તિપૂજક જૈનોની તારીફ થવા લાગી, તેવીજ રીતે હીરવિજયસૂરિની મહિમામાં પણ ઘણો વધારો થયો. જ્યારે મેઘજી વિગેરે મુનિયોની તો તેથી પણ વધારે પ્રશંસા થાય, એમાં નનાઇ જેવુંજ શું છે ? કારણ કે તેમણે સત્યનો સ્વીકાર કરવામાં લોકાપવાદનો લગારે ભય ન રાખ્યો.

આપણા નાયક હીરવિજયસૂરિ ગીતાર્થ હતા, ઉત્સર્ગ—અપવાદના જાણકાર હતા, શાસનના પ્રભાવક હતા, તેઓને ન્હોતો શિષ્યનો લોભ કે ન્હોતી માનની અભિલાષા. માત્ર જગતના જીવોનું

---

ઋષભદાસ કવિ હીરવિજયસૂરિરાસમા ત્રીસની સાથે દીક્ષા થયાનું જણાવે છે—

સાથઇં સાથ લિએ નર ત્રીશ '

' विजयप्रशस्ति काव्य ' ના આઠમા સર્ગના નવમા શ્લોકની ટીકામા સત્તાવીશની સાથે દીક્ષા લેવાનું લખ્યું છે-सप्तविंशतिसंख्यैः परीत· सन् । જ્યારે—

ગુણવિજયના શિષ્ય સંઘવિજયજીએ વિ. સ. ૧૬૭૯ ના માગશર શુ૦ ૫ ના દિવસે બનાવેલ અમરસેન-વયરસેનના આખ્યાનમા—

' અઠ્ઠાવીસ ઋષિસ્યું પરવર્યા આવી વદઇ મનકોડિ. ' ૯૭

એમ લખવામાં આવ્યુ છે.આજ સંઘવિજયજીએ પોતાની બનાવેલ સિંઘાસણ બત્રીસીમા પણ અઠ્ઠાવીસની સાથેજ દીક્ષા લીધાનું લખ્યું છે,એટલે મેઘઋષિજીની સાથે કેટલાઓએ દીક્ષા લીધી, એ સબંધી ચોક્કસ સખ્યા કહી શકાતી નથી. કદાચ એમ સંભવી શકે છે કે પહેલા મેઘજીની સાથે ત્રીસ જણાઓ નીકળ્યા હોય અને પાછળથી તેમાથી બે ત્રણ જણ નિકળી ગયા હોય, અને તેથી કેટલાક કવિઓએ તે નીકળી ગયેલાઓને બાદ કરી સંખ્યા લખી હોય.

કલ્યાણુ કેમ થાય ? જૈનધર્મમાં પ્રભાવિક પુરૂષો પેદા કેમ થાય ? અને ઠેકાણે ઠેકાણે અહિંસાધર્મની વિજયપતાકા કેમ ફરકે ? એજ ભાવના તેઓને પ્રતિક્ષણુ રહેતી હતી, અને તેના લીધેજ તેઓનો ઉપદેશ એટલો બધો અસર કરતો હતો કે–જ્યારે ને ત્યારે તેઓની પાસે સંખ્યાબંધ મનુષ્યો દીક્ષા લેવાને તૈયાર થતા હતા. શુદ્ધ હૃદયથી, પરોપકાર બુદ્ધિથી અપાતો ઉપદેશ શા માટે અસર ન કરે ?

વિ. સં. ૧૬૩૧ ની સાલમાં હીરવિજયસૂરિ જ્યારે ખંભાતમાં હતા, ત્યારે તેમણે એકી સાથે અગિયાર જણુને દીક્ષા આપી હતી તે અને અમદાવાદમાં એકી સાથે અઢાર જણુને આપેલી દીક્ષા પણુ ઉપરનીજ વાતને પુરવાર કરે છે. આ બન્ને પ્રસંગોને લગાર વિસ્તારથી જોઇએ, જેથી વાચકોને ખાતરી થશે કે–તે વખતના મનુષ્યો આત્મકલ્યાણુ કરવામાં કેવા ઉત્સુક હતા.

પાટણુની અંદર અભયરાજ નામક એક ઓશવાલ ગૃહસ્થ રહેતો હતો. તે કાળાન્તરે પોતાના કુટુંબ સાથે દીવબંદિરમાં જઇ વસ્યો. અભયરાજ દીવબંદિરનો એક મ્હોટો વ્યાપારી ગણાતો હતો; કારણુ કે તેની પાસે ચાર તો મ્હોટાં વહાણો હતાં. અભયરાજે ઘણી લક્ષ્મી પોતાની જાતમહેનતથી મેળવી હતી. તેની અમરાદે નામની સ્ત્રી હતી અને ગંગા નામની પુત્રી હતી, કે જે બાલકુંવારી હતી. ગંગા કુમલવિજયજી[1] પંન્યાસની એક સાધ્વી પાસે નિરંતર અભ્યાસ

[1] આ કમલવિજયજી 'મ્હોટા કમલવિજયજી'ના નામથી ઓળખાય છે. તેઓ મૂળ દ્રોણાડા ના રહીશ હતા. પ્રાચીન તીર્થમાળાઓમાં દ્રુણાલિ નામથી જે ગામનો ઉલ્લેખ કર્યો છે, એજ કદાચ આ ગામ હોય. વધુ માટે જૂઓ—ઐતિહાસિક રાસ સંગ્રહ ભા. ૩જો, પૃ. ૮૭. તેઓ જ્ઞાતે ઓશવાળ અને છાજહડ ગોત્રીય હતા. તેમના પિતાનું નામ ગોવિંદશા અને માતાનુ નામ ગેલમદે હતું. મૂલનામ કેલ્હરાજ હતું. બાર વર્ષની ઉમરે પિતાનો સ્વર્ગવાસ થતાં માતાની સાથે તેઓ જાલોર આવ્યા. અહિં પંડિત અમરવિજયજીનો સમાગમ થતાં તેમને દીક્ષા લેવાની ઇચ્છા થઇ. ઘણી મુસીબતે માતાની આજ્ઞા મેળવીને ધામધૂમ પૂર્વક પં. અમરવિજયજી પાસે દીક્ષા લીધી. નામ કમળવિજયજી રથાપવામાં

કરવાને જતી હતી. અભ્યાસ કરતાં કરતાં તેણીના અંતઃકરણમાં વૈરાગ્યે નિવાસ કર્યો. પરિણામે તેણીની ઇચ્છા દીક્ષા લેવાની થઇ. જ્યારે પોતાનો આ વિચાર ગંગાએ પોતાની માતાને જણાવ્યો, ત્યારે તેને ઘણું દુઃખ થયું. પિતાએ પણ ચારિત્ર લેવા કરતાં પાળવામાં કેટલા ધૈર્યની અને સહનશીલતાની જરૂર છે, એ હકીકત સમજાવી. પરન્તુ ગંગા પોતાના વિચારમાં ખૂબ દૃઢ રહી. પુત્રીનો દૃઢ વિચાર જાણી માતાએ પણ એજ કહ્યું કે–' જો તું દીક્ષા લઇશ, તો હું પણ તારી સાથેજ સાધ્વી થઇશ, ' અભયરાજ વિચાર કરે છે કે ' જ્યારે સ્ત્રી અને પુત્રી બન્ને દીક્ષા લેવાને તૈયાર થયાં છે, તો પછી મારે સંસારમાં રહીને શું કરવું છે ? હું પણ સાધુ કાં ન થઇ જાઉં ? ' પરન્તુ અભયરાજને એક વાત મનમાં અવશ્ય ખટકતી હતી, અને તે એ કે 'અભયરાજને મેઘકુમાર નામનો એક ન્હાનો પુત્ર હતો, તેની શી વ્યવસ્થા કરવી ? ' એક વખત અભયરાજે મેઘકુમારને કહ્યું ' વત્સ ! હું, તારી માતા અને બેન ગંગા–ત્રણે જણ દીક્ષા લેવાનો ઇરાદો રાખીએ છીએ, માટે તું સુખપૂર્વક સંસારમાં રહી આનંદ કર. ' મેઘકુમારે કહ્યું–" પિ-

---

આવ્યું. થોડાજ વખતમાં તેમણે આગમો વિગેરેનો સારો અભ્યાસ કરી લીધો. તદનન્તર તેમની યોગ્યતા જાણીને આચાર્ય શ્રીવિજયદાનસૂરિએ તેમને ગંધારમા પંડિત પદ આપ્યું. ( વિ. સ. ૧૬૧૪ ). તેમણે મારવાડ, મેવાડ, સોરઠ વિગેરે દેશોમા અસ્ખલિત વિહાર કર્યો હતો. અને ઘણાઓને દીક્ષા આપી હતી. તેઓની ત્યાગવૃત્તિ ઘણીજ પ્રશંસનીય હતી. મહીનામા ૭ ઉપવાસ તો તેઓ કાયમ કરતા અને દરરોજ વધારેમાં વધારે સાતદ્રવ્ય ( સાત વસ્તુઓજ ) વાપરતા વિ. સં. ૧૬૬૧ ની સાલમાં આચાર્ય વિજયસેનસૂરિની આજ્ઞાથી તેમણે મહેસાણામાં ચાતુર્માસ કર્યું. ત્યાં અશાડ સુદિ ૧૨ ના દિવસે તેમના શરીરમા વ્યાધિ ઉત્પન્ન થયો. જો કે સાત દિવસોની લાગણી બાદ થોડા વખતને માટે રોગની શાન્તિ થઇ હતી, પરન્તુ છેવટે તેજ મહીનાની એટલે અશાડ વદિ ૧૨ ના દિવસે ૭૨ વર્ષની વયે તેઓ સ્વર્ગવાસી થયા ( વધારે હકીકત માટે જૂઓ–ઐતિહાસિકરાસ સંગ્રહ, ભા. ૩ જો પૃ. ૧૨૫. )

તાજી ! આપ મારી કંઇ પણ ચિંતા ન કરો. હું પણ આપની સાથે જ દીક્ષા લેવાને તૈયાર છું. માતા-પિતા અને બહેનની સાથે મને દીક્ષા લેવાનો પ્રસંગ પ્રાપ્ત થાય, એ શું મારે માટે કમ સૌભાગ્યની નિશાની છે, આવો અપૂર્વ પ્રસંગ મને કયાં મળવાનો હતો ?" પુત્રનો સ્વતઃ આવો વિચાર જાણી પિતાને બહુ પ્રસન્નતા થઇ. આત્મકલ્યાણના પગથિયા ઉપર ચઢવાને પોતાની મેળે તૈયાર થતા બાળક મેઘકુમારના ઉપર્યુક્ત શબ્દોએ બહુજ અસર કરી.

મેઘકુમારનો પણ દીક્ષા લેવાને માટે વિચાર થતાં તેની કાકીને પણ વૈરાગ્ય થયો અને તે પણ દીક્ષા લેવાને માટે તૈયાર થઇ. ધીરે ધીરે એક પછી એકને વૈરાગ્ય થતાં આખા કુટુંબને ( પાંચે જણને ) દીક્ષા લેવાને તૈયાર થયેલ જોઇ, અભયરાજના ચાર મુખ્ય વાણોતરો પણ તેમનીજ સાથે દીક્ષા લેવાને તૈયાર થયા. એકંદર નવે જણને દીક્ષા લેવાનો વિચાર નક્કી થતાં અભયરાજે આચાર્ય હીરવિજય-સૂરિ ઉપર એક પત્ર લખ્યો, અને આ પ્રમાણે દીક્ષા લેવાની હકીકત જણાવી. આ વખતે આચાર્યશ્રી ખંભાતમાં બિરાજતા હતા. આચાર્યશ્રીએ પ્રત્યુત્તરમાં દીક્ષા આપવા માટે બહુ ખુશી બતાવી

આવા લજજાસંપન્ન, કુલસંપન્ન, વિનયસંપન્ન, ધનસંપન્ન અને દરેક રીતે યોગ્ય-એવા વૈરાગી પુરૂષોને દીક્ષા આપવા માટે આચાર્યશ્રી ઉત્સુકતા બતાવે, એમાં નવાઇ જેવુંજ શું છે ?

સૂરિજીનો જવાબ આવતાંની સાથે જ અભયરાજ બધાંઓને સાથે લઇ હીરવિજયસૂરિ પાસે ખંભાત ગયો. ખંભાતમાં તેઓએ **વાઘજીશાહ** નામના ગૃહસ્થને ત્યાં ઉતારો કર્યો. દીક્ષોત્સવની તૈયારી થવા લાગી લોકો એકઠા થવા લાગ્યા. મિષ્ટાન્ન પાણી ઉડવા લાગ્યાં, દાનક્રિયાઓ શરૂ થઇ. એ પ્રમાણે લગભગ ત્રણ મહીના સુધી શુભ કાર્યો થતાં અભયરાજે તે નિમિત્તે પાંત્રીસ હજાર મહમુંદિકાંનો વ્યય કરી પોતાની લક્ષ્મીને સાર્થક કરી.

એ પ્રમાણે પોતાની છતી ઋદ્ધિ-સમૃદ્ધિને છોડીને મ્હોટા આડંબર સાથે અભયરાજે પોતાના પુત્ર, પુત્રી, સ્ત્રી, ભાઇની સ્ત્રી અને ચાર નોકરો સાથે ખંભાતની પાસે આવેલ કંસારીપુર[1] માં

---

૧ કંસારીપુર, એ ખંભાત શહેરથી લગભગ એક માઇલ ઉપર આવેલ પરૂં છે. જો કે અત્યારે ત્યા જૈનોની વસ્તી કે દેરાસર વિગેરે કંઇજ નથી, પરન્તુ પહેલા ત્યાં દેરાસરો અને શ્રાવકોની વસ્તી સારી હતી, એમ કેટલાક પ્રમાણો ઉપરથી માલૂમ પડે છે. સત્તરમી શતાબ્દિના સુપ્રસિદ્ધ કવિ **ઋષભદાસે** ખંભાતની ચૈત્યપરિપાટી બનાવી છે, ( આ ચૈત્ય પરિપાટીની એક પ્રતિ આચાર્ય મહારાજશ્રીના સંગ્રહમા છે કે જે પ્રતિ કર્ત્તાના હાથનીજ લખેલી છે ) તેમા કંસારીપુરનું વર્ણન કરતાં લખ્યુ છે—

ભીડિભંજણુ જિન પૂજવા **કંસારીપુર**માહિં જઇઇ,
બાવીસ બ્યબ તીહા નમી ભવિક જીવ નીર્મલહઇ થઇઇ;
બીજઇ દેહરઇ જઇ નમું સ્વામી ઋષભજિણંદ,
સતાવીસ બ્યંબ પ્રણુમતા સુપરપમનિ આણંદ ॥ ૪૬ ॥

આ ઉપરથી જણાય છે કે તે વખતે કંસારીપુરમા બે દેરાસરો હતાં—એક **ભીડભંજન પાર્શ્વ**નાથનું અને બીજું ઋષભદેવનું. **ભીડભંજન પાર્શ્વ**નાથના દેરાસરમા બાવીસ જિંનબિંબો હતા, જ્યારે ઋષભદેવના દેરાસરમા સત્તાવીસ હતાં.

સં. ૧૬૩૯ ની સાલમાં સુધર્મગચ્છના આચાર્ય **વિનયદેવસૂરિ** ખંભાત આવ્યા, ત્યારે કંસારીપુરમા આવીને ત્રણ દિવસ રહ્યા હતા. તે વખતે તેમણે **પાર્શ્વ**નાથના દર્શન કર્યાનું મનજીઋષિએ **વિનયદેવસૂરિરાસ**માં લખ્યું છે. તે લખે છે—

ગચ્છપતિ પાગર્યા પરિવારઇ બહૂ પરવર્યા,
ગુણભર્યા કંસારીઇ આવીયા એ;
પાસજિણંદ એ અશ્વસેનકુલિ ચંદ એ,
વૃંદ એ ભાવ ધરીનઇ વંદીયા એ;
વંદ્યા પાસજિણેસર ભાવઇ ત્રિણ્ણ દિવસ થોભી કરી,
હવઇ નયરિ આવઇ મોતી બધાવઇ શુભ દિવસ મનરયઉં ધરી.
( ઐતિહાસિકરાસ સ. ભા. ૩ જો, પૃ. ૩૧ )

આવીજ રીતે વિધિપક્ષીય **ગજસાગરસૂરિ**ના પ્રશિષ્ય અને **લલિત**-

આંબા સરોવર[1] પાસે રાયણના વૃક્ષ નીચે હીરવિજયસૂરિ પાસે દીક્ષા લીધી.

આવી રીતે એકી સાથે નવ જણની દીક્ષાએ જોઇ શ્રીમાલી જ્ઞાતિના નાના નાગજી નામના ગૃહસ્થને વૈરાગ્ય થઇ આવ્યો, અને તેથી તેણે પણ તેજ વખતે દીક્ષા લઇ લીધી. તેનું નામ ભાણવિજય રાખવામાં આવ્યું.

આવી રીતના ક્ષણિક વૈરાગ્યથી એકાએક દીક્ષા લઇ લેવાનું અને આપવાનું કાર્ય, કેટલાકોને નહિં ઇચ્છવા યોગ્ય-ઉતાવળીયું જણાશે; પરન્તુ વસ્તુતઃ તેવું નથી. કારણ શ્રેયાંસિ બહુવિઘ્નાનિ શુભ કાર્યોમાં અનેક વિઘ્નો આવવાનો પ્રસંગ રહે છે અને તેટલાજ માટે धर्मस्य त्वरिता गतिः એમ કહેવામાં આવે છે. ધર્મના કાર્યમાં ઢીલ થવી જોઇએ નહિં. તેમાં ખાસ કરીને દીક્ષા જેવા કાર્યને માટે તો હિંદુધર્મશાસ્ત્રમાં પણ એમજ કહેવામાં આવ્યું છે કે-यदहरेव विरजेत् तदहरेव प्रवर्जेत् । જે દિવસે વૈરાગ્ય થાય, તેજ દિવસે દીક્ષા લઇ લેવી. તીવ્ર વૈરાગ્ય થાય, તે વખતે મુહૂર્ત્તની પણ રાહ જોવાની જરૂર નથી. કોણ જાણે બીજા ક્ષણમાં કેવા વિચારો થઇ આવે? બેશક, એ વાત ખરી છે કે કે-દીક્ષા દેનારે યોગ્યતાનો વિચાર અવશ્ય કરવો જોઇએ છે.

બીજા પ્રકરણમાં આપણે જોઇ ગયા છીએ કે-હીરવિજયસૂરિ

---

સાગરના શિષ્ય મતિસાગરે પણ સં. ૧૭૦૧ ની સાલમા ખંભાતની તીર્થમાળા બનાવી છે, તેની અંદર પણ ચિંતામણિ પાર્શ્વનાથનું, આદિનાથનું અને નેમિનાથનું-એમ ત્રણ દેરાસરો હોવાનું જણાવ્યુ છે.

વર્ત્તમાનમાં ખંભાતના ખારવાડાના દેરાસરમા કંસારી પાર્શ્વનાથની મૂર્ત્તિ છે. કહેવાય છે કે-આ મૂર્ત્તિ કંસારીપુરમાથી લાવવામાં આવી હતી. સંભવ છે, આજ પાર્શ્વનાથની મૂર્ત્તિને પહેલા ' ભીડભંજનપાર્શ્વ-નાથ ' કહેતા હોય.

૧ આંબાસરોવરને વર્ત્તમાનમા આંબાખાડ કહે છે. તે કંસારી-પુરથી લગભગ અડધા માઇલ ઉપર પશ્ચિમ દિશામાં આવેલ છે.

એક વખત ખંભાતમાં આવ્યા, ત્યારે ત્યાંના રત્નપાલ દોસી નામનાં ગૃહસ્થે સૂરિજીને એવું વચન આપ્યું હતું કે-' મારો છોકરો રામજી, કે જે ઘણો બીમાર છે, તે જો સાજો થશે, તો હું તેને આપનો શિષ્ય કરી દઇશ. જો તેની મરજી હશે તો.' પાછળથી તે છોકરો સાજો થઇ જવા છતાં તેણે સૂરિજીને સોંપ્યો ન્હોતો.[1] રામજી આ દીક્ષાના પ્રસંગે ત્યાંજ ઉભો હતો. રામજી પહેલેથી એ જાણતો હતો, કે-' મને મારાં માતા-પિતાએ હીરવિજયસૂરિને સોંપવા માટે વચન આપ્યું હતું, પરન્તુ પાછળથી સોંપ્યો નહિં, તો પણ પિતાએ આપેલા વચન પ્રમાણે તો હું સૂરિજીનો શિષ્ય થઇ જ ચૂકેલ છું. ગમે તે પ્રસંગે મારે તેઓશ્રીની સેવામાં જવુંજ જોઇએ.' આ અભિપ્રાયથીજ, પિતાનો ઘણો આગ્રહ હોવા છતાં તેણે લગ્ન કર્યું ન્હોતું.

ઉપર કહ્યા પ્રમાણે જે વખતે દસ જણની દીક્ષા થઇ રહી હતી, તે વખતે રામજી પણ હાજર હતો. તેનું મન આવા અપૂર્વ પ્રસંગે દીક્ષા લેવા માટે તલપી રહ્યું હતું; પરન્તુ કરે શું ? તેના પિતા અને બહેનનો સખ્ત વિરોધ હતો. રામજીએ ભાણુવિજયજી, કે જેમણે રામજીનાજ વચનથી દીક્ષા લીધી હતી, નામના સાધુની સ્હામે જોયું અને ઇસારામાં એ સમજાવ્યું કે ' કોઇ પણ ઉપાયે મને દીક્ષા આપો.'

આ વખતે એવી સંટલસ કરવામાં આવી કે-તેજ વખતે ગોપાલજી નામનો એક શ્રાવક રામજીને રથમાં બેસાડીને પીપલોઇ[2] ઉપાડી ગયો અને તેની પાછળ પાછળ એક પંન્યાસ પણ ગયા. ત્યાં જઇ રામજીને દીક્ષા આપી, તેઓ વડલા[3] ગયા.

---

૧ જૂઓ આ પુસ્તકનું પૃ. ૨૯-૩૦.

૨ પીપલોઇ, ખંભાતથી ૬-૭ માઇલ દૂર છે, વર્ત્તમાનમા પણ તેને પીપલોઇ જ કહે છે,

૩ વડલાને વર્ત્તમાનમાં વડદલા કહે છે. હાલ ત્યાં મંદિર નથી, પરન્તુ શ્રાવકોનાં થોડાંક ઘરો છે. ખંભાતથી તે લગભગ ૮-૧૦ માઇલ દૂર છે.

દીક્ષા લેવા ઇચ્છનારનું મન દૃઢ હોય, તો હજારો વિઘ્નો કંઇ પણ કરી શકતાં નથી, એ વાત નિર્વિવાદ સિદ્ધ છે. રામજીનું મન દૃઢ હતું-દીક્ષા લેવાની તેની સંપૂર્ણ ઇચ્છા હતી, તો તેણે છેવટે દૂર જઇને પણ દીક્ષા તો લઇજ લીધી. જો કે આ પ્રમાણે દીક્ષા લેવાથી તેની બ્હેન અને કુંઅરજી નામના તેના ભાઇએ પાછળ ધાંધલ અવશ્ય કરી, પરન્તુ આખરે ઉદયકરણના સમજાવવાથી તેઓ સમજી ગયા; અને શાન્તિપૂર્વક નવદીક્ષિત રામજીને પત્ર લખી ખંભાતમાં તેડાવી તેની દીક્ષા નિમિત્તે ધૂમધામથી ઉત્સવ કર્યો.

ઉપર પ્રમાણે મેઘકુમાર ( મેઘવિજય ) વિગેરે અગિયાર જણની એકી સાથે દીક્ષા થઇ.

આવી રીતે અમદાવાદમાં એક પ્રસંગ એવો બન્યો હતો કે-સૂરિજીએ એકી સાથે અઢાર જણને દીક્ષા આપી હતી.

વીરમગામમાં વીરજી મલિક નામનો એક વજીર રહેતો હતો, કે જે જાતે પોરવાલ હતો. આ માણસ એવો તો નામી પુરૂષ હતો, કે-તેની સાથે કાયમને માટે પાંચસો ઘોડેસ્વારો રહેતા હતા. વીરજીનો પુત્ર સહસકરણ મલિક થયો. આ પણ બહુ પ્રસિદ્ધ થયો. અને તે મહમ્મુદશા[1] બાદશાહનો મંત્રી હતો. સહસકરણને ગોપાળજી નામનો એક પુત્ર થયો.

ગોપાળજીની બાલ્યાવસ્થાથી જ ધર્મ ઉપર પ્રીતિ સારી હતી. તેનું હૃદય વિષય-વાસનાઓથી વિરક્ત રહેતું હતું. ગોપાળજી સાધુઓનો સહવાસ વધારે કરતો અને તેમ કરીને પ્રથમ તો તેણે ન્હાનીજ ઉમરમાં ન્યાય-વ્યાકરણાદિનો સારો અભ્યાસ કરી લીધો; એટલુંજ નહિ પરન્તુ નૈસર્ગિક કવિત્વશકિતના પ્રતાપે તે સારાં

૧ આ મહમ્મુદશાહ તે છે કે-જેણે ઇ. સ. ૧૫૩૬ થી ૧૫૫૪ સુધી રાજ્ય કર્યું હતું. વિશેષ હકીકત માટે જૂઓ-મુસલમાની રિયાસત ( ગુજરાત વર્નાકયુલર સોસાઇટી-અમદાવાદ તરફથી બહારપડેલ ) પૃ. ૨૨૨.

સારાં કાવ્યો પણ પોતાની ન્હાની ઉમરમાં બનાવવા લાગ્યો હતો. બાર વર્ષની ઉમરમાં તેણે બ્રહ્મચર્યનો નિયમ પણ લીધો હતો.

થોડાજ સમય પછી ગોપાળજીનું અંતઃકરણ વૈરાગ્યવાસિત થયું. ત્યાં સુધી કે તેની દીક્ષા લેવાની ઇચ્છા થઇ. પોતાનો આ વિચાર જ્યારે તેણે પોતાના કૌટુમ્બિક પુરૂષોને જણાવ્યો, ત્યારે તે બધાઓએ પ્રથમ તો નિષેધજ કર્યો; પરન્તુ તે પોતે પોતાના વિચારમાં મક્કમ રહ્યો; એટલું જ નહિં, પરન્તુ પોતાના ભાઇ કલ્યાણજી અને બહેનને પણ દીક્ષા લેવા માટે વિચાર કરાવ્યો. આ બે ભાઇઓ અને એક બેન ત્રણે જણ હીરવિજયસૂરિ પાસે અમદાવાદ ગયા અને ઝવેરી કુંઅરજીને ત્યાં ઉતારો કર્યો. દીક્ષાનો ઉત્સવ શરૂ થયો. વરઘોડા ચઢવા લાગ્યા. કુંઅરજી ઝવેરીએ આ ઉત્સવમાં ઘણુ દ્રવ્ય ખરચ્યું. ગોપાળજી અને કલ્યાણજીને દીક્ષા લેતો જોઇ શાહ-ગણજી નામના ગૃહસ્થને પણ વૈરાગ્ય થયો અને ગોપાળજીની સાથે જ તેણે પણ દીક્ષા લીધી. આ સિવાય ધનવિજય નામના એક સાધુ થયા, કે જેમની સાથે તેમના બે ભાઇ ( કમલ અને વિમલ ) તથા તેમના માતા–પિતાએ પણ દીક્ષા લીધી. આ ઉપરાન્ત સહયવચ્છ ભણશાળી, પદ્મવિજય, જિનસાગર, દેવવિજય અને વિજયહર્ષ વિગેરે મળીને એકંદર અઢાર જણે દીક્ષા લીધી હતી.

ગોપાળજીનું નામ સોમવિજય રાખવામાં આવ્યું હતું, આ સોમવિજયજી તેજ છે કે–જેઓને ઉપાધ્યાયની પદવી હતી. અને જેઓ હીરવિજયસૂરિના પ્રધાન તરીકે હતા. કલ્યાણજીનું નામ કીર્ત્તિવિજય અને તેમની બેનનું નામ સાધ્વી વિમલશ્રી રાખ્યું. આ કીર્ત્તિવિજય એજ છે કે જે સુપ્રસિદ્ધ ઉપાધ્યાય વિનય-વિજયજીના ગુરૂ થતા હતા.

હીરવિજયસૂરિ ઘણે ભાગે એવાઓને જ દીક્ષા આપતા હતા, કે જેઓ ખાનદાન કુટુંબના અને લજ્જાસંપન્નાદિ ગુણોવાળા હતા. ખરેખર, જ્યાં સુધી એવાઓને દીક્ષા આપવામાં ન આવે,

અથવા બીજા શબ્દોમાં કહીએ તો ઉત્તમકુલના અને વ્યાવહારિક કાર્યોમાં કુશલ પુરૂષો દીક્ષાઓ ન લે, ત્યાં સુધી તેઓ સાધુત્વેન શાસન પ્રત્યેની પોતાની ફરજ બજાવવાને શક્તિમાન થઇ શકે નહિં. ભૂલવું જોઉતું નથી કે—દેશની, સમાજની કે ધર્મની ઉન્નતિનો મુખ્ય આધાર સાધુઓ ઉપરજ રહેલો છે. એવા નિઃસ્વાર્થી, ત્યાગી અને સાચા ઉપદેશક સાધુઓ નહિં હોય, ત્યાં સુધી ઉન્નતિની આશા આશામાત્રમાંજ રહેવાની છે. જ્યારે જ્યારે શાસનમાં મહાન્ કાર્યો થયાં છે, ત્યારે ત્યારે તે કાર્યો મ્હોટે ભાગે સાધુઓના ઉપદેશથીજ થયેલ છે. દેશ-દેશાન્તરોમાં વિચરીને લોકોનાં હૃદયોમાં ધર્મની લાગણીઓ જાગૃત રખાવવાનો પ્રયત્ન સાધુઓદ્વારાજ થાય છે અને રાજદરબારોમાં પ્રવેશ કરીને યત્કિંચિત્ અંશે પણ ધર્મનું બીજ વાવવાનો પ્રયત્ન સાધુઓજ કરે છે. આ સાધુઓ કંઇ ઝાડથી ઉતરતા નથી, પરન્તુ ગૃહસ્થ વર્ગમાંથીજ થાય છે. જ્યારે એમજ છે તો પછી, જે ગૃહસ્થો પોતાને કેળવાયલા સમજે છે અને ઘણી વખત ‘ સાધુઓ કંઇ કરતા નથી, સાધુઓ જોઇતો ઉપદેશ આપતા નથી, ’ ઇત્યાદિ પ્રકારના આક્ષેપો કરી પોતાને શાસનના હિતૈષી હોવાનો દાવો કરે છે, તેઓ પોતે સાધુત્વ સ્વીકારીને શા માટે સમજ કે ધર્મની ઉન્નતિને માટે યાહોમ કરીને ઉતરી પડતા નથી ? શા માટે પોતે સાધુ બનીને બીજા વાર્ત્તમાનિક સાધુઓને માટે આદર્શભૂત થતા નથી ? કહેવાની કંઇજ આવશ્યકતા નથી કે-જમાનો કાર્ય કરી બતાવવાનો છે, વાતો કરવાનો નથી. કરવું કંઇ નહિં અને માત્ર મ્હોટી મ્હોટી વાતો કરવી અથવા બીજાઓ ઉપર આક્ષેપો કરવા, એતો એક પ્રકારની વાવદૂકતાજ કહી શકાય. લાખ ખાંડી બોલનાર કરતાં એક પૈસાભાર કરી બતાવનારની અસર વધારે થય છે, એ નિયમ બરાબર યાદ રાખવો જોઇએ છે. જો કે-અમારો દૃઢ વિશ્વાસ છે કે-વર્ત્તમાન સાધુઓદ્વારા જે કાર્ય થઇ રહ્યું છે, તેથીજ આપણે સંતોષ માનવાનો નથી. જમાનાને અનુકૂળ કાર્ય કરનારા શિક્ષિત અને સારા પાણીદાર સાધુઓ ઉભા કરવાની જરૂર છે, કારણ કે—એ વચન સત્ય છે કે—जे कम्मे सूरा ते धम्मे सूरा જેઓ ક-

ર્મમાં શૂરવીર હોય છે, તેઓજ ધર્મમાં પણ વીરતા બતાવી શકે છે. માટે શાસનની ઉન્નતિની આશાને વધારે સફળ કરવી હોય તો તેવી યોગ્યતા ધરાવવાળા સાધુઓ થવાની જરૂર છે. આને માટે ખાસ કરીને આપણા સાધુ વર્ગે પણ વિચાર કરવાની જરૂર છે.

બાદશાહ અકબરની પાસે જૈતાશાહ નામનો એક નાગોરી ગૃહસ્થ રહેતો હતો, તે બાદશાહનો ઘણો માનીતો હતો. હીરવિજયસૂરિ બાદશાહ પાસેથી જ્યારે વિદાય થવા લાગ્યા, ત્યારે ઉપર્યુક્ત જૈતા નાગોરીએ સૂરિજીને પ્રાર્થના કરી કે–' જો આપ બે ત્રણ મહીનાની સ્થિરતા કરો, તો હું આપના પાસે દીક્ષા લઉં.'

સૂરિજીને માટે આ વિષય વિચારણીય થઇ પડયો. જૈતાશાહ જેવા બાદશાહના માનીતા અને પ્રતિષ્ઠિત પુરૂષને દીક્ષા આપવાનો લાભ કંઇ કમ ન્હોતો, જ્યારે બીજી તરફ ગુજરાત તરફ પ્રયાણ કરવાની આવશ્યકતા પણ કંઇ ઓછી ન્હોતી. હવે કેમ કરવું ? એ સબંધી લાભાલાભના વિચારમાં હતા, તેવામાં થાનસિંઘે જૈતાશાહને કહ્યું કે–'જ્યાં સુધી બાદશાહની આજ્ઞા ન મળે ત્યાં સુધી તમારાથી દીક્ષા લઇ શકાશે નહી.' જૈતાશાહને એવી સૂચના કરીને થાનસિંઘ અને માનુકલ્યાણ–બન્ને બાદશાહ પાસે ગયા, અને બાદશાહને એ હકીકત જણાવી કે– ' જૈતા નાગોરી હીરવિજયસૂરિ પાસે દીક્ષા લેવાને ચાહે છે, પરન્તુ તેમાં આપની આજ્ઞાની અપેક્ષા છે.'

બાદશાહે જૈતા નાગોરીને પોતાની પાસે બોલાવીને પૂછ્યું કે- ' તું સાધુ શા માટે થાય છે ? તને જો કંઇ દુઃખ હોય તો હું તે દુ:ખ દૂર કરવાને તૈયાર છું. ગામ–ગરાસ–ધન જે જોઇએ તે ખુશીથી માગી લે.'

જૈતાશાહે કહ્યું—" હું મારી રાજીખુશીથી સાધુ થવા ચાહું

છું. મારે નથી સ્ત્રી કે નથી પુત્ર. આત્મકલ્યાણ કરવાને માટેજ હું સાધુ થવાને ઇચ્છું છું. મારે ગામ-ગરાસ કે ધનની કંઇ જરૂર નથી. હું તો માત્ર આપની પ્રસન્નતા ચાહું છું અને એવી પ્રસન્નતા પૂર્વક આપ મને સાધુ થવાની આજ્ઞા આપો, એજ મારી વિનતિ છે. ”

જેતાશાહની સંપૂર્ણ દૃઢતા જોઇને બાદશાહે દીક્ષા લેવાની આજ્ઞા આપી. તે વખતે **થાનસિંઘે** કહ્યું–‘ હીરવિજયસૂરિ તો અહિં રહેતા નથી; તો પછી એમને દીક્ષા કોણ આપશે ?

બાદશાહે કહ્યું–‘ જાઓ, સૂરિજીને જઇને કહો કે જ્યાં લાભ હોય, ત્યાં આપે રહેવું જોઈએ. જૈતાશાહ આપની પાસે દીક્ષા લેવાને ચાહે છે, એ લાભ કંઇ કમ નથી, ’ સુતરાં, સૂરિજીને થોડો વખત સ્થિરતા કરવી જ પડી. જૈતાશાહની દીક્ષાને માટે ઉત્સવ શરૂ થયો. બાદશાહની અનુમતિથી થયેલી મ્હોટી ધૂમધામ પૂર્વક સૂરિજીએ જૈતાશાહને દીક્ષા આપી અને તેઓનું નામ **જીતવિજયજી** રાખવામાં આવ્યું. આ જીતવિજયજી ‘ **બાદશાહી યતિ** ’ ના નામથી પ્રસિદ્ધ થયા.

જૈતાશાહ જેવા પ્રસિદ્ધ અને બાદશાહના માનીતા ગૃહસ્થે દીક્ષા લેવાથી જૈનધર્મની કેટલી પ્રભાવના થઇ હશે, એ સહજ સમજી શકાય તેમ છે.

આચાર્ય હીરવિજયસૂરિના ઉપદેશમાં જ એક પ્રકારની એવી ચમત્કારિક શકિત હતી કે જેના લીધે તેમના ઉપદેશથી કોઇ કોઇ વખતે તો કુટુંબનાં કુટુંબો દીક્ષા લેતાં હતાં.

સૂરિજી જ્યારે **શિરોહી**માં હતા, ત્યારે તેમને એક દિવસ રાત્રે એવું સ્વપ્ન આવ્યું કે—‘ હાથીનાં ચાર ન્હાનાં બચ્ચાં સૂંઢે કરીને પુસ્તક ભણી રહ્યાં છે. ’ આ સ્વપ્નનો વિચાર કરતાં તેમને જણાવ્યું કે–‘ સુંદર પ્રભાવક ચાર ચેલા મળવા જોઇએ. ’ થોડાજ

વખતમાં સૂરિજીનું ઉપર્યુક્ત સ્વપ્ન સાચું પડ્યું. વાત એવી બની કે-રોહ[1]ના રહેવાસી સુપ્રસિદ્ધ શ્રીવંત શેઠ અને તેમના કુટુંબના બીજા નવ જણે એકી સાથે સૂરિજી પાસે દીક્ષા લીધી. તે દશ જણ આ હતાઃ-શ્રીવંત શેઠ, તેમની સ્ત્રી લાલબાઇ ( બીજું નામ શિણુ-ગારદે હતું ), તેમના ચાર પુત્રો ( ધારો, મેઘો, કુંવરજી ( કલો ) અને અજો,) તેમની પુત્રી, તેમની બહેન, તેમના બનેવી અને ભાણેજ, આ દશેનાં નામો આ પ્રમાણે રાખવામાં આવ્યાં—

| | |
|---|---|
| ૧ શ્રીવંત શેઠનું (કંઇ જાણવામાં નથી) | ૬ અજાનું અમૃતવિજય |
| ૨ સ્ત્રીનું લાભશ્રી, | ૭ પુત્રીનું સહેજશ્રી |
| ૩ ધારાનું ધર્મવિજય | ૮ બહેનનું રંગશ્રી |
| ૪ મેઘાનું મેરૂવિજય | ૯ બનેવીનું શાર્દૂલઋષિ |
| ૫ કુંઅરજી (કલો)નું વિજયાનંદસૂરિ | ૧૦ ભાણેજનું ભક્તિવિજય |

આવી રીતે આખા કુટુંબે લીધેલી દીક્ષા કોને અજાયબી ઉત્પન્ન નહિં કરે ? ઉપર્યુક્ત દીક્ષાઓમાં શ્રીવંત શેઠના જે ચાર પુત્રોએ દીક્ષા લીધી હતી, તેમાં કુંઅરજી ( કલો ) વધારે પ્રસિદ્ધ થયો હતો. આ કુંઅરજી તેજ છે કે-જેઓ પાછળથી વિજયાનંદસૂરિના નામથી ઓળખાયા છે.

આજ શિરોહીમાં વરસિંઘ નામનો એક ગૃહસ્થ રહેતો હતો. તે ઘણો ધનવાન હતો અને તે યુવાવસ્થામા આવેલ હોવાથી તેના લગ્નને માટે તૈયાર થઇ રહી હતી. તેના ઘરે મંડપ નંખાયો હતો. ગીતો ગવાઇ રહ્યાં હતાં. હમેશાં વાજિંત્રો વાગી રહ્યાં હતાં અને જમણુને માટે મિષ્ટાન્નો પણ બની રહ્યાં હતાં. એ પ્રમાણે વિવાહોચિત તમામ પ્રકારની સામગ્રી તૈયાર હતી. માત્ર લગ્ન મુહૂ-ર્ત્તના ગણ્યા ગાંઠ્યા દિવસો જ બાકી હતા.

---

[1] આબૂથી લગભગ દક્ષિણમા ૧૨ માઇલ ઉપર રાજપૂતાના માલવા રેલવેમા સ્ટેશનનુ આ ગામ છે. અત્યારે પણ તેને રોહિડ કહે છે.

વરસિંઘ એક ધર્મિષ્ઠ મનુષ્ય હતો; તે હમેશાં ઉપાશ્રયે જતો અને ધાર્મિક ક્રિયાઓ કરતો. લગ્નનો દિવસ નજીક આવેલ હોવા છતાં અને પોતાને ઘરે એટલી બધી ધૂમધામ હોવા છતાં તે પોતાની ધર્મક્રિયાઓને છોડતો નહિં.

એક દિવસ વરસિંઘ ઉપાશ્રયમાં આવીને માથે કપડું ઓઢી સામાયિક કરી રહ્યો હતો. આ વખતે તે એવી રીતે બેઠો હતો કે કોઇ તેને ઓળખી શકે નહિ, કારણ કે તેનું મોંઢું કપડાથી ઢંકાયેલું હતું. ઉપાશ્રયમાં સાધુઓને વંદન કરવાને અનેક સ્ત્રી-પુરૂષોનાં ટોળાં આવતાં હતાં, આમાંના એક ટોળામાં વરસિંઘની સ્ત્રી પણ વંદન કરવાને આવેલી. જે ટોળામાં વરસિંઘની સ્ત્રી હતી, તે સ્ત્રિયોના ટોળાએ સાધુઓને વંદન કરવાની સાથે વરસિંઘને પણ વંદન કર્યું. એમ ધારીને કે-આ કોઇ સાધુ બેઠેલા છે. તે સ્ત્રિયો વંદન કરીને ચાલી ગઇ, એટલે વરસિંઘની પાસે બેઠેલ એક ગૃહસ્થ હસ્યો અને તેણે વરસિંઘને કહ્યુ કે-' વરસિંઘ ! હવે તો તારાથી પરણાશે નહિ અને પરણવું જોઇએ પણ નહિ; કારણ કે તારી સ્ત્રી તને સાધુ સમજીને હમણાંજ વંદન કરી ગઇ. તારી સ્ત્રી તને વાંદીને એ સૂચના કરી ગઇ છે કે-' હવે તમે ચેતી જશો.'

વરસિંઘે કહ્યું—' ભાઇ ! તારા કથનને હું માન્ય રાખું છું. અને હું તેવોજ પ્રયત્ન કરીશ કે જેથી તે ( સ્ત્રી ) અને બીજાં બધાં સાચી રીતેજ મને વંદન કરે.'

ઘરે આવીને તેણે જણાવ્યું કે-' મારે પરણવું નથી.' તેનું આખું કુટુંબ એકઠું થયું. દરેક સમજાવવા લાગ્યા, પરન્તુ તેણે કોઇનું માન્યું નહિં, છેવટે તેણે એજ કહ્યું કે-' જો મને તમે દીક્ષા નહિં લેવા દ્યો, તો આત્મઘાત સિવાય મારે માટે બીજો એકે રસ્તો નથી.' બસ, વરસિંઘ જ્યાં ખાવું પીવું છોડીને બેસી ગયો કે-ઝટ માતા પિતાએ દીક્ષા લેવાને માટે આજ્ઞા આપી દીધી, અને વિવાહના નિમિત્તે જે ઉત્સવ શરૂ થયેલો હતો; જે પકવાનો બની રહ્યાં

હતાં, તે બધાઓનો ઉપયોગ દીક્ષાના નિમિત્તમાં કરવામાં આવ્યો, અને વરસિંઘે મ્હોટી ધૂમધામ પૂર્વક દીક્ષા લીધી.

માતા–પિતા અને સ્ત્રી–પુત્રાદિના ક્ષણિક મોહમાં લુબ્ધ થઇ જનારા–કમજોર હૃદયના દીક્ષાના આકાંક્ષી પુરૂષોએ ઉપરનો પ્રસંગ ધ્યાનમાં લેવા જેવો છે. માત્ર એક વચન ઉપરથી કાર્યમાં ઉતરી પડવું, એ શું ઓછું મનોબળ બતાવે છે ?

આજ વરસિંઘ ધીરે ધીરે આગળ વધી પંન્યાસ થયા, અને એકસો આઠ શિષ્યોના અધિપતિ થયા.

આ સિવાય પાટણની અંદર સંઘજી નામના ગૃહસ્થે બીજા સાત જણાઓની સાથે લીધેલી દીક્ષા પણ ખાસ નોંધવા લાયક છે.

સંઘજી પાટણનો એક મ્હોટો ગૃહસ્થ હતો. ઋદ્ધિ સમૃદ્ધિ તેને ત્યાં ઘણી હતી. તેની એક સુશીલા સ્ત્રી હતી અને એક પુત્રી હતી. બત્રીસ વર્ષની ઉમરે સૂરિજીનો ઉપદેશ સાંભળતાં તેને દીક્ષા લેવાની ભાવના થઇ હતી. એક વખતે સૂરિજીનો ઉપદેશ સાંભળીને ઘેર આવ્યો અને બત્રીસહજાર મહમુંદિકા પોતાની સ્ત્રીને આપીને કહ્યું—' આ લ્યો અને મને દીક્ષા લેવાની અનુમતિ આપો ' તેની સ્ત્રી ધર્મશીલા હતી. તેણીએ કહ્યું—' હું દીક્ષા લેવાને માટે ના નથી પાડતી, પરન્તુ આ પુત્રી ન્હાની છે; તેનું લગ્ન કર્યા પછી તમે દીક્ષા લેજયો. '

સંઘજીએ કહ્યું—' તેના લગ્નનો આધાર શું મારા ઉપરજ રહેલો છે ? શું હુંજ તેનું લગ્ન કરીશ તો થશે ? અન્યથા નહીં થાય ? નહિં, એવું ધારવુંજ નહિં ! દરેક મનુષ્યો પોતાના પુણ્યથી વ્યવહાર ચલાવી રહ્યાં છે. કોઇનું કર્યું કંઇ થતું નથી. અત્યારે હું આ સંસારયાત્રાને ખતમ કરીને ચાલ્યો જાઉં, તો પછી તેનું શું થાય ? કંઇ નહિં. સો સૌના ભાગ્ય પ્રમાણે થયા જ કરે છે. '

સંઘજીનો દૃઢ નિશ્ચય જાણી તેની પત્નીએ અનુમતિ આપી.

તે પછી ધૂમધામપૂર્વક શુભ મુહૂર્તમાં સૈયદ દૌલતખાનની[1] વાડીમાં તેણે દીક્ષા લીધી. જો કે આથી તેની સ્ત્રી, પુત્રી અને તેના સંબંધિઓને મોહવશાત્ દુઃખ અવશ્ય થયું, પરન્તુ વસ્તુતઃ તેઓ આ કાર્યને પ્રશંસનીયજ સમજતાં હતાં. સંઘજીનું નામ સૂરિજીએ **સંઘવિજય** રાખ્યું. સંઘજી જેવા ગૃહસ્થને દીક્ષા લેતો જોઇ બીજા સાત જણાને પણ વૈરાગ્ય થયો અને તેઓએ પણ દીક્ષા લીધી.

આ પ્રમાણે સૂરિજીએ પોતાના હાથે અનેક ભવ્યાત્માઓને દીક્ષાઓ આપી તેઓનો ઉદ્ધાર કર્યો હતો અને જૈનધર્મના સાચા ઉપદેશક બનાવ્યા હતા- ઋષભદાસ કવિના શબ્દોમાં કહીએ તોઃ-

સિષ્ય દિષીઆ એકસો નિ સાઠ, સાધઇ હીરમુગતિની બાટઃ ૪૯
એકસો સાઠિ પંડિત પદ દીધ, સાતિ ઉજવઝાય ગુરૂ હીરિં કીધ.

પૃ. ૨૨૧

આ ઉપરથી જણાય છે કે-સૂરિજીએ પોતાના શિષ્ય તરીકે એકસો સાઠ જણને પોતાને હાથે દીક્ષા આપી હતી અને પોતાની જિંદગીમાં એકસો સાઠ જણને **પંડિતપદ** આપ્યાં હતાં તેમ સાત ઉપાધ્યાય બનાવ્યા હતા.

---

૧ આ તે **દૌલતખાન** જણાય છે કે-જે ખંભાતના **રાય કલ્યાણ**નો ચાકર હતો. આને માટે જૂઓ-**મીરાતે અહેમદી**ના ગુજરાતી અનુવાદનું પૃ૦ ૧૪૮.

# પ્રકરણ ૯ મું.

## શિષ્ય-પરિવાર.



એમાં તો શકજ નથી કે-કોઇને પણ આધિપત્ય પુણ્ય-પ્રકર્ષ સિવાય મળતું નથી. એકજ માતાની કુક્ષિથી ઉત્પન્ન થયેલ બે ભાઇઓમાં એકને હજારો મનુષ્યો માને છે, તેના મુખથી નીકળતા શબ્દોને ઈશ્વરવાકયની તુલ્ય ગણી લોકો મસ્તકે ચઢાવે છે, અને તેના હાથથી લખાએલા થોડાજ શબ્દો પણ આખી આલમ સ્વીકારવાને તૈયાર થાય છે, જ્યારે બીજાનો કોઇ ભાવ પણ પૂછતું નથી. આનું કારણ એકના પુણ્યનો પ્રકર્ષ અને બીજાના પુણ્યની હીનતા સિવાય બીજું કંઈજ નથી. સંસારના હજારો મનુષ્યો માન મેળવવાને માર્યા માર્યા ફરે છે, છતાં માન મળતું નથી; લાખો મનુષ્યો પ્રતિષ્ઠા મેળવવાને ઈશ્વર પાસે પ્રાર્થના કરે છે, છતાં પ્રતિષ્ઠા મળતી નથી; એનું કારણ શું ? એનું કારણ તેવા પ્રકારના પુણ્યની ખામીજ છે. ખરી રીતે જોવા જઇએ તો કોઇ પણ વસ્તુની અભિલાષા, એજ તે વસ્તુને મેળવવામાં બાધક નિવડે છે.

अनमांगे मोती मिलें मांगी मिले न भीख। આ લોકોકિતમાં ખરેખર સત્ય સમાયેલું છે. નહિ માંગનારને બધી વસ્તુઓ મળે છે. નિઃસ્પૃહી-નિરીહ પુરૂષોને તે વસ્તુ જલદી અને અનાયાસથી આવી મળે છે. આપણા નાયક હીરવિજયસૂરિમાં નિઃસ્પૃહતાનો કેવો ગુણ હતો, એ અત્યાર સુધીના તેમના જીવન ઉપરથીજ આપણે જોઇ શકયા છીએ. અને તેનુંજ એ કારણ હતું કે-તેઓ જ્યાં જતા, ત્યાં માન-પ્રતિષ્ઠા મેળવતા, અને ધાર્યું કામ પણ કરી

શકતા; એટલુંજ નહિં, પરન્તુ તેઓને અણુધારી શિષ્ય-સંપદાઓ આવી મળતી. આનો એજ પુરાવો છે કે-તેઓ ધીરે ધીરે આગળ વધીને બે હજાર સાધુઓનું આધિપત્ય ભોગવનાર આચાર્ય થયા હતા.

આ પ્રસંગે એક વાત અવશ્ય સમજવા જેવી છે, અને તે એ કે-કોઇ પણ 'પદ' પ્રાપ્ત કરવામાં એટલી મુશ્કેલી નથી રહેલી, કે જેટલી તે 'પદ' ની-'ઉપરીપણા' ની જવાબદારી સમજવામાં રહેલી છે. આચાર્ય હીરવિજયસૂરિ આચાર્ય થયા-ગચ્છનાયક થયા-બે હજાર સાધુઓ અને લાખો જૈનગૃહસ્થોના આગેવાન થયા, તેથી તેઓ જેટલા પ્રશંસાસ્પદ છે, તેના કરતાં તેઓએ પોતાના 'પદ' ની જવાબદારી સમજીને જે જે કાર્યો કર્યાં હતાં, જે યુક્તિ અને વિશાળભાવથી તેમણે સમુદાયની સંભાળ રાખી હતી, અને શાસનના હિતની ખાતર જે જે મુશ્કેલીઓની સ્હામે થવામાં તેમણે પુરૂષાર્થ વાપર્યો હતો, તેને માટે તેઓ વધારે પ્રશંસાસ્પદ છે.

આમ કહેવામાં ખાસ એક વજૂદ છે, અને તે એ છે કે-હમેશાંથી બનતું આવે છે તેમ, હીરવિજયસૂરિના સમયમાં પણ કેટલાક ક્લેશપ્રિય અને સંકુચિત હૃદયના મનુષ્યો કંઇ પણ કારણને હાથમાં લઇ, સમાજમાં નવા નવા ક્લેશો ઉભા કરતા કેટલાક માનના ભૂખ્યા અને પ્રતિષ્ઠાના પૂજારી મનુષ્યો પોતાની ઇચ્છા તૃપ્ત કરવાને સમાજમાં ભેદ પાડી દેતા, અને કેટલાક ઈર્ષ્યાળુ હૃદયના મનુષ્યો એક બીજાની કીર્ત્તિને નહિ સહન કરી શકવાથી નહિ ઇચ્છવા યોગ્ય ઉપદ્રવોને ઉભા કરતા; પરન્તુ આવા પ્રસંગો વખતે લગાર પણ ઉતાવળ, દુરાગ્રહ કે ઉછાંછળાપણું નહિ કરતાં ધૈર્ય, ગંભીરતા અને દીર્ઘ વિચાર પૂર્વક સૂરિજી એવાં પગલાં ભરતા કે જેનું પરિણામ સારૂંજ આવતું. જો કે, કોઇ કોઇ વખતે સૂરિજીનું પગલું, તેમના અનુયાયિઓને પણ એકાએક તો ઉતાવળીયું લાગતું, પરન્તુ પાછળથી જ્યારે તેનું પરિણામ જોવાતું, ત્યારે 'મહાત્માઓના હૃદયસાગરનો કોઇ પત્તો મેળવી શકતું નથી.' એ વાતની સત્યતા ચોક્કસ રીતે તેમને સમજાતી. સૂરિજીને, આવા પ્રસંગો ઉપસ્થિત થયે, તે

પ્રસંગોને દાબી દેવા માટે જેટલો ખ્યાલ રાખવો પડતો, તેટલોજ બલ્કે તેથી પણ વધારે ખ્યાલ ' સમાજમાં એકનો ચેપ બીજાને લાગુ ન પડે અને કોઇ પણ જાતનો સડો ન પેસવા પામે ' એ મુદ્દા તરફ રાખવો પડતો. જ્યારે કંઈ એવો પ્રસંગ ઉપસ્થિત થતો, ત્યારે સૂરિજી બહુ ગંભીરતાપૂર્વક વિચાર કરીનેજ તેને માટે પગલાં ભરતા. સૂરિજીને પોતાના આધિપત્યમાં કાલના પ્રભાવે કરીને આવા અનેક પ્રસંગો પ્રાપ્ત થયા, પરન્તુ તેમાંના એક બે પ્રસંગોજ અહિં ટાંકીશું.–

હીરવિજયસૂરિ જ્યારે અકબર બાદશાહ પાસે હતા, ત્યારે તેઓની અવિદ્યમાનતાનો લાભ લઇ ગુજરાતમાં કેટલાક દ્વેષી લોકોએ મ્હોટો ઉપદ્રવ ઉભો કર્યો હતો. ખંભાતના [1]રાયકલ્યાણે કેટલાક જૈનો પાસે અમુક કારણને આગળ કરી બારહજાર રૂપીયાનું ખત લખાવી લીધું, અને કેટલાકનાં માથાં મૂંડાવરાવ્યાં, તેમાં, કેટલોકોને તો પોતાના જાન બચાવવાની ખાતર જૈનધર્મનો ત્યાગ પણ કરવો પડ્યો. આ ઉપદ્રવથી આખા ગુજરાતમાં હોહા મચી ગઇ હતી. વળી બીજી તરફ પાટણમાં વિજયસેનસૂરિ સાથે ખરતર ગચ્છવાળાઓએ શાસ્ત્રાર્થ કરવો આરંભ કર્યો હતો. [2]

---

૧ રાયકલ્યાણ એ રાજ્યાધિકારી પુરૂષો પૈકીનો એક હતો, અને તે જાતે વણિક્ અને ખંભાતનો રહેવાસી હતો. આ તે રાયકલ્યાણ લાગે છે કે જેણે પ્રયાગમા અક્ષયવડની નીચેના ઋષભદેવના પગલાને ઉત્થાપી સં. ૧૬૪૮ માં શિવલિંગ સ્થાપન કર્યું હતું.

પં. વિજયસાગર પોતાની ' સમ્મેત શિખર-તીર્થમાળામા આ રાયકલ્યાણ ' લાડ વાણિયો ' હોવાનું જણાવે છે. (જૂઓ, પ્રાચીન તીર્થમાળા સંગ્રહ પૃ. ૩, ૭૭ ) આ રાયકલ્યાણ સંબંધી વિશેષ હકીકત જાણવી હોય, તેણે અકબરનામાના ત્રીજા ભાગનો અંગરેજી અનુવાદ, પે. ૬૮૩ તથા બદાઉનીના બીજા ભાગનો અંગ્રેજી અનુવાદ પે. ૨૪૯ જોવું.

૨ આ શાસ્ત્રાર્થ તે વખતનો શાસ્ત્રાર્થ છે કે જ્યારે વિજયસેનસૂરિએ વિ. સં. ૧૬૪૨ મા પાટણમા ચાતુર્માસ કર્યું હતું. આ શાસ્ત્રાર્થમા ખરતરગચ્છવાળાઓ જ્યારે નિરુત્તર થયા, ત્યારે તેઓએ રાય-

આ બધી હકીકત હીરવિજયસૂરિજીને જણાવવામાં આવી. સૂરિજી અત્યારે ગુજરાતથી ઘણે દૂર હતા. તેઓ એકાએક ગુજરાતમાં પહોંચી શકે તેમ ન્હોતું. તેમ તેઓના પત્રથી પણ આ વિગ્રહ શાન્ત થાય, એવો પ્રસંગ ન્હોતો. કારણ કે વિગ્રહ કરનારા પોતાના અનુયાયી નહિં, કિન્તુ બીજા હતા. અતએવ આ કલહને શાન્ત કેમ કરવો ? એ સૂરિજીને માટે બહુ વિચારણીય વિષય થઇ પડયો હતો. સૂરિજી એમ પણ ધારતા હતા કે આ વખતે જો ઉચિત પગલાં નહિં ભરવામાં આવે, તો ભવિષ્યમાં બીજાઓ પણ આપણા ઉપર આવા હુમલાઓ કરતાજ રહેશે. માટે કંઇ પણ મજબૂતીથી એવાં પગલાં ભરવાં, કે જેથી હમેશાંને માટે તે દુઃખ દૂર થઇ જાય.

આને માટે માત્ર એકજ ઉપાય હીરવિજયસૂરિને જણાયો, અને તે એ કે–' આ વાત બાદશાહના કાને નાખીને કંઇ પણ હુકમ મેળવવો ? સૂરિજી આ વખતે અભિરામાબાદમાં હતા.

તેઓ અભિરામાબાદથી ફતેપુર આવ્યા અને જૈનોની એક સભા બોલાવી, આને માટે શાં પગલાં ભરવાં તે સંબંધી વિચાર ચલાવ્યો. આ સભામાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે–' અમીપાલદોસીને બાદશાહ પાસે મોકલવા.' બાદશાહ આ વખતે નીલાબ[1]

---

કલ્યાણનો આશ્રય લઇને પાછો અમદાવાદમા શાસ્ત્રાર્થ શરૂ કર્યો હતો. અમદાવાદમા થયેલો આ શાસ્ત્રાર્થ ત્યાંના સૂબા ખાનખાનાની સભામાં થયો હતો. તેમાં પણ કલ્યાણરાય અને બીજા ખરતર ગચ્છાનુયાયિઓને વિજયસેનસૂરિના શિષ્યોથી નિરૂત્તરજ થવું પડયું હતું. આ સંબંધી વિશેષ હકીકત જોવી હોય, તેણે **विजयप्रशस्ति काव्यना** દશમા સર્ગના ૧ થી ૧૦ શ્લોક સુધી જોવું.

૧ નીલાબ, એ સિંધુ અથવા અટક નદીનું બીજું નામ છે. પંજાબની બીજી પાચ નદીયો કરતાં આ નદી મ્હોટી છે. જૂઓ આઇન-ઇ-અકબરીનો બીજો ભાગ, એચ. એસ. જૈરીટનો અંગ્રેજી અનુવાદ પે. ૮૨૫. ઉપર્યુક્ત હકીકત વિ. સં. ૧૬૪૨ ( ઇ. સ. ૧૫૮૬ ) મા બની હતી, અને આજ વખતે અકબર બાદશાહ અટક ઉપર હતો, એ વાત

નદીને કિનારે હતો. શાન્તિચંદ્રજી પણ ત્યાંજ હતા. અમીપાલ દોસીએ ત્યાં જઇને પહેલાં શાન્તિચંદ્રને બધી વાત કરી. તે પછી ભાનુચંદ્રજીને બોલાવીને બધી હકીકત સમજાવી. તદનન્તર શાન્તિચંદ્રજી અને ભાનુચંદ્રજીએ બન્નેએ મળીને તમામ હકીકત અબ્બુલફજલને કહી. તેઓની સલાહથી અમીપાલ દોસી બાદશાહ પાસે ગયા. શ્રીફલનું ભેટણું મૂકી ઉભા રહ્યા કે-તુર્ત બાદશાહે સૂરિજીના સુખશાન્તિના સમાચાર પૂછયા. તદનન્તર શેખ અબ્બુલફજલે બાદશાહને કહ્યું કે-'હીરવિજયસૂરિના જે શિષ્યો ગુજરાતમાં છે, તેઓને બહુ તકલીફ પડી રહી છે, માટે કંઇક બંદોબસ્ત કરવો જોઇએ.' આ સાંભળતાંજ બાદશાહે અમદાવાદના સૂબા-**મિર્જાખાન** ઉપર એક પત્ર લખ્યો, તેમાં જણાવ્યું કે 'હીરવિજયસૂરિના શિષ્યોને જેઓ તકલીફ આપતા હોય-કષ્ટ પહોંચાડતા હોય, તેઓને વગર વિલંબે શિક્ષા કરો.'

આ પત્ર અમદાવાદ આવ્યા પછી અમદાવાદના આગેવાન ગૃહસ્થોએ **વીપુશાહ** નામના ગૃહથને જણાવ્યું કે-' આ પત્ર લઇને તમે ખાનસાહેબ પાસે જાઓ.' **વીપુશાહે** એવી સલાહ આપી કે-" બને ત્યાં સુધી અંદર અંદરજ સમજી લેવામાં સાર છે. રાજ્યાધિકારિઓથી દૂર રહેવું, એજ શ્રેયસ્કર છે. વળી કલ્યાણરાયની પાસે જે વિઠ્ઠલ મહેતો છે, તે એવો તો નાલાયક અને ખટપટિયો છે કે-એનું ચાલશે, ત્યાં સુધી તો આપણને દંડાવ્યા વિના રહેશે નહિ."

આ વખતે **જીવો** અને **સામલ** નામના બે નાગોરી ગૃહસ્થોએ હિમ્મતપૂર્વક કહ્યું કે-' મિર્જાખાનને મળવા જવા માટે અમે તૈયાર છીએ, પરંતુ ખંભાતમાં જેઓનાં માથાં મૂંડયાં છે, તેઓને અહિં તેડાવવા જોઇએ; કારણ કે-બધાં સાધનો તૈયાર રાખવાં હોય તો સારૂં.'

---

**અકબરનામા**ના ત્રીજા ભાગનો અંગ્રેજી અનુવાદ પે. ૭૦૯ થી ૭૧૫ સુધીમાંથી પણ સિદ્ધ થાય છે.

ખંભાત પત્ર લખીને જેઓનાં માથાં મૂંડવામાં આવ્યાં હતાં, તેઓને તેડાવવામાં આવ્યા. તેઓના આવ્યા બાદ તે બધાઓને સાથે લઇ ઉપર્યુકત બન્ને ગૃહસ્થો ખાન પાસે ગયા. બાદશાહનો પત્ર તેના હાથમાં આપવામાં આવ્યો. પત્ર વાંચતાની સાથેજ તે ઠંડોગાર જેવો થઇ ગયો. તેણે ઝટ આવેલ ગૃહસ્થોને જણાવ્યું કે 'કહો, મારા લાયક શું કામ છે ?' જીવા અને સામલે કહ્યું કે–'રાયકલ્યાણ ત્યાં સુધી ત્રાસ વર્તાવી રહ્યો છે કે–અમારા ધર્મને પણ ખોવરાવે છે. માટે તેનો બંદોબસ્ત થવો જોઇએ.' એમ કહેવા સાથે તેમણે પહેલાં બનેલી બધી હકીકત કહી સંભળાવી.

મિર્જાખાને રાયકલ્યણને પકડી લાવવા માટે હુકમ કર્યો. વિઠ્ઠલને પણ પકડવામાં આવ્યો અને આખા ગામમાં ફેરવીને ત્રણ દરવાજા આગળ તેને બાંધીને ઘણી શિક્ષા કરવામાં આવી. બીજી તરફ બસો ઘોડેસ્વારોને ખંભાત મોકલવામાં આવ્યા. રાયકલ્યાણ ત્યાંથી ન્હાસી ગયો અને ભયભ્રાન્ત અવસ્થામાં સૂણાની સેવામાં હાજર થયો. ખાને રાયકલ્યાણને ઘણો ઠપકો આપ્યો અને સાધુઓના પગમાં પડાવી માફી મંગાવી. વળી બાર હજાર રૂપીયાનું જે ખત જોરજુલમથી લખાવી લીધું હતું, તે પણ રદ કરાવ્યું અને રાયકલ્યાણના જુલમથી જેઓએ જૈનધર્મનો ત્યાગ કર્યો હતો, તેઓને પાછા ઠેકાણે લાવવામાં આવ્યા.

લાગવગ શું કામ નથી કરી શકતી ? હજારો નહિ પરન્તુ લાખો રૂપીયા ખરચતાં જે કામ નથી થઇ શકતું, તે કામ લાગ વગથી થઇ શકે છે. એટલા માટે તો શાસનશુભેચ્છક ધર્મધુરંધર પૂર્વાચાર્યો માન–અપમાનની દરકાર કર્યા સિવાય રાજ–દરબારોમાં પગપેસારો કરતા હતા. અને અટકી પડેલાં ધર્મનાં કાર્યો અનાયાસથી કરી શકતા હતા. આવાં અનેક દૃષ્ટાન્તો ઇતિહાસમા મૌજૂદ છે.

એક વખત સૂરિજી ખંભાતમાં હતા, ત્યારે અમદાવાદમાં

વિમલહર્ષ ઉપાધ્યાયની સાથે ભદુઆ[1] આદિ શ્રાવકોને કંઇ કારણથી ચર્ચા થઇ. આનું પરિણામ એ આવ્યું કે—ભદુઆ શ્રાવકે ઉપાધ્યાયની સ્હામે એવાં વચનો કાઢયાં, કે જે એક શ્રાવકને કોઇ રીતે છાજે નહિં. વિમલહર્ષ ઉપાધ્યાયે આ હકીકત ખંભાત સૂરિજીને જણાવી. સૂરિજીને આ હકીકત સાંભળી બહુ ખેદ થયો. તેઓએ વિચાર કર્યો કે—' આવી રીતે ગૃહસ્થો પોતાની મર્યાદાને છોડતા જશે, તો તેના પરિણામમાં સાધુ અને ગૃહસ્થોની વચમાં જે એક ગંભીર મર્યાદા રહેલી છે, તેનો છેદ થશે. આવી છૂટ ઉપર— અઘટિત સ્વતંત્રતા ઉપર તો અંકુશ મૂકવોજ જોઇએ.

એમ વિચાર કરી અમદાવાદમાં રહેલા સાધુઓ ઉપર એવી મતલબનો એક પત્ર લખવા સોમવિજયજીને આજ્ઞા કરી કે ' ભદુઆ આદિ શ્રાવકોને સંઘ બહાર મૂકી, તેને ત્યાં ગોચારી—પાણી જવું બંધ કરો. '

કાગળ લખવામાં આવ્યો અને તે પત્ર ખેપીયાની સાથે રવાના કરતી વખતે વિજયસેનસૂરિએ હીરવિજયસૂરિને એમ વિનતિ કરી કે—' પત્ર હમણાં ન મોકલવામાં આવે તો સારૂ.' પરન્તુ સૂરિજીએ તે વાત ઉપર ધ્યાન આપ્યું નહિં, અને પત્ર મોકલીજ દીધો. અમદાવાદ પહોંચતાંજ સાધુઓએ સૂરિજીના આજ્ઞાપત્ર પ્રમાણે ભદુઆ શ્રાવકને સંઘબહાર કરી દીધો અને તેને ત્યાં ગોચરી—પાણી જવું પણ બંધ કર્યું. આથી અમદાવાદનો સંઘ બહુજ વિચારમાં પડયો.

---

૧ ભદુઓ શ્રાવક હીરવિજયસૂરિના ભક્તશ્રાવકો પૈકીનો એક હતો. પરંતુ તે અમુક સમયને માટે ધર્મસાગરજીના પક્ષમાં ભળી ગયો હતો. માલૂમ પડે છે કે-આજ કારણથી વિમલહર્ષ ઉપાધ્યાયની સાથે તેને કંઇ બોલાચાલી થઇ હશે. ભદુઆ શ્રાવક આદિ પર શ્રાવકોને સંઘ બહાર મૂકયાની હકીકત પં. દર્શનવિજયજીએ પોતાના બનાવેલા ' વિજયતિલકસૂરિરાસ ' માં પણ લખી છે. જૂઓ ઐતિહાસિકરાસસંગ્રહ ભા. ૪ થો. પૃ. ૨૩.

ભદુઆએ સાધુઓનું અપમાન કરવાનો મહાન્ ગુન્હો કર્યો હતો, એમાં તો કંઇ શક જેવું હતુંજ નહિ અને તેમાં પણ આચાર્યશ્રીના પત્રથીજ સાધુઓએ સંઘબહારની શિક્ષા કરી હતી. એટલે તેમાં કંઇ બોલી શકાય તેમ રહ્યું ન્હોતું. આને માટે તો હવે માત્ર એકજ ઉપાય રહ્યો હતો, અને તે માફી માગવાનોજ. માફી માગ્યા સિવાય બીજો કોઇ ઉપાય રહ્યો ન્હોતો. અમદાવાદનો જૈન સંઘ ભદુઆ શ્રાવકને સાથે લઇ ખંભાત આવ્યો. સંઘે અને ભદુઆ શ્રાવકે બહુ આજીજીપૂર્વક થયેલા ગુન્હા માટે માફી માગી. સૂરિજીએ પણ કોઇ પણ પ્રકારનો આગ્રહ રાખ્યા સિવાય તેનો ગુન્હો માફ કરી તેને સંઘમાં લઇ લીધો.

સંઘના ભલાની ખાતર–શાસનમર્યાદાનો ભંગ નહિં થવા દેવાની ખાતર–મ્હોટાઓએ પોતાની સત્તાનો ઉપયોગ કરવો, એ તેઓને માટે જેટલું યોગ્ય કહી શકાય, તેટલુંજ પોતાનો ઉદ્દેશ્ય સફળ થયા પછી પણ વાપરેલી સત્તાને પાછી ખેંચી લેવામાં દુરાગ્રહ રાખવાનું કાર્ય નિંદિત ગણી શકાય છે. સૂરિજી આ નિયમને સંપૂર્ણ રીતે ધ્યાનમાં રાખતા હતા, એ વાત તેમના ઉપરના કાર્યથી પુરવાર થાય છે.

અમદાવાદનો સંઘ પાછો અમદાવાદ આવ્યો અને અમદાવાદ આવીને પણ ભદુઆ શ્રાવકે વિમલવર્ષની પાસે માફી માગી અને મનથી પણ વૈરભાવનો ત્યાગ કર્યો.

આ સિવાય સુપ્રસિદ્ધ ઉપાધ્યાય ધર્મસાગરજી, કે જેઓ મહાન્ વિદ્વાન્ હતા અને જેઓને રોમરોમ શાસનનો પ્રેમ પ્રવાહિત થયેલો હતો, તેઓના ચોક્કસ ગ્રંથોને માટે પણ જૈનસંઘમાં તે વખતે મ્હોટો ખળભળાટ ઉભો થવા પામ્યો હતો, પરન્તુ સૂરિજીએ ગમે તે રીતે શાન્તિપૂર્વક સમજાવી–બુઝાવીને ધર્મસાગરજી પાસે સંઘસમક્ષ માફી મંગાવી હતી અને આ ગંભીર મામલાને એવી તો યુક્તિપૂર્વક પોતાની વિદ્યમાનતા સુધી સંભાળી રાખ્યો

હતો કે-જેના લીધે,તેમની અવિદ્યમાનતામાં જેવું પરિણામ આવ્યું, તેવું આવવા પામ્યું ન્હોતું.

મ્હોટાઓને મ્હોટી ચિંતા. આખા સમુદાયની રક્ષા કરવી, એ કંઇ ન્હાનું સૂનું કામ નથી. કેટલી ગંભીરતા અને સમયસૂચકતા વાપરીને મ્હોટાઓએ દરેક કાર્યો કરવાં જોઇએ,એ વાત હીરવિજય-સૂરિ સારી પેઠે સમજતા હતા અને તેથીજ તે વખતના સમસ્ત સમુદાય ઉપર તેઓનો પ્રભાવ પડતો હતો.

આપણે પહેલાં જોઇ ગયા છીએ કે-હીરવિજયસૂરિ લગભગ બે હજાર સાધુઓના ઉપરી હતા. આ સાધુઓમાં કેટલાક વ્યાખ્યાની હતા, તો કેટલાક કવિ હતા; કેટલાક વૈયાકરણ હતા, તો કેટલાક નૈયાયિક હતા, કેટલાક તાર્કિક હતા, તો કેટલાક તપસ્વી હતા; કેટ-લાક યોગી હતા તો કેટલાક અવધાની હતા; અને કેટલાક સ્વાધ્યાયી હતા, તો કેટલાક ક્રિયાકાંડી હતા; એમ જુદા જુદા વિષયોમાં સંપૂર્ણ કુશળતા ધરાવનારા હતા અને તેથીજ તે સાધુઓ બીજાઓ ઉપર સારી અસર કરી શકતા. સૂરિજીની આજ્ઞામાં રહેનારા સાધુઓમાં મુખ્ય આ હતાઃ—

૧ **વિજયસેનસૂરી.** આમનાં કાર્યોનું અવલોકન કરીએ છીએ, ત્યારે એમ કહેવામાં લગારે ખોટું નથી જણાતું કે-ગુરૂના ઘણા ગુણો તેઓને વારસામાં મળ્યા હતા. ટૂંકમાં કહીએ તો, હીરવિજય-સૂરિ જેવાજ લગભગ તે પ્રતાપી હતા. અને એ વાતની ખાતરી આપણને છઠ્ઠા પ્રકરણમાંથી થઇજ ગયેલી છે કે-તેમણે પણ પોતાની વિદ્વત્તાથી બાદશાહ ઉપર ઘણોજ પ્રભાવ પાડયો હતો. તેઓ મૂળ મારવાડમાં આવેલા **નાડલાઇ** ગામના રહેવાસી હતા. તેમની પૂર્વ પેઢીયો તપાસતાં માલૂમ પડે છે કે-તેઓ **રાજા દેવડ**ની પાંત્રીસમી પેઢીએ થયેલ છે. તેમના પિતાનું નામ **કમાશાહ** અને માતાનું નામ **કોડિમદે** હતું અને તેઓનું નામ **જેસિંઘ** હતું. વિ. સં. ૧૬૦૪ ના ફાગણ સુદિ ૧૫ ના દિવસે તેમનો જન્મ થયો હતો.

તેમની સાત વર્ષની ઉમર થઇ ત્યારે તેમના પિતાએ અને

નવ વર્ષની ઉમરે એટલે વિ. સ. ૧૬૧૩ ના જયેષ્ઠ સુદિ ૧૧ ના દિવસે સૂરત શહેરમાં વિજયદાનસૂરિ પાસે પોતાની માતાની સાથે તેમણે પોતે દીક્ષા લીધી હતી. દીક્ષા લીધા પછી તુર્તજ વિજયદાનસૂરિએ હીર-વિજયસૂરિના શિષ્ય તરીકે તેમને સુપ્રત કર્યા હતા. ક્રમશઃ યોગ્યતા પ્રાપ્ત થતાં વિ. સં. ૧૬૨૬ માં ખંભાતમાં પંડિત પદ, સં. ૧૬૨૮ ના ફાગણ સુદિ ૭ ના દિવસે અમદાવાદમાં ઉપાધ્યાયપદ અને આ-ચાર્યપદ ( આ વખતે મૂલાશેઠ અને વીપા પારેખે ઉત્સવ કર્યો હતો. ) અને સં. ૧૬૩૦ ના પૌષ વ. ૪ ના દિવસે પાટણમાં તેઓની પાટસ્થાપના થઇ હતી. એમની વિદ્વત્તાનું એ જ્વલંત ઉદાહરણ છે કે—તેમણે 'યોગશાસ્ત્ર'ના પ્રથમ શ્લોકના સાતસો અર્થો કરેલા છે કહે-વાય છે કે—તેમણે કાવી, ગંધાર, ચાંપાનેર, અમદાવાદ, ખંભાત અને પાટણ વિગેરે સ્થાનોમાં લગભગ ચાર લાખ જિનબિંબોની પોતાને હાથે પ્રતિષ્ઠા કરી હતી. તેમ તેમના ઉપદેશથી તારંગા, શંખેશ્વર, સિદ્ધાચલ, પંચાસર, રાણપુર, આરાસણ અને વીજાપુર વિગેરેમાં મંદિરોના ઉદ્ધારો પણ થયા હતા. તેમના સમુદાયમાં ૮ ઉપાધ્યાયો, ૧૫૦ પંડિતો અને બીજા ઘણા સામાન્ય સાધુઓ હતા.

તેઓ જેવા વિદ્વાન્ હતા, તેવા વાદી પણ હતા. તેમની વાદ કરવાની અપૂર્વ શક્તિને લીધેજ તેમણે અકબર બાદશાહ સમક્ષ બ્રાહ્મણપંડિતોને અને સૂરતમાં[1] ભૂષણ નામના દિગમ્બરાચાર્યને શાસ્ત્રાર્થમાં નિરૂત્તર કર્યા હતા.

તેમની ત્યાગવૃત્તિ અને નિઃસ્પૃહતા પણ તેવીજ પ્રશંસનીય હતી. ૬૮ વર્ષનું આયુષ્ય ભોગવી સં. ૧૬૭૨ ના જયેષ્ઠ વ. ૧૧

---

૧ વિ. સં. ૧૬૩૨ ના વૈશાખ સુદિ ૧૩ ના દિવસે ચાંપાનેરમાં જયવન્ત નામના ગૃહસ્થે કરેલા ઉત્સવપૂર્વક પ્રતિષ્ઠા કરીને વિજયસેન-સૂરિએ સૂરતમા આવી ચોમાસું કર્યું હતું. ચોમાસુ ઉતર્યા પછી ચિંતા-મણીમિશ્ર વિગેરે પંડિતોની સભા સમક્ષ આ શાસ્ત્રાર્થ થયો હતો, જૂઓ વિજયપ્રશસ્તિમહાકાવ્ય, સર્ગ ૮ મો, શ્લો, ૪૨ થી ૪૯.

ના દિવસે ખંભાતની પાસેના અકબરપુરમાં[1] તેઓ સ્વર્ગવાસી થયા હતા. બાદશાહ જહાંગીરે તેમના સ્તૂપને માટે દસ વીઘા જમીન મફત આપી હતી અને ત્રણ દિવસ સુધી પાખી પાળી હતી. (બજારો વિગેરે બંધ રાખ્યાં હતાં.)

પં. સંઘવિજયજીના શિષ્ય પં. દેવવિજયજીએ વિજયસેનસૂરિસજઝાય'માં આજ પ્રમાણે આમ હકીકત જણાવી છે:—

સંઘવી ચંદુ ગુણથી સુણી તુ ગુરૂ નિરવાણજ આદિ;
મુખથી તંબોલ તવ નાપીઓ તુ નરપતિ સલેમ સાહિ રે. એ. ૩૬
અમારિ પલાવઇ ગુરૂનામિં તુ ત્રિણ દિવસ નિજ રાજિં રે;
ભૂમી દશ વીઘા દીઈ તુ થૂભ નીપાવા કાજિં રે." ૩૭

તેમના થયેલા અગ્નિ સંસ્કાર વાળી ભૂમિ ઉપર ખંભાતના સોમજીશાહે સ્તૂપ કરાવ્યો હતો.[2]

---

૧ અકબરપુર, એ ખંભાતની પાસે આવેલું એક પરૂ છે. ઋષભદાસ કવિએ બનાવેલી અને પોતાનેજ હાથે લખેલી ખંભાતની ચૈત્યપરિપાટી ઉપરથી તે વખતે ત્યાં ત્રણ દેરાસરો હોવાનું જણાય છે. ૧ વાસુપૂજ્યનું, જેમાં સાત બિંબો હતા. ૨ શાન્તિનાથનું, જેમા એકત્રીસ જિનબિંબો હતા અને ૩ આદીશ્વરનું, જેમાં વીસ પ્રતિમાઓ હતી. કાલના પ્રભાવે અત્યારે અહિં એક પણ દેરાસર નથી.

૨ સોમજી શાહે કરાવેલા આ સ્તૂપ પૈકી અત્યારે અકબરપુરમાં કંઇજ નથી; પરન્તુ ખંભાતના ભોંયરાવાડામાં શાન્તિનાથનું મંદિર છે. તેના મૂળ ગભારામા ડાબા હાથ હરફ પાદુકાવાળો એક પત્થર છે, તેના ઉપરના લેખ ઉપરથી માલૂમ પડે છે કે—આ પાદુકા તેજ છે કે—જે સોમજીશાહે વિજયસેનસૂરિના સ્તૂપ ઉપર સ્થાપન કરી હતી. કાલના પ્રભાવે અકબરપુરની સ્થિતિ પડી ભાગવાથી આ પાદુકાવાળો પત્થર અહિં લાવવામાં આવ્યો હશે. આ લેખ ઉપરથી નીચેની હકીકત મળે છે. "વિ. સં. ૧૬૭૨ ના માઘ સુદિ ૧૩ ને રવિવારના દિવસે સોમજીએ, પોતાની બેન ધર્માઇ, સ્ત્રિયો સહજલદે અને વયજલદે તથા પુત્રો સૂરજી અને રામજી વિગેરે કુટુંબની સાથે પોતાના કલ્યાણને માટે વિજયસેનસૂરિના શિષ્ય વિજયદેવસૂરિ પાસે વિજયસેનસૂરિની આ પાદુકાની સ્થાપના કરાવી હતી. સોમજી, ખંભાતના રહેવાસી વૃદ્ધશાખીય

**શાન્તિચંદ્રજી ઉપાધ્યાય.** એમના ગુરૂનું નામ **સકલચંદ્રજી** હતું. તેમણે ઈડરમાં રાજા રાયનારાયણની [1] સભામાં વાદી ભૂષણ નામના દિગમ્બરને હરાવીને જય મેળવ્યાની હકીક્ત,

---

**ઓસવાલ** જ્ઞાતીય શાહ જગસીનો પુત્ર થતો હતો. તેની માતાનું નામ **તેજલદે** હતું. કાકાનું નામ **શ્રીમલ્લ** હતું અને કાકીનું નામ **મોહણદે**. લેખની અંદર લખેલા ' **पादुकाः प्रोत्तुंगस्तूपसहिताः कारिताः** ' આ શબ્દો ઉપરથી એ પણ સિદ્ધ થાય છે કે--આ પાદુકા એક ઊંચા સ્તૂપ સાથે સ્થાપન કરવામાં આવી હતી. આખો લેખ આ પ્રમાણે છે—

**॥६० संवत् १६७२ वर्षे माघसितत्रयोदश्यां रवौ वृद्धशाखीय। स्तंभतीर्थनगरवास्तव्य उसवालज्ञातीय सा० श्रीमल्ल भार्या मोहणदे लघुभ्रातृ सा० जगसी भार्या तेजलदे सुत सा० सोमा नाम्ना भगिनी धर्माई भार्या सहजलदे वयजलदे सुत० सा० सूरजी स (रा) मजी प्रमुखकुटुंबयुतेन स्वश्रेयसे श्रीअकब्बरसुरत्राणदत्तबहुमानभट्टारक श्रीहीरविजयसूरिपट्टपूर्वाचलतटीसहस्रकिरणानुकारकाणां। ऐदंयुगीनराधिपतिचक्रवर्त्तिसमानश्रीअकब्बरछत्रपतिप्रधानपर्षदि प्राप्तप्रभूतभट्टाचार्यादिवादिवृंदजयवादलक्ष्मीधारकाणां। सकलसुविहितभट्टारकपरंपरापुरंदराणां। भट्टारकश्रीविजयसेनसूरीश्वराणां पादुकाः प्रोत्तुंगस्तूपसहिताः कारिताः प्रतिष्ठापिताश्च महामहःपुरःसरं प्रतिष्ठिताश्च श्रीतपागच्छे। भ० श्रीविजयसेनसूरिपट्टालंकारहारसौभाग्यादिगुणगणाधारसुविहितसूरिशृंगारभट्टारकश्रीविजयदेवसूरिभिः**

લેખનો સંવત્ બતાવી આપે છે કે—સ્તૂપ સહિત આ પાદુકાની સ્થાપના તેજ સાલમાં થયેલી છે, કે જે સાલમાં વિજયસેનસૂરિએ કાળ કર્યો હતો.

આ પ્રમાણે **સોમજી**શાહે સ્તૂપ કરાવ્યાની હકીકત **પં. સંઘવિજય**ના શિષ્ય **પં. દેવવિજયજી**એ **વિજયસેનસૂરિસજ્ઝાય**'માં પણ ઉલ્લેખી છે.

[1] આ તેજ રાજા છે, કે—જેનું નામ **અકબ્બરનામા**ના ત્રીજા ભાગના અંગરેજી અનુવાદના પૃ. ૫૯ માં અને **આઈન-ઇ-અકબરી**ના પહેલા ભાગના **બ્લોકમેન**કૃત અંગરેજી અનુવાદના પૃ. ૪૩૩ માં આપવામાં આવ્યું છે. આ રાજા જ્ઞાતે રાઠોડ રાજપૂત હતો. અને તે **બીજા નારાયણ**ના નામથી ઓળખાય છે.

તેમનાજ શિષ્ય અમરચંદ કવિએ સંવત્ ૧૬૭૮ ના વૈશાખ સુ૦ ૩ ને રવિવારે બનાવેલા 'કુલધ્વજરાસ'ની પ્રશસ્તિમાં લખી છે.

આમણે અજિતશાન્તિસ્તવમાં આવેલા છંદોને અનુસરીને ઋષભદેવ અને વીરપ્રભુની સંસ્કૃત ભાષામાં સ્તુતિ બનાવી છે. તેમ જ જમ્બૂદ્વીપપન્નત્તિની ટીકા વિ. સં. ૧૬૫૧ માં બનાવી છે. આ સિવાય તેઓની પ્રભાવકતા કેવી હતી, એ વાત તેમણે અકબર બાદશાહ પાસે કરાવેલાં કાર્યોથી સુવિદિતજ છે.[1]

૩ ભાનુચંદ્રજી ઉપાધ્યાય. તેઓ પણ તે વખતના પ્રભાવિક પુરૂષો પૈકીના એક હતા. તેઓ મૂલ સિદ્ધપુરના રહીશ હતા. તેમના પિતાનું નામ રામજી હતું અને માતાનું નામ રમાદે. તેમનું પોતાનું નામ ભાણજી હતું. સાત વર્ષની ઉમરે તેમને નિશાળમાં બેસાડવામાં આવ્યા હતા અને દસ વર્ષની ઉમ્મરે તો હુંશીયાર થયા હતા. તેમના વડીલ ભાઇનું નામ રંગજી હતું સૂરચંદ્ર[2] પંન્યાસનો સમાગમ થતાં તે બંન્ને ભાઇઓએ દીક્ષા લીધી હતી. ઘણા ગ્રંથોનો અભ્યાસ કર્યા પછી તેમને પંડિતપદ મળ્યું હતું. હીરવિજયસૂરિએ તેમના યોગ્ય જાણીને અકબર બાદશાહ પાસે રાખ્યા હતા. અકબરને પણ તેમને ઉપદેશથી બહુ પ્રસન્નતા થઇ હતી. અને તે પ્રસન્નતાના કારણે તેમના ઉપદેશથી બાદશાહે ઘણાં સારાં સારાં કામો કર્યાં હતાં; જે કામોનું વર્ણન છઠ્ઠા પ્રકરણમાં આપવામાં આવેલું છે.[3]

અકબરનો દેહાન્ત થયા પછી ભાનુચંદ્રજી પુનઃ આગરે ગયા હતા અને અકબર બાદશાહે પહેલાં જે જે ફર્માનો કરી આપ્યાં હતાં,તે બધાં કાયમ રાખવાને માટે જહાંગીરનો પુનઃ હુકમ મેળવ્યો હતો. અકબરની માફક જહાંગીરની પણ ભાનુચંદ્રજી ઉપર બહુ શ્રદ્ધા

---

૧ જૂઓ, પૃ. ૧૪૩ થી ૧૪૫

૨ આ સૂરચંદ પન્યાસ તેજ છે કે-જેમણે ધર્મસાગરજી ઉપાધ્યાયે બનાવેલ 'ઉત્સૂત્રકંદકુદ્દાલ' નામનો ગ્રંથ આચાર્ય શ્રીવિજયદાનસૂરિની આજ્ઞાથી પાણીમા બોળી દીધો હતો. ( જૂઓ ઐતિહાસિકરાસ સં. ભા. ૪ થો, પૃ. ૧૩. )

૩ જૂઓ પૃ. ૧૪૫ થી ૧૫૩.

હતી. જ્યારે જહાંગીર માંડવગઢ હતો, ત્યારે તેણે ગુજરાતમાં માણુસ મોકલીને ભાનુચંદ્રજીને પોતાની પાસે તેડાવ્યા હતા. અહિં તેણે પોતાના પુત્ર શાહરયારને ભાનુચંદ્રજી પાસે ભણવા મૂકયો હતો. ભાનુચંદ્રજી જ્યારે માંડવગઢમાં આવ્યા, ત્યારે બાદશાહ જહાંગીરે શું કહ્યું હતું:—

" મિલ્યા ભૂપનઇં, ભૂપ આનંદ પાયા,
ભલઇં તુમે ભલઇં અહી ભાણચંદ આયા;
તુમ પાસિથિઇં મોહિ સુખ બહૂત હોવઇ,
સહરિઆર ભણવા તુમ વાટ જોવઇ. ૧૩૦૯
પઢાઓ અબ પૂતકું ધર્મ્મવાત,
જિઉં અવલ સુણતા તુમ્હ પાસિ તાત;
ભાણચંદ ! કદીમ તુમે હો હમારે,
સબહી થકી તુમ્હ હો હમ્મહિ પ્યારે. ૧૩૧૦

( ઐતિહાસિકરાસસંગ્રહ ભા. ૪ થો, પૃ. ૧૦૯ )

ભાનુચંદ્રજી જ્યારે બુરહાનપુર ગયા હતા, ત્યારે ત્યાં તેમના ઉપદેશથી દશ મંદિરો બન્યાં હતાં, તેમ દશ જણાઓને તેમણે દીક્ષા આપી હતી. માલપુર[1]માં તેમણે વિજાસતિયોની સાથે વાદ કરીને તેમનો પરાજય કર્યો હતો. અહિં પણ તેમના ઉપદેશથી એક વિશાળ જિનમંદિર બન્યું હતું અને તેના ઉપર સુવર્ણમય કળશ ચઢાવરાવી પ્રતિષ્ઠા કરી હતી. જ્યારે તેઓ મારવાડમાં આવેલા જાલોર નગરમાં આવ્યા હતા, ત્યારે ત્યાં તેમણે એકવીશ જણાઓને એક સાથ દીક્ષા આપી હતી. એકંદર તેમને ૮૦ વિદ્વાન્ શિષ્યો હતા, અને તેર પંન્યાસ હતા, એમ ઋષભદાસ કવિના કથનથી માલૂમ પડે છે.

૪. પદ્મસાગર. તેઓ ખાસા વાદી હતા. પ્રસંગ પ્રાપ્ત થયે શાસ્ત્રાર્થ કરીને બીજાને પરાસ્ત કરવામાં તેઓ સારી કુશળતા ધરાવતા હતા. શિરોહીના રાજા સમક્ષ નરસિંહ ભટ્ટને તેમણે વાતની વાતમાં નિરુત્તર કર્યો હતો. વાત એમ બની કે—

૧ આ ગામ જયપુર સ્ટેટમા અજમેરથી પૂર્વમા લગભગ પચાસ માઇલ ઉપર આવેલું છે.

એક વખત વ્યાખ્યાન સમયે પદ્મસાગરજીએ 'યજ્ઞમાં પશુ-હિંસા કરવામાં આવે છે.' તેનો નિષેધ કર્યો. આ વખતે ત્યાં બેઠેલ બ્રાહ્મણો પૈકી એકે કહ્યું—'નહિં, અમે બકરાને અમારી ઇચ્છાથી મારતા નથી, તેની પ્રાર્થનાથીજ મારીએ છીએ. તે બરાડા પાડીને કહે છે કે–'હે મનુષ્યો! અમને જલદી મારીને સ્વર્ગમાં પહોંચાડો, જેથી અમે આ પશુના ભવથી છૂટી જઇએ.'

પદ્મસાગરજીએ આ યુક્તિના પ્રતિવાદમાં કહ્યું–'પંડિતપ્રવરો! આપ એવી કલ્પના ન કરો. એ તો એક પ્રકારની સ્વાર્થિક કલ્પના છે. તે પશુ તો બરાડા પાડીને એમજ કહે છે કે—

'હે સજ્જન પુરૂષો! હું સ્વર્ગનાં ફળને ભોગવવા માટે ઉત્સુક નથી. તેમ મેં તમને સ્વર્ગમાં પહોંચાડવા માટે પ્રાર્થના પણ કરી નથી. હું તો હમેશાં તૃણભક્ષણ કરવામાંજ સંતુષ્ટ છું. અને જો એ વાત સાચીજ હોય, કે તમારી દ્વારા યજ્ઞમાં હોમાતા જીવો સ્વર્ગમાંજ જાય છે, તો પછી તમે તમારા માતા–પિતા–પુત્ર અને ભાઇ વિગેરેને શા માટે સૌથી પહેલાં યજ્ઞમાં નથી હોમતા? અ-ર્થાત તેઓનેજ પહેલાં સ્વર્ગમાં કેમ પહોંચાડવામાં નથી આવતા?'

સજ્જનો! સ્વાર્થયુક્ત યુક્તિયોથી કંઇ વળતું નથી. વસ્તુતઃ વિચાર કરવો જોઇએ કે–જેમ આપણને લગારે દુઃખ પ્રિય નથી, તેમ જગતના કોઇ પણ જીવને દુઃખ પ્રિય નથી. આવી અવસ્થામાં કોઇ પણ જીવનો કોઇ પણ નિમિત્તે વધ કરવો, એ કોઇ રીતે યોગ્ય ગણી શકાય નહિ."

પદ્મસાગરજીની ઉપર્યુક્ત યુક્તિથી દરેકને ચૂપજ થવું પડયું.

આજ પ્રસંગે કર્મસી નામના ભંડારીએ વળી એક પ્રશ્ન ઉભો કર્યો. તેણે મૂર્ત્તિની અનાવશ્યકતા બતાવતાં કહ્યું—

'કોઇ સ્ત્રીનો પતિ પરદેશ જાય, પછી પતિની અવિદ્યમાન-તામાં તે સ્ત્રી પતિની મૂર્ત્તિ બનાવીને હમેશાં પૂજે, પરન્તુ એથી તેનું કંઇ વળે નહિ, તેવીજ રીતે મૂર્ત્તિથી પણ કંઇ વળતું નથી.'

પદ્મસાગરજીએ કહ્યું–'હું બીજું દૃષ્ટાન્ત આપું, તે પહેલાં

તમારાજ દૃષ્ટાંત ઉપર જરા ધ્યાન આપો. હું માની લઉં છું કે-પતિની મૂર્ત્તિને હમેશાં પૂજવા છતાં કંઇ વળ્યું નહિ; પરન્તુ એટલું તો માનવુંજ પડશે કે-જ્યારે જ્યારે તે સ્ત્રી, પતિની મૂર્ત્તિને જોતી હશે, ત્યારે ત્યારે તેનો પતિ અને તેના ગુણ-અવગુણો તેના સ્મરણપથમાં અવશ્ય આવતા હશે. ત્યારે કહો, તેના પતિનું અને પતિના ગુણ-અવગુણોનું સ્મરણ કરાવવામાં તે મૂર્ત્તિ કારણભૂત થઇ કે નહિં ? વળી મૂર્ત્તિનું કેટલું માહત્મ્ય છે, એને માટે એક બીજું દૃષ્ટાંત જૂઓ—

'એક પુરૂષને બે સ્ત્રિયો હતી. પુરૂષ પરદેશ ગયો, એટલે બન્ને સ્ત્રિઓએ પતિની મૂર્ત્તિ બનાવી. તેમાં એક તો તે મૂર્ત્તિની હમેશાં પૂજા કરતી, જ્યારે બીજી એ મૂર્ત્તિ ઉપર પગ દેતી અને થૂંકતી. પતિ આવ્યો, અને જ્યારે બન્નેની વતર્ણુંકની તેને ખબર પડી, ત્યારે હમેશાં પૂજા કરનાર સ્ત્રીને પોતાની માનીતી બનાવી અને મૂર્ત્તિ ઉપર પગ દેનારી અને થૂંકનારીને તિરસ્કારપૂર્વક કાઢી મૂકી. સહજ સમજી શકાય તેમ છે કે-મૂર્ત્તિથી કેટલી અસર થાય છે.'[1] પદ્મસાગરજીએ આ વિગેરે બીજી ઘણીએક યુક્તિયો દ્વારા મૂર્ત્તિ અને મૂર્ત્તિપૂજાની સિદ્ધિ કરી બતાવી. આથી આખી સભા ઘણીજ ખુશી થઇ અને પદ્મસાગરજીના બુદ્ધિવૈભવની મુક્તકંઠે પ્રશંસા કરવા લાગી.

આવીજ રીતે પદ્મસાગરજીએ 'કેવલીને આહાર હોય કે નહિં અને સ્ત્રીને મોક્ષ થાય કે નહિં,' એ વિષયમાં દિગમ્બર પંડિતોની સાથે શાસ્ત્રાર્થ કરીને પણ તેમને નિરૂત્તર કર્યા હતા.

પદ્મસાગરજી જેવા તાર્કિક હતા, તેવા વિદ્વાન્ પણ હતા. તેમણે અનેક ગ્રંથોની રચના પણ કરી છે. જેમાં મુખ્ય આ છે-उत्तराध्ययनकथा ( सं. १६५७ ), यशोधरचरित्र, युक्तिप्रकाश-

૧ મૂર્તિ અને મૂર્તિપૂજાના સંબંધમાં વિશેષ યુકિતયો માટે જૂઓ પૃ. ૧૮૩ થી ૧૮૫.

सटीक, नयप्रकाश-सटीक ( सं. १६३३ ), प्रमाणप्रकाश-सटीक, जगद्गुरुकाव्य, शीलप्रकाश, धर्मपरीक्षा અને तिलकमंजरीकथा (पद्य) વિગેરે વિગેરે-

૫ **કલ્યાણવિજય વાચક**-તેમનો જન્મ લાલપુર ( સિદ્ધપુરથી દક્ષિણમાં ૧ાા માઇલ ઉપર છે તે ) માં વિ. સં. ૧૬૦૧ ના આસો વ૦ ૫ ના દિવસે થયો હતો. સં. ૧૬૧૬ ના વૈશાખ વ. ૨ ના દીવસે મ્હેસાણામાં તેમણે હીરવિજયસૂરિ પાસે દીક્ષા લીધી હતી અને સં. ૧૬૨૪ ના ફાગણ વ. ૭ ના દિવસે તેમને પંડિત પદ મળ્યું હતું. તેઓ જેવા વિદ્વાન્ હતા, તેવાજ વ્યાખ્યાની પણ હતા અને તેવાજ તાર્કિક પણ હતા. વળી તેમનું ચારિત્ર પણ એવું નિર્મળ હતું કે-જનતા પર તેમના ઉપદેશની સચોટ અસર થતી હતી.

એક વખત **રાજપીંપળામાં રાજા વચ્છ** [1]**ત્રિવાડીના** નિમંત્રણથી છ હજાર બ્રાહ્મણ પંડિતો એકત્ર થયા હતા. રાજા ઉદાર મનનો હતો. તેણે બ્રાહ્મણ પંડિતોની આ વિરાટ સભામાં કલ્યાણવિજયજીને પણ નિમંત્રણ કરી બોલાવ્યા અને બ્રાહ્મણ પંડિતો સાથે વાદ કરવાને જણાવ્યું. રાજા મધ્યસ્થ બન્યો. વાદ શરૂ થયો.

---

૧ **રાજા વચ્છ ત્રિવાડી**, એ રાજપીપળાનો બ્રાહ્મણજ્ઞાતીય રાજા હતો જૂઓ- **આઇન-ઇ-અકબરી**ના બીજા ભાગનો અંગરેજી અનુવાદ પૃ. ૨૫૧. **વચ્છ**, એ તેનું નામ હતું અને **ત્રિવાડી** એ તેની અટક હતી. **અકબરનામા**ના ત્રીજા ભાગના અંગરેજી અનુવાદના ૬૦૮ મા પેજની ચોથી નોટમા લખવામા આવ્યું છે કે-ત્રીજો **મુજફ્ફર**, કે જે ગુજરાતનો છેલ્લો બાદશાહ હતો, તે ફતેપુર-સીકરીથી નાસીને **રાજપીંપળા**ના રાજા **તરવારી** ( ત્રિવાડી ) પાસે ગયો હતો નવાઇ જેવું છે કે-**મિરાતે સિકંદરી**ના-આત્મારામ મોતીરામ દીવાનજીએ કરેલા-ગુજરાતી અનુવાદમા **તરવારીને** એક **સ્થાન** તરીકે ગણવાની મ્હોટી ભૂલ થયેલી છે જૂઓ પે ૪૫૮ આવીજ ભૂલ **મિરાતે એહમદી**ના-પઠાણ નિઝામખાન નૂરખાન વકીલે કરેલા-ગુજરાતી અનુવાદમા પણ થવા પામી છે. જૂઓ પે, ૧૬૮.

બ્રાહ્મણ પંડિતોએ હરિ ( ઈશ્વર ), બ્રાહ્મણ અને શૈવધર્મ એ ત્રણ તત્ત્વોની સ્થાપના કરી. અર્થાત્ "હરિ, એ ઈશ્વર છે અને તે જગત્‌ના કર્ત્તા, હર્તા અને પાલનકર્ત્તા છે. બ્રાહ્મણો ગુરૂ છે અને શિવધર્મ એજ સાચો ધર્મ છે." એ પ્રમાણે પ્રતિપાદન કર્યું. કલ્યાણવિજયજી વાચકે આ ઉપર્યુકત પૂર્વપક્ષનો પ્રત્યુત્તર આપતા પહેલાં તો એજ જણાવ્યું કે-જે ઈશ્વર છે, તે કદાપિ જગત્‌નો કર્ત્તા, હર્ત્તા કે પાલનકર્ત્તા થઇ શકતો નથી. કારણ કે તે ઈશ્વર ત્યારેજ થાય છે કે-જ્યારે સમસ્ત કર્મોનો ક્ષય કરી સંસારથી સર્વથા નિરાળો થાય છે. અર્થાત્ રાગ-દ્વેષાદિ દોષોનો નાશ કરીને જ્યારે સંસારથી મુક્ત થાય છે. અને સંસારથી મુક્ત થયા પછી તે ઈશ્વરને એવું કંઇ પ્રયોજન રહેતું નથી કે જેથી તે દુનીયાના પ્રપંચમાં પડે. અને પ્રયોજન સિવાય મંદની પણ પ્રવૃત્તિ થતી નથી, એ એક કુદરતી કાયદો છે. प्रयोजनमनुद्दिश्य मंदोऽपि न प्रवर्त्तते। અતએવ ઈશ્વરને કર્ત્તા,હર્ત્તા કે પાલન કર્ત્તા તરીકે કોઇ રીતે ગણી શકાય નહિં.વળી એમ પણ કહી શકાય નહિં કે-ઈશ્વર પોતાની ઇચ્છાથી સૃષ્ટિને બનાવે છે, કારણ કે-ઇચ્છા તેનેજ થાય છે કે-જેને રાગદ્વેષ હોય છે. રાગદ્વેષનુંજ પરિણામ ઇચ્છા છે. જ્યારે આપણે તો ઈશ્વર તેનેજ માનીએ છીએ કે જેમાં રાગદ્વેષનો સર્વથા અભાવ છે અને જો ઈશ્વરને પણ રાગ-દ્વેષી માનવામાં આવે, તો તો પછી તેનામાં અને આપણામાં ફર્કજ શો ? બીજી વાત એ પણ છે કે-જગત્‌માં જેટલી વસ્તુઓ બનેલી છે, તે બધી શરીરધારીએ બનાવી છે. હવે જો આ જગત્ ઇશ્વરેજ બનાવ્યું હોય, તો તે શરીરી ઠરશે અને ઇશ્વરને પણ જો શરીરી માનવામાં આવે, તો તેને કર્મયુકતજ સમજવો જોઇએ. અને ઈશ્વરને તો કર્મ છેજ નહિં, અતઃ તે યુકિત પણ ઠીક નથી. આ સિવાય જગત્‌માં એવા પાપી જીવો પણ જોવામાં આવે છે કે જેઓ બીજા જીવોનો સંહાર કરે છે. ત્યારે પરમ દયાળુ પરમેશ્વર એવા જીવોને ઉત્પન્ન કરીને પોતાની દયાલુતાને કેમ કલંકિત કરે ? અરે, એવા જીવોને ઉત્પન્ન કરવાની વાત તો દૂર રહી, પરન્તુ એક

એ પણ વિચાર કરવાની વાત છે કે–કોઇ ગૃહસ્થનો વીસ વર્ષનો એક-નો એક છોકરો મરી જાય, તો શું તે છોકરાને ઈશ્વરે લઇ લીધો ? અ-ને જો ઈશ્વરેજ લઇ લીધો હોય, તો પછી તેની આ દયાલુતા કેવી ?

અતએવ એકંદર રીતે વિચાર કરતાં એમ ચોક્કસ નિર્ણય થાય છે કે–' ઈશ્વરે આ જગત્ બનાવ્યું નથી. ઈશ્વર આ જગતનો સંહાર કરતો નથી. તેમ ઈશ્વર પાલન પણ કરતો નથી. ”

એ પ્રમાણે ઈશ્વરના કર્ત્તા, હર્ત્તા અને પાલન કર્ત્તા સંબંધી જવાબ આપ્યા પછી બ્રાહ્મણ પંડિતોએ સ્થાપન કરેલ બ્રાહ્મણોના ગુરૂત્વ સંબંધી જવાબ વાળ્યો. તેમણે કહ્યું–' બેશક, બ્રાહ્મણો ગુરૂ થઇ શકે છે. કહેવામાં પણ આવ્યું છે કે–वर्णानां ब्राह्मणो गुरुः સમસ્ત વર્ણોના બ્રાહ્મણ ગુરૂ છે. પરન્તુ તે બ્રાહ્મણ કયા ? જેઓ શાન્ત છે, દાન્ત છે, જીતેન્દ્રિય છે. શાસ્ત્રોના પારગામી છે, બ્રહ્મ-ચર્યનું પાલન કરે છે, અહિંસાના ઉપાસક છે, કોઇ દિવસ જૂઠું બોલતા નથી, વગર પૂછે કોઇની વસ્તુ લેતા નથી અને સંતોષવૃત્તિને ધારણ કરે છે, તેજ બ્રાહ્મણો ગુરૂ હોવાનો અથવા કહેવરાવવાનો દાવો કરી શકે. ગુણ વિનાનો ગુરૂ, ગુરૂ કહેવાયજ નહિં. '

' આવીજ રીતે શૈવધર્મને ધર્મ તરીકે માનવામાં પણ કોઇને ઇન્કાર નથી. પરંતુ ધર્મ તે છે, કે જેમાં કલ્યાણનો માર્ગ રહેલો હોય અને જેમાં અહિંસાનું સર્વથા પ્રતિપાદન કરવામાં આવ્યું હોય. ધર્મની પરીક્ષા ચાર પ્રકારે થાય છે–શ્રુત ( શાસ્ત્ર ), શીલ ( આચાર ), તપ અને દયા. આ ચારે બાબતોની જેમાં ઉત્કૃષ્ટતા હોય, તેજ ધર્મ માન્ય છે. પછી તે ગમે તે ધર્મ કેમ ન હોય ? અમુકજ ધર્મ માનવો, અમુક નહિ, અમુકનેજ ગુરૂ માનવા અમુ-કને નહિં, અને અમે માનેલ સ્વરૂપવાળો જ ઈશ્વર છે, બીજો નહિં, આ વૃત્તિને સંકુચિત વૃત્તિજ કહી શકાય. '

કલ્યાણવિજય વાચકની આ વિગેરે કેટલીક યુક્તિયો સાં-ભળી રાજા વચ્છરાજ બહુ ખુશી થયો અને જૈનધર્મની ખૂબ તારીફ

કરવા લાગ્યો. રાજા, કલ્યાણવિજયજીને ઉત્તમ વસ્ત્રો આપવા લાગ્યો, પરન્તુ તેમણે, રાજાઓ પાસેથી તેવી વસ્તુઓ નહિ લેવા સંબંધી પોતાનો ધર્મ બહુ યુક્તિપૂર્વક સમજાવ્યો. જેથી રાજા વિશેષ પ્રસન્ન થયો અને વાજતે ગાજતે તેમને ઉપાશ્રયે પહોંચાડયા.

કલ્યાણવિજય વાચકે વિ. સં. ૧૬૫૬ ની સાલનું ચાતુર્માસ સૂરતમાં કર્યું હતું. આ વખતે ધર્મસાગરજીના અનુયાયી અને હીરવિજયસૂરિના અનુયાયિઓમાં ઘણો વિખવાદ ચાલતો હતો. આ ધમાધમીમાં વાચકજીને પણ ઘણું સહવું પડયું હતું. તો પણ આખરે તેમણે બહુ સમયસૂચકતા વાપરી હતી અને આચાર્ય વિજયસેનસૂરિને તે બધી હકીકત જણાવી ગુન્હેગારોને દંડના ભાગી બનાવ્યા હતા.+

ઉપર બતાવેલ મુખ્ય મુખ્ય સાધુઓ ઉપરાન્ત સિદ્ધિચંદ્રજી, નંદિવિજયજી, સોમવિજયજી, ધર્મસાગર ઉપાધ્યાય, પ્રીતિવિજયજી, તેજવિજયજી, આણંદવિજયજી, વિનીતવિજયજી, ધર્મવિજયજી અને હેમવિજયજી વિગેરે પણ ધુરંધર સાધુઓ હતા, કે જેઓ સ્વ-પરનું સાધન કરવામાં તત્પર રહેતા હતા. અને તેઓનું આદર્શજીવન જનતાપર અપૂર્વ પ્રભાવ પાડતું હતું. ઋષભદાસ કવિ હીરવિજયસૂરિરાસમાં હીરવિજયસૂરિના પ્રધાન સાધુઓનાં નામો ગણાવી ટૂંકમાં કહે છે—

"હીરના ગુણનો નહિ પારો, સાધ સાધવી અઢી હજારો;
વિમલહર્ષ સરીષા ઉવઝાય, સોમવિજય સરિષા ઋષિરાય. ૧
શાંતિચંદ પરમુષ વળી સાતો, વાચકપદે એહ વિખ્યાતો;
સિંહવિમલ સરિષા પંન્યાસો, દેવવિમલ પંડિત તે પાસો. ૨
ધર્મશીઋષિ સબળી લાજે, હેમવિજય મોટો કવિરાજે;
જસસાગર વલી પરમુષ પાસ, એકસોને સાઠહ પંન્યાસ." ૩

(પૃ. ૨૭૪)

+ આ સંબંધી વિશેષ હકીકત જોવી હોય, તેમણે ઐતિહાસિક રાસસંગ્રહ ભા. ૪ થો (વિજયતિલકસૂરિરાસ) જોવો.

હીરવિજયસૂરિની આજ્ઞાને સર્વતોભાવથી માન આપનારો સાધુવર્ગજ હતો, એમ નહિ, કિન્તુ તે વખતે સેંકડો નહિં, પરંતુ હજારોની સંખ્યામાં, અમુક ગામોમાંજ નહિં, પરન્તુ મેવાત, મારવાડ, મેવાડ, ગુજરાત, કાઠિયાવાડ અને પંજાબ વિગેરે દેશોના પ્રાયઃ તમામ ગામોનાં શ્રાવકો પણ હતા, કે જેઓની હીરવિજયસૂરિ ઉપર અનન્ય શ્રદ્ધા હતી. કોઇ પણ કાર્ય કરવામાં હજારો રૂપિયાનો વ્યય કેમ ન થતો હોય, પરંતુ તેમાં માત્ર હીરવિજયસૂરિની સૂચનાનીજ અપેક્ષા રહેતી હતી.

સૂરિજીની સૂચના થયા પછી શંકાને અવકાશ રહેતો જ નહિ. તેમના ભક્ત શ્રાવકોને જેમ એ વાતની સંપૂર્ણ ખાતરી હતી કે-'હીરવિજયસૂરિ નિરૂપયોગી કાર્યમાં દ્રવ્ય ખરચવાને અમને ઉપદેશ આપેજ નહિ, તેવીજ રીતે સૂરિજી પણ એ વાતને સંપૂર્ણ સમજતા હતા કે-ગૃહસ્થો લોહીનું પાણી કરીને અનેક પ્રકારનાં પાપોને સેવીને જે પૈસો પેદા કરે છે, તે પૈસો નિરર્થક અને પોતાના સ્વાર્થની ખાતર ખરચાવવો એ અનીતિનું પોષણ કરવા બરાબરજ નહિં, પરન્તુ વિશ્વાસનો ભંગ કરવા બરાબર છે. આ કારણથીજ હીરવિજયસૂરિની જ્યાં ત્યાં મહિમા થતી હતી. હીરવિજયસૂરિના ભક્ત શ્રાવકોમાં મુખ્ય આ હતા.

ગંધારમાં ઇંદ્રજી પોરવાલ સૂરિજીનો પરમભક્ત હતો. અગિયાર વર્ષની ઉમરમાં તેની દીક્ષા લેવાની ભાવના થઈ હતી. પરન્તુ તેના ભાઇ નાથાએ તેના ઉપરના મોહના કારણથી તેને દીક્ષા લેતાં અટકાવ્યો હતો. જો કે તેના ભાઇની ઇચ્છા તો તેનું લગ્ન કરવાની હતી, પરંતુ ઇંદ્રજીએ ચોખ્ખી ના પાડી હતી અને યાવજ્જીવ બાલબ્રહ્મચારી પણે રહ્યો હતો.

ઇંદ્રજી એક ધનાઢ્ય ગૃહસ્થ હતો. તેણે પોતાના જીવનમાં છત્રીસ તો પ્રતિષ્ઠાઓ કરાવી હતી. આ સિવાય આજ ગંધારનો રામજી શ્રીમાલી પણ સૂરિજીનો ભક્ત હતો, તેણે સિદ્ધાચલજી ઉપર

સૂરિજીના ઉપદેશથી એક વિશાળ અને સુંદર મંદિર બંધાવ્યું હતું.[૧] ખંભાતમાં સંઘવી સોમકરણ, સંઘવી ઉદયકરણ,[૨] સોની તેજપાલ, રાજા શ્રીમલ્લ, ઠક્કર જયરાજ, જસવીર, ઠક્કર લાઇયા, ઠક્કર કીકા વાઘા, ઠક્કર કુંઅરજી, શાહ ધર્મશી, શાહ લકકો; દોસી હીરો, શ્રીમલ્લ, સોમચંદ અને ગાંધી કુંઅરજી વિગેરે મુખ્ય હતા.[૩] આજ ખંભાતના રહેવાસી પારેખ રાજીઓ અને વજીઓ સૂરિજીના પરમભક્ત હતા. આ રાજીઆ અને વજીઆએ પોતાના જીવનમાં સૂરિજીના ઉપદેશથી ઘણાંજ સમયોચિત કાર્યો કર્યાં હતાં. તેઓ

૧ આ મંદિર તે છે કે-જે સિદ્ધચલજી ઉપર આદીશ્વર ભગવાનના મંદિરની ભમતીના ઇશાન ખૂણામાં ચૌમુખજીનું મંદિર કહેવાય છે. આની અંદરના લેખ ઉપરથી જણાય છે કે-વિ. સં. ૧૬૨૦ ના કાર્તિક સુ૦ ૨ ના દિવસે આ મંદિરની પ્રતિષ્ઠા થઇ હતી. હીરવિજયસૂરિના ઉપદેશથી ગંધારવાસી શ્રીમાલીજ્ઞાતીય પાસવીરના પુત્ર વર્દ્ધમાન તેના પુત્રો સા. રામજી, લહુજી, હંસરાજ અને મનજીએ ચારદ્વારવાળું શાન્તિનાથનું આ મંદિર બનાવ્યું હતું.

૨ સઘવી ઉદયકરણ, હીરવિજયસૂરિનો પરમ શ્રદ્ધાલુ શ્રાવક હતો. તેણે હીરવિજયસૂરિના સ્વર્ગવાસ પછી તુર્તજ સિદ્ધાચલજી ઉપર તેમના ( સૂરિજીનાં ) પગલાંની સ્થાપના કરી હતી. આ પગલા અત્યારે પણ ઋષભદેવભગવાનના મંદિરની પશ્ચિમે ન્હાના મંદિરમાં વિદ્યમાન છે. તેના ઉપરના લેખથી માલૂમ પડે છે કે-સૂરિજીનો સ્વર્ગવાસ થયો, તેજ સાલના એટલે ૧૬૫૨ ના માગશર વ. ૨ ને સોમવારના દિવસે ઉદયકરણે, વિજયસેનસૂરિના હાથે મહોપાધ્યાય કલ્યાણવિજય અને પંડિત ધનવિજયજીની વિદ્યમાનતામા પ્રતિષ્ઠા કરાવા હતી. લેખના બાકીના ભાગમાં હીરવિજયસૂરિએ અકબર બાદશાહને પ્રતિબોધી કરાવેલા કાર્યોનું ટૂંકમાં વર્ણન આપેલું છે.

સંઘવી ઉદયકરણ ખંભાતનો પ્રસિદ્ધ શ્રાવક હતો. ઋષભદાસ કવિએ 'હીરવિજયસૂરિરાસ' મા ઠેકાણે ઠેકાણે તેનું નામ લીધુ છે.

૩ ઋષભદાસ કવિએ વિ. સ. ૧૬૮૫ ના પૌષ સુ૦ ૧૩ ને રવિવારના દિવસે ખંભાતમાંજ મલ્લીનાથરાસ બનાવ્યો છે. તેની અંતમા ખંભાતના ધોરી શ્રાવકોનો પરિચય તેમણે આ પ્રમાણે આપ્યો છે:—

જો કે ખંભાતના રહેવાસી હતા, પરન્તુ ઘણે ભાગે ગોવામાંજ રહેતા હતા. ગોવામાં તેમનો વ્યાપાર જોર-શોરથી ચાલતો હતો. એટલુંજ નહિં પરન્તુ રાજ્યદરબારમાં પણ તેમની પ્રતિષ્ઠા સારી હતી. આ રાજીઆ અને વજીઆએ પાંચ તો મ્હોટાં મ્હોટાં મંદિરો બનાવ્યાં હતાં. તે પૈકી ખંભાતમાં એક; જેમાં [1]ચિંતામણિપાર્શ્વનાથ સ્થાપ્યા હતા. ગંધારમાં એક, જેમાં નવપલ્લવપાર્શ્વનાથની

" પારિષ વજીઆ નિં રાજીઆ, જસ ગડીમા જગમ્હા ગાજીઆ;
અઉઠ લાષ રૂપક પૂણ્યઠામિ, અમારિ પળાવી ગામોગામિ. ૨૮૨
ઓસવંસિ સોની તેજપાલ, શેત્રુંજ-ગીર ઊધાર વીસાલ;
લ્હાહારી દોય લાષ પરચેહ, ત્રૌંબાવતીનો વાસી તેહ. ૨૮૩
સોમકરણ સંઘવી ઉદઈકરણ, અષલષ્ય રૂપક તે પુણ્યકરણ;
ઉસવંસિ રાજા શ્રીમલ, અષલષ્ય રૂપકિ પરચઇ ભલ. ૨૮૪
ઠકર જઇરાજ અનિં જસવીર, અષલષ્ય રૂપક પરચઇ ધીર;
ઠકર કીકા વાઘા જેહ, અષલષ્ય રૂપક પરચઇ તેહ. ૨૮૫

[1] રાજીયા-વજીયાએ બનાવેલ ચિંતામણિ પાર્શ્વનાથનું આ મંદિર અત્યારે પણ મૌજૂદ છે. આ મંદિરના રંગમંડપની એક ભીંતમાં એક પત્થર ઉપર કોતરેલો ૨૮ પંક્તિઓનો એક બૃહદ્ લેખ છે. જેમા ૬૧ શ્લોકોમા એક પ્રશસ્તિ આપવામાં આવી છે. પ્રશસ્તિ પૂરી થયા પછી છેલ્લી બે પંક્તિયોમાં જે લખવામા આવ્યું છે, તે આ છે—

॥ ६० ॥ ॐ नमः ॥ श्रीमद्विक्रमनृपातीत संवत् १६४४ वर्षे प्रवर्त्तमानशाके १५०९ गंधारीय प० जसिआ तद्भार्या बाई जसमादे संप्रतिश्रीस्तंभतीर्थवास्तव्य तत्पुत्र प०वजिआ प०राजिआभ्यां वृद्धभ्रातृभार्या विमलादे लघुभ्रातृभार्या कमलादे वृद्धभ्रातृपुत्र मेघजी तद्भार्या मयगलदे प्रमुख । निजपरिवारयुताभ्यां । श्रीचिंतामणिपार्श्वनाथश्रीमहावीरप्रतिष्ठा कारिता चिंतामणिप्रार्श्वचैत्यं च कारितं कृता च प्रतिष्ठा सकलमंडडलशाहिश्रीअकब्बरसन्मानितश्रीहीरविजयसूरीशपट्टालंछ्ज्ञारसद्वशैः शाहिश्रीअकब्बरपर्षदि प्राप्तवर्णवादौ श्रीविशमर्जरिभिः ॥

સ્થાપના કરી હતી. નેજામાં[1] એક, તેમાં ઋષભદેવની સ્થાપના કરી હતી અને વરડોલામાં (ખંભાત પાસેના) બે મંદિરો બનાવી કુરેડાપાર્શ્વનાથ અને નેમનાથની સ્થાપના કરી હતી. એમણે સંઘવી થઇને આબૂ રાણુપુર અને ગોડીપાર્શ્વનાથની યાત્રાને માટે સંઘો કાઢયા હતા. આ બન્ને ગૃહસ્થોનું એટલું બધું માન હતું કે-બાદશાહ અકબરે પણ તેમનું દાન સર્વત્ર માફ કર્યું હતું. જીવદયાના કાર્યમાં પણ તે બન્ને ભાઇઓ આગળ પડતો ભાગ લેતા હતા. ઘોઘલા[2]માં કોઇ માણુસ જીવ ન મારે, એવો હુકમ તેમણે મેળવ્યો હતો. સં. ૧૬૬૧ ની સાલમાં ભયંકર દુષ્કાળ પડયો, ત્યારે તેમણે ચાર હજાર મણ અનાજ વાપરીને ઘણાં કુટુંબોની રક્ષા કરી હતી; એટલુંજ નહિ પરન્તુ પોતાની તરફના કેટલાક માણસોને ગામેગામ ફેરવીને ઘણા ગરીબોને રોકડી રકમ આપીને પણ સહાયતા કરી હતી. એકંદર તેઓએ તેત્રીસ લાખ રૂપીયા પુણ્ય કાર્યમાં ખરચ્યા હતા.

---

આ લેખ ઉપરથી જણાય છે કે-વિ. સં. ૧૬૪૪ ની સાલમાં રાજીઆ-વજીઆએ આ મંદિર કરાવ્યું અને ચિંતામણિ પાર્શ્વનાથ તથા મહાવીરસ્વામિની પ્રતિષ્ઠા કરાવી. પ્રતિષ્ઠા કરી વિજયસેનસૂરિએ. આ લેખમાં જો કે-સંવત્ ઉપરાન્ત પ્રતિષ્ઠા કર્યાની તિથિ કે વાર નથી લખવામાં આવેલ, પરન્તુ આ લેખ જે મૂર્તિને સ્થાપન કર્યાની હકીકત પૂરી પાડે છે, તેજ (ચિંતામણિપાર્શ્વનાથની મૂર્ત્તિ) ઉપરના લેખમાં પ્રતિષ્ઠાની તિથિ સં. ૧૬૪૪ ના જ્યેષ્ઠ સુ. ૧૨ સોમવારની આપવામાં આવેલી છે. આવીજ રીતે 'विजयप्रशस्तिकाव्य' અને હીરવિજયસૂરિરાસ' માં પણ આજ તિથિ આપવામા આવી છે. ઉપર આપેલા લેખ ઉપરથી એ પણ જણાય છે કે-રાજીઆ અને વજીઆ મૂળ ગંધારના રહેવાસી હતા, પરન્તુ મંદિર થયું, તે સમયમાં તેઓ ખભાતમાં રહેતા હતા.

૧ નેજા, ખંભાતથી લગભગ ૨॥ માઇલ ઉત્તરમાં આવેલું એક ન્હાનું ગામડું છે. વર્તમાનમાં અહિં નથી શ્રાવકનું ઘર કે નથી મંદિર. ગામ પણ લગભગ વસ્તી વિનાનું છે. માત્ર એક સરકારી બગીચો છે.

૨ આ ગામ દીવ બંદરથી લગભગ બે માઇલ ઉપર આવેલું છે.

કહેવાય છે કે–એક વખત ચીઉલના એક ખોજગીને અને બીજા કેટલાક માણસોને ગોવાના ફીરંગી લોકો (પોર્ટુગીઝો) એ કેદ કર્યા હતા. તેઓને તે ફિરંગીઓનો અધિપતિ કેમે કરીને છોડતો ન્હોતો. છેવટે તે ખોજગીનો એક લાખ લ્યાહરી દંડ કર્યો. પણ આ દંડ લાવવો ક્યાંથી ? અંતમાં તે ખોજગીએ રાજીયા-વજીયાનું નામ લીધું. તેઓને બોલાવવામાં આવ્યા. રાજીયો ફિરંગી-ઓના અધિપતિ વીજરેલ[1] પાસે ગયો. તેણે લાખ લ્યાહરી ભરીને ખોજગીને છોડાવી દીધો અને કેટલાક દિવસ પોતાને ત્યાં રાખી પછી ચીઉલ પહોંચતો કર્યો. પાછળથી ખોજગીએ પણ એક લાખ લ્યાહરી રાજિયાને ભરી દીધી.

એક વખત ખોજગીએ બાવીસ ચોરોને કેદ કર્યા હતા. તેઓને તે એક દિવસ તરવાર લઈને જ્યારે મારવા ઉભો થયો, ત્યારે તે ચોરોએ કહ્યું–' આપ મ્હોટા પુરૂષ છો, અમારા ઉપર દયા કરો, વળી આજે રાજિયાશેઠનો મોટા તહેવાર ( ભાદરવા સુદ ૨ ) નો દિવસ છે. '

' રાજિયાના તહેવારનો દિવસ છે ' એ સાંભળતાંજ ચોરોને મારવા તો દૂર રહ્યા, પરન્તુ તેણે સર્વથા કેદથી મુક્ત કર્યા અને તેણે કહ્યું કે–' તેઓ મારા મિત્ર છે, એટલુંજ નહિ પરન્તુ મને જીવન દેવાવાળા છે. તેમના નામથી હું જેટલું કરૂં, તેટલું થોડુંજ છે.'

આ રાજીયા અને વજિયાની તારીફ કરતાં પં. શીલવિજયજી પોતાની તીર્થયાત્રામાં લખે છેઃ—

" પારિખ વજીઆ નિ રાજિઆ,
શ્રીશ્રીવંશિ બહુ ગાજીયા;

[1] વીજરેલ એ પોર્ટુગીઝ શબ્દ ( Vice-rei on Viso-rei નું અપભ્રંશ રૂપ જણાય છે. અંગ્રેજીમાં તેને વૉયસરાય કહેવામાં આવે છે. જૂઓ, ડીક્ષનરી ઓફ ધી ઇંગ્લીશ–પોર્ટુગીઝ લેંગ્વેજીસ. બનાવનાર એન્થની, વીરા પે. ૬૯૪ ( Dictionary of the English Portugese Languages by Anthony, Yieyra. Page 694 )

પાંચ પ્રાસાદ કરાવ્યા ચંગ,
સંઘપ્રતિષ્ઠા મનનિ રંગ. ૧૩૦
જેહની ગાદી ગોઆબંદિરિ,
સોવન છત્ર સોહિ ઉપરિ,
કોઇ ન લોપિ તેહની લાજ,
નામિ સીશ ફરંગીરાજ. ૧૩૧

હીરવિજયસૂરિના શ્રાવકો આવાજ ઉદાર અને શાસનપ્રેમી હતા. આવી રીતે રાજનગરમાં વચ્છરાજ, નાના વીપુ, ઝવેરી કુંઅરજી, શાહ મૂલો, પૂંજો બંગાણી અને દોસી પનજી વિગેરે હતા. પાટણમાં સોની તેજપાલ, દોસી અબજી, શા. કકૂ વિગેરે હતા. વીસલનગરમાં ( વીસનગર ) શાહ વાઘો, દોસી ગલા, મેઘા, વીરપાલ વીજા અને જિણદાસ વિગેરે હતા. સીરોહીમાં આસપાલ, સચવીર, તેજા, હરખા, મ્હેતો પૂંજો અને તેજપાલ વિગેરે હતા. વૈરાટમાં સંઘવી ભારમાલ અને ઇંદ્રરાજ[1] વિગેરે હતા. પીપાડમાં હેમરાજ, તાલો પુષ્કરણો વિગેરે હતા. અલવરમાં શાહ ભૈરવ[2]

૧ હીરવિજયસૂરિ, અકબર બાદશાહ પાસેથી વિદાય થઇને જ્યારે ગુજરાતમાં આવતા હતા, ત્યારે પીપાડનગરમાં સૂરિજીને વંદન કરવા વૈરાટના સંઘવી ભારમલનો પુત્ર ઇંદ્રરાજ આવ્યો હતો. અને તેને સૂરિજીને પોતાના નગરમાં પધારવા માટે ખૂબ વિનતિ કરી હતી. પરન્તુ સૂરિજીને બહુ જલદી સીરોહી જવાનું હોવાથી પોતે ન પધારતાં કલ્યાણવિજય ઉપાધ્યાયને મોકલ્યા હતા. કલ્યાણવિજય ઉપાધ્યાય પાસે, ઇંદ્રરાજે ચાલીસ હજાર રૂપિયાનો વ્યય કરી મ્હોટી ધૂમધામથી પ્રતિષ્ઠા કરાવી હતી. ( જૂઓ, હીરવિજયસૂરિરાસ, પૃ. ૧૫૨ ).

૨ ભૈરવ, એ હુમાયુનનો માનીતો મંત્રી હતો. કહેવાય છે કે તેણે પોતાના પુરૂષાર્થથી નવલાખ બંદિવાનોને છોડાવ્યા હતા. બંદિવાનોથી અહિં કેદી સમજવાના નથી. બાદશાહી જમાનામાં લડાઇઓનો અંદર શત્રુપક્ષના જે માણસોને પકડવામાં આવતા હતા, તેઓને બંદિવાન કહેવામાં આવતા. આ બંદિવાનોને મુસલમાન બાદશાહો ગુલામ તરીકે ગણીને ખુરાસાન કે એવા બીજા દેશોમાં વેચી દેતા હતા. આવા નવલાખ બંદિવાનોને ભૈરવે એકી સાથે છોડાવીને અભયદાન આપ્યા સંબંધી

હતો. જેસલમેરમાં માંડણુ કોઠારી, નાગોરમાં જયમલ મ્હેતો અને જાલોરમાં મેહાજલ રહેતો હતો, કે જે વીસો પોરવાળ હતો. તેણે સીરોહીમાં લાખ રૂપિયા ખરચીને ચોમુખજીનું મંદિર કરાવ્યું

જાણવા જેવી કથા ઋષભદાસ કવિએ ' **હીરવિજયસૂરિરાસ** ' માં લખી છે. કથાનો ટૂંકો સાર આ છે:—

" બાદશાહ હુમાયુને જ્યારે સોરઠ ઉપર ચઢાઇ કરી, ત્યારે તેણે નવલાખ મનુષ્યોને બંદિવાન તરીકે પકડયા હતા. તેણે આ મનુષ્યો મુકીમને સુપ્રત કર્યા, અને ખુરાસાન દેશમાં વેચી આવવાની આજ્ઞા કરી. આ બધા મનુષ્યોને પહેલાં તો અલવરમાં લાવવામાં આવ્યા. ગામના મહાજને આ મનુષ્યોને છોડી દેવા માટે ઘણી પ્રાર્થના કરી, પરન્તુ છોડી મૂકયા નહિં. હમેશાં દસ-વીસ મનુષ્યો તો રક્ષકોની બેદરકારીથી તેમાથી મરતાજ હતાં ભૈરવને આ હકીકત્ત બહુ ત્રાસદાયક જણાઇ. તે હુમાયુનનો માનાતો પ્રધાન હતો. આવી અવસ્થામાં પણ જો તે પોતાથી બનતું ન કરે, તો પછી તેની દયાલુતા શી ? પ્રાતઃકાલમાં બાદશાહ જ્યારે દાતણ કરવાને બેઠો, ત્યારે બાદશાહે ભૈરવના હાથમાં પોતાની વીંટી આપી. ભૈરવે તે વીંટીની છાપ એક કોરા કાગળ ઉપર પાડી લીધી. ભૈરવ ત્યાંથી રવાના થયો. તેણે પોતાના ધ્રૂજતા હાથે કાગળ ઉપર ફરમાન લખ્યું આ ફરમાન લઇને તે રથમા બેસીને પેલા મુકીમ પાસે ગયો. મુકીમની પાસે પહેલાં તે ફરમાન લઇને પોતાના માણસને મોકલ્યો, અને પોતે રથમાંજ બેસી રહ્યો. ફરમાનમાં તે મૂકીમ શું વાંચે છે—'**કંઇ પણ વિલંબ કર્યા સિવાય નવલાખ બંદિવાનો ભૈરવને સોંપી દેશો.** ' આ પ્રમાણે બાદશાહની મહોર સાથેની આજ્ઞા જોતાંજ, તેણે ઝટ ભૈરવને પોતાની પાસે બોલાવ્યો અને બહુ આદર-સત્કાર પૂર્વક ભૈરવને નવલાખે બંદિવાનો સોંપી દીધા. ભૈરવે રાતે ને રાતે બધાઓને મુકત કરાવી દીધા. સ્ત્રી, પુરૂષો અને બાળકો અંતઃકરણથી ભૈરવને આશીર્વાદ દેવા લાગ્યાં. તે બધાઓને રવાના કરતી વખતે ભૈરવે પોતાને ત્યાંથી પાંચસો ઘોડા મંગાવીને આગેવાનોને આપ્યા, અને દરેકને એક એક સોનામહોર આપી.

પ્રાતઃકાલમાં દેવપૂજન, ગુરૂવંદન વિગેરે આવશ્યક ક્રિયાઓ કરીને ભૈરવ એક વિચિત્ર વાઘો પહેરી બાદશાહ પાસે ગયો. બાદશાહ તો એકા-

હતું, મેડતામાં સદારંગ હતો. આગરામાં થાનસિંઘ [1], માનુકલ્યાણ

એક તેને ઓળખી પણ ન શકયો. તેણે પૂછ્યું-' તમે કોણ છો ? ' ભૈરવે કહ્યું-' હું આપનો દાસ ભૈરવ. હું આજે આપનો મ્હોટો ગુન્હેગાર બન્યો છું, કારણ કે મેં તે નવલાખ બંદિવાનોને છોડાવી દીધા છે, અને ઘણા દ્રવ્યનો વ્યય કર્યો છે ' બાદશાહ એકદમ ચીડાઇ ગયો. ' શા માટે તેમ કર્યું ? ' ' કોની આજ્ઞાથી કર્યું ? ' વિગેરે વિગેરે કેટલુંએ કહી નાખ્યું. ભૈરવે ધીરેથી કહ્યું-ખુદાવંદ ! આપને માથે ભાર રહેલો છે. તેટલા માટે તે બધા માણસોને ઘોડા અને માલ આપીને મેં રવાના કરી દીધા છે. તેઓ પોતાનાં બાલ-બચ્ચાં અને કુંટુબી પુરૂષોથી વિયોગી થયા હતા, તે તેમનો વિયોગ મટાડીને ખરી રીતે મેં આપનું આયુષ્ય વધાર્યું છે. ' ભૈરવની યુકિતથી બાદશાદ શાન્ત થયો અને ભૈરવના ઉપર પ્રસન્ન થયો. "

આવીજ રીતે શ્રીયુત મણિલાલ બકોરભાઇ વ્યાસે પોતાના 'શ્રીમાળીઓના જ્ઞાતિભેદ ' નામનાં પુસ્તકના ૮૬માં પેજમાં બંદિવાન છોડાવનાર 'ભેરૂશાહનો છંદ' પ્રકટ કર્યો છે, તેમાં પણ ભેરૂશાહનાં સ્મરણીય કાર્યોનો ઉલ્લેખ કર્યો છે. નમૂના દાખલ માત્ર તે છંદની એકજ કડી અહિં ઉદ્ધૃત કરીશું:—

" ખુરસાણ કાબિલ દિસહ ખંચહિ એક રૂશન બરસયે,
અસવરૈ યો મુલિતાંન લીજૈ કરબ ચેડી દખયે;
ખટહડે કોટ દુરંગ પાડી ધરા અસપતિ ધાવયે,
પુનિવંત સારંગ પછૈ ભેરૂ બહુત બંદિ છુડાવયે. ૧

ઉપર્યુક્ત છંદમાં એ પણ જણાવ્યું છે કે-ભેરૂશાહના પિતાનું નામ ડાહ્યાશાહ હતું, અને તેમનું ગોત્ર હતું લોઢા.

આજ ભેરૂશાહના ભાઇ રામાશાહે પણ ઘણાં મહત્ત્વનાં કાર્યો કર્યાં હતાં. જે કાર્યોનું દિગ્દર્શન કરાવનાર રામાશાહની એક કવિતા ઉપર્યુકત પુસ્તકનાજ પૃ. ૮૮ માં પ્રકટ થયેલી છે.

[1] આ થાનસિંઘે ફતેપુરમા મ્હોટા ઉત્સવપૂર્વક જિનબિંબની પ્રતિષ્ઠા હીરવિજયસૂરિના હાથે કરાવી હતી. અને તેજ વખતે શ્રીશાન્તિચંદ્રજીને ઉપાધ્યાય પદ આપવામાં આવ્યું હતુ. આવીજ રીતે તેણે આગરામાં પણ ચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર બનાવી પ્રતિષ્ઠા કરાવી હતી. આ મંદિર અત્યારે પણ આગરાના રોશનમહોલ્લામાં વિદ્યમાન

અને દુર્જનશાલ [1]હતા, ફીરાજનગરમાં અક્કુ સંઘવી હતો. આ

---

છે. તેમાં મૂલનાયકજીની મૂર્ત્તિ તો તે વખતે સ્થાપન થઇ હતી, તેજ છે, પરન્તુ મંદિર તેનું તેજ હોય એમ લાગતું નથી.

૧ વિ૦ સં૦ ૧૬૫૧ ના વૈશાખ મહીનામાં કૃષ્ણદાસ નામના કવિએ લાહોરમાં દુર્જનશાલની એક બાવની બનાવી છે. તે ઉપરથી જણાય છે કે-દુર્જનશાલ ઓસવાલ વંશીય જઠિયા ગોત્રનો હતો. અને તે જગુશાહના વંશમાં થયો હતો. જગુશાહને ત્રણ પુત્રો હતા-૧ વિમલદાસ, ૨ હીરાનંદ અને ૩ સંઘવી નાનુ. દુર્જનશાલ, નાનુનો પુત્ર થાય છે. આ દુર્જનશાલના ગુરૂ હીરવિજયસૂરિ હતા, એ વાત બાવનીની ૫૩ મી કડી ઉપરથી સ્પષ્ટ જણાય છે—

हरषु धरिउ मनमज्झि जात सोरीपुर किद्धि,
 संघ चतुरविधि मेलि लच्छि सुभमारगि दिद्धी;
जिनप्रसाद उद्धरइ सुजससंसारि हि संजइ,
 सुपतिष्टा संघपूज दानि छिय दंसन रंजइ;
संघाधिपत्ति नानू सुतन दुरजनसाल धरम्मधुर,
 कहि किश्नदास मंगलकरन हीरविजयसूरिंद गुर. ५३

આ કવિતા ઉપરથી એ પણ જણાય છે કે-તેણે સૌરીપુરની યાત્રા કરી ચતુર્વિધસંઘની ભક્તિ કરવામાં પોતાની લક્ષ્મીનો સદુપયોગ કર્યો હતો. તેમ તેણે જિનપ્રસાદનો ઉદ્ધાર અને પ્રતિષ્ઠા પણ કરાવી હતી.

આગળ ચાલતાં કવિ, દુર્જનશાલની પ્રશંસા કરતાં કહે છે—

लछिन अंगि वतीस चारिदस विद्या जाणइ,
 पातिसाहि दे मानु षान सुलितान वषाणइ;
लाहनूरगढ मज्झि प्रवरप्रासाद करायउ,
 विजयसेनसूरि वंदि भयो आनंद सवायउ;
जां लगइ सूर ससि मेर महि सुरसरिजलु आयासि धुअ,
 कहि किश्नदास तां लग तपइ दुरजनसाल प्रताप तुअ. ५४

આ ઉપરથી એક ખાસ મુદ્દાની વાત નિકળે છે, અને તે એ કે-દુર્જનશાલે લાહોરમાં એક મંદિર કરાવ્યું હતું.

આ નોટમાં દુર્જનશાલના કાકા હીરાનંદનું નામ ઉપર આપવામાં આવ્યું છે. આ હીરાનંદ તે છે કે-જેણે આગરામાં સીમંધરસ્વામીનું

સંઘવી બહુ પુન્યશાળી હતો. છન્નુ વર્ષની ઉમર થવા છતાં તેની પાંચે ઇંદ્રિયો મજબૂત હતી. તેની હયાતીમાં તેના ઘરમાં એકાણું પુરૂષો પાઘડીબંધ હતા. તેણે કેટલીક ઔષધશાળાઓ અને જિનપ્રાસાદો કરાવ્યા હતા. આ ગૃહસ્થ ધનાઢય હોવા ઉપરાન્ત કવિ પણ હતો. તેણે 'અકુબાવની' તથા બીજી ઘણી કવિતાઓ બનાવી હતી. સિરોહીમાં આસપાલ અને નેતા હતા. આ બન્ને ગૃહસ્થોએ અનુક્રમે ચોમુખજીના મંદિરમાં આદિનાથ અને અનંતનાથની પ્રતિષ્ઠા બહુ ધામધૂમ પૂર્વક કરાવી હતી. બર્હાનપુરમાં સંઘવી ઉદયકરણ, ભોજરાજ, ઠક્કર સંઘજી, હાંસજી, ઠક્કર સંભૂજી, લાલજી, વીરદાસ, ઋષભદાસ અને જીવરાજ વિગેરે હતા. માળવામાં ડામરશાહ અને સૂરતમાં ગોપી, સૂરજી, વ્હોરો સૂરો અને શાહ નાનજી વિગેરે હતા. વડોદરામાં સોની પાસવીર અને પંચાયણ, નવાનગરમાં અબજી ભણુશાલી અને જીવરાજ વિગેરે હતા. જ્યારે દીવમાં પારેખ મેઘજી, અભેરાજ, પરિખ દામો, દોસી જીવરાજ, શવજી અને બાઇ લાડકી વિગેરે હતાં.

---

મંદિર બનાવ્યું હતુ, કે જે મંદિર અત્યારે પણ વિદ્યમાન છે. આ મંદિરનો ઉલ્લેખ હીરાનંદના નામ સાથે પં. સૌભાગ્યવિજયજીએ પોતાની તીર્થમાળામા કર્યો છે. ( જૂઓ પ્રાચીન તીર્થમાળા સંગ્રહ પૃ. ૭૪ ) આ હીરાનંદે એક વખત બાદશાહ જહાંગીરની પણ મહેમાની કરી હતી. આ મહેમાની સંબંધી એક કવિતા ' શ્રીમાળીઓના જ્ઞાતિ ભેદ ' નામના પુસ્તકના ૯૬ મા પેજમાં પ્રકટ થઇ છે. તે ઉપરથી જણાય છે કે–આ મહેમાની સં ૧૬૬૭ માં કરી હતી:—

" સંબત સોલહૈ સતસઠે સાકા અતિ કીયા;
મિહમાની પતિસાહકી કરિકે જસ લીયા " ( પૃ. ૯૭ )

આ હીરાનંદ ઝવેરી વિષે એક કથા વીલીયમ હાવકીન્સ (William Hawkins) (૧૬૦૮–૧૨) નામના મુસાફરે લખી છે. જૂઓ, વિલીયમ ફ્રોસ્ટર સમ્પાદિત ' અરલી ટ્રેવલ્સ ઇન ઇંડિયા ' ( ૧૫૮૩–૧૬૧૯ ) પૃ. ૧૧૧.

આવી રીતે ઘણાં ગામોમાં સૂરિજીના અનેક ભક્ત શ્રાવકો રહેતા હતા. તે લોકોની સૂરિજી ઉપર એટલી બધી અટલ શ્રદ્ધા હતી કે–સૂરિજીના ઉપદેશથી કોઇ પણ કાર્ય કરવાને માટે તેઓ હરવખત તૈયાર રહેતા હતા, એટલુંજ નહિ પરંતુ સૂરિજીની પધરામણી વખતે અને એવા બીજા પ્રસંગોમાં હજારોનું દાન કરવામાં પણ લગારે સંકોચ કરતા નહિ.

હીરવિજયસૂરિ એક વખત ખંભાતમાં હતા, ત્યારે તેમનો પૂર્વાવસ્થાનો અધ્યાપક ખંભાતમાં આવી ચઢયો. સૂરિજી અત્યારે સાધુ હતા, લાખો મનુષ્યોના ગુરૂ હતા, છતાં સૂરિજીએ પોતાના પૂર્વાવસ્થાના અધ્યાપકનું બહુમાન કર્યું. પછી કહ્યું–' મહાશયજી ! આપ સત્કાર કરવાને યોગ્ય છો; પરન્તુ આપ જાણોજ છો કે હું અત્યારે નિર્ગ્રંથ છું, અતએવ આપને શું આપી શકું ?

અધ્યાપકે કહ્યું—' મહારાજ ! આપ એ સંબંધી કંઇ ચિંતા ન કરો. હું આપની પાસે આવ્યો છું, એનું કારણ જુદુંજ છે. મને એક દિવસ સર્પ કરડયો હતો. તેનું વિષ કેમે કરી ઉતરતું ન્હોતું. છેવટ એક ગૃહસ્થે આપનું નામ સ્મરણ કરીને તે ચામડીને ખૂબ ચૂસી કે જ્યાં ડંખ માર્યો હતો. આપના નામના પ્રભાવથી વિષ ઉતરી ગયું અને હું બચી ગયો. પછી મને વિચાર થયો કે–જે હીરવિજયસૂરિના નામ સ્મરણથી હું બચી ગયો છું, તે સૂરિનાં દર્શન કરીને મારે પવિત્ર થવું. બસ, આજ વિચારથી હું આપની પાસે આવ્યો છું. '

આ વખતે સૂરિજીની પાસે સંઘવણ સાંગદે બેઠાં હતાં, તેમણે સૂરિજીને પૂછ્યું કે–' શું આ બ્રહ્મદેવ આપના પૂર્વાવસ્થાન ગોર છે ?' સૂરિજીએ કહ્યું–'નહિં', તે મારા પૂર્વાવસ્થાના ગોર નહિં, કિન્તુ ગુરૂ છે. ' સંઘવણે ઝટ પોતાના હાથમાંથી કડું કાઢીને આપ્યું, અને બીજા પણ બારસો રૂપક એકઠા કરીને પેલા બ્રાહ્મણને દક્ષિણામાં આપ્યા. બ્રાહ્મણ ખુશી થતો અને સૂરિજીનું નામ જપતો વિદાય થયો.

આવી રીતે, એક વખત સૂરિજી આગરામાં હતા, ત્યારે પણ આવોજ કીર્ત્તિદાનનો પ્રસંગ બન્યો હતો. વાત એમ બની કે–સૂરિજીના પધારવાના નિમિત્તે લોકોએ ઘણા પ્રકારનાં દાન કર્યાં. આ વખતે અકૂ નામના એક યાચકની સ્ત્રી પાણી ભરવાને ગઇ હતી. તેણીને ઘરે આવતાં કંઇક વિશેષ વાર લાગી. ઘરે આવી એટલે તેના પતિએ તેણીને ઘણો ઠપકો આપ્યો, અને કહ્યું કે–' આટલો બધો વખત કેમ લગાડયો, હું કયારનો ભૂખ્યો થયો છું. ' સ્ત્રીએ કહ્યું–' પાણી ભરી લાવવું કંઇ રહેલું કામ નથી. એતો વારે થાય, અને જો એટલી બધી બહાદુરી રાખતા હો, તો જાઓને એકાદ હાથી તો લઇ આવો. '

તે યાચક આનકસાં ને આનકમાં ઘરેથી નિકળ્યો અને હીરવિજયસૂરિના ગુણો ગાવા લાગ્યો. પોતાના ગુરૂના ગુણ ગાતો જોઇ શ્રાવકો તેના ઉપર બહુ પ્રસન્ન થયા અને વસ્ત્રાદિનું ઘણું દાન કરવા લાગ્યા, પરન્તુ તે યાચકે કંઇજ ન લીધું, અને કહેવા લાગ્યો કે–' જો મને કોઇ હાથી આપે તો લઉં. '

આ વખત સદારંગ નામના ગૃહસ્થ, પોતાના ઘેરથી હાથી મંગાવીને લૂંછણું કરી તે યાચકને આપવા લાગ્યો, તેવામાં એક ભોજક ત્યાં બેઠો હતો, તે ઝટ બોલી ઉઠયો કે–' જે વસ્તુનું લૂંછણું થાય છે, તે વસ્તુ ઉપર ભોજકનોજ હક હોય છે, બીજાનો નહિ.' સદારંગે તુર્તજ તે હાથી ભોજકને આપી દીધો, અને અકુ યાચકને બીજો મંગાવી આપ્યો. થાનસિંઘે આ હાથીને શણગારી આપ્યો. અકુ યાચક હાથમાં અંકુશ લઇ હાથી ઉપર સવાર થયો, અને ઉમરાવો તથા ખુદ બાદશાહ પાસે જઇને પણ હીરવિજયસૂરિની તારીફ કરવા લાગ્યો. પછી તે પોતાને ઘેર જઇ સ્ત્રી આગળ પોતાની બહાદુરી બતાવવા લાગ્યો. સ્ત્રી જો કે ઘણી ખુશ થઇ, પરંતુ તેણીએ કહ્યું–' હાથી તો તેજ રાખી શકે, કે જે મ્હોટા રાજા–મહારાજા હોય અથવા જેને ગામ–ગરાસ હોય, આપણે તો યાચક કહેવાઇયે,

આપણે ત્યાં તે હાથી શોભી શકે ? માટે તેને વેચીને પૈસા કરી લેવા સારા છે.'

અકુ યાચકે પણ આ વાતને ઠીક માની અને તે હાથી એક મુગલને ત્યાં વેચી તેની સો સુવર્ણ મ્હોરો લઇ લીધી.

એક વખત સૂરિજી અમદાવાદ પધાર્યા, ત્યારે તેઓની પધારવાની ખુશાલીમાં સારા સારા ગાયકોએ સૂરિજીની સ્તુતિનાં સુમધુરગીતો રાગ-રાગણીથી ગાયાં. ગાયકોના મધુર સ્વરો અને સૂરિજીની સ્તુતિમાં રહેલા અલૌકિક ભાવોથી આખી સભા ચિત્રવત્ સ્થિર થઇ ગઇ. પરિણામે ગાયકોના ઉપર અત્યંત પ્રસન્ન થઇને ભદુઆ નામના શ્રાવકે તેજ વખત પોતાની કમરમાંથી ચાર હજાર રૂપીયાની કિંમતનો સોનાનો કંદોરો કાઢીને તે ગાયકોને દાનમાં આપ્યો. તે પછી તો એક પછી એક બીજા અનેક શ્રાવકોએ કોઇએ પાગડી તો કોઇએ અંગરખું, કોઇએ વીંટી તો કોઇએ કંઠી; એમ જેને જે ઠીક લાગ્યું તે દાનમાં આપ્યું. તે સિવાય ખાસ એક ટીપ પણ થઇ, જેમાં લગભગ બારસો રૂપિયા એકઠા થયા, તે પણ તે ગાયકોને દાનમાં આપ્યા.

એવીજ રીતે પતા નામના એક ભોજકે હીરવિજયસૂરિનો રાસ ગાયો હતો, જેથી પ્રસન્ન થઇ શ્રાવકોએ એક લાખ ટકા કરી આપ્યા હતા.

કહેવાની મતલબ કે-સુરિજીના ભક્તો આવી રીતે વખતો વખત પ્રસંગ પ્રાપ્ત થયે અઢળક દાન કરતા હતા. એ પણ સૂરિજીના પુણ્યપ્રકર્ષનીજ મહિમા, નહિ તો બીજું શું કહી શકાય ?

હવે આ પ્રસંગે ખાસ એક મહત્ત્વની બાબત તરફ પાઠકોનું ધ્યાન ખેંચવું ઉચિત સમજાય છે.

હીરવિજયસૂરિના ઉપર્યુક્ત ભક્ત શ્રાવકોનાં કાર્યો તરફ ધ્યાન આપીએ છીએ ત્યારે બહુધા તેઓની પ્રવૃત્તિ મંદિરો બનાવવામાં, પ્રતિષ્ઠાઓ કરાવવામાં, સંઘો કાઢવામાં અને એવાજ અન્યાન્ય કાર્યો પ્રસંગે મ્હોટા મ્હોટા ઉત્સવો કરવામાં થયેલી છે. ઋષભ-

દાસ કવિના કહેવા પ્રમાણે એકલા સૂરીશ્વરજીના હાથેજ પચાસ પ્રતિષ્ઠાઓ થઇ હતી. અને તેમના ઉપદેશથી લગભગ પાંચસો દેરાસરો થયાં હતાં. જેમ મૂલાશાહ, કુંઅરજી ઝવેરી, સોની તેજપાલ,[1] રાયમલ્લ,આસપાલ, થાનસિંઘ, માનુકલ્યાણુ, દુર્જનમલ્લ,

---

૧ સોની તેજપાલ ખંભાતનો રહેવાસી હતો. તે સૂરિજીના ઘણા ધનાઢ્ય અને મહાન્ ઉદાર શ્રાવકો પૈકીનો એક હતો. વિ. સં. ૧૬૪૬ ની સાલમાં હીરવિજયસૂરિ જ્યારે ખંભાત આવ્યા, ત્યારે જ્યેષ્ઠ સુદિ ૯ ના દિવસે તેણે અનંતનાથની પ્રતિષ્ઠા કરાવી પચીસ હજાર રૂપિયા ખરચ્યા હતા. આજ વખતે સોમવિજયજીને ઉપાધ્યાય પદવી પણ આપવામાં આવી હતી. તેણે આજ ખંભાતમાં એક મ્હોટું જિનભુવન પણ બનાવ્યું હતું. તેનું વર્ણન કરતાં ઋષભદાસ કવિ 'હીરવિજયસૂરિરાસ' માં લખે છે—

"ઇંદ્રભુવન જસ્યું દેહરું કરાવ્યું, ચિત્ર લિખિત અભિરામ;
ત્રેવીસમો તીર્થંકર થાપ્યો, વિજયચિંતામણી નામ હો. હી. ૬
ઋષભતણી તેણે મૂરતિ ભરાવી, અત્યંત મોટી સોય;
ભુંઇરામાં જઇને જુહારો, સમકિત નિરમલ હોય હો. હી. ૭
અનેક બિંબ જેણે જિનનાં ભરાવ્યાં, રૂપકકનકમણિ કેરાં;
ઓશવંશ ઉજવલ જેણે કરીઓ, કરણી તાસ ભલેરા હો. હી." ૮
પૃ. ૧૬૬

આ દેરાસર વર્ત્તમાનમાં ખંભાતના માણેકચોકની ખડકીમાં વિદ્યમાન છે. તેના ભોંયરામાં ઋષભદેવની મ્હોટી પ્રતિમા છે. આ ભોંયરાની ભીંત ઉપર એક લેખ છે, તે ઉપરનીજ વાતને પુરવાર કરે છે. લેખ આ પ્રમાણે છે—

॥ ६० ॥ श्रीगुरुभ्यो नमः ॥ श्रीविक्रमनृपात् ॥ संवत् १६६१ वरषे वैशाष शुदि ७ सोमे ॥ श्रीस्तंभतीर्थनगरव्यास्तव्य ॥ ऊकेश ज्ञातीय ॥ आबूहरागोत्रविभूषण ॥ सौवर्णिक काला सुत सौवर्णिक॥ वाघा भार्या रमाई ॥ पुत्र सौवर्णिक वछिआ ॥ भार्या सुहासिणि पुत्र सौवर्णिक ॥ तेजपाल भार्या ॥ तेजलदे नाम्न्या ॥ निजपति ॥ सौवर्णिक तेजपालप्रदत्ताज्ञया ॥ प्रभूतद्रव्यव्ययेन सुभूमिगृहश्री जिनप्रासादः कारितः ॥ कारितं च तत्र मूलनायकतया ॥ स्थापनकृते

ગોના કર્દૂ, વછીઆ, રાજિયા, ઠક્કર જસુ, શાહ રામજી વર્ધમાન, श्रीविजयचिंतामणिपार्श्वनाथबिंबं प्रतिष्ठितं तं च श्रीमत्तपागच्छाधिराजभट्टारकश्रीआणंदविमलसूरिपट्टालंकार ॥ भट्टारकश्रीविजयदानसूरि तत्पट्टप्रभावक ॥ सुविहितसाधुजनध्येय ॥ सुगृहीतनामध्येय ॥ पात ॥ साहश्रीअकब्बरप्रदत्तजगद्गुरुविरुदधारक ॥ भट्टारक ॥ श्रीहीरविजयसूरि ॥ तत्पट्टोदयशैल ॥ सहस्रपाद ॥; पातसाहश्रीअकब्बरसभासमक्षविजितवादिवृंदसमुद्भूतयशःकर्पूरपूरसुरभीकृतदिग्वधूवदनारविंदभट्टारकश्रीविजयसेनसूरिभिः ॥

क्रीडायातसुपर्वराशिरुचिरो यावत् सुवर्णाचलो-
मेदिन्यां ग्रहमंडलं च वियति व्रध्नेंदुमुख्यं लसत् ।
तावत्पन्नगनाथसेवितपदश्रीपार्श्वनाथप्रभो-
मूर्त्तिश्रीकलितोयमत्र जयतु श्रीमज्जिनेंद्रालयः ॥१॥छः॥ः॥

આ લેખ ઉપરથી જણાય છે કે--સોની તેજપાલ **ઓસવાલ** જાતિનો હતો, અને તેનું ગોત્ર આબૂહરા હતું. તેના પિતાનું નામ **વછિઆ** હતું અને માતાનું નામ સુહાસિણી. આ સિવાય આમાંથી એક મહત્ત્વની વાત નિકળે છે. તે એ છે કે--આ ભૂમિગૃહવાળું જિન-મંદિર સોની તેજપાલની ભાર્યા તેજલદેએ પોતાના પતિની આજ્ઞાથી ઘણું દ્રવ્ય ખરચીને કરાવ્યું હતું. બિંબની પ્રતિષ્ઠા સં. ૧૬૬૧ ના વૈશાખ વદ ૭ ના દિવસે વિજયસેનસૂરિએ કરી હતી.

આજ સોની તેજપાલે એક લાખ લ્યાહરી ખરચીને **સિદ્ધાચલજી** ઉપર મૂલનાયક શ્રીઋષભદેવ ભગવાનના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. આ હકીકત સિદ્ધાચલજી ઉપરના મુખ્ય મંદિરના પૂર્વદ્વારના રંગમંડપમાં એક થાંભલા ઉપર કોતરેલા શિલાલેખ ઉપરથી પણ સિદ્ધ થાય છે. આ લેખ એકંદર ૮૭ પંક્તિઓમાં કોતરેલો છે, આરંભમાં આદિનાથ અને મહાવીરસ્વામિની સ્તુતિ કરીને હીરવિજયસૂરીની પટ્ટાવલી આપીને હીરવિજયસૂરિ અને વિજયસેનસૂરિના પ્રભાવક કાર્યોનો ઉલ્લેખ કર્યો છે. તે પછી સોની તેજપાલના પૂર્વપુરૂષોનાં નામો આપી તેજપાલે હીરવિજયસૂરિ અને વિજયસેનસૂરિના ઉપદેશથી જિનમંદિરો બનાવવામા અને સંઘભક્તિ કરવામા અગણિતદ્રવ્ય ખરચ્યાનું લખ્યું છે. તેમાં ખાસ કરીને સં. ૧૬૪૬ માં ખંભાતમાં સુપાર્શ્વનાથનું મંદિર

અબજી અને ભારમલ[1] વિગેરેએ અનેક મંદિરો અને સૂરિજીના

કરાવ્યાની પણ નોંધ લીધી છે. તે પછી પ્રસ્તુત ઋષભદેવના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યાની હકીકત લખવા સાથે આ મંદિરની ઊંચાઇ, તેના ગોખલાઓ અને તોરણો વિગેરે તમામ બાબતોનું વર્ણન કર્યું છે. તદનન્તર સં. ૧૬૪૯ માં આ મંદિર તૈયાર થયાનું અને તેનુ **'નંદિવર્ધન'** નામ સ્થાપન કરી સં. ૧૬૫૦ માં બહુ ધૂમધામપૂર્વક **શત્રુંજયની** યાત્રા કરી **હીરવિજયસૂરિના** પવિત્ર હાથથી પ્રતિષ્ઠા કરાવ્યાનું લખ્યું છે.

આની સાથે એ પણ જણાવવામાં આવ્યું છે કે–આ મંદિરના ઉદ્ધારની સાથે શા. **રામજી**, જસુ ઠક્કર, કુંઅરજી અને મૂલાશેઠનાં તૈયાર થયેલાં મંદિરોની પ્રતિષ્ઠા પણ સૂરિજીએ આજ સમયે કરી હતી.

છેવટે—સૂત્રધાર **વસ્તા**, પ્રશસ્તિના લેખક કમલવિજય પંડિતના શિષ્ય **હેમવિજય**, શિલા ઉપર લખી આપનાર પં. **સહજસાગરના** શિષ્ય જયસાગર અને શિલામાં અક્ષરો કોતરનાર **માધવ** તથા **નાના** નામના શિલ્પીઓના નામો આપીને આ લેખ પૂરો કરવામાં આવ્યો છે.

ઉપર્યુક્ત કાર્યો સિવાય **તેજપાલે** બીજાં પણ શાસનપ્રભાવનાનાં અનેક કાર્યો કર્યાં હતાં. ઋષભદાસ કવિ **હીરવિજયસૂરિરાસમાં તેજપાલની** પ્રશંસા કરતાં કથે છે—

આબૂગઢનો સંઘવી થાય, લહિણી કરતા જાય;
આબૂગઢે અચલેશ્વર આવે, પૂજે ઋષભના પાય હો. હી૦ ૧૦
સાતે ખેત્રે જેણે ધન વાવ્યું, રૂપક નાણે લહિણા;
હીરતણા શ્રાવક એ હોયે, જાણું મુગટ પરિગહિણાં હો. હી૦ ૧૧
સોની શ્રીતેજપાલ બરાબરિ, નહિં કો પૌષધધારી;
વિગથા વાત ન અડકી થાંભે, હાથે પોથી સારી હો. હી૦ ૧૨
—પૃ. ૧૬૬

[1] 'શ્રીમાળીઓના જ્ઞાતિભેદ' નામના પુસ્તકના પૃ. ૬૧ માં 'જુદાં જુદાં ગોત્રોના પ્રસિદ્ધ શ્રીમાળીઓ' સંબંધી એક કવિતા પ્રસિદ્ધ થઇ છે, તેમાં આ **ભારમલ્લ** સંબંધી પણ વર્ણન છે. આના વર્ણન ઉપરથી જણાય છે કે–**ભારમલ્લે** સં. ૧૬૩૫ ના દુષ્કાળમાં ગરીબોને સહાયતા કરી દુષ્કાળનો ભય દૂર કરાવ્યો હતો. અકબરે તેને ટંકશાળનું કાર્ય સોંપ્યું હતું. **ભારમલની** આ સ્તુતિ કવિ ખેતાએ સં. ૧૬૪૩ માં લખી છે. જૂઓ, તે પુસ્તકનું પૃ. ૬૨ મું.

હાથે પ્રતિષ્ઠાઓ કરાવી તે નિમિત્ત મ્હોટા મ્હોટા ઉત્સવો કર્યા હતા. શાહ **હીરાએ નવાનગરમાં**, કુંવરજી[1] **બાઢુઆએ કાવીમાં**, શાહ **લહુજીએ ગંધારમાં** અને શાહ હીરાએ **ચીઉલમાં** જિનમંદિરો કરાવ્યાં હતાં, તે સિવાય લાહોર, **આગરા, મથુરા, માલપુર, ફતેપુર,**

---

૧. આ કુંવરજીએ કાવી, કે જે ખંભાતની પાસે આવેલ છે, ત્યાં બે મ્હોટાં મંદિરો બનાવેલાં છે. બન્ને મંદિરો હાલ વિદ્યમાન છે. એક **ધર્મનાથનું** મંદિર કહેવાય છે અને બીજું **આદીશ્વરનું**. ધર્મનાથના મંદિરના રંગમંડપની બહાર દરવાજાની ભીંતમા એક લેખ છે, તેમાં કુંઅરજીનો ટૂંકો પરિચય છે. આ લેખનો સંવત્ આ છેઃ—૧૬૫૪ ના શ્રાવણ વદિ ૯ શનિવાર. આ મંદિરનું નામ '**રત્નતિલક**' આપ્યાનું જણાવ્યું છે. આ સિવાય આજ મંદિરના મૂલનાયકના પરિકરની જમણી બાજુના કાઉસગિયા ઉપર એક લેખ છેઃ તેમાં સં. ૧૬૫૬ ના વૈશાખ સુ. ૭ ના દિવસે કુંઅરજીએ વિજયસેનસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવ્યાનું લખ્યું છે.

**આદીશ્વરના** મંદિરમાં મૂલ ગભારાના દરવાજામા પેસતાં જમણા હાથ તરફ ગોખલામાં ૩૨ શ્લોકોની એક પ્રશસ્તિયુક્ત લેખ છે. તેમાંથી કુંઅરજી સંબંધી આ હકીકત નિકળે છેઃ—

ગુજરતમાં આવેલ **વડનગર** ગામમાં **લઘુનાગરજ્ઞાતીય** અને **સિયાણા** ગોત્રનો **ગાંધી દેપાલ** રહેતો હતો. તેનો પુત્ર **અલુઆ**, અને તેનો પુત્ર **લાડિકા** નામનો થયો. તેને બે પુત્રો થયા-**બાઢુક** અને **ગંગાધર. બાઢુકને** બે સ્ત્રીયો હતી–૧ **પોપટી** અને ૨ **હીરાદેવી.** તે બન્નેને ત્રણ પુત્રો થયા. **પોપટીનો કુંઅરજી** અને હીરાદેવીના **ધર્મદાસ** અને **વીરદાસ.** લક્ષ્મીને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી ગાધી **બાઢુઓ** ખંભાતમાં આવી વસ્યો હતો. ખંભાતમાં તેણે દરેક પ્રકારે ઉન્નતિ કરી હતી. આ વખતે કાવીતીર્થમા એક મંદિર હતું, તે ઘણુંજ જીર્ણ થઇ ગયું હતું. એને જોઇને કુંવરજીની ઇચ્છા તેનો જીર્ણોદ્ધાર કરવાની થઇ; પરન્તુ તેણે પ્રશસ્તિમાં કહેવા પ્રમાણે **ततः श्रद्धावता तेन भूमिशुद्धिपुरःसरम् । स्वभुजार्जितवित्तेन प्रासादः कारितो नव. ।** તે શ્રદ્ધાળુ શ્રાવકે પોતાની ભુજાથી ઉત્પન્ન કરેલ દ્રવ્યથી, જમીન શુદ્ધિથી લઇને આખુ મંદિર નવુંજ કર્યું. અને સં. ૧૬૪૯ ના માર્ગશીર્ષ સુ. ૧૩ સોમવારના દિવસે શ્રી આદીશ્વર ભગવાનને સ્થાપન કરી વિજયસેનસૂરિ પાસે તેની પ્રતિષ્ઠા કરાવી.

રાધનપુર, કલિકોટ, માંડવગઢ, રામપુર, ડભોલ વિગેરેમાં ઘણાં મંદિરો તેમના ઉપદેશથી થયાં હતાં. ભારમલશાહે વૈરાટમાં, વસ્તુપાલે સીરોહીમાં, વચ્છરાજ અને રૂપાએ રાજનગરમાં, કંકૂશાહે પાટણમાં, વધુ અને ધનજીએ વડલી અને કુણગેરમાં; શ્રીમલ, કીકા અને વાઘાએ શક્કરપુરમાં[1] દેરાસરો અને પૌષધશાળાઓ બનાવી હતી. ઠક્કર જયરાજ અને જસવીરે મહિમદપુરમાં દેરાસર બંધાવ્યું હતું અને આબુનો સંઘ કાઢયો હતો, ઠક્કર લાઇએ અકબરપુરમાં દેરાસર અને ઉપાશ્રય બંધાવ્યો હતો, ઠક્કર વીરા અને સોઢાએ પણ જિનભુવન કરાવ્યું હતું, જ્યારે કુંઅરપાલે દીલ્હીમાં કરાવ્યું હતું.

વર્ત્તમાન જમાનામાં કેટલાકોને આ હકીકત અનુચિત જેવી લાગશે ખરી; પરન્તુ કહેવું જરૂરનું થઇ પડશે કે-જે જમાનાનું અવલોકન આપણે કરીએ છીએ, તે જમાનાને માટે સૂરિજીનો ઉપદેશ સમુચિત-યોગ્યજ હતો, કારણકે -કાલના પ્રભાવે થોડાજ વખત ઉપર થયેલા કેટલાક મુસલમાનોના જુલ્મના કારણે ઘણાં ખરાં સ્થાનોમાંથી મંદિરો નષ્ટપ્રાય થઇ ગયાં હતાં, તેમ આશાતનાના ભયથી કેટલીક મૂર્ત્તિયોને પણ ગુપ્તસ્થાનોમાં ભંડારી દેવામાં આવી હતી. આવી અવસ્થામાં ધર્મની રક્ષાને માટે તે સંબંધી ઉપદેશ આપવો, એ જમાનાને અનુકૂલજ કહી શકાય.

ટૂંકમાં કહીએ તો-આપણા નાયક હીરવિજયસૂરિનાં તમામ કાર્યો તરફ લક્ષ આપનાર કોઇ પણ સહૃદય એમ કહ્યા સિવાય નહિ રહી શકે, કે તેમણે સંપૂર્ણ રીતે સમયના પ્રવાહને ધ્યાનમાં રાખીને જ ઉપદેશ આપ્યો હતો.

---

૧. શક્કરપુર, ખંભાત શહેરથી લગભગ બે માઇલ ઉપર આવેલ પરું છે. વર્તમાનમા ત્યા બે મંદિરો છે, એક ચિંતામણિ પાર્શ્વનાથનું અને બીજું સીમંધર સ્વામીનું. બન્ને દેરાસરોમા જાણવા જેવો કોઇ લેખ નથી. માત્ર આચાર્યોની પાદુકાઓ ઉપરના અને એવા છૂટા છવાયા લેખો છે, કે જે ઘણે ભાગે અઢારમી શતાબ્દિના છે. ઉપર બતાવેલ ગૃહસ્થોના નામનો એક પણ લેખ નથી.

# પ્રકરણ ૧૦ મું.

## શેષપર્યટન.



પાંચમા પ્રકરણની અંતમાં આપણે આપણા નાયક હીરવિજયસૂરિને અભિરામાબાદમાં મૂકી આવ્યા છીએ. હવે આપણે તેમના તે પછીના પર્યટનને તપાસીએ. વિ. સં. ૧૬૪૨ (ઇ. સ. ૧૫૮૬) નું ચાતુર્માસ તેમણે અભિરામાબાદમાં વ્યતીત કર્યું. તે દરમીયાન, ગુજરાતમાં ઉપસ્થિત થયેલા ભયંકર ઉપદ્રવને શાંત કરાવવાને માટે તેમને પુનઃ ફતેપુર–સીકરી જવું પડયું હતું, એ વાત આપણે ગત પ્રકરણમાં જોઇ ગયા છીએ. અભિરામાબાદથી વિહાર કરી પાંચમા પ્રકરણમાં કહેવા પ્રમાણે મથુરા અને ગ્વાલીયરની યાત્રા કરી સૂરિજી આગરે આવ્યા હતા. તેમના પધારવાથી આગરામાં સારાં સારાં ધર્મ કાર્યો થયાં હતાં. ત્યાંથી પછી વિહાર કરી તેઓ મેડતે પધાર્યા હતા. ફાગણુ ચોમાસુ તેમણે મેડતામાંજ વ્યતીત કર્યું હતું. તે પછી ત્યાંથી આગળ વિહાર કરી નાગોર પધાર્યા. નાગોરમાં સૂરિજીનો બહુ સારો સત્કાર થયો હતો. સંઘવી જયમલ ભક્તિપૂર્વક સૂરિજીને વંદન કરવાને સ્હામે ગયો હતો. મ્હેતા મેહાજલે પણ સૂરિજીની ઘણી ભકિત કરી હતી. અહિં જેસલમેરનો સંઘ સૂરિજીને વંદન કરવાને આવ્યો હતો. જેમાં માંડણ કોઠારી મુખ્ય હતો. આ સંઘે સૂરિજીની સોનૈયાથી પૂજા કરી હતી. સં. ૧૬૪૩ નું ચાતુર્માસ પૂરું થયા પછી સૂરિજી પીપાડ પધાર્યા. સૂરિજીના પધારવાની ખુશાલીમાં અહિના તાલા પુષ્કરણાએ (બ્રાહ્મણે) ઘણું દ્રવ્ય ખરચ્યું હતું. ત્યાંથી પછી સૂરિજી સીરોહી પધાર્યા હતા બીજી તરફ વિજયસેનસૂરિજી, કે જેઓ ગુજરાતથી સૂરિજીની સ્હામે આવતા

હતાં, તેઓ પણ અહિંજ સૂરિજીને મળ્યા હતા. બન્ને આચાર્યોના એકત્રિત થવાથી લોકોમાં અપૂર્વ ઉત્સાહ ફેલાયો હતો. જો કે, આ પ્રમાણે બન્ને આચાર્યોનો એકત્રિત નિવાસ સીરોહીમાં થોડોજ વખત રહ્યા હતો; કારણ કે વિજયસેનસૂરિને કેટલાંક અનિવાર્ય કારણોથી બહુ જલદી ગુજરાતમાં હીરવિજયસૂરિની આજ્ઞાથી આવવું પડ્યું હતું સીરોહીમાં હીરવિજયસૂરિના બિરાજવાથી અને તેમના ઉપદેશથી શાસનની ઉન્નતિનાં બહુ સારાં સારાં કાર્યો થયાં હતાં. આ વખતે સીરોહીના ગૃહસ્થો એટલા બધા ઉત્સાહમાં આવી ગયા હતા, કે સૂરિજીને આબૂની યાત્રા કરાવ્યા પછી ઘણીજ વિનતિ કરીને પાછા સીરોહીમાં લાવી ચોમાસુ કરાવ્યું હતું. ( વિ. સં. ૧૬૪૪ ). સૂરિજીને ચોમાસુ કરાવવામાં રાય સુલતાન અને તેના મંત્રી પૂંજા મહેતાનો ઘણો આગ્રહ હતો. સીરોહીમાં પણ અનેક દીક્ષોત્સવો અને બીજાં કેટલાંક ધર્મની ઉન્નતિનાં કાર્યો કરાવી સૂરિજી પાટણ પધાર્યા અને વિ. સં. ૧૬૪૫ નું ચાતુર્માસ તેમણે પાટણમાંજ કર્યું. પાટણમાં પણ તેમણે સાત જણને દીક્ષા આપી હતી. પાટણથી વિહાર કરીને સૂરિજી ખંભાત પધાર્યા અહિં તેમણે પ્રતિષ્ઠાદિ કેટલાંક કાર્યો કર્યાં હતાં. માલૂમ પડે છે કે–વિ. સં. ૧૬૪૬ નું ચાતુર્માસ તેમણે ખંભાતમાંજ કર્યું હતું. આજ વર્ષમાં ધનવિજય, જયવિજય, રામવિજય, ભાણુવિજય, કીર્તિવિજય અને લબ્ધિવિજયને પંન્યાસ પદવિયો આપવામાં આવી હતી વિ. સં. ૧૬૪૭ ની સાલમાં એ પ્રમાણે કેટલાક કાર્યો કરી સૂરિજી અમદાવાદ આવ્યા હતા. અમદાવાદમાં સૂરિજીનો સારો સત્કાર થયો હતો. તેમના પધારવાની ખુશાલીમાં ઘણા શ્રાવકોએ અતુલિત દાન કર્યું હતું. તેમ મ્હોટા આડંબરપૂર્વક ઉત્સવો કર્યા હતા. વિ. સં. ૧૬૪૮ની સાલમાં સૂરિજી અમદાવાદમાંજ રહ્યા હતા, અને તે વખતે નવાબ આજમખાનની સાથે વધારે પરિચય થયો હતો. જેનું વર્ણન સાતમા પ્રકરણમાં આપવામાં આવ્યું છે. સૂરિજી અહિંથી વિચરતા વિચરતા રાધનપુર પધાર્યા હતા. આ વખતેજ સૂરિજીને અકબર બાદશાહનો પત્ર

મળ્યો હતો, જેમાં વિજયસેનસૂરિને પોતાની પાસે મોકલવાને પ્રાર્થના કરી હતી. અને વિજયસેનસૂરિને મોકલવામાં પણ આવ્યા હતા. અહિં ૭ હજાર સોનામહોરોથી લોકોએ સૂરિજીની પૂજા કરી હતી. અહિંથી વિહાર કરી સૂરિજી પાટણ પધાર્યા હતા. પાટણમાં આ વખતે ત્રણ પ્રતિષ્ઠાઓ કરી હતી. કાસમખાનની સાથે ધર્મચર્ચા કે જેનું વર્ણન સાતમા પ્રકરણમાં કરવામાં આવ્યું છે, તે કરવાનો પ્રસંગ પણ સૂરિજીને આજ વખતે મળ્યો હતો.

પાટણની આ વખતની સ્થિતિ દરમીયાન સૂરિજીને એક દિવસ રાત્રે સ્વપ્ન આવ્યું. તેમાં તેમણે જોયું કે–પોતે એક હાથી ઉપર સવાર થઇને પર્વત ઉપર ચઢી રહ્યા છે અને હજારો લોકો તેમને નમસ્કાર કરે છે.

સૂરિજીએ આ હકીકત સોમવિજયજીને જણાવી. પ્રત્યુત્તરમાં તેમણે બહુ વિચારપૂર્વક કહ્યું કે–' આ સ્વપ્નના ફળમાં મને લાગે છે કે–સિદ્ધાચલની યાત્રા થવી જોઇએ.' બનવા કાળ કે–થોડાજ વખત પછી સૂરિજીને સિદ્ધાચલની યાત્રા કરવાનો વિચાર થયો. સૂરિજીનો વિચાર નક્કી થતાં પાટણના જૈનસંઘે સૂરિજીની સાથેજ છરી[1] પાળતાં સિદ્ધાચલની યાત્રાએ જવાનું નક્કી કર્યું. સંઘે ગુજરાત અને કાઠિયાવાડનાં તમામ ગામો ઉપરાન્ત લાહોર,

---

૧ વિધિપૂર્વક તીર્થયાત્રા કરનારને છરી પાળવાની શાસ્ત્રાજ્ઞા છે. અર્થાત્ જેની અંતમાં રી આવે, એવી ૭ બાબતો પાળવાની છે. તે ૭ બાબતો આ છે:–૧ એકાહારી (એક વખતજ ભોજન કરવું), ૨ ભૂમિસંસ્તારી ( જમીન ઉપરજ સૂવું ), ૩ પાદચારી (પગે ચાલીનેજ જવું), ૪ સમ્યક્ત્વધારી ( દેવ–ગુરૂ અને ધર્મ ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખવી ), ૫ સચિત્તપરિહારી ( સચિત્ત–જીવનવાળી વસ્તુઓનો ત્યાગ કરવો ), અને ૬ બ્રહ્મચારી ( ઘેરથી નિકળવું, ત્યારથી યાત્રા કરીને ઘેર આવવું, ત્યાં સુધી બરાબર બ્રહ્મચર્ય પાળવું. )

આ પ્રમાણે છરી પાળવા પૂર્વક જે તીર્થયાત્રા કરવામા આવે છે, તે વિધિપૂર્વકની યાત્રા ગણી શકાય છે.

આગરા, મુલતાન, કાશ્મીર અને બંગાળામાં પણ મ્હોટાં મ્હોટાં શહેરોમાં કાસદિયાઓ સાથે નિમંત્રણો મોકલ્યાં. શુભ મુહૂર્તમાં પાટણનો સંઘ સૂરિજીઆદિ મુનિમંડલ સાથે રવાના થયો. ગાડિયો, ઘોડા, ઊંટ અને માફા વિગેરે મ્હોટી ધૂમધામ પૂર્વક હજારો માણસોની સંખ્યામાં સંઘ આગળ વધવા લાગ્યો. ધીરે ધીરે ચાલતાં ચાલતાં આ સંઘ અમદાવાદ પહોંચ્યો. આ વખતે અમદાવાદમાં સૂબા તરીકે અકબરનો પુત્ર સુલતાન મુરાદ હતો. તેણે સંઘની અને સૂરિજીની બહુ જ ભક્તિ કરી તથા સૂરિજીના ઉપદેશથી પ્રસન્ન થઇ પોતાના બે મેવડા સૂરિજીની સેવામાં મોકલ્યા.

અનુક્રમે પ્રયાણ કરતાં કરતાં સંઘ ધોળકે આવ્યો. આ વખતે ખંભાતના સંઘવી ઉદયકરણે વિનતિ કરીને ધોળકામાં થોડો વખત સ્થિરતા કરાવી, તે દરમીયાન ખંભાતથી બાઇ સાંગદે અને સોની તેજપાલ પોતાની સાથે છત્રીસ સેજવાલાં લઇને ધોળકે આવી પહોંચ્યાં અને તેઓ પણ આ સંઘની સાથેજ સિદ્ધાચલની યાત્રાએ ચાલ્યાં.

જ્યારે આ મ્હોટો સંઘ પાલીતાણાની નજીકમાં લગભગ આવવા થયો, ત્યારે સોરઠના અધિપતિ નવરંગખાનને ખબર પડી કે–સુપ્રસિદ્ધ જૈનાચાર્ય હીરવિજયસૂરિ એક મ્હોટા સંઘની સાથે સિદ્ધાચલની યાત્રા કરવાને પધારે છે, ત્યારે તે એકદમ તે સંઘની સ્હામે આવ્યો. સોરઠના સૂબાની સાથે ઉપલક કેટલીક વાતચીતો થયા પછી બાદશાહ અકબરે આપેલાં કેટલાંક ફરમાનો તેને બતાવામાં આવ્યાં. સૂબો બહુજ ખુશી થયો. તેણે સૂરિજીને ઘણુંજ માન આપ્યું. ઘણા આડંબર સાથે પાલીતાણામાં પ્રવેશ કરાવ્યો. એક તરફ અનેક પ્રકારનાં વાજીત્રોથી ગાજી રહેલ ગગનમંડળમાં ભાટોના મુખથી નિકળતી બિરૂદાવલિયોની ધ્વનિ કોઇ ઓરજ સુર પૂરતી હતી. બીજી તરફ ભજનમંડલીયો તરફથી લેવાતા દાંડિયારાસો અને છેવટના ભાગમાં, સિદ્ધચલજીને ભેટવા માટે પ્રોત્સાહિત કરનારાં સુંદરિયોનાં મધુર ગીતો લોકોનાં ચિત્તોને ગદ્ગદ કરી નાખતાં હતાં. લાખો

મનુષ્યોની મેદનીની મધ્યમાં ચાલતા સૂરીશ્વરજીને હજારો માણસો સોના-ચાંદીના ફૂલોથી વધાવતા હતા. અને ગૃહસ્થવર્ગ એક બીજાને કેશરનાં છંટકાવથી છંટકાવ કરી આજના અપૂર્વ પ્રસંગનો હર્ષ પ્રકટ કરતા હતા.

ઋષભદાસ કવિના કથન પ્રમાણે આ વખતે સૂરિજીની સાથે બહોત્તર સંઘવિયો યાત્રા કરવામાં સામેલ હતા. જેમાં શાહ શ્રીમલ્લ, સંઘવી ઉદયકરણ, સોની તેજપાલ, ઠક્કર કીકા, કાળા, શાહ મનજી, સોની કાલો, પાસવીર, શાહ સંઘજી, શાહ સોમજી, ગાંધી કુંઅરજી, શાહ તોલો, વ્હોરા વરજાંગ, શ્રીપાલ, શાહ શ્રીમલ્લ વિગેરે મુખ્ય હતા. શાહ શ્રીમલ્લની સાથે પાચસો સેજવાલાં અને અશ્વ-પાલખીયો વિગેરેનો તો પારજ ન્હોતો. વળી તેની સાથે ચાર જોડી તો નિશાન-ડંકાની હતી.

આ સિવાય પાટણથી કકુશેઠ પણ સંઘ લઇને આવ્યા હતા. મ્હેતા અબજી, સોની તેજપાલ, દોસી લાલજી અને શાહ શિવજી વિગેરે પાટણના સંઘ સાથે આવ્યા હતા. અમદાવાદના ત્રણ સંઘો આવ્યા હતા. શાહ વીપૂ અને પારેખ ભીમજી સંઘપતિ થઇને આવ્યા હતા. પૂંજો બંગાણી, શાહ સોમો અને ખીમસી પણ આવ્યા હતા.

માળવાથી ડામરશાહ પણ સંઘ લઇને આવ્યો હતો. તેની સાથે ચંદ્રભાણ, સૂરો અને લખરાજ વિગેરે પણ હતા. મેવાતથી કલ્યાણબંબૂ[1] પણ સંઘ લઇને આવ્યો તેણે બશેર બશેર ખાંડની લ્હાણી કરી હતી. મેડતાથી સદારંગ પણ સંઘ લઇને આવ્યો હતો.

---

૧ આ કલ્યાણબંબૂ આગ્રાનો રહીશ હતો. આ કલ્યાણના પિતા બંબૂએ અને કુંઅરજી નામના બીજા ગૃહસ્થે (કદાચ બન્ને ભાઇ થતા હોય) સમ્મેતશિખરની યાત્રા માટે એક મ્હોટો સંઘ કાઢયો હતો. સંઘે પૂર્વ દેશના તમામ તીર્થોની યાત્રા કરી હતી, આ યાત્રાનું વર્ણન શ્રીકલ્યાણવિજય વાચકના શિષ્ય પં. જયવિજયજીએ सम्मेतशिखर-तीर्थमाला માં કર્યું છે. જૂઓ-तीर्थमालासंग्रह ભા. ૧ લો, પૃ૦ ૨૨ થી ૨૮.

ઉપરનાં ગામો ઉપરાન્ત સૂરિજીની આ યાત્રાના પ્રસંગે જેસલમેર, વીસનગર, સિદ્ધપુર, મહેસાણા, ઈડર, અહમનગર, (હિમ્મતનગર) સાબલી, કપડવંજ, માતર, સોજીતરા, નડીયાદ, વડનગર, ડાભલું, કડા, મહેમદાવાદ, બારેજા, વડોદરા, આમોદ, સીનોર, જંબૂસર, કેરવાડા, ગંધાર, સૂરત, ભરૂચ, રાનેર, ઊના, દીવ, ઘોઘા નવાનનગર, માંગરોળ, વેરાવળ, દેવગીરી, વીજાપુર, વરાડ નંદરબાર, સીરોહી, નડુલાઇ, રાધનપુર, વડલી, કુણગેર, પ્રાંતીજ, મહીઅજ, પેથાપુર, બોરસદ, કડી, ધોળકા, ધંધૂકા, વીરમગામ, જૂનાગઢ, અને કાલાવડ વિગેરે ગામોના સંઘો પણ આવ્યા હતા. **વિજયતિલકસૂરિરાસ** ના કર્ત્તા **પં. દર્શનવિજયજી**ના કથન પ્રમાણે આ સંઘમાં એકંદર બે લાખ માણસો એકઠા થયા હતા.

જે જમાનાનું વૃત્તાન્ત આપણે જોઇએ છીએ; તે જમાનો વર્ત્તમાન જમાના જેવો ન્હોતો. તે જમાનામાં એક ગામથી બીજે ગામ સમાચાર પહોંચાડવામાં દિવસોના દિવસો વ્યતીત થતા હતા; જ્યારે અત્યારે હજારો માઇલ સમાચાર પહોંચાડવામાં માત્ર મીનીટોની જરૂર પડે છે. તે જમાનામાં કોઇ પણ તીર્થની યાત્રા કરવામાં ઘણા મહીનાઓનો સમય લાગતો, અતુલિત દ્રવ્યનો વ્યય થતો અને કેટલીએ મુશ્કેલીઓ ઉઠાવવી પડતી, જ્યારે અત્યારે તેજ તીર્થયાત્રા માત્ર કલાકોની અંદર થોડાજ ખર્ચમાં કરીને લોકો પોતાને ઘેર પાછા આવી જાય છે. તે જમાનામાં એટલા બધા વખતનો અને સમયનો ભોગ આપી તીર્થયાત્રાઓ થઇ શકતી હતી, તેનુંજ એ કારણ હતું કે લોકો તીર્થયાત્રા કરવાને બહુ કમ જતા હતા. જ્યારે કંઇ એવા મ્હોટા સંઘો નિકળતા, ત્યારેજ લોકો આનંદથી યાત્રા કરી શકતા.

પ્રસ્તુત યાત્રાના પ્રસંગે આટલા બધા ભાગોના સંઘો એકઠા થયા હતા, તેનું કારણ પણ એજ હતું કે—આવો અપૂર્વ પ્રસંગ તેઓને ફરી મળી શકે તેમ ન્હોતો. આ વખતે ત્યાં આવનારાઓને સ્થાવર અને જંગમ બન્ને પ્રકારનાં તીર્થોની યાત્રાનો અપૂર્વ લાભ

મળવાનો હતો. તે બે પ્રકારનાં તીર્થો—સિદ્ધાચલ ( સ્થાવર તીર્થ ) અને હીરવિજયસૂરિ (જંગમતીર્થ ). અને તેટલાજ માટે લાખો માણસોનો અભૂતપૂર્વ મેળો ભરાયો હતો. ઋષભદાસ કવિના કથન પ્રમાણે આ વખતે સૂરિજીની સાથે યાત્રા કરવામાં એક હજાર સાધુઓ સામેલ હતા.

આવતી કાલે ચૈત્રીપૂર્ણિમાનો દિવસ છે. પુંડરીકસ્વામી પાંચક્રોડ મુનિયોની સાથે મોક્ષે પણ આજ દિવસે ગયા છે. સૂરીશ્વરજીએ પણ આજ પવિત્ર દિવસે યાત્રા કરવાનું નક્કી રાખેલું છે. પાલીતાણા ગામથી શત્રુંજય પહાડ લગભગ બે માઇલ દૂર હોવાથી અને સ્હવારમાં સમસ્ત સંઘની સાથે એકાએક વખતસર ન નિકળી શકાય, એટલા માટે સૂરિજીએ અને સમસ્ત સંઘે ચૌદશના દિવસે જ પાહડ તરફ પ્રસ્થાન કર્યું હતું.

શત્રુંજય પહાડની તલહટીમાં અત્યારે યાત્રાળુઓને માટે અનેક સાધનો બનેલાં છે, તેવું તે વખતે કંઇ ન્હોતું. અને તેટલા માટે સૂરિજીએ શિવના મંદિરમાં રાત્રિ વ્યતીત કરી હતી, અને સંઘે મેદાનમાં પડાવ નાખ્યો હતો, એમ 'હીરસૌભાગ્યકાવ્ય'ના કર્ત્તાનું કથન છે.

બીજા દિવસે એટલે પૂનમના દિવસે સ્હવારમાં મ્હોટા મ્હોટા ધનાઢ્ય ગૃહસ્થોએ સોના રૂપાનાં પુષ્પો અને સાચાં મોતીથી આ પવિત્ર પહાડને વધાવ્યો અને સૂરિજીની સાથે સમસ્ત સંઘે પહાડ ઉપર ચઢવું શરૂ કર્યું. ધીરે ધીરે પણ હિમ્મત અને ઉત્સાહ પૂર્વક એક પછી એક મેખલા અને ટેકરીઓ ઉલ્લંઘન કરી બધાઓએ પર્વતના ઉપરિતનભાગ ઉપર આવેલા પહેલા કિલ્લામાં પ્રવેશ કર્યો. આ પછી કયા કયાં સૂરિજી અને સંઘે દર્શન કર્યાં ? તે સંબંધી હીરસૌભાગ્યકાવ્યના કર્ત્તાએ આ પ્રમાણેનું વર્ણન આપેલું છે:—

"પ્રથમના કિલ્લામાં પેસતાં હાથી ઉપર બેઠેલ મરૂદેવી ને નમસ્કાર કર્યો. તે પછી શાન્તિનાથના મંદિરમાં અને કુંથુનાથના મંદિરમાં દર્શન કરી પેથડશાએ બનાવેલા મંદિરમાં

દર્શન કરી, **છીપાવસતી**માં ગયા. ત્યાંથી **ટોટરા** અને **મોલ્હા** નામનાં બે દેરાસરોમાં થઈ કપર્દિયક્ષ અને **અદબદ દાદા** આગળ સ્તુતિ કરી. તે પછી **મરૂદેવી**શિખર ઉપરથી ઉતરી **સ્વર્ગારોહણ** નામની ટૂક ઉપર **અનુપમદેવી**એ બનાવેલા **અનુપમ** નામના તળાવને જોતા જોતા ઉપર ચઢ્યા અને ઋષભદેવના મંદિરને ફરતા કિલ્લામાં પ્રવેશ કર્યો. આ કિલ્લાની પાસે વસ્તુપાલે બનાવેલી ગિરનારની રચના જોઈ. તે પછી **ખરતરવસતી** નામના દેરાસરમાં જઈને અને ત્યાં રાજીમતી અને નેમનાથની ચોરી જોઈને ત્યાં બિરાજમાન મૂર્ત્તિઓનાં દર્શન કર્યાં. ત્યાંથી **ઘોડાચોકીગોખ** નામના મંદિરમાં અને પગલાંનાં દર્શન કરી **તિલકતોરણ** નામના દેરાસરમાં દર્શન કર્યાં. તે પછી **સૂર્યકુંડ** જોઈ મૂળ મંદિરના કિલ્લામાં પ્રવેશ કરી પગથિયાં ચઢવા લાગ્યા. અનુક્રમે તોરણ, દેરાસરનો રંગમંડપ, શિખર ઉપર કોતરેલાં ચિત્રો, શિખર ઉપરના કળશો, ધ્વજાઓ, રંગમંડપના થાંભલા, હાથી ઉપર બેઠેલ **મરૂદેવી** માતા, દેરાસરનો ગભારો અને ખુદ ઋષભદેવ ભગવાનની મૂર્ત્તિ જોઈ સૂરિજીને ઘણો આનંદ થયો. તે પછી મૂળ દેરાસરને પ્રદક્ષિણાઓ ફરતાં દેરીઓમાં સ્થાપેલ મૂર્ત્તિઓ અને રાયણવૃક્ષ નીચેનાં પગલાંનાં દર્શન કર્યાં. તદનન્તર જસુ ઠક્કરે બંધાવેલ ત્રણ દ્વારવાળું દેરાસર, **રામજી**શાહે બનાવેલ ચાર દ્વારવાળું દેરાસર અને ઋષભદેવની સ્હામે બિરાજેલ પુંડરીક સ્વામીનાં દર્શન કરી મૂળ દેરાસરમાં પ્રવેશ કર્યો. દેરાસરના મંડપમાં રહેલ **મરૂદેવી** માતાને નમસ્કાર કરી ઋષભદેવ ભગવાનની ભાવથી સ્તુતિ–પૂજા કરી. ત્યાંથી પછી બહાર નીકળી મૂળદ્વાર આગળ દીક્ષાઓ અને વ્રતોચ્ચારણ વિગેરે ધર્મક્રિયાઓ કરાવી; ત્યાથી ઉઠીને પછી પુંડરીક ગણધરની પ્રતિમા આગળ આવીને સૂરિજીએ યાત્રાળુઓ સમક્ષ **શત્રુંજયમહાત્મ્ય'** ઉપર વ્યાખ્યાન આપ્યું."

હીરસૌભાગ્યકાવ્યના કર્ત્તાએ ઉપરના વૃત્તાન્ત સાથે એક મહત્ત્વની બાબતનો ઉલ્લેખ કર્યો છે. તે એ છે કે–'હીરવિજયસૂરિ કેટલાક દિવસો સુધી સિદ્ધાચલ પર્વત ઉપર રહ્યા હતા.'

સિદ્ધાચલજી જેવા પવિત્ર તીર્થ ઉપર રાત્રે રહેવાનો નિષેધ છે, પરન્તુ હીરવિજયસૂરિ વૃદ્ધાવસ્થાવાળા હતા અને મહાન્ તપસ્વી હતા. અતએવ અવાર નવાર તેઓ ચઢી ઉતરી શકે તેમ નહિ હોવાથી અપવાદરૂપે તેઓને ઉપર રહેવાની ફરજ પડી હતી. હીરસૌભાગ્યની ટીકામાં પણ આજ ખુલાસો કરેલો છે.[1]

આવીજ રીતે ઋષભદાસ કવિએ પણ હીરવિજયસૂરિરાસમાં આ વખતની યાત્રાનું વર્ણન આપ્યું છે, તે પણ ખાસ જાણવા જેવું હોવાથી અહિં આપવામાં આવે છે. તેઓ કહે છેઃ—

"તળેટીએ ત્રણ સ્તૂપ છે; તેમાં એકમાં આદીશ્વરનાં પગલાં છે, બીજામાં ધનવિજયજીનાં અને ત્રીજામાં નાકરનાં છે. તે ત્રણે સ્થળે સ્તુતિ કરી ત્યાંથી ધોળીપરબે આવી થોડી સ્થિરતા કરી. ત્યાંથી ઉપર સાકરપરબે આવ્યા. અહિં સાકરનાં પાણી આપવામાં આવતાં હતાં. ત્યાંથી ત્રીજી બેઠકે આવ્યા. જ્યાં કુમારકુંડ છે. ચોથી બેઠકને હીંગળાજનો હડો કહેવામાં આવે છે. ત્યાથી પાંચમી બેઠકે ચઢતાં સૂરિજીને થાક લાગવાથી સોમવિજયજીએ સૂરિજીનો હાથ પકડ્યો. અહિં શલાકુંડે લોકોએ પાણી પીને શાન્તિ લીધી. અહિં ઋષભદેવનાં પગલા પણ છે. સંઘ સાથે સૂરિજીએ તેનાં દર્શન કર્યાં, અને પછી આગળ વધ્યા. છઠ્ઠી બેઠકે બે પાળીયા જોવામાં આવ્યા. ત્યાંથી સાતમી બેઠકે ગયા એટલે બે રસ્તા આવ્યા. બારીમાં પેસીને જતાં ચોમુખજીનું મંદિર આવે છે, અને બીજા માર્ગે જતાં સિંહદ્વાર આવે છે સૂરિજી સંઘ સાથે સિંહદ્વારના માર્ગે પધાર્યા. સૌથી મોટા મંદિરે આવતાં પહેલવહેલાં ઋષભદેવ ભગવાનના દર્શન કર્યાં અને પછી ત્રણ પ્રદક્ષિણા ફર્યા. આ મોટા દેરાસરની પ્રદક્ષિણાઓ ફરતાં એકસો ચૌદ ન્હાની દેરીઓમાં એકસો વીસ જિનપ્રતિમાઓનાં દર્શન કર્યાં. એકસો આઠ મોટી દેરીઓ અને દશ દેરાસરોમાં એકંદર ૨૪૫ જિનબિંબોનાં

[1] જૂઓ ૧૬, સર્ગ શ્લોક ૧૪૧ પૃ. ૮૪૭

દર્શન કર્યાં. આ સિવાય એક સુંદર સમવસરણ છે. ત્યાં દર્શન કરી રાયણવૃક્ષની નીચે ચોરાણું પગલાં છે, ત્યાં અને ભોંયરાની અંદર રાખેલાં બસો જિનબિંબોનાં પણ દર્શન કર્યાં. ત્યાંથી સૂરિજી અને બીજા બધા કોટની બહાર આવ્યા. કોટની બહાર સૌથી પહેલાં ખરતરવસહીમાં આવી બસો જિનબિંબોનાં દર્શન કર્યાં. અહિં ઋષભદેવની મનોહર મૂર્ત્તિએ બધાઓનું ખાસ ધ્યાન ખેંચ્યું. ત્યાંથી પછી પૌષધશાળામાં આવી સૂરિજી અને બધા સંઘે થોડો વખત સ્થિરતા કરી. એકંદર કોટની બહાર સત્તર જિનમંદિરોમાં રહેલ બસો જિનબિંબોનાં દર્શન કર્યાં. તે પછી અદબદજી જતાં અનોપમ તળાવ અને પાંડવોની દેરીએ થઇ અદબદજીનાં દર્શન કરી કવડયક્ષનો પ્રાસાદ અને સવાસોમજીનું ચોમુખજીનું દેરાસર કે જેને ફરતી બાવન દેરીઓ હતી, અને જે નવો પ્રાસાદ થયો હતો, ત્યાં આવ્યા. ત્યાંના એક ભોંયરામાં રાખેલ સો પ્રતિમાઓનાં પણ દર્શન કર્યાં. અહિંની એક પીઠિકા ઉપર વીસ પગલાં હતાં, તેનાં પણ દર્શન કરી ત્યાંથી પુંડરીકજીના દેરાસરે આવી દર્શન કર્યાં. અહિં સંઘને 'શત્રુંજયમાહાત્મ્ય' સંબંધી સૂરિજીએ ઉપદેશ આપ્યો.''

સૂરિજીએ લાખો મનુષ્યોની મેદની સાથે ઉપર પ્રમાણે સિદ્ધાચલની યાત્રા કરી. ઋષભદાસ કવિએ આપેલા ઉપરના વૃત્તાન્ત ઉપરથી એ સહજ જોઇ શકાય છે કે– સૂરિજીએ યાત્રા કરી તે સમયે (વિ. સં. ૧૬૫૦ માં) સિદ્ધાચલજી પહાડ ઉપર કયે કયે સ્થળે શું શું હતું? અને તે ચોક્કસ સ્થાનોમાં કેટલી કેટલી મૂર્ત્તિયો હતી?

જમાનાના પરિવર્ત્તનનો પ્રવાહ કેટલો બધો જોશભેર ચાલે છે, એનો ખ્યાલ સૂરિજીના ઉપર્યુક્ત યાત્રાના પ્રસંગ ઉપરથી પણ પૂરેપૂરો થઇ આવે છે. કયાં આખી જિંદગીમાં એક બે વખત પણ પોતાના જીવનને નિર્મળ કરવાના હેતુથી આવનારા યાત્રાળુઓ અને કયાં અત્યારે ઉન્હાળા જેવી ઋતુમાં માત્ર હવા ખાવાને માટે અથવા

વ્યાપાર–રોજગારથી કંટાળી એશ–આરામ કરવા માટે તીર્થસ્થાનોમાં જનારા કેટલાએક યાત્રાળુઓ ! ક્યાં એવડા મ્હોટા તીર્થમાં માત્ર ગણી ગાંઠી મૂર્ત્તિયો અને ક્યાં અત્યારે એક એક ચોખો મૂકે પણ આરો ન આવે એટલી મૂર્ત્તિયોની બહુલતા ? ક્યાં એ તીર્થયાત્રાઓ કર્યા પછી મનુષ્યોને પોતાના જીવનમાં સત્ય, બ્રહ્મચર્ય, અનીતિનો ત્યાગ અને ઇચ્છાનો નિરોધ કરવાની ઉદાર ભાવનાઓ, અને ક્યાં અત્યારે અનેક વખત તીર્થ યાત્રાઓ કરવા છતાં પણ જીવનમાં ગુણોને સ્થાપન કરવાની ઘણે ભાગે ઉપેક્ષા ! ક્યાં એ તીર્થસ્થાનોમાં ચારે તરફ છવાઇ રહેલું શાન્તિનું સામ્રાજ્ય, અને ક્યાં અત્યારે શાસ્ત્રોની અનભિજ્ઞતાથી વધી પડેલો અશાન્તિ ભર્યો આડંબર ! ક્યાં એ તીર્થો અને દેવમંદિરોની રક્ષા માટે લોકોને રાખવી પડતી નિશ્ચિંતતા અને ક્યાં અત્યારે તેની રક્ષાને બહાને ચલાવવાં પડતાં પક્ષપાતથી ભરેલાં મ્હોટાં રાજ્ય–દરબારી કારખાનાં ! ! આ બધું શું ? જમાનાના પરિવર્ત્તનનો પ્રવાહ ! બીજું કંઇજ નહિ.

તે જમાનામાં જે લોકો તીર્થયાત્રાએ જતા હતા, તેઓ પોતાનું અહોભાગ્ય સમજતા હતા. તીર્થોની તે પવિત્રભૂમિનો સ્પર્શ કરતાંજ શુભ ભાવનાઓમાં આરૂઢ થતા હતા. જ્યાં સુધી તીર્થસ્થાનમાં રહેતા હતા, ત્યાં સુધી ક્રોધ–માન–માયા–લોભ આદિ કષાયોને મંદ કરતા હતા અને પોતાના જીવનના સુધારને માટે સારા સારા નિયમો ગ્રહણ કરતા હતા.

આ પવિત્ર તીર્થ ઉપર બધે સ્થળે દેવવંદન કર્યા પછી સૂરિજી એક સ્થળે નિવૃત્ત થઇને બેઠા. તે વખત બધા સંઘવાળાઓએ ગુરૂવંદન શરૂ કર્યું. ડાસરસંઘવીએ સૂરિજીને વંદન કરતાં સાત હજાર મહેમુદિકાનો વ્યય કર્યો. ગંધારનો રામજીશાહ જ્યારે ગુરૂવંદન કરવા લાગ્યો, ત્યારે સૂરિજીની તેના ઉપર દૃષ્ટિ પડી. સૂરિજીએ રામજીશાહને સંબોધી કહ્યું—‘કેમ ? વચન સાંભરે છે કે ?’ રામજીશાહે કહ્યું–‘હા સાહેબ ! મેં આપની આગળ કહ્યુ હતું કે—‘સંતાન થશે, એટલે બ્રહ્મચર્યવ્રત ધારણ કરીશ.’ સૂરિજીએ કહ્યું

'ત્યારે હવે કેમ ? મેં સાંભળ્યું છે કે-તમારે સંતાન તો થયું છે.' રામજીએ કહ્યું-'સાહેબ તૈયાર છું. મારૂં એવું ક્યાંથી અહોભાગ્ય કે-આવા પવિત્ર સ્થાનમાં આપના જેવા પવિત્ર ગુરૂના હાથે હું વ્રત ધારણ કરૂં ?' તે પછી તેજ વખતે ચતુર્વિધ સંઘની સાક્ષીએ રામજી અને તેની સ્ત્રી, જેણીની ઉમર માત્ર બાવીસ વર્ષની હતી, બન્નેએ યાવજ્જીવ સુધી બ્રહ્મચર્ય પાલન કરવાનો નિયમ લઈ લીધો. આવી નાની ઉમરમાં આ બન્ને સ્ત્રી-પુરૂષને બ્રહ્મચર્યવ્રત ધારણ કરતાં જોઈ બીજાં પણ ઘણાં સ્ત્રી-પુરૂષોએ બ્રહ્મચર્યવ્રત ધારણ કર્યું.

તે પછી પાટણના સંઘવી કકુ શેઠે પણ બ્રહ્મચર્યવ્રત ધારણ કર્યું. તેમની સાથે બીજા ત્રેપન મનુષ્યોએ તેજ વ્રત અંગીકાર કર્યું. આ વખતે હીરવિજયસૂરિની પૂજા કરવામાં અગીયાર હજાર ભરૂઆચીની ઉપજ થયાનું ઋષભદાસ કવિ લખે છે.

આ પ્રમાણે સિદ્ધાચલજી તીર્થ ઉપર શુભભાવપૂર્વક દેવવંદન અને વ્રતગ્રહણાદિ ક્રિયાઓ કરી બધા નીચે ઉતર્યા અને પાલીતાણા ગામમાં આવ્યા.

પાલીતાણામાં કેટલોક વખત સ્થિરતા કર્યા પછી સંઘને વિદાય થવાનું અને સૂરિજીને વિહાર કરવાનું નક્કી થયું. ગામે ગામથી એકઠા થયેલા ગૃહસ્થો પોતપોતાના ગામોમાં પધારવા માટે સૂરિજીને સાગ્રહ વિનતિ કરવા લાગ્યા. તેમાં ખાસ કરીને ખંભાતના સંઘવી ઉદયકરણની અને દીવના મેઘજી પારેખ, દામજી પારેખ અને સવજીસાહની વિનતિ વધારે જોરદાર હતી. આ બન્ને ગામોના ગૃહસ્થોએ પોત પોતાના ગામોમાં પધારવા માટે સૂરિજીને અનહદ આગ્રહ કર્યો. દીવની લાડકીબાઈ નામની એક શ્રાવિકા હતી, તેણીએ પણ સૂરિજીને વિનતિ કરતાં કહ્યું—'ગામે ગામ ફરીને આપે સર્વત્ર પ્રકાશ કર્યો છે, પરન્તુ અમે હજુ સુધી અંધારામાંજ રવડીએ છીએ. માટે અમારા ઉપર કૃપા કરીને આપે દીવ પધારવુંજ જોઈએ.' ઇત્યાદિ વિનયપૂર્વક, પરન્તુ સાગ્રહ વિનતિ બહુ કરી. છેવટ-સૂરિ-

જીએ દીવના સંઘને સંબોધી કહ્યું, ' જેમ તમારી રૂચિ હશે, અને સૌ કોઇને સુખશાન્તિ રહેશે, તેમ કરીશું.'

દીવનો સંઘ આ વચન સાંભળી બહુ ખુશી થયો. પાલીતાણેથી એક વધામણિઓ એકાએક દીવ પહોંચી ગયો. તેણે દીવમાં જઇને સૂરિજીના પધારવા સંબંધી શુભ સમાચાર સંભળાવ્યા. લોકોએ પ્રસન્ન થઇ તે વધામણિયાને ચાર તોલા સુવર્ણની જીભ, વસ્ત્રો અને ઘણી લ્યાહરી વધામણીમાં આપી.

હવે દેશોદેશ અને ગામેગામના આ મ્હોટા મેળામાંથી જ્યારે સૂરિજીએ ઊના તરફ પ્રયાણ કર્યું, ત્યારે તે બધા માણસોને ગુરૂવિરહનું અત્યન્ત દુઃખ થયું. આ વખતે કોણ જાણે કુદરતી રીતે તે જુદા પડતા સંઘના માણસોને હૃદયમાં એવો ધ્રાસકો પડ્યો કે હવે ગુરૂ મહારાજના દર્શન થશે કે કેમ ? સૌ ઉદાસીન ચહેરે ગુરૂથી જુદા પડયા. સૂરિજી અને તેમના શિષ્ય મંડળે નીરાગચિત્તથી દીવ તરફ વિહાર કર્યો. પાલીતાણેથી વિહાર કરી દાઠા–મહુવા વિગેરે થઇ સૂરિજી દેલવાડે પધાર્યા. અને ત્યાંથી અજાર જઇ અજારા પાર્શ્વનાથની યાત્રા કરી. દીવનો સંઘ અહિં સૂરિજીને વંદન અને વિનતિ કરવા આવ્યો. અહિંથી મ્હોટા આડંબર સાથે સૂરિજીને દીવમાં લઇ ગયા. ત્યાંથી ઊને પધારતાં લોકોએ મોતીયોના થાળથી સૂરિજીને વધાવ્યા. કહેવાય છે કે આ વખતે સૂરિજીની સાથે પચીસ સાધુઓ હતા. અહિં રહીને સૂરિજી રોજ નવા નવા અભિગ્રહો–નિયમો ધારણ કરવા લાગ્યા.

સૂરિજી ઊનામાં હમેશાં વ્યાખ્યાન–વાણી કરવા લાગ્યા. હજારો લોકો લાભ લેવા લાગ્યા. અનેક ઉત્સવો થાય. મેઘજી પારેખ, લખરાજ રૂડો, અને લાડકીની માએ સૂરિજીના હાથે પ્રતિષ્ઠાઓ કરાવી. શ્રીશ્રીમાલીવંશીય શાહ બકોરે પોતાનું દ્રવ્ય સત્માર્ગમાં ખરચીને સૂરિજીની પાસે દીક્ષા લીધી. આ સિવાય સૂરિજીના બિરાજવાથી બીજી પણ અનેક ધાર્મિક ક્રિયાઓ જૈનોમાં થવા પામી. સૂરિજીની ઊનાની સ્થિતિ દરમ્યાન જામનગરના જામસાહેબનો

વજીર અબજીભણશાલી સૂરિજીને વંદન કરવાને આવ્યો હતો. તેણે સૂરિજીની અને બીજા સાધુઓની સોનૈયાથી નવઅંગે પૂજા કરી હતી. એક લાખ ટંકાનું લૂછંણું કર્યું હતું અને યાચકોને ઘણું દાન આપ્યું હતું.

સં. ૧૬૫૧ નું ચાતુર્માસ સૂરિજીએ ઊનામાંજ વ્યતીત કર્યું. ચાતુર્માસ પૂર્ણ થયે જો કે-સૂરિજીએ વિહારની તૈયારી કરી, પરન્તુ તેમનું શરીર અસ્વસ્થ હોવાથી ગૃહસ્થોએ વિહાર નહિ કરવા દીધો. અગત્યા સૂરિજીને ત્યાંજ રહેવું પડ્યું.

---

# પ્રકરણ ૧૧ મું.

## જીવનની સાર્થકતા.



જેમ ઉદયની પાછળ અસ્ત નિયમેન રહેલ છે; તેમ જન્મની પાછળ મરણ અવશ્ય રહેલું છે. રાજા હો કે મહારાજા હો, શેઠ હો કે શાહૂકાર હો, ગરીબ હો કે તવંગર હો, બાળક હો કે વૃદ્ધ હો, સ્ત્રી હો કે પુરૂષ હો, અરે, સાક્ષાત દેવજ કેમ ન હોય, દરેકને-જન્મ ધારણ કરનારને-વ્હેલાં કે મોડાં મરવું અવશ્ય પડે છે; પરન્તુ મરવા મરવામાં ફરક છે. જેઓએ આ સંસારમાં જન્મ ધારણ કરીને પોતાના જીવનની સાર્થકતા કરી લીધી છે, તેને મરવું એ આનંદનો વિષય થઇ પડે છે. કારણ કે તેને એ વાતની ચોક્કસ ખાતરી છે કે-મને નિંદ્ય-તુચ્છ માનુષી શરીર છોડીને દિવ્ય શરીર મળવાનું છે. ખરૂં છે કે-જેને ઝુંપડી છોડયા પછી મ્હોટો મહેલ મળવાની ખાતરી હોય, તેને ઝુંપડી છોડતાં ખેદ થાયજ નહિ. હવે

જે મનુષ્ય પોતાના જીવનની કંઇ પણ સાર્થકતા કરતો નથી, તેને 'હાય, શું થશે'? 'હાય! શું થશે'. એવી હાય હાયમાંજ મરવું પડે છે. એટલે આ જન્મમાં જેવી હાય હાય, તેવી જન્માન્તરમાં પણ હાય હાયજ રહેવાની.

જીવનની સાર્થકતા જો કોઇમાં રહેલી હોય, તો ઉત્તમોત્તમ ગુણોમાં રહેલી છે. દયા, દાક્ષિણ્ય, વિનય, વિવેક, સમભાવ અને ક્ષાન્ત્યાદિ ગુણો એજ જીવનની સાર્થકતાના હેતુઓ છે. આપણા હીરવિજયસૂરિ આવા ઉચ્ચતમ ગુણોના ભંડાર હતા, એમ કહીએ તો લગારે ખોટું નથી. પોતાની જીવનયાત્રામાં અવારનવાર પડતી તકલીફોને તેમણે જે સહનશીલતાથી સહન કરી છે, તે તેમના જીવનની સાર્થકતાનેજ સૂચવે છે. ગુજરાત જેવા રમ્ય અને પરમ-શ્રદ્ધાલુ પ્રદેશને છોડીને મહાન્ કષ્ટો ઉઠાવી ફતેપુર-સીકરી સુધી જવું અને તે પ્રદેશમાં ચાર વર્ષ સુધી રહી અકબર જેવા મુસલમાન સમ્રાટ્ને પ્રતિબોધી આખા વર્ષમાં છ મહીના ઉપરાન્ત જીવહિંસા બંધ કરાવવાનું કાર્ય શું ઓછી જીવનની સાર્થકતા બતાવે છે? આ સિવાય પોતાના સાધુધર્મ ઉપર તેઓની કેટલી આસ્થા હતી, તેઓનો સમભાવ કેવો હતો, એટલી ઊંચી હદે પહોંચવા છતાં તેઓ કેવી નમ્રતા, વિનય, વિવેક અને લઘુતા રાખતા હતા, અને તેઓની ગુરૂભક્તિ કેવી પ્રશંસનીય હતી, એ સંબંધી તેમના જીવનમાંથી મળતા પ્રસંગો તરફ જ્યારે ધ્યાન આપીએ છીએ ત્યારે ખરેખર તેમના જીવનની સફળતાને માટે કોઇને પણ આનંદ થયા વિના રહેતો નથી.

હીરવિજયસૂરિ પોતાના સાધુધર્મમાં કેટલા દૃઢ હતા અને પોતાનાજ નિમિત્તે થયેલી વસ્તુઓને નહિ વાપરવામાં કેટલો ઉપ-યોગ રાખતા હતા, તે સંબંધી એકજ પ્રસંગ જોઇશું.

એક વખત સૂરિજી અમદાવાદના કાલુપુરમાં આવ્યા અને જ્યારે, ઉપાશ્રયમાં પ્રવેશ કરીને શ્રાવકોને ઉપદેશ આપવા માટે નવા બનાવેલા એક ગોખલામાં બેસવાની શ્રાવકો પાસે આજ્ઞા માગી,

ત્યારે શ્રાવકોએ કહ્યું–' મહારાજ, અમને પૂછવાની કંઇ જરૂરજ નથી. એ ગોખલો તો આપને માટેજ ખાસ બનાવવામાં આવેલો છે.' સૂરિજીએ કહ્યું–' ત્યારે તો તે અમને ખપેજ નહિ. કારણ કે અમારે માટે બનાવેલી કાંઇ પણ વસ્તુ અમારા ઉપયોગમાં લઇ શકાય નહિ.' તે પછી ત્યાં રાખેલી લાકડાની પાટ ઉપર આસન કરી શ્રાવકોને ઉપદેશ આપ્યો.

પોતાને માટે તૈયાર કરેલી વસ્તુને નહિ વાપરવા માટે સૂરિજી કેટલી સાવધનતા–ઉપયોગ રાખતા હતા, તેનું આ જ્વલંત ઉદાહરણ છે.

એક વખત એક ગૃહસ્થને ત્યાંથી ભિક્ષામાં ખીચડી આવેલી. આ ખીચડી સૂરિજીએ ખાધી. સાધુઓ આહાર પાણી કરીને નિવૃત્ત થયાએ નહિ, એટલામાં તો જે ગૃહસ્થને ત્યાંથી એ ખીચડી ભિક્ષામાં આવી હતી, તે ગૃહસ્થ ઉપાશ્રયમાં આવી પહોંચ્યો, અને સૂરિજીના શિષ્યોની આગળ કહેવા લાગ્યો કે–'આજે મારાથી મ્હોટામાં મ્હોટો અનર્થ થઇ ગયો છે. મારે ત્યાંથી જે ખીચડી આપ વ્હોરી લાવ્યા, તે એટલી બધી ખારી છે, કે મારા મોંમાં પણ પેસી નહિં' સાધુઓ તો ખારી ખીચડીનું નામ સાંભળતાં સ્તબ્ધજ બની ગયા. કારણ કે–દૈવયોગે તેજ ખીચડી સૂરીશ્વરજીએ વાપરી હતી, પરન્તુ તેમણે વાપરતાં એક શબ્દ પણ ઉચ્ચારણ કર્યો ન્હોતો! હમેશાંની માફક આહાર કરતાજ રહ્યા હતા. તેમ મોઢા ઉપરથી એવો ભાવ પણ ન્હોતો પ્રકટ થતો કે–ખીચડી ખાઇ શકાય તેવી નથી. સૂરીશ્વરજીએ પોતાની જિહ્વેન્દ્રિય ઉપર કેટલો કાબૂ મેળવ્યો હતો, એ વાત ઉપરના પ્રસંગથી પ્રકટ થઇ આવે છે. જિહ્વેન્દ્રિય ઉપર કાબૂ મેળવવો, એ કંઇ ઓછું પુરૂષાર્થ ભર્યું કાર્ય નથી. બીજી બધીએ બાબતો ઉપર સમભાવ રાખવાવાળા હજારો મનુષ્યો નીકળી આવે, પરન્તુ ઇન્દ્રિયને ન ગમી શકે, એવી વસ્તુ પ્રાપ્ત થયે લગાર પણ મનમાં દુર્ભાવના કર્યા સિવાય–લગાર પણ ચિત્તમાં ગ્લાનિ લાવ્યા સિવાય–તેને ઉપયોગમાં લેવી એ ઘણુંજ

કઠિન કામ છે. દરેક મનુષ્યોએ, ખાસ કરીને સાધુઓ, કે જેઓનો ભિક્ષાવૃત્તિથીજ નિર્વાહ કરવાનો આચાર છે, તેઓએ તો જિહ્વેન્દ્રિયના વિષયને જીતવોજ જોઇએ. ઘણી વખત કેટલાક નામધારી સાધુઓ પોતાને નહિ કલ્પી શકે તેવી વસ્તુઓ અર્થાત્ સદોષ વસ્તુઓ સ્વીકાર કરતાં પણ આંચકો ખાતા નથી, એનું કારણ તેઓની લાલચવૃત્તિ સિવાય બીજું કંઇજ નથી. હીરવિજયસૂરિ એવા ધુરંધર પ્રભાવક આચાર્ય હોવા છતાં ઇંદ્રિયોનું દમન કરવા તરફ કેટલું ધ્યાન આપતા હતા, એ ઉપરના દૃષ્ટાન્તથી જણાઇ આવે છે.

આવીજ રીતે ઊનામાં પણ એક ખાસ પ્રસંગ જાણવા જેવો બન્યો હતો. સૂરિજી જ્યારે ઊનામાં હતા, ત્યારે તેઓની કમરમાં ગૂમડું થયું હતું. સૂરિજી સમજતા હતા કે 'જ્યારે પાપનો ઉદય થાય છે, ત્યારે રોગોથી ભરેલા આ શરીરમાંથી કોઇ ને કોઇ રોગ બહાર નિકળે છે અને તે પાપનું પરિણામ હોઇ તેને સમભાવ પૂર્વક સહન કરવું, એજ મનુષ્યને માટે ઉચિત છે. હાયવોય કરવાથી કંઇ વેદના શાન્ત થતી નથી, બલ્કિ વસ્તુતઃ તેજ હાયવોય નવા કર્મોને ઉપાર્જન કરાવે છે. આવીજ ભાવનાથી, જો કે શરીરના ધર્મ પ્રમાણે તે ગૂમડાની વેદના ઘણી થતી હતી, પરન્તુ સૂરિજી તેને સમભાવપૂર્વક સહનજ કરતા હતા. એવામાંજ વળી એક દિવસ એવું બન્યું કે-રાત્રે સૂરિજીએ સંથારો કર્યો, ત્યારે એક ગૃહસ્થ સૂરિજીની ભક્તિ કરવાને આવ્યો. બનવા કાળ કે-તે ગૃહસ્થના હાથમાં સોનાનો વેઢ હતો, અને તે વેઢની અણી પેલા ગૂમડાની અંદર પેસી ગઇ. આથી સૂરિજીને ક્ષતક્ષાર જેવું થયું. ગૂમડાની વેદનામાં કઇ ગુણો વધારો થયો. સૂરિજીનાં કપડાં લોહી વાળાં થઇ ગયાં; આટલું થવા છતાં સૂરિજીએ પોતાની જીભથી એમ ન કહ્યું કે-' અરે તેં આ શું કર્યું ?' સૂરિજીએ વિચાર્યું કે-એમાં તે ગૃહસ્થનો શો દોષ છે ? મારે જેટલી વેદના ભોગવવાને નિર્માણ થયેલી હશે, તેને મિથ્યા કોણ કરી શકે તેમ છે ?' જો કે-પ્રાતઃકાલમાં સૂરિજીનાં કપડાં લોહીવાળાં જોઇને શ્રીસોમવિજયજીએ, તે

શ્રાવક પ્રત્યે, કે જેના હાથથી આમ બનવા પામ્યું હતું, બહુ ખેદ પ્રકટ કર્યો; પરન્તુ સૂરિજીએ તો પ્રાચીન મહામુનિયોનાં દૃષ્ટાન્તો આપી કહ્યું કે-' તેઓનાં કષ્ટો આગળ આ કષ્ટ કઇ ગણુતરીનું છે ? તેવાં મહાન્ કષ્ટોને તે મહર્ષિયોએ સમભાવપૂર્વક સહન કરીને આત્મસાધન કરી લીધું, તો પછી આવું તુચ્છ-નજીવું કષ્ટ પણ આપણે ન સહન કરી શકીએ, એ કેટલો બધો ખેદનો વિષય કહી શકાય ?

સૂરિજીમાં રહેલા બીજા અનેક ગુણોની અપેક્ષા એક વિશેષ ગુણ ઘણોજ મહત્ત્વનો અને વધારે ધ્યાન ખેંચનારો હતો. તે ગુણ હતો ગુણાનુરાગતાનો. સૂરિજી આચાર્ય હતા. બેથી અઢી હજાર સાધુઓ તેમની આજ્ઞામાં રહેવાવાળા હતા. લાખો જૈનોનું આધિપત્ય તેઓ ભોગવતા હતા અને મ્હોટા મ્હોટા રાજા-મહારાજાઓને પ્રતિબોધવાની શકિત ધરાવતા હતા. એટલે આટલી ઊંચી હદે પહોંચેલા હોવા છતાં તેઓમાં ગુણાનુરાગતાનો એવો ગુણ હતો કે-કોઇ પણ મનુષ્યમાં રહેલ ગુણની પ્રશંસા અને અનુમોદના કર્યા સિવાય તેઓ રહેતાજ નહિ.

સૂરિજીના સમયમાંજ અમરવિજયજી[1] નામના એક સાધુ હતા. તેઓ ત્યાગી, વૈરાગી અને મહાન્ તપસ્વી હતા. નિર્દોષ આહાર લેવા ઉપર તો એમનું એટલું બધું લક્ષ્ય હતું કે-ત્રણ ત્રણ ચાર ચાર દિવસના ઉપવાસ કરવા છતાં, જો શુદ્ધ આહાર ન મળતો તો તે ઉપરા ઉપરિ ઉપવાસજ કરી દેતા. હીરવિજયસૂરિ તેમની ત્યાગવૃત્તિ ઉપર ખરેખર મુગ્ધજ થતા. એક વખત બધા સાધુઓ આહાર-પાણી કરવાને બેઠા, તે વખત હીરવિજયસૂરિએ અમરવિજયજીને કહ્યું-' મહારાજ આજ તો આપ આપના હાથથી મને આહાર આપો.' કેટલી બધી લઘુતા ! ગુણી પુરૂષો પ્રત્યે કેટલો બધો અનુરાગ ! એટલી ઊંચી હદે પહોંચવા છતાં, છે લગારે અભિમાન ! ! અમરવિજયજીએ સૂરિજીના પાત્રમાં આહાર આપ્યો. એક મહાન્ પવિત્ર-તપસ્વી મહાપુરૂષના હાથથી આહાર લેવામાં

૧ આ તે અમરવિજય છે કે-જેઓ, આ પુસ્તકના પૃ. ૨૧૧ ની નોટમા વર્ણવેલ પં. કમલવિજયજીના ગુરૂ થાય છે.

36

સૂરીશ્વરજીને જે આનંદ થયો, એ ખરેખર અવર્ણનીય છે. સૂરિજીએ આજના દિવસને પોતાના ગણુતરીના પવિત્ર દિવસો પૈકીનો એક માન્યો અને પોતાના આત્માને પણ તેઓ ધન્ય માનવા લાગ્યા.

સૂરિજીમાં જેવી પરગુણુગ્રાહકતા હતી, તેવીજ લઘુતા પણ હતી. આપણે સારી પેઠે જાણીએ છીએ કે—અકબરે જીવદયા સંબંધી અને તે સિવાયનાં બીજાં જે જે કામો કર્યાં, તે બધાં હીરવિજયસૂરિનેજ આભારી છે. જો કે વિજયસેનસૂરિ, શાન્તિચંદ્રજી, ભાનુચંદ્રજી અને સિદ્ધિચંદ્રજીએ બાદશાહ પાસે રહીને કેટલાંક કાર્યો કરાવ્યાં હતાં, પરન્તુ તે બધો પ્રતાપ તો હીરવિજયસૂરિનોજ કહી શકાય. કારણ કે તેમણે લાંબો કાળ બાદશાહ પાસે રહીને જે બીજ વાવ્યું હતું—બીજજ ન્હોતું વાવ્યું, પરન્તુ જેના અંકુરા પણ ઉગાડ્યા હતા—તેનાંજ તે ફળો હતાં. એટલે તે સંબંધી બધો યશ સૂરિજીનેજ છે. છતાં સૂરિજી તો એમજ સમજતા હતા કે 'મેં જે કંઇ કર્યું છે અથવા હું જે કંઇ કરૂં છું, તે મારી ફરજ ઉપરાન્ત કંઇજ નથી. બલ્કિ ફરજ પણ પૂરી અદા થઇ શકતી નથી.'

એક વખત એક શ્રાવકે પ્રસંગોપાત્ત સૂરિજીની સ્તુતિ કરતાં કહ્યું—"ધન્ય છે મહારાજ આપ જેવા શાસનપ્રભાવકને કે—આપે અકબર બાદશાહને પ્રતિબોધી એક વર્ષમા છ મહીના સુધી જીવહિંસા બંધ કરાવી અને શત્રુંજય વિગેરે તીર્થોના પટા કરાવી લીધા"

સૂરિજીએ કહ્યું—"ભાઇ ! અમારો તો ધર્મજ છે કે જગતના જીવોને સન્માર્ગ ઉપર લાવવાને પ્રયત્ન કરવો. અમે તો માત્ર ઉપદેશ દેવાનાજ અધિકારી છીએ. તે ઉપદેશને અમલમાં મૂકવો કે ન મૂકવો, એ શ્રોતાઓના અધિકારની વાત છે. અમે જ્યારે ઉપદેશ આપીએ છીએ, ત્યારે કેટલાક તો સાવધપણે સાંભળે છે, જ્યારે કેટલાક તો બેઠા બેઠા ઝોલાંજ ખાતા હોય છે, વળી કેટલાક અવ્યવસ્થિત ચિત્તે બેસી રહે છે, તો કેટલાક ચાલતા પણ થાય છે. એટલે હજારો માણસોને ઉપદેશ આપવામાં લાભ તો ગણ્યા ગાંઠયા માણસોનેજ થાય. અકબરે પણ જે કંઇ કામ કર્યું, એ એના ચોખ્ખા દિલનુંજ

પરિણામ છે. તેણે તે કામો ન કર્યાં હત, તો આપણો કંઇ જોર-જુલમ ન્હોતો. મેં જ્યારે પજૂસણનાઆઠ દિવસો માગ્યા, ત્યારે તેણે ખુશી થઇને બીજા ચાર દિવસો પોતાની તરફના ઉમેરીને બાર દિવસોનું ફરમાન કરી આપ્યું. આ એની સજ્જનતા નહિ તો બીજું શું કહી શકાય ? ખરી રીતે જોવા જઇએ તો માગનારની કીર્ત્તિ કરતાં આપનારની કીર્ત્તિ કઇ ગુણી વધારે હોય છે. મેં માગણી કરી, એ મારી ફર્જ અદા કરી અને બાદશાહે કામ કર્યું, એ એણે ઉદારતા કરી છે. ફર્જ અદા કરવા કરતાં ઉદારતા કરવી, એ વધારે મહત્ત્વનું કાર્ય છે. વળી મારે સ્પષ્ટ કહેવું જોઇએ કે-બાદશાહે જે જે **અમારી** પડહ વગડાવ્યા-જીવહિંસાઓ બંધ કરાવી અને ગુજરાતમાં ચાલતો *જજીયા* નામનો જુલ્મી કર બંધ કરાવ્યો, એનું માન શાન્તિચંદ્રજીને ઘટે છે, જ્યારે શત્રુંજયાદિનાં ફરમાનો મેળવવાનું કાર્ય ભાનુચંદ્રજીને આભારી છે. કારણ કે-તે તે કાર્યો તેમના ઉપદેશથી થયેલાં છે. ”

સૂરિજીનું કેટલું સ્પષ્ટવકતાપણું ! કેટલી બધી લઘુતા ! કેટલું નિરભિમાનપણું ! ! ખરેખર ઉત્તમ પુરૂષોની ઉત્તમતા આવા ગુણો-માંજ સમાએલી છે.

સૂરિજીમાં ગુરૂભકિતનો ગુણ પણ પ્રશંસનીયજ હતો. ગુરૂની આજ્ઞાને તેઓ પરમાત્માની આજ્ઞા સમજતા હતા. એક વખત કોઇ એક ગામથી તેમના ગુરૂ વિજયદાનસૂરિએ તેમના ઉપર ( હીર-વિજયસૂરિ ઉપર ) પત્ર લખ્યો. તેમાં તેમણે લખ્યું કે-‘ આ પત્ર વાંચતાં જેમ બને તેમ જલદી અહિં આવો. ’

સૂરિજીને પત્ર મળ્યો કે તુર્તજ તેઓ રવાના થયા. બે દિવ-સના ઉપવાસનું આજે પારણું હતું. શ્રાવકોએ પારણું કર્યા પછી વિહાર કરવા માટે બહુ વિનતિ કરી, પરન્તુ તેમણે કોઇનું માન્યુંજ નહિ. ‘ ગુરૂદેવની આજ્ઞા મારે જલદી જવાની છે, માટે મારાથી એક ઘડી પણ રહી શકાય નહિ. ’ એમ જણાવી તેઓ વિદાયજ થયા. બહુ જલદી અને એકાએક ગુરૂજીની પાસે પહોંચતાં, ગુરૂને બહુ

આશ્ચર્ય થયું. ' આટલા બધા જલદી કેમ આવી પહોંચ્યા, ' એમ જ્યારે ગુરૂએ પૂછયું, ત્યારે સૂરિજીએ જણાવ્યું-' આપની આજ્ઞા જલદી આવવા માટે હતી, એવી અવસ્થામાં મારાથી એક ઘડી પણ કેમ વિલંબ કરી શકાય ? ' હીરવિજયસૂરિની આવી ગુરૂભક્તિ જોઇ તેમના ગુરૂ વિજયદાનસૂરિને બહુ પ્રસન્નતા થઇ. તેમાં પણ જ્યારે તેમણે એમ જાણ્યું કે-આ તો બે દિવસના ઉપવાસનું પારણું કરવા-આહાર કરવા પણ ન રહ્યા, અને એકાએક વગર આહાર પાણી કર્યે નિકળીજ ગયા, ત્યારે તો વિજયદાનસૂરિની પ્રસન્નતાનો પારજ ન રહ્યો. ગુરૂની આજ્ઞાનું પાલન કરવામાં કેટલી ઉત્સુકતા ! કેટલી તત્પરતા ! ! આવા ગુરૂભક્તો ગુરૂની સંપૂર્ણ કૃપા મેળવી સંસારમાં સર્વત્ર સુયશની સૌરભ ફેલાવે, એમાં નવાઇ જેવું શું છે !

હીરવિજયસૂરિમાં ઉપર પ્રમાણેના ઉત્તમોત્તમ ગુણો હતા, અને ઉપદેશ દ્વારા હજારો મનુષ્યોનું કલ્યાણ કરવાને અવિશ્રાન્તશ્રમ ઉઠાવતા હતા. એટલે તેમનું જીવન તો ખરેખર સાર્થકજ હતું, છતાં પણ તેઓનું એ માનવું હતું—અને તે સત્યજ હતું કે-ગમે તેટલી બાહ્યપ્રવૃત્તિ કરતાં આધ્યાત્મિક પ્રવૃત્તિ વધારે લાભ કર્તા થઇ પડે છે. આધ્યાત્મિક પ્રવૃત્તિથી પ્રાપ્ત થયેલી હૃદયની પવિત્રતા બાહ્ય પ્રવૃત્તિમાં ઘણું કામ કરી શકે છે. હૃદયની પવિત્રતા સિવાયનો લાખખાંડી બકવાદ પણ નકામો થઇ પડે છે. અને જેણે હૃદયની પવિત્રતા પ્રાપ્ત કરી છે, તેને વધારે બોલાવાની પણ જરૂર નથી. થોડાજ શબ્દોમાં બીજા ઉપર સચોટ અસર થવા પામે છે, એ હૃદયની પવિત્રતાનુંજ પરિણામ છે.

આપણા નાયક હીરવિજયસૂરિએ જેમ ઉપદેશાદિ બાહ્ય પ્રવૃત્તિથી પોતાનું જીવન સાર્થક કર્યું હતું, તેમ તેજ બાહ્યપ્રવૃત્તિને અથાગ સહાય આપનાર અથવા બીજા શબ્દોમાં કહીએ તો સ્વોપકાર કરવામાં પ્રધાન કારણભૂત-એવી આધ્યાત્મિક પ્રવૃત્તિને પણ તેમણે વિસારી ન્હોતી. તેઓ વખતો વખત એકાન્ત સ્થાનમાં કલાકોના કલાકો ધ્યાન કરતા. ઘણી વખત નિર્જનસ્થાનમાં જઇ તપેલી રેતી

ઉપર બેસી આતાપના પણ લેતા, અને તેમાં પણ રાત્રિના પાછલા ભાગમાં, કે જે સમય યોગિયોને ધ્યાન કરવામાં અપૂર્વ ગણુવામાં આવે છે, તે વખતે જાગૃત થઇ ધ્યાન કરવાની હમેશાંની પ્રવૃત્તિને તો કદાપિ છોડતાજ નહિં. સૂરિજીની આધ્યાત્મિક પ્રવૃત્તિથી લગ ભગ લોકો અજાણ્યાજ હતા. ત્યાં સુધી કે તેમની સાથે કાયમ રહેવાવાળા સાધુઓ પણ આ વાતને બહુ કમ જાણુતા હતા.

હીરવિજયસૂરિ જ્યારે સીરોહીમાં હતાં, ત્યારે એક દિવસ એવું બન્યું કે–સૂરિજી પાછલી રાત્રિએ જાગૃત થઇને હમેશાંની માફક ધ્યાનસ્થ થઇને ઉભા રહ્યા. બનવા કાળ કે–અવસ્થા અને શરીરની અશકિતના લીધે તેઓને ચકરી આવી, અને તે એકદમ જમીન ઉપર પડી ગયા. ધબાકો થતાંજ સાધુઓ જાગી ઉઠયા. તપાસ કરતાં માલૂમ પડયું કે સૂરિજીજ અશકિતના લીધે પડી ગયા છે. થોડીવારે સૂરિજીને શુદ્ધિ આવતાં સોમવિજયજીએ કહ્યું–" મહારાજ સાહેબ! આપની અવસ્થા થઇ છે, જૈનશાસનની ચિંતામાં ને ચિંતામાં આપે આપના શરીરને સુકાવી દીધું છે. શરીરમાં અશકિત વધી ગઇ છે. આવી અવસ્થામાં આપ આવી આભ્યન્તર ક્રિયાઓથી દૂર રહો તો સારૂં. આપે પરમાત્માના શાસનને માટે અત્યાર સુધી જે કર્યું છે અને કરો છો, એ કંઇ ઓછું નથી. વળી આપના શરીરમાં વધારે શકિત રહેશે, તો આપ વધુ કાર્ય કરી શકશો અને અમારા જેવા અનેક જીવોનો ઉદ્ધાર પણ કરી શકશો "

સૂરિજીએ સોમવિજયજી આદિ સાધુઓને સમજાવતા કહ્યું–" ભાઇઓ! તમે જાણોજ છો કે–આ શરીર ક્ષણભંગુર છે. કયારે વિનષ્ટ થશે, એનો ભરોસો નથી. આ અંધારી કોટડીમાં અમૂલ્ય રત્નો ભરેલાં છે, તેમાંથી જેટલાં કાઢી લીધાં, તેટલાંજ કામનાં છે. શરીરની દુર્જનતા તરફ તમે ધ્યાન આપશો તો તમને જણાશે કે–ગમે તેટલું ખવડાવી–પીવડાવીને તેને પુષ્ટ કરવામાં આવે, પરન્તુ અન્તતોગત્વા તો તે જુદુંજ થવાનું છે–અહિંજ રહેવાનું છે. તો પછી તેના ઉપર મમત્વ શો? તેનાથી તો જેટલું બને તેટલું કામ કાઢી લેવુંજ

સારૂં છે. વળી તમે એ પણ ધ્યાનમાં રાખશો કે હજારો કે લાખો મનુષ્યોને આધીન કરી શકાય છે, પરન્તુ આત્માને આધીન કરવો બહુ કઠિન કામ છે. અને જ્યારે આત્માને સ્વાધીન કર્યો, એટલે આખું જગત્ સ્વાધીનજ છે. 'अप्पा जीए सव्वं जीअं' આત્મા જીત્યો એટલે સર્વ જીત્યું. જગત્‌ને જીતવામાં–મનુષ્યોના ઉપર પ્રભાવ પાડવામાં પણ આત્મા ઉપર કાબૂ મેળવવાની જરૂર છે. અને તે કાબૂ મેળવવાને માટે આધ્યાત્મિક પ્રવૃત્તિ મનુષ્ય માત્રને માટે જરૂરની છે. આધ્યાત્મિક બળ, એ લાખો મનુષ્યોના બળ કરતાં કરોડો ગણું વધારે છે. લાખો મનુષ્યો જે કામ નથી કરી શકતા, તે એક આધ્યાત્મિક બળવાળો મનુષ્ય કરી શકે છે. ”

સૂરિજીનાં આ વચનો સાંભળી સાધુઓ તો સ્તબ્ધજ થઇ ગયા. તેઓ તો સૂરિજીના પ્રત્યુત્તર પછી એક શબ્દ પણ ન બોલી શકયા. બલ્કિ તેઓને એ વાતનું અત્યન્ત આશ્ચર્ય થયું કે–જગતમાં આટલી બધી પ્રતિષ્ઠા અને પૂજના હોવા છતાં સૂરિજીમાં આટલો બધો વૈરાગ્ય ! સાધુઓને સંભાળવામાં, લોકોને ઉપદેશ આપવામાં અને સમાજહિતનાં અનેકાનેક કાર્યો કરવામાં સતત શ્રમ લેવા છતાં, તે બાહ્ય પ્રવૃત્તિ પ્રત્યે આટલી બધી નિર્લેપતા !

ખરૂં અધ્યાત્મ તે આનું નામ. મન ઉપર કાબૂ મેળવવાના ઇરાદાથી–આત્માને જીતવાના અભિપ્રાયથી જેઓ અધ્યાત્મની પ્રવૃત્તિ રાખે છે, તેઓ અધ્યાત્મિપણાના આડંબરથી સર્વથા દૂરજ રહે છે. સાચા અધ્યાત્મિઓ આડંબરપ્રિય હોતાજ નથી, અને જ્યાં આડંબરપ્રિયતા છે, ત્યાં સાચું આધ્યાત્મ રહી શકતું નથી. ઇંદ્રિયોનું દમન, શરીર ઉપરની મૂર્છાનો ત્યાગ અને વૈરાગ્ય–એ ગુણો અધ્યાત્મિઓમાં હોવાજ જોઇએ. આ ગુણો સિવાય અધ્યાત્મમાં પ્રવૃત્તિ થઇ શકતીજ નથી. વર્તમાન જમાનાના કેટલાક શુષ્ક અધ્યાત્મિઓ પોતાને અધ્યાત્મી હોવાનો દાવો તો કરતા ફરે છે, પરન્તુ જોવા જઇએ તો ઉપરના ગુણો પૈકીનો એક પણ ગુણ જોવામાં આવતો નથી. આવા અધ્યાત્મિઓને અધ્યાત્મી કહેવા અથવા માનવા, એ ઠગોને ઉત્તેજન આપવા બરાબર છે.

હીરવિજયસૂરિના જીવનની સાર્થકતાના સંબંધમાં હવે કંઇ વિશેષ કહેવા જેવું રહ્યું નથી. આધ્યાત્મિક પ્રવૃત્તિ અને ઉપદેશાદિ બાહ્ય પ્રવૃત્તિ–બન્ને રીતે તેઓનું જીવન જનતાને આશીર્વાદ રૂપ નિવડયું હતું. તે ઉપરાન્ત કર્મોના ક્ષયને માટે તપસ્યા પણ તેમણે કંઇ કમ કરી ન્હોતી. ટૂંકમાં કહીએ તો તેઓ જેમ એક ઉપદેશક હતા, તેમ તપસ્વી પણ હતા. સ્વાભાવિક રીતે હીરવિજયસૂરિમાં ત્યાગવૃત્તિ વધારે હતી. હમેશાં માત્ર ગણી ગાંઠી બાર વસ્તુઓજ વાપરતા. છટ્ઠ, અટ્ઠમ, ઉપવાસ, આંબિલ, નીવિ અને એકાસણાદિ તપસ્યા તેઓ વાતની વાતમાં કરી દેતા. ઋષભદાસ કવિના કથન પ્રમાણે તેમણે પોતાની જિંદગીમાં જે તપસ્યા કરી હતી, તે આ છેઃ–

" એકાશી અટ્ઠમ, સવાબસો છટ્ઠ, છત્રીસસો ઉપવાસ, બે હજાર આંબિલ અને બે હજાર નીવિ કરી હતી. આ સિવાય તેમણે વીસસ્થાનકની વીસવાર આરાધના કરી હતી. જેમાં ચારસો આંબિલ અને ચારસો ચોથ કર્યા. છૂટક છૂટક પણ ચારસો ચોથ કર્યા. વળી તેઓ સૂરિમંત્રનું આરાધન કરવામાટે ત્રણ મહીના સુધી ધ્યાનમાં રહ્યા હતા. તે ત્રણ મહીના તેમણે ઉપવાસ, આંબિલ, નીવી અને એકાસણાં આદિમાંજ વ્યતીત કર્યા હતા. જ્ઞાનની આરાધના કરવા માટે પણ તેમણે બાવીસ મહીના સુધી તપસ્યા કરી હતી. ગુરૂતપમાં પણ તેમણે તેર મહીના છટ્ઠ, અટ્ઠમ, ઉપવાસ , આંબિલ અને નીવિ આદિમાં વ્યતીત કર્યા હતા. એવીજ રીતે જ્ઞાન, દર્શન, અને ચારિત્રની આરાધનાનો અગિયાર મહીનાનો અને બારપ્રતિમાનો પણ તપ કર્યો હતો. " વિગેરે.

આત્મશક્તિઓનો વિકાસ એમ ને એમ થતો નથી. ખાવા-પીવાથી અને ઇંદ્રિયોના વિષયોમાં લુબ્ધ રહેવાથીજ જો આત્મશક્તિ-ઓનો વિકાસ થતો હોય, તો દુનિયાના તમામ મનુષ્યો ન કરી શકે ? પરન્તુ તેમ નથી. આત્મશક્તિનો વિકાસ કરવામાં–લાખો મનુષ્યો ઉપર પ્રભાવ પાડવાની શકિત પ્રાપ્ત કરવામાં ઘણા પરિશ્રમની જરૂર પડે છે. પરમાત્મા મહાવીરદેવે આત્મશક્તિનો સંપૂર્ણ વિકાસ ક્યારે કર્યો ? બાર વર્ષ સુધી લાગટ ઘોર તપસ્યા કરી ત્યારે. ઇંદ્રિ-

યોના વિષયો તરફની આસક્તિ દૂર કર્યા સિવાય, બીજા શબ્દોમાં કહીએ તો ઇચ્છાનો નિરોધ કર્યા સિવાય તપસ્યા થઇ શકતી નથી, અને તપસ્યા કર્યા સિવાય કર્મક્ષય થઇ શકતો નથી. અને એજ કારણથી, યદ્યપિ હીરવિજયસૂરિ જગત્ પર ઉપકાર કરવાનો મહાન્ પુરુષાર્થ કરતા હતા, છતાં પણ આત્મશક્તિના વિકાસને માટે તેમણે શક્તિઅનુસાર તપસ્યા પણ ઘણી કરીને જીવનની સાર્થકતા કરી હતી.

આ પ્રસંગે સૂરિજીની વિદ્વત્તાના સંબંધમાં પણ બે શબ્દોનો ઉલ્લેખ કરવો જરૂરનો છે. હીરવિજયસૂરિમાં વિદ્વત્તા પણ કંઇ સાધારણ ન્હોતી જો કે–તેમણે બનાવેલા ગ્રંથો–**જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ ટીકા** અને **અંતરીક્ષપાર્શ્વનાથસ્તવ** વિગેરે થોડાકજ ઉપલબ્ધ થાય છે; પરન્તુ તેમણે કરેલાં કાર્યો તરફ દૃષ્ટિપાત કરતાં તેમની અસાધારણ વિદ્વત્તાના સંબંધમાં લગારે શંકા લાવવા જેવું રહેતું નથી. તે વખતના મ્હોટા મ્હોટા જૈનેતર વિદ્વાનોની સાથે ટક્કર ઝીલવામાં તથા આલમફાજલ સૂબાઓ અને ખાસ કરીને સમસ્ત ધર્મોનું તત્ત્વ શોધવામા પોતાની આખી જિંદગી વ્યતીત કરનાર અકબર બાદશાહ ઉપર ધર્મિક છાપ પાડવામાં સંપૂર્ણ સફળતા મેળવવી, એ સાધારણ જ્ઞાનવાળાથી નજ બની શકે, એ દેખીતી વાત છે. તેમ અકબરે પોતાની ધર્મસભાના પાંચ વર્ગો પૈકી પહેલા વર્ગમાં તેઓનેજ દાખલ કર્યા હતા કે જેઓ અસાધારણ વિદ્વત્તા ધરાવતા હતા. હીરવિજયસૂરિ આ પહેલા વર્ગના સભાસદ હતા. એ વાત આપણે પ્રથમ જોઇ ગયેલા છીએ.

આ બધી બાબતો ઉપરથી એમ સહજ જાણી શકાય છે કે–હીરવિજયસૂરિ પ્રખર પાંડિત્ય ધરાવતા હતા.

હવે તેમના જીવન સંબંધી કઇ પણ કહેવા જેવું રહ્યુ નથી. જ્ઞાન–ધ્યાન–તપસ્યા–દયા–દાક્ષિણ્ય–લોકોપકાર–જીવદયાનો પ્રચાર અને એવી તમામ બાબતોથી આપણા ગ્રન્થનાયક હીરવિજયસૂરિજીએ પોતાના જીવનની સાર્થકતા કરી હતી. આવી રીતે જીવનની સાર્થકતા કરનારને મૃત્યુનો ભય ન હોય–ન રહે, એ તદ્દન બનવા જોગજ છે. તેઓને માટે મૃત્યુ, એ એવોજ આનંદનો વિષય છે કે–જેવો ઝુંપડી મૂકીને મહેલમા જનારને હોય છે.

# પ્રકરણ ૧૨ મું.

## નિર્વાણ.



ગયાના આગલા પ્રકરણની અંતમાં આપણે જોઈ ગયા છીએ કે-હીરવિજયસૂરિ વિ. સં. ૧૬૫૧ નું ચાતુર્માસ પૂર્ણ કરીને ઊનાથી જ્યારે વિહાર કરવા લાગ્યા, ત્યારે તેઓનું શરીર અસ્વસ્થ હોવાના કારણે સંઘે વિહાર કરવા દીધો નહિ. અગત્યા સૂરિજીને ત્યાંજ રહેવું પડયું હતું.

જે રોગના કારણે સૂરિજીને પોતાનો વિહાર બંધ રાખવો પડયો, તે રોગે, વિહાર બંધ રાખવા છતાં શાન્તિ તો નજ પકડી. દિવસે દિવસે તે રોગ વધતોજ ગયો, ત્યાં સુધી કે પગે સોઝા પણ ચઢી આવ્યા. શ્રાવકો ઔષધને માટે તમામ પ્રકારની સગવડ કરવા લાગ્યા; પરન્તુ સૂરિજીએ તેમ કરવાની ચોખ્ખી નાજ પાડી. તેમણે કહ્યું:- ભાઈઓ ! મારે માટે દવાની તમે જરા પણ ખટપટ કરશો નહિ. ઉદયમાં આવેલા કર્મો સમભાવ પૂર્વક મારે ભોગવવાં, એજ મારો ધર્મ છે. રોગોથી ભરેલા અને વિનશ્વર આ શરીરને માટે અનેક પ્રકારનાં પાપવાળા કાર્યો કરવાં, એ મને વ્યાજબી લાગતું નથી.'

ઉત્સર્ગ-અપવાદને જાણનારા શ્રાવકોએ સૂરિજીને કેટલાંક શાસ્ત્રીય પ્રમાણો આપી એમ ઠસાવવા પ્રયત્ન કર્યો કે-અપવાદમાર્ગે આપના જેવા શાસનપ્રભાવક ગચ્છના નાયક સૂરીશ્વરને માટે રોગ નિવારણાર્થ કંઇ દોષ સેવવો પડે, તો તે શાસ્ત્રયુક્તજ છે; પરન્તુ સૂરિજીએ તેમનું માન્યુંજ નહિ. સૂરિજી આ અપવાદ માર્ગથી

અજાણ્યા નહિ હતા. તેઓ શાસ્ત્રોના પારગામી હતા, ગીતાર્થ હતા અને મહાન્ અનુભવી હતા. એટલે તેમનાથી આ હકીકત અજાણી ન્હોતી; છતાં તેઓ સખ્ત નિષેધ કરતા હતા, એનું કારણ એજ હતું કે, તેઓના સમજવામાં ચોક્કસ આવ્યું હતું કે હવે 'મારૂં આયુષ્ય અલ્પ છે. હવે તો મારે બીજા બાહ્ય ઉપચારો–ઔષધો કરવા કરતાં ધર્મોષધિનું સેવનજ વિશેષતયા કરવું જોઇએ. થોડી જિંદગીને માટે એવા આરંભ–સમારંભવાળી દવાઓ કરવાની શી જરૂર છે.' બસ, આજ કારણથી તેઓ શ્રાવકોને નિષેધજ કરતા રહ્યા. શ્રાવકોને બહુ દુઃખ થયું. તેઓ બધા ઉપવાસ કરીને બેસી ગયા. 'સૂરિજી દવા નહિ કરવા દે, તો અમે તો કોઇ ભોજન કરવાના નથી.' આવો નિયમ કરીને બેસી ગયા. ઋષભદાસ કવિ તો ત્યાં સુધી કહે છે કે–સૂરિજીએ દવા નહિ લેવાથી જેમ ગૃહસ્થો ઉપવાસ કરીને બેસી ગયા, તેમ કેટલીક બાઇઓએ તો પોતાનાં બાળકોને ધવરાવવાં પણ બંધ કર્યાં. આખા ગામમાં હોહા મચી ગઇ. સૂરિજીના શિષ્યોને પણ બહુ લાગી આવ્યું. છેવટ સોમવિજયજીએ સૂરિજીને સમજાવતાં કહ્યું–' મહારાજ ! આમ કરવાથી શ્રાવકોનાં મન સ્થિર રહેશે નહિ. જેમ આપ દવા કરવાની ના પાડો છો, તેમ શ્રાવકો અને શ્રાવિકાઓ નહિ ખાવા–પીવાની હઠ લઇને બેસી ગયેલ છે; માટે આપે સંઘના માનની ખાતર પણ દવા કરવાની 'હા' પાડવી જરૂરની છે. પૂર્વ ઋષિયોએ પણ રોગો ઉપસ્થિત થતાં ઔષધોપચાર કરેલ છે, એ વાત આપનાથી અજાણી નથી. ભલે શુદ્ધ અને થોડું ઔષધ થાય, પરન્તુ કંઇક તો આપે છૂટ આપવીજ જોઇએ.'

સોમવિજયજીના વિશેષ આગ્રહથી પોતાની ઇચ્છાવિરૂદ્ધ પણ સૂરિજીએ દવા કરવાની છૂટ આપી. સંઘ ઘણો ખુશી થયો. સ્ત્રિઓ બાળકોને ધરાવવા લાગી. સારા દક્ષ વૈદ્યે વિવેકપૂર્વક દવા શરૂ કરી અને દિવસે દિવસે વ્યાધિમાં કંઇક ઘટાડો થવા લાગ્યો. પરન્તુ શરીરશક્તિ એવી નજ થઇ કે જેથી કરીને તેઓ સુખે–સમાધે જ્ઞાન–ધ્યાન–ક્રિયામાં તત્પર રહી શકે.

હીરવિજયસૂરિના પ્રધાનશિષ્ય અને તેમની પાટના અધિકારી વિજયસેનસૂરિ આ વખતે અકબર બાદશાહની પાસે લાહોરમાં હતા. સૂરિજીને ગચ્છની સાર સંભાળ સંબંધી વધારે ચિંતા રહ્યા કરતી હતી. 'વિજયસેનસૂરિ છે નહિં. તેઓ ઘણે દૂર છે. જો નજીક હત, તો બોલાવીને ગચ્છસંબંધી તમામ ભલામણ કરી દેતે.' આજ વિચારો તેમના હૃદયસાગરમાં વારંવાર ઉભરી આવતા હતા. છેવટે તેમણે આ વખત પોતાની પાસેના બધા સાધુઓને એકઠા કરી કહ્યું કે—'જેમ બને તેમ વિજયસેનસૂરિ જલદી અહિં આવે, તેવો પ્રયત્ન કરો.'

સાધુઓએ વિચાર કરી બીજા કોઇ માણસને ન મોકલતાં ધનવિજયજીનેજ લાહોર તરફ રવાના કર્યા. ઘણી લાંબી ખેપો કરીને તેઓ બહુ જલદી લાહોર પહોંચ્યા અને સૂરિજીની બીમારી સંબંધી તથા તેઓને સૂરિજી વારંવાર યાદ કરે છે, તે સંબંધી સમાચાર કહ્યા. વિજયસેનસૂરિ તેમના આ સમાચારથી બહુ ચિંતાતુર થયા. તેમના શરીરમાં એકાએક શિથિલતા આવી ગઇ. તેમના હૃદયમાં એકદમ ધ્રાસકો પડયો અને પગ ઢીલા થઇ ગયા. તેઓ એકદમ બાદશાહ પાસે ગયા અને સૂરિજીના વ્યાધિ સંબંધી અને પોતાને તેડાવવા સંબંધી વાત કરી. બાદશાહ આ વખતે રહેવા માટે આગ્રહ કરી શકે તેમ ન્હોતો. આ અનિવાર્ય કારણે તેમને ગુજરાતમાં જવા માટે સમ્મતિ આપવીજ જોઇએ, એ વાત બાદશાહના હૃદયાં આવી ગઇ, અને તેથી તેણે વિજયસેનસૂરિને ગુજરાતમાં જવાની સમ્મતિ આપી; તેમ પોતાના તરફથી સૂરિજીને દુઆ કહેવાની પણ ભલામણ કરી.

विजयप्रशस्ति મહાકાવ્યના કર્ત્તાનો મત છે કે–'વિજયસેનસૂરિ, અકબર બાદશાહ પાસે નંદિવિજયજીને મૂકીને જ્યારે ગુજરાતમાં આવતાં મહિમનગરમાં (અત્યારે જેને મહેસાણા કહે છે) આવ્યા, ત્યારે તેમને હીરવિજયસૂરિની બીમારી સંબંધી પત્ર મળ્યો હતો.'

ગમે તેમ હો, પરન્તુ હીરવિજયસૂરિની બીમારી વખતે તેઓ તેમની પાસે નહિં હતા અને તેમને જલદી આવવાને સૂચના કરવામાં આવી હતી, એમાં તો બે મત છેજ નહિં.

બીજી તરફ હીરવિજયસૂરિની વ્યાધિમાં જેમ વધારો થતો ગયો, તેમ તેઓને વિજયસેનસૂરિની અવિદ્યમાનતાના ખેદમાં પણ વધારોજ થતો ગયો. 'હજૂ સુધી તેઓ કેમ ન આવ્યા ? જો આ વખતે તેઓ મારી પાસે હત, તો છેવટના પ્રસંગે અનશનાદિ ક્રિયા કરવામાં મને ઘણો ઉલ્લાસ થાત.' આજ વિચારો તેમને વારંવાર થયા કરતા.

ગમે તેટલા વિચારો થવા છતાં અને ગમે તેટલી ઉતાવળ કરવા છતાં, મનુષ્યજાતિથી જેટલું ચલાતું હોય, તેટલુંજ ચલાય છે. મનુષ્યોને કંઇ પાંખો નથી હોતી, કે જેથી ઊડીને ઇચ્છિત સ્થાને જઇ શકાય. તેમ વિજયસેનસૂરિ એક જૈન સાધુ હોઇ એ પણ એમનાથી બને તેમ ન્હોતું કે—અકબર બાદશાહના ખાસા કોઇ પવનવેગી ઘોડા પર સવાર થઇને એકદમ લાહોરથી ઊના જઇ શકે.

હીરવિજયસૂરિ, વિજયસેનસૂરિને આવવાની જેટલી પ્રતીક્ષા કરી રહ્યા હતા, તેટલીજ બલ્કિ તેથી પણ વધારે વિજયસેનસૂરિ હીરવિજયસૂરિની સેવામાં જલદી પહોંચવાની ઉત્કટ ઇચ્છા રાખતા હતા. પરન્તુ કરે શું ? ઘણુ દિવસો વ્યતીત થઇ જવા છતાં વિજયસેનસૂરિ આવી પહોંચ્યા નહિં, ત્યારે સૂરિજીએ એક દિવસ બધા સાધુઓને એકઠા કરી કહ્યું કે—

" વિજયસેનસૂરિ હજૂ સુધી આવ્યા નહિ. હું ચાહતો હતો કે-તેઓ મને છેવટની ઘડીએ મળ્યા હત, તો સમાજ સંબંધી કંઇક ભલામણ કરત. ખેર, હવે મને મારૂં આયુષ્ય ટૂંકું લાગે છે, માટે તમારી બધાઓની સમ્મતિ હોય, તો હું આત્મકાર્ય સાધવાને કંઇ યત્ન કરૂં."

હીરવિજયસૂરિનાં આ વચનો સાંભળી સાધુઓ ગળગળા થઇ ગયા. સોમવિજયજીએ કહ્યું—"મહારાજ આપ લગાર પણ ચિંતા ન કરો. આપે તો આવા વિષમકાળમાં પણ આત્મસાધન કરવામાં કંઇ કચાસ રાખી નથી. ત્યાગ, વૈરાગ્ય, તપસ્યા, ધ્યાન અને ક્ષાન્ત્યાદિ ગુણો તથા અસંખ્ય જીવોને અભયદાન આપવા–અપાવવા વડે કરીને આપે તો આપના જીવનની સાર્થકતા કરીજ લીધી છે. આપ બેફિકર રહો, આપને બહુ જલદી આરામ થઇ જશે અને વિજયસેનસૂરિ પણ જલદીજ આપની સેવામાં આવી પહોંચશે."

સૂરિજીએ આના ઉત્તરમાં વધારે ન કહેતાં માત્ર એટલુંજ કહ્યું:– "તમે કહો છો તે ઠીક છે, પરન્તુ ચોમાસુ બેસી ગયું છે અને હજૂ સુધી વિજયસેનસૂરિ આવ્યા નહિં. ન માલૂમ તેઓ ક્યારે આવશે?"

સોમવિજયજીએ પુનઃ એજ કહ્યું:–"મહારાજ! આપ બહુ જલદી નિરાબાધ થઇ જશો અને વિજયસેનસૂરિ પણ શીઘ્ર આવી પહોંચશે."

એમ સમજાવતાં સમજાવતાં પજૂસણ સુધી દિવસો કાઢી નાખ્યા. એ નવાઇ જેવી હકીકત છે કે–આવી અવસ્થામાં પણ સૂરિજીએ પોતે પજૂસણમાં કલ્પસૂત્રનું વ્યાખ્યાન વાંચ્યું હતું. પરન્તુ વ્યાખ્યાન વાંચવાના પરિશ્રમથી તેમનું શરીર વધારે શિથિલ થઇ ગયું. પજૂસણ પૂરાં થયાં અને સૂરિજીને પોતાના શરીરમાં વધારે શિથિલતા જણાઇ, ત્યારે તેઓ ભાદરવા સુદી ૧૦ (વિ. સં. ૧૬૫૨) ના દિવસે મધ્યરાત્રિએ પોતાની સાથેના વિમલહર્ષ ઉપાધ્યાય વિગેરે તમામ સાધુઓને એકઠા કરી કહેવા લાગ્યા:—

"મુનિવરો, મેં મારા જીવનની આશા હવે છોડી દીધી છે, ઠીકજ છે, જન્મે છે તે અવશ્ય મરેજ છે. વ્હેલાં કે મોડાં–બધાઓને તે માર્ગ લેવાનો છે. તીર્થંકરો પણ, આ અટલ સિદ્ધાન્તથી છૂટી શક્યા નથી. અરે, આયુષ્ય ક્ષણમાત્ર વધારવાને પણ કોઇ

સમર્થ થઈ શકતું નથી. માટે તમે લગાર પણ ઉદ્વેગ કરશો નહિ. વિજયસેનસૂરિ અહિં હત, તો હું તમારા-બધાઓ માટે યોગ્ય ભલામણ કરત. કલ્યાણવિજય ઉપાધ્યાય પણ છેવટે મળ્યા નહિ. ખેર, હવે હું તમને જે કંઇ કહેવા માગું છું તે એ છે કે—તમે કોઇ પણ જાતની ચિંતા કરશો નહિ. તમારી બધીએ આશાઓ વિજયસેનસૂરિ પૂર્ણ કરશે. તેઓ શૂરવીર, સત્યવાદી અને શાસનના પૂર્ણ પ્રેમી છે. હું તમને ભલામણ કરૂં છું કે-જેવી રીતે તમે બધા મને માનો છો, તેવીજ રીતે તેમને પણ માનજો અને તેમની સેવા કરજો, તેઓ પણ તમારૂં પુત્રની માફક પાલન કરશે. તમે બધા સંપીને રહેજો અને જેમ શાસનની શોભા વધે તેમ વર્તાવ કરજો. ખાસ કરીને વિમલહર્ષ ઉપાધ્યાય અને સોમવિજયજીને જણાવું છું કે-તમે છેવટ સુધી મને બહુ સંતોષ આપ્યો છે. તમારાં કાર્યોથી મને બહુ પ્રસન્નતા થયેલી છે. હું તમને પણ અનુરોધ કરૂં છું કે-તમે શાસનની શોભા વધારજો, અને આખો સમુદાય જેમ સંપીને રહે છે, તેવી રીતે કાયમને માટે રહે, તેવો પ્રયત્ન કરજો.”

સાધુઓને ઉપર પ્રમાણે શિખામણો આપી સૂરિજી પોતાના જીવનમાં લાગેલાં પાપોની આલોચના અને સમસ્ત જીવો પ્રત્યે ક્ષમાપના કરવા લાગ્યા. જે વખતે તેઓ સાધુઓ પ્રત્યે ક્ષમાવવા લાગ્યા, ત્યારે સાધુઓનાં હૃદયો ભરાઇ આવ્યાં. તેમની આંખોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. કંઠ રૂંધાઇ ગયો. આવી સ્થિતિમાં સોમવિ-વિજયજીએ સૂરિજીને કહ્યું:—“ગુરૂદેવ! આપ આ બાળકોને શાના ખમાવો છો? આપે તો અમને પ્યારા પુત્રોની માફક પાળ્યા છે, પુત્રોથી પણ અધિક ગણીને અમારી સારી સંભાળ રાખી છે. તેમ અજ્ઞાનરૂપી અંધકારમાંથી હાથ પકડીને અમને પ્રકાશમાં લાવી મૂક્યા છે. આટલો બધો અનહદ ઉપકાર કરનાર આપ-પૂજ્ય અમને ખમાવો, અમને તો બહુ લાગી આવે છે. અમે આપના અજ્ઞાની-અવિવેકી બાળકો છીએ. ડગલે ને પગલે અમારાથી આપનો અવિનય થયો હશે, વખતો વખત અમારા નિમિત્તે આપનું હૃદય

દુભાયું હશે. તે બધાઓની અમે આપની પાસે ક્ષમા યાચીએ છીએ. પ્રભો ! આપતો ગુણના સાગર છો. આપ જે કાંઇ કરતા આવ્યા છો, તે અમારા ભલાની ખાતરજ, છતાં આપના ગંભીર આશયને નહિ સમજી, ઘણી વખત મનથી પણ આપના અભિપ્રાયની વિરૂદ્ધ ચિંતવન થયું હશે. એ બધા ગુન્હાઓને આપ માફ કરશો. ગુરૂદેવ ! વધારે શું કહીએ અમે અજ્ઞાની અને અવિવેકી છીએ. અત એવ મન-વચન-કાયાથી જે કંઇ આપનો અવિનય-અવિવેક કે આશાતના થયાં હોય, તેની આપ ક્ષમા આપશો."

સૂરિજીએ કહ્યું-" મુનિવરો તમારૂં કહેવું ખરૂં છે. પરન્તુ મારે પણ તમને ખમાવવા એ સારો આચાર છે. ભેગા રહેવામાં વખતે કોઇને કંઇ કહેવું પણ પડે, અને તેનું મન દુભાય, એ સ્વાભાવિકજ છે. માટે હું પણ તમને બધાઓને ખમાવું છું."

એ પ્રમાણે સમસ્ત જીવોને ખમાવ્યા પછી સૂરિજીએ પાપની આલોચના કરી અને અરિહંત, સિદ્ધ, સાધુ અને ધર્મ-એ ચાર શરણોનો આશ્રય કર્યો.

સૂરિજી, બધી બાબતો તરફથી પોતાના ચિત્તને હઠાવી લઇ પોત પોતાના જીવનમાં આચરેલ શુભકાર્યો-વિનય, વૈયાવચ્ચ, ગુરૂભકિત, ઉપદેશ, તીર્થયાત્રા અને એવાં બીજાં કાર્યોની અનુમોદના કરવા લાગ્યા. ઢંઢણ, દૃઢપ્રહારી, અરણિક, સનત્કુમાર, ખંધકકુમાર, કૂરગડુ, ભરત, બાહુબલી, બલિભદ્ર, અભયકુમાર, શાલિભદ્ર, મેઘકુમાર અને ધન્ના વિગેરે પૂર્વ ઋષિઓની તપસ્યા અને તેમની કષ્ટોને સહન કરવાની શકિતનું સ્મરણ કરવા લાગ્યા. તે પછી નવકાર મંત્રનું ધ્યાન કરી દશ પ્રકારની આરાધના કરી.

થોડો વખત સૂરિજી મોન રહ્યા. તેમના ચેહરા ઉપરથી જણાતું હતું કે, તેઓ કોઇ ગંભીર ધ્યાનસાગરમાં નિમગ્ન છે. ચારે તરફ ઘેરાઇને બેઠેલા મુનિયો સૂરિજીના મુખારવિંદની સ્હામે ટગર

ટગર જોઇ રહેલ છે. અને એવી પ્રતીક્ષા કરી રહ્યા છે કે–હમણાં ગુરૂદેવ કંઇક બોલશે, જ્યારે ત્યાં આવતાં સેંકડો સ્ત્રીપુરૂષો સૂરિજીની પૂજા કરી જુદા જુદા સ્થાનોમાં ઉદાસીનતા પૂર્વક બેસતાં જાય છે.

આજે ભાદરવા સુદિ ૧૧ ( વિ. સં. ૧૬૫૨ ) નો દિવસ છે. સંધ્યાકાલ થવા આવ્યો. સૂરિજી અત્યાર સુધી ધ્યાનમાં મગ્ન હતા. સાધુઓ તેમના મુખકમલને નિહાળી રહ્યા હતા. અકસ્માત્ સૂરિજીએ આંખ ઉઘાડી. પ્રતિક્રમણનો વખત થયેલો જોયો. પોતે સાવધ થઇને બધા સાધુઓને પોતાની પાસે બેસાડી પોતે પ્રતિક્રમણ કરાવ્યું. પ્રતિક્રમણ પુરૂં થયા પછી સૂરિજીએ છેલ્લા શબ્દો ઉચ્ચારતાં કહ્યુંઃ–

" ભાઇઓ ! હવે હું મારા કાર્યમાં લીન થાઉં છું. તમે કોઇ કાયર થશો નહિં. ધર્મકાર્ય કરવામાં શૂરવીર રહેજો. " એટલું બોલતાં બોલતાં સૂરિજીએ સિદ્ધનું ધ્યાન કર્યું. સૂરિજીની વાણી બંધ થતાં ' મારૂં કોઇ નથી ' ' હું કોઇનો નથી ' ' મારો આત્મા જ્ઞાન–દર્શન–ચારિત્રમય છે,'–' સચ્ચિદાનંદમય છે,' ' મારો આત્મા શાશ્વત છે.' ' હું શાશ્વત સુખનો માલિક થાઉં. ' ' બીજા બધા બાહ્યભાવોને વોસરાવું છું. ' તેમ આહાર, ઉપધિ અને આ તુચ્છ શરીરને પણ વોસરાવું છું. ' આ વચનો કાઢી સૂરિજી ચાર શરણાંનું સ્મરણ કરવા લાગ્યા. આ વખતે સૂરિજી પદ્માસને બિરાજમાન થયા. હાથમાં નવકારવાળી લઇ જાપ કરવા લાગ્યા. ચાર માળા પૂરી કરીને જ્યારે પાંચમી માળા ગણવા જતા હતા, કે તુર્ત તે માળા હાથમાંથી નીચે પડી ગઇ. લોકોમાં હાહાકાર મચી ગયો. જગતનો હીરો આજ ક્ષણે આ માનુષી દેહને છોડી ચાલતો થયો. સુરલોકમાં હીરની પધરામણી થતાં સુરઘંટાનો નાદ થયો, ત્યારે ભારતવર્ષમાં ગુરૂવિરહનું ભયંકર વાદળ છવાઇ ગયું.

* * * *

હીરવિજયસૂરિનો નિર્વાણ થતાં સર્વત્ર હાહાકાર મચી ગયો. ઊનાના સંઘે આ ખેદકારક સમાચાર ગામેગામ પહોંચાડવા માટે કાસદીઆઓને રવાના કર્યા. જે જે ગામોમાં આ દુઃખદ સમાચાર માલૂમ પડયા, તે તે ગામોમાં સર્વત્ર શોક પ્રસરી ગયો. ગામેગામ હડતાલો પડવા લાગી. કોણ હિંદુ કે કોણ મુસલમાન, કોણ જૈન કે કોણ બીજા-દરેકને આ માઠા સમાચારથી અત્યન્ત દુઃખ થયું. જે એ પુરૂષ રત્નોની વિદ્યમાનતાથી ભારતવર્ષની રાષ્ટ્રીય અને ધાર્મિક સ્થિતિમાં ઘણોજ સુધારો થવા પામ્યો હતો, અને જેઓના લીધે ભારતવર્ષની પ્રજા કંઇક સુખના દિવસો જોવા પામી હતી, તેમાંનું એક રત્ન ગુમ થવાથી કોને દુઃખ ન થાય ? તેની ન પૂરી શકાય તેવી પડેલી ખોટથી કોના હૃદયમાં આઘાત ન પહોંચે ?

બીજી તરફ સૂરિજીની અન્ત્યક્રિયાને માટે ઊના અને દીવનો સંઘ તૈયારી કરવા લાગ્યો. તેમણે તેરખંડવાળી એક માંડવી તૈયાર કરી. જે માંડવી કથીપો, મખમલ અને મશરૂથી મઢવામાં આવી. આ માંડવીને મોતીનાં ઝૂમખાં, રૂપાના ઘંટ, સોનાની ઘૂઘરિયો, છત્ર, ચામર, તોરણ અને ચારે તરફ અનેક પ્રકારની ફરતી પૂતળીયોથી એવી તો મનોહર શણગારવામાં આવી કે-ખાસા એક દેવ વિમાનને પણ ભૂલાવી દે તેવી બની. કહેવાય છે કે આ માંડવીને બનાવવામાં બે હજાર લ્યાહરીનો ખર્ચ થયો હતો. અને તે સિવાય અઢી હજાર લ્યાહરી બીજી લાગી હતી.

કેશર, ચંદન અને ચૂઆથી સૂરિજીના શરીરને લેપ કરવામાં આવ્યો. અને તે પછી તે શબને માંડવીમાં પધરાવવામાં આવ્યું. ઘંટાનાદ થવા લાગ્યા, વાજિંત્રો વાગવા લાગ્યાં. મ્હોટા મ્હોટા પુરૂષોએ માંડવી ઉપાડી. જય જય નંદા ! જય જય ભદ્રા ! ના અદ્વિતીય નાદોથી ગગન મંડલ ગાજી ઉઠ્યું હજારો લોકો પોતપોતાની શ્રદ્ધા પ્રમાણે રૂપિયા, પૈસા અને બદામ વિગેરે વસ્તુઓ ઉછાળવા લાગ્યા. માર્ગમાં ઠેકાણે ઠેકાણે પુષ્પોની વૃષ્ટિ થવા લાગી. આબાલ-

ગોપાલ તમામ સ્ત્રી પુરૂષો મકાનોના માળાઓ અને છજાં ઉપર ઉભા રહીને ભાવપૂર્વક વંદન કરવા લાગ્યા. સૂરિજીની માંઠવીની પાછળ ચાલનારા હજારો માણુસોમાં કોઇ ઘંટાનાદ કરતા તો કોઇ અબીર ઉછાળતા. એ પ્રમાણે ગામના મોટા લતાઓમાં ફરીને ગામથી બહાર એક આંબાવાડીમાં આવ્યા. અહિં નિર્જીવ ભૂમિમાં ઉત્તમ જાતના ચંદનની ચિતા ખડકવામાં આવી. સૂરિજીના શબને તેમાં પધરાવ્યું. પરન્તુ આગ મૂકવાની કોઇની હિંમત ચાલતી નથી. લોકોનાં હૃદયો પાછાં ભરાઇ આવ્યાં. દરેક સૂરિજીની મુખમુદ્રા સામે જોઇને ચિત્રવત્ સ્થિર થઇ ગયા. આંખમાંથી ચોધારાં આંસુ વહેવા લાગ્યાં. લોકો રૂદ્ધકંઠથી કહેવા લાગ્યા,:–" હે ગુરૂરાજ ! આપ અમને મધુરદેશના આપો. હે હીર ! આપ ધર્મનો વિચાર પ્રકાશિત કરો. આટલા આટલા આપના સેવકો કલ્પાંત કરી રહ્યા છે, છતાં આપ કેમ બોલતા નથી. અરે ગુરૂદેવ ! આ વખતે અમારા મસ્તક ઉપર આપનો પવિત્ર હાથ સ્થાપન કરી અમને નિર્ભય બનાવો. અરે પ્રભો ! આપે એકાએક આ શું કર્યું ? અમોને રઝળતા મૂકીને આપ ક્યાં ગયા ? અમે કોનાં દર્શન કરીને હવે પવિત્ર થઇશું ? આપ સિવાય હવે અમારા સંદેહોને કોણ દૂર કરશે ? હે દીનદયાળ ! તે મીઠી વાણીનો આસ્વાદ હવે કોનાથી લઇશું. અમારા જેવા સંસારમાં ફસેલા પ્રાણિયોનો ઉદ્ધાર હવે કોણ કરશે ? "

આમ તમામ મનુષ્યો કલ્પાંત કરવા લાગ્યા. છેવટે હૃદયોને કઠિન કરી હા ! હા ! કારની કારમીચીસ પૂર્વક ચિતામાં આગ મૂકવામાં આવી. આ ચિતામાં પંદર મણ સૂખડ, ત્રણ મણ અગર, ત્રણ શેર કપૂર, બશેર કસ્તૂરી અને ત્રણ શેર કેશર નાખવામાં આવ્યું. તેમ પાંચશેર ચૂઓ પણ બાળવામાં આવ્યો.

બસ, હીરનું માનુષી શરીર ભસ્મસાત્ થઇ ગયું. હવે હીરનું યશઃશરીર માત્ર આ સંસારમાં કાયમ રહ્યું. એકંદર હીરસૂરિના શરીરનો સંસ્કાર કરતાં સાત હજાર લ્યાહરીનો વ્યય થયો. સમુદ્રના

આખા કિનારે અમારી પળાવવામાં આવી. કોઇ જાળ ન નાખે, એવો બંદોબસ્ત થયો. વળી ગુરૂવિરહથી વિરહી બનેલા તમામ સાધુઓ ત્રણ ત્રણ દિવસના ઉપવાસો કરી બેસી ગયા. અગ્નિસંસ્કાર કરીને તમામ શ્રાવકોએ દેરાસરમાં આવી દેવવંદન કર્યું, અને પછી સાધુઓનો વૈરાગ્યમય ઉપદેશ શ્રવણ કરી સૌ પોત પોતાને ઘેર ગયા.

જે બગીચામાં હીરવિજયસૂરિનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો, તે બગીચો અને તેને લગતી બાવીસ વીઘા[1] જમીન અકબર બાદશાહે જૈનોને બક્ષીસ આપી હતી. આજ બગીચામાં દીવની બાઇ લાડકીએ એક મ્હોટો સ્તૂપ બનાવી, તે ઉપર હીરવિજયસૂરિના પગલાં[2] સ્થાપન કર્યાં.

+ + + +

હીરવિજયસૂરિના નિર્વાણ પછી ચંદર દિવસે કલ્યાણવિજય ઉપાધ્યાય ઉને આવ્યા. તેઓને સૂરિજીના સ્વર્ગવાસના સમાચાર સાંભળતાંજ મહાન્ ખેદ થયો. સૂરિજીના અદ્વિતીય ગુણો વારંવાર યાદ આવવા લાગ્યા. અને જેમ જેમ તે ગુણો યાદ આવતા, તેમ તેમ તેમનું હૃદય ભરાઇ આવતું અને અત્યન્ત શોક થતો. કલ્યાણવિજયજીને અનેક શબ્દોથી શ્રાવકોએ અને સાધુઓએ સમજાવી શાન્ત કર્યા પછી તેમણે અગ્નિસંસ્કારવાળા સ્થાને સ્તૂપની વંદના કરી.

---

૧ જૂઓ હીરસૌભાગ્યકાવ્ય સર્ગ ૧૭, શ્લોક. ૧૯૫, પૃ. ૯૦૯.

૨ આ પગલા અત્યારે પણ મૌજૂદ છે. તેના ઉપરના લેખથી જણાય છે કે–આ પગલાંની પ્રતિષ્ઠા વિ. સ. ૧૬૫૨ ના કાર્તિકવદિ ૫ બુધવારના દિવસે વિજયસેનસૂરિએ કરી હતી. લેખમાં સૂરિજીના નિર્વાણની તિથિ ( ભાદરવા સુદિ ૧૧ ) પણ આપવામાં આવેલી છે. તેમ હીરવિજયસૂરિએ કરેલા કેટલાક મ્હોટા મ્હોટા કાર્યોનો ઉલ્લેખ પણ કરવામાં આવ્યો છે. આ લેખ ' શ્રી અજારાપાર્શ્વનાથજી પંચતીર્થીમહાત્મ્ય અને જીર્ણોદ્ધારનો દ્વિતીય રીપોર્ટ ' નામની બુકના પૃ. ૩૪ માં બહાર-પણ પડેલો છે.

બીજી તરફ લાહોરથી રવાના થયેલ વિજયસેનસૂરિ હીરવિજયસૂરિના નિર્વાણ દિવસે કયાં સુધી આવી પહોંચ્યા છે, તેની કોઇને ખબર ન્હોતી, તેમ વિજયસેનસૂરિ પણ જેમ બને તેમ જલદી કોઇપણ સ્થળે રોકાયા સિવાય એક પછી એક ગામો અને નગરોમાં થતા એવી ઉત્કૃષ્ટ ઇચ્છાથી ઊના તરફ આવતા હતા કે-કયારે ગુરૂદેવના ચરણમાં મારા મસ્તકને મૂકી આત્માને પવિત્ર કરૂં. પરન્તુ ભાવી પદાર્થ આગળ કોનું શું ચાલી શકે ? ગમે તેટલી ઉતાવળ કરવા છતાં વિજયસેનસૂરિને હીરવિજયસૂરિનાં દર્શન નહિં થવાનાં તે નજ થયાં. ભાદરવા વદિ ૬ ના દિવસે જે વખતે પાટણના શ્રાવકો હીરવિજયસૂરિના નિર્વાણના સમાચાર સાંભળીને દેવવંદન કરતા હતા, તેજ વખતે તેઓ પાટણમાં આવી પહોંચ્યા. વિજયસેનસૂરિની ઘણા દિવસથી ઇચ્છા હતી કે-હું પાટણમાં જઇશ, એટલે કંઇપણ શુભ સમાચાર મળશે; પણ થયું તેથી ઉલટું. પાટણના ઉપાશ્રયમાં પ્રવેશ કરતાંજ તેમને આ માઠા સમાચાર સાંભળવાનું દૌર્ભાગ્ય પ્રાપ્ત થયું. સૂરિજીના નિર્વાણના સમાચાર સાંભળતાંજ તેમના હૃદયમાં એકાએક આઘાત પહોંચ્યો. તેઓ થોડીવાર તો અવાક્જ બની ગયા અને મૂર્ચ્છા આવતાં જમીનપર પડી ગયા. થોડીવારે ચેતના આવતાં પણ તેમને કંઇ ચેન પડતું નહિં. ક્ષણમાં બેસતા તો ક્ષણમાં ઉભા થતા, ક્ષણમાં સૂતા તો ક્ષણમાં કંઇ બોલતા. અરે 'આ શું થયું' 'હવે હું શું કરીશ ?' હું ઊને જઇને કોને વાંદીશ ?' ઇત્યાદિ અનેક પ્રકારના સંકલ્પ-વિકલ્પો તેમને થવા લાગ્યા. તેઓ નથી આહાર કરતા કે નથી પાણી વાપરતા; નથી વ્યાખ્યાન વાંચતા કે નથી વાતો કરતા. તેઓ ગંભીર વિચારસાગરમાં ગરકાવ થઇ ગયા હોય, તેમ, શૂન્યચિત્તે દિવસો ગાળવા લાગ્યા. ત્રણ દિવસ એમને એમ નિકળી ગયા. વિજયસેનસૂરિ કોઇ વખતે કંઇ પણ બોલતા, તો 'અરે હીર હંસલો માનસરોવરથી ઉડી ગયો !' 'અરે પ્રભો ! અમને એકાએક મૂકીને કયાં ચાલ્યા ગયા !' 'હવે અમારૂં શું થશે' 'કોની આજ્ઞાઓ માગીશું ?' 'અરે આ શાસનનું પણ શું થશે.' એવાંજ વાક્યો અકસ્માત્ કાઢી નાખતા.

ત્રણ દિવસો એમને એમ નિકળી ગયા પછી, ચોથા દિવસે પાટણનો સંઘ એકઠો થયો. વિજયસેનસૂરિને ઘણું ઘણું સમજાવ્યા. તેમને આશ્વાસન આપવામાં આવ્યું. સંઘના સમજાવવાથી તેમનું ચિત્ત કંઇક શાન્ત થયું. તેમણે પોતાના હૃદયને મજબૂત કર્યું, ધૈર્ય ધારણ કર્યું. ચોથા દિવસે કંઇક આહારપાણી પણ કર્યાં. તે પછી બધા મુનિયોને સાથે લઇ તેઓ ઊને આવ્યા, અને ત્યાં હીરવિજયસૂરિનાં પગલાંને ભાવથી વંદના કરી.

આજ વિજયસેનસૂરિ હીરવિજયસૂરિની પાટે સ્થાપના થયા. અને તેમણે પણ હીરવિજયસૂરિની માફકજ જૈનધર્મની વિજય પતાકા ચારે દિશાઓમાં ફરકાવી.

* * *

આ પ્રકરણની પૂર્ણાહુતિ કર્યા પહેલાં હીરવિજયસૂરિના નિર્વાણ પ્રસંગે બનેલી એક આશ્ચર્યકારક ઘટનાનો ઉલ્લેખ કરવો ભૂલવો જોઇતો નથી.

ઋષભદાસ કવિના કથન પ્રમાણે–જે દિવસે હીરવિજયસૂરિનું નિર્વાણ થયું, તેજ દિવસે રાત્રે, જે સ્થાનમાં અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો, તે સ્થાનમાં અનેક પ્રકારનાં નાટારંગ થતાં, પાસેના ખેતરમાં સૂતેલા એક નાગર વાણિયાએ જોયાં હતાં. પ્રાતઃકાલમાં તેણે શહેરમાં આવી લોકોને રાત્રે બનેલી હકીકત કહી સંભળાવી. લોકોનાં ટોળેટોળાં તે વાડીમાં ગયાં. તે વખતે નાટારંગ જેવું તો લોકોએ કંઇ નજ દેખ્યું, પરન્તુ તે વાડીના તમામ આંબાઓ ઉપર કેરીઓ લાગેલી જોઇ. તેમાં કોઇ આંબા ઉપર મ્હોર સાથે ઝીણી ઝીણી કેરીઓ જોઇ, તો, કોઇ ઉપર મ્હોટી ગોટલાવાળી જોઇ. અને કોઇ ઉપર સાખો જોઇ તો કોઇ ઉપર બિલકુલ પાકી ગયેલી પણ જોઇ. આ આંબાઓમાં કેટલાક તો એવા પણ હતા, કે જેના ઉપર કોઇ કાળે કેરી થતીજ ન્હોતી, એટલે તેને વાંઝિયા આંબા કહેવામાં

આવતા. લોકોના આશ્ચર્યનો પાર રહ્યો નહિં. ભાદરવો મહીનો. આ ઋતુમાં કેરી હોયજ શાની ? અને વળી ગઇ કાલ સુધી તો તે આંબાઓ ઉપર કંઇ હતુ પણ નહિં. અને આજે કેરીઓથી ખીલેલા આંબા જોઇ કોને આશ્ચર્ય ન થાય ?

શ્રાવકોએ કેટલીક કેરીઓ ઉતારી લીધી. તેમાંથી અમદાવાદ, પાટણ અને ખંભાત વિગેરે શહેરોમાં મોકલાવી. ત્યાં સુધી કે ઠેઠ અબ્બુલફ્જલ અને અકબર પાસે પણ તે કેરીઓ મોકલવામાં આવી. જેણે જેણે કેરીઓ જોઇ અને હકીકત સાંભળી તેના તેના આનંદનો પાર રહ્યો નહિં. બાદશાહ પણ સૂરિજીના પુણ્યપ્રકર્ષ ઉપર ફિદા થયો. સૂરિજીના માહાત્મ્ય માટે તેના અંતઃકરણમાં અતુલિત હર્ષ ઉત્પન્ન થયો, પરન્તુ તેની સાથેજ સાથે સૂરિજીના સ્વર્ગવાસથી બાદશાહ અને અબ્બુલફ્જલના ખેદનો પણ પાર રહ્યો નહિં. અનેક પ્રકારે સૂરિજીની સ્તુતિના શબ્દો ઉચ્ચારવા લાગ્યો. ઋષભદાસ કવિએ બાદશાહના મુખથી સૂરિજીની સ્તુતિના જે શબ્દો કઢાવ્યા છે, તેજ શબ્દોમાં અમે પણ આ પ્રકરણની પૂર્ણાહુતિ કરીએ છીએઃ—

" ધન જીવ્યું જગતગુરૂનું, કર્યો જગ ઉપગાર રે.
મરણ પામ્યે ફળ્યા આંબા, પામ્યો સુર અવતાર રે. હીર. ૫

શેખ અબ્બુલફ્જલ અકબર, કરે ખરખરો નામ રે.
અસ્યા ફકીર નવિ રહ્યા કાલે, બીજા કુણ નર નામ રે. હીર. ૬

'જેણે કમાઇ કરી સારી, વે લહે ભવપાર રે;
ખેર મહિર દિલ પાક નાહિ, ખોયા આદમી અવતાર રે.' હીર.૭

# પ્રકરણ તેરમું.

## સમ્રાટનું શેષ જીવન



આપણા પ્રથમ નાયક હીરવિજયસૂરિના સંબંધમાં ઘણું કહેવાઇ ગયું. હવે આપણે બીજા નાયક સમ્રાટ્ અકબરની અવશિષ્ટ જીવનયાત્રા તપાસીએ. અકબરના ગુણ-દુર્ગુણોનું અવલોકન ઉપલક દૃષ્ટિએ આપણે ત્રીજા પ્રકરણમાં કર્યું છે, તેમ પાંચમા અને છઠ્ઠા પ્રકરણમાં તેના ધાર્મિક વિચારો અને તેણે કરેલાં જીવદયા સંબંધી કાર્યોની નોંધ પણ લીધી છે, તેમ છતાં પણ અકબરના જીવનની બીજી બાબતો તરફ ઉપેક્ષા કરી જો આ પુસ્તકની પૂર્ણાહુતિ કરવામાં આવે, તો તેટલા અંશમાં ખરેખર ન્યૂનતાજ લેખાય, અને તેટલા માટે આ પ્રકરણમાં આપણે અકબરની બાકીની જીવનયાત્રા ઉપર ટૂંકમાં દૃષ્ટિપાત કરીશું.

એ તો સુપ્રસિદ્ધ વાત છે અને ત્રીજા પ્રકણમાં કહેવાઇ પણ ગયું છે કે-અકબર બાલ્યાવસ્થાથીજ એવો તો તેજસ્વી, શૂરવીર અને ચંચલ સ્વભાવનો હતો કે-કુદરતી રીતે તેને માટે લોકો ઉચ્ચ અભિપ્રાયો બાંધતા હતા. અક્ષરજ્ઞાન મેળવવામાં જોઇએ તેવી અભિરૂચિ નહિ હોવા છતાં તે નવું નવું જાણવાને અને અભિનવ કળાઓ શીખવાને એટલો બધો આતુર રહેતો હતો કે તેની તે આતુરતાને એક પ્રકારનું વ્યસન કહીએ તો પણ ચાલી શકે. ન્હાની ઉમરથીજ તે ચાહતો હતો કે-જગતમાં હું નામના કેમ મેળવું ? અને હજારો બલ્કે લાખો મનુષ્યોને હું મારા આધીન કેમ બનાવું ! પરન્તુ ગાદી ઉપર આવવા છતાં પણ જ્યાં સુધી તેના ઉપર બહેરામખાનની દેખરેખ હતી, ત્યાં સુધી તે પોતાની ઉમેદોને પૂરી પાડવામાં જોઇએ

તેવી સફળતા મેળવી શકયો ન્હોતો. જ્યારે તે બહેરામખાનના બંધનમાંથી મુક્ત થયો, અને રાજ્યની સંપૂર્ણ લગામ પોતાના હાથમાં લીધી, ત્યારે તેને એમ લાગ્યું કે–હવે હું મારૂં ધાર્યું કરી શકીશ. પુરૂષાર્થી પુરૂષો પોતાના કાર્યની સિદ્ધિ કરવામાં ગમે ત્યારે પણ અવશ્ય સફળતા મેળવે છે, એ વાતની ખાતરી અકબરનું જીવન બહુ સચોટ રીતે કરી આપે છે. રાજ્યની સંપૂર્ણ લગામ હાથમાં લીધા પછી હવે અકબરે પોતાની ઉમેદો પૂરી પાડવાના પ્રયત્નો હાથ ધર્યા.

અકબરના કાર્યો ઉપરથી આપણે એમ કહી શકીએ તેમ છીએ કે–અકબરના અંતઃકરણમાં મુખ્યત્વે ત્રણ ચાર બાબતો ખાસ કરીને રમી રહેલી હતી. પ્રથમ તો એ કે–તેની પહેલાં થઇ ગયેલા બીજા રાજાઓ કોઇ ન કોઇ રીતે જેમ પોતાનું નામ કાયમ રાખી ગયા હતા તેમ તેણે (અકબરે) પણ રાખી જવું. બીજી વાત એ કે તમામ સૂબેદારો ઉપર પોતાની પૂર્ણ સત્તા રાખવી, એક પણ સૂબેદારને સ્વતંત્ર ન થવા દેવો. ત્રીજી વાત એ કે–પોતાના બાપના વખતમાં ગયેલા અને સ્વતંત્રતા ભોગવનારા તમામ દેશો ઉપર પોતે આધિપત્ય ભોગવવું અને ચોથી વાત એ કે રાજ્યની આભ્યન્તર વ્યવસ્થાઓ પણ સુધારવી, કે–જે અનેક ઉથલપાલોના લીધે બગડી ગઇ હતી. લગભગ આ ચાર હેતુઓ સિદ્ધ કરવામાંજ તે પોતાના જીવનદોર ઉપર નાચ્યો હતો.

ત્રીજા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે તેનો 'દીન–ઇ–ઇલાહી' નામનો ધર્મ ચલાવવાનો હેતુ 'નામના મેળવવા' સિવાય બીજો એક પણ ન્હોતો. જો કે આ હેતુને સિદ્ધ કરવામાં તેણે જોઇએ તેવી સફળતા ન્હોતી મેળવી, એ દેખીતુંજ છે. કારણ કે–તેણે ચલાવેલો ધર્મ તેની સાથેજ અદૃશ્ય થયો હતો. તો પણ એમ તો કહેવુંજ પડશે કે–તેણે પોતાની જિંદગીમાં તો તેનો આસ્વાદ પૂરેપૂરો નહિં, તો મ્હોટેભાગે અવશ્ય ચાખ્યો હતો. સાચી શ્રદ્ધાથી નહિં પરન્તુ દાક્ષિણ્યતાથી

કે સ્વાર્થથી પણ તેના ધર્મના માનવાવાળા સારા સારા આગેવાન હિન્દુ-મુસલમાનો બહાર આવ્યા હતા. તેના ધર્મમાં જે લોકો જોડાયા હતા, તેઓમાં મ્હોટા ઉમરાવો પૈકીના મુખ્ય આ હતાઃ—[૧]

૧ અબુલફજલ.
૨ ફૈજી.
૩ શેખ મુબારક નાગોરી.
૪ જાફરબેગ આસફખાન.
૫ કાસમ કાબલી.
૬ અબ્દુસ્સમદ.
૭ આજમખાન કોકા.
૮ મુલ્લા શાહમહમ્મદ શાહાબાદી.
૯ સૂફી અહમદ.
૧૦ સદરજહાન મુફ્તી.
૧૧-૧૨ સદરજહાન મુફ્તીના બે દીકરા.
૧૩ મીર શરીફ અમલી.
૧૪ સુલતાન ખ્વાજા સદર
૧૫ મીરજા જાની હાકમ ઠઠ્ઠા.
૧૬ નકી શોસ્તરી.
૧૭ શેખ જાદાગોસલા બનારસી.
૧૮ બીરબલ.

'ધી હિસ્ટરી ઑફ આર્યન રૂલ ઇન ઇંડિયા'ના કર્ત્તા મી. ઇ. બી. હેવેલ કહે છે કે-અકબરના ધર્મમાં જે લોકો જોડાયા હતા, તેઓ ચાર વિભાગમાં વિભક્ત હતા.

એક વર્ગ એવો હતો કે—જેઓ, પોતાની દુનિયાદારીના સઘળા લાભનો બાદશાહને ભોગ આપવાને તૈયાર રહેતા.

બીજો વર્ગ એવો હતો કે—જેઓ બાદશાહની સેવામાં પોતાની જિંદગીનો ભોગ આપવાને તત્પર રહેતા.

ત્રીજો વર્ગ—પોતાનું સમસ્ત માન બાદશાહને અર્પણ કરનારો હતો, અને

ચોથા વર્ગના મનુષ્યો એવા હતા કે-જેઓ બાદશાહના ધર્મ સંબંધી વિચારોને અક્ષરશઃ પોતાના તરીકે સ્વીકારતા.

૧ જૂઓ પ્રો. આજાદે ઉર્દૂમાં બનાવેલ દરબારે-અકબરી, પૃ૦ ૭૩.

ઉપરના ચાર વર્ગો પૈકી ચોથા વર્ગના મનુષ્યો જો કે બહુજ થોડા બહાર આવ્યા હતા, પરન્તુ તે એવા કે–અકબરને ખરેખર ખુદાના ખલીફા તરીકે માનનારા હતા. વળી એ પણ ભૂલવા જેવું નથી કે અકબરે, ઉપરના ચાર વર્ગોમાં મનુષ્યોની સંખ્યા વધારવા માટે પોતાની સત્તાનો કદાપિ ઉપયોગ કર્યો ન્હોતો; એટલુંજ નહિં પરન્તુ તેનાથી વિરૂદ્ધ વિચારો કોઇ રજુ કરતું, તો તેને તે ધ્યાન પૂર્વક સાંભળતો અને તેના યથાયોગ્ય ઉત્તરો આપતો.

તેણે પોતાનો ધર્મ ચલાવવામાં ઘણી શાન્તિ અને સહનશીલતાથી કામ લીધું હતું, અને તેની હયાતીમાં તો તેના મહત્ત્વની એટલી બધી ધૂમ મચી હતી કે, શ્રદ્ધાળુ અને ભોળા દિલના હિન્દુ મુસલમાનો તેની માનતાઓ પણ માનવા લાગ્યા હતા. કોઇ પુત્ર પ્રાપ્તિ માટે, તો કોઇ લક્ષ્મીની લાલચથી, કોઇ સ્નેહીના સંયોગ માટે, તો કોઇ દુશ્મનના પરાભવ માટે–ગમે તે કારણે પણ હજારો લોકો તેની માનતાઓ માનતા હતા. અબ્બુલફજલ લખે છે કે—

"Other multitudes ask for lasting bliss, for an upright heart, for advice how best to act, for strength of body, for enlightenment, for the birth of a Son, the reunion of friends, a long life, increase of wealth, elevation in rank, and many other things. His Majesty, who knows what is really good, gives satisfactory answers to every one, and applies remedies to their religious perplexities. Not a day passes but people bring cups to water of him, beseeching him to breathe upon it.[૧]"

અર્થાત્—શાશ્વત સુખ, પ્રામાણિક હૃદય, શુભ વર્તનની

૧ Ain-i-Akbari, Vol I, by H. Blochmann M. A. P. 164.

સલાહ, શારીરિક બળ, સુસંસ્કાર, પુત્ર પ્રાપ્તિ, મિત્રોનો પુનઃ સમાગમ, દીર્ઘાયુષ્ય, ધન–સમ્પત્તિ અને ઉચ્ચ પદવી વિગેરે બીજાં ઘણાં કારણોને લઇને મનુષ્યોના કેટલાક સમૂહો સમ્રાટ્ અકબર પાસે આવતા હતા. સમ્રાટ્ શ્રેયને જાણતો હોઇ, દરેક વ્યક્તિને સંતોષકારક પ્રત્યુત્તર આપતો અને તેઓની ધાર્મિક ગૂંચવણો દૂર કરવાના ઉપાયો યોજતો. અકબરની પાસે, મંત્રોચ્ચારણથી પાણીના કટોરાને પવિત્ર કરાવવા માટે પુરૂષો ન આવે, એવો એક પણ દિવસ વ્યતીત થતો નહિં.

અકબરની માનતાઓનાં ઘણાં દૃષ્ટાન્તો ઇતિહાસ પૂરાં પાડે છે.

ઋષભદાસ કવિએ હીરવિજયસૂરિરાસમાં બાદશાહના ચમત્કાર સંબંધી કેટલાંક દૃષ્ટાંન્તો આપ્યાં છે. તેમાંનાં એક બે દૃષ્ટાંતો વાચકોના વિનોદને માટે અહિં આપવાં અસ્થાને તો નહિજ લેખાય.

એક વખત નવરોજ[1]ના દિવસોમાં સ્ત્રિયોનો બજાર ભરાયો

---

[1] **નવરોજ,** એ પારસીઓના તહેવારનો દિવસ છે. **અકબરે** પોતાના અનેક તહેવારોના દિવસો ઉપરાન્ત પારસીઓના કેટલાક તહેવારના દિવસોને પોતાના ઉત્સવના દિવસો તરીકે નિયત કર્યા હતા. જેમાં નવરોજનો દિવસ પણ આવી જાય છે. **અકબરે** સ્વીકાર કરેલા પારસીઓના ઉત્સવના દિવસોની ગણતરી **આઇન-ઈ-અકબરી, અકબરનામા, બદાઉની** અને **મીરાતે એહમદી** વિગેરે અનેક ગ્રંથોમાં કરી બતાવી છે. તે પૈકી **અકબરનામા**ના બીજા ભાગના અંગરેજી અનુવાદના પૃ. ૨૪ મા, અને **આઇન-ઈ-અકબરી**ના પહેલા ભાગના અંગરેજી અનુવાદના પૃ. ૨૭૬ મા નીચે પ્રમાણે દિવસો ગણાવ્યા છેઃ—

| | |
|---|---|
| ૧ નવા વર્ષનો પહેલો દિવસ. | ૧ મિહરનો ૧૬ મો દિવસ. |
| ૧ ફરવરદીનનો ૧૯ મો દિવસ. | ૧ આબાનનો ૧૦ મો દિવસ. |
| ૧ અરદીબહિશ્તનો ૩ જો દિવસ. | ૧ આઝરનો ૯ મો દિવસ. |
| ૧ ખુરદાદનો ૬ ઠો દિવસ. | ૩ દાઇનો ૮–૧૫–૨૩ મો દિવસ. |
| ૧ તીરનો ૧૩ મો દિવસ. | ૧ બહમનનો ૨ જો દિવસ. |

હતો. બાદશાહ પોતે તે બજાર જોવાને નિકળતો હતો. બાદશાહે,

---

૧ અમરદાદનો ૭ મો દિવસ. ૧ અસ્ફંદારમુઝનો ૫ મો દિવસ.

૧ શહરીવરનો ૪ થો દિવસ. કુલ ૧૫

ઉપર પ્રમાણે ૧૫ દિવસો ગણાવવામાં આવ્યા છે; પરન્તુ **મીરાતે એહમદીના ખર્ડે** કરેલા અંગરેજી અનુવાદના પૃ. ૩૮૮ મા ૧૩ દિવસો ગણાવ્યા છે. એટલે કે તેમા નવા વર્ષનો ૧ લો દિવસ અને દાઇનો ૮ મો દિવસ–એમ બે દિવસો ગણાવવામા આવ્યા નથી. વળી બીજો એ પણ ભેદ છે કે–**અકબરનામા** અને **આઈન-ઇ-અકબરી**ના મતથી ઉપરના લિસ્ટમાં જણાવ્યા પ્રમાણે **અસ્ફંદારમુઝ**નો ૫ મો દિવસ ગણાવવામા આવ્યો છે જ્યારે **મીરાતે એહમદી**મા **અસ્ફંદારમુઝ**નો ૯ મો દિવસ બતાવવામાં આવ્યો છે. આ બે મતોમા જો **બદાઉની**નો મત ઉમેરીએ તો, **બદાઉની**ના, બીજા ભાગના અંગરેજી અનુવાદના ૩૩૧ મા પેજમાં, તેણે બેસતા વર્ષના ઉત્સવના અંશ તરીકે ફરવરદીન મહીનાના ૧૯ મા દિવસને ગણીને ૧૫ ને બદલે ૧૪ બતાવ્યા છે. મતલબ કે—ફરવરદીન મહીનાના ૧ લા અને ૧૯ મા દિવસ પૈકી કોઇએ પહેલો ગણ્યો, તો કોઇએ ૧૯ મો ગણ્યો. અથવા તો કોઇએ ૧ લો અને ૧૯ મો બે ગણ્યા. આ બે મતોમા કંઇ મહત્ત્વ જેવુ નથી, કારણ કે ફરવરદીનનો ૧૯ મો દિવસ પણ ફરવરદીનના ૧ લા દિવસનો એક અંશજ છે. અર્થાત્ તે **નવરોજ**ના દિવસના ઉત્સવનો છેલ્લો દિવસ છે, પરન્તુ દાઇના ૮–૧૫ અને ૨૩–એ ત્રણ દિવસો પૈકી કોઇએ ૧૫ મો અને ૨૩ મો બે ગણાવ્યા, એ શાથી ? એતું કંઇ કારણ સમજી શકાતુ નથી, વળી **અસ્ફંદારમુઝ**નો કોઇએ ૫ મો દિવસ બતાવ્યો, તો કોઇએ ૯ મો બતાવ્યો, એ મતભેદ પણ ખાસ વિચારણીયજ છે.

ઉપરના દિવસોમા **નવરોજનો દિવસ** તે છે કે–જે નવા વર્ષનો પહેલો દિવસ ગણવામા આવ્યો છે. આ દિવસ તે ફરવરદીન મહીનાનો પહેલો દિવસ છે. આ દિવસની ઓળખાણ **મીરાતે એહમદી**ના અંગરેજી અનુવાદના પૃ. ૪૦૩–૪ મા આ પ્રમાણે આપી છે:—

"Let him do everything that is proper to be

એક સ્ત્રી કે જે કપડાં વેચતી હતી, તેણીને કહ્યું:—' શું તારે કોઇ

done at the festival of the Nao-Roz, a feast of first consequence, which commences at the time when the sun enters Aries, and is the beginning of the month of Farvardin."

અર્થાત્—**નવરોજ**ના દિવસમાં ઉચિત કામો કરવાં. આ **નવરોજ** અગત્યનો તહેવાર છે, કે જે ધનરાશીમાં સૂર્ય દાખલ થાય છે, ત્યારે શરૂ થાય છે. અને તે ફરવરદીન મહીનાની શરૂઆતમાં હોય છે.

આવીજ રીતે **દાબીસ્તાન**ના પહેલા ભાગના અંગરેજી અનુવાદના પૃ. ૨૬૮ મા પેજની નોટમાં સ્પષ્ટ લખ્યું છે કે—

"The Naoroz is the first day of the year, a great festival."

અર્થાત્—**નવરોજ** એ વર્ષનો પહેલો દિવસ છે, અને તે મ્હોટો તહેવારનો દિવસ છે.

આથી એ સ્પષ્ટ થાય છે-કે **નવરોજ**નો દિવસ તો એક ( વર્ષનો પહેલો દિવસ ) જ, પરંતુ તેના નિમિત્તે ૧૯ દિવસ સુધી ઉત્સવ ચાલતો. આ વાત **આઇન-ઇ-અકબરી**ના પહેલા ભાગના અંગરેજી અનુવાદના ૨૭૬ મા પેજમાં આપેલા આ વાક્યથી વધારે સ્પષ્ટ થાય છે-

"The new year day feast. It commences on the day when the sun in his splendour moves to Aries and lasts till the nineteenth day of the month ( Farvardin ). Two days of this period are considered great festivals, when much money and numerous other things are given away as presents:

છોકરો-છોકરી નથી ?' સ્ત્રીએ ઉત્તર વાળ્યો—' આપ માલિકથી

the first day of the month of Farvardin & the nineteenth which is the time of the Sharaf."

અર્થાત્—નવા વર્ષના દિવસનો ઉત્સવ, તે દિવસે શરૂ થાય છે કે-જે દિવસે સૂર્ય ધનરાશીમાં જાય છે. **અને આ ઉત્સવ, ફરવરદીન મહીનાના ૧૯ મા દિવસ સુધી ચાલે છે.** આ દિવસોમાંના બે દિવસોને મ્હોટા ઉત્સવ રૂપે માન્યા છે, કે જે દિવસોએ ઘણું દ્રવ્ય અને વસ્તુઓ ભેટ તરીકે અપાય છે. આ બે દિવસો ફરવરદીન મહીનાનો ૧ લો દિવસ અને ૧૯ મો દિવસ છે. આ છેલ્લો દિવસ **શરફનો** ( અર્થાત્ ગતિનો ) છે.

આટલા વિવેચનથી હવે એ સહજ સમજી શકાય તેમ છે કે-**નવરોજનો** દિવસ, ફરવરદીન મહીનાનો પહેલો દિવસ છે. આ દિવસનો ઉત્સવ ૧૯ દિવસ સુધી ચાલતો હતો, એટલા માટે તે ઓગણીસે દિવસોને કોઇ અપેક્ષાએ કોઇ **નવરોજના દિવસો** કહે, તો તે વ્યવહાર-સત્યમા અવશ્ય ગણી શકાય. જેમ જનોમા પર્યુષણાનો એકજ દિવસ ( ભાદરવા સુદિ ૪ નોજ ) છે, છતા તે નિમિત્તે આઠ દિવસનો ઉત્સવ થતો હોવાથી એ આઠે દિવસોને લોકો પર્યુષણાના દિવસો ગણે છે. પરંતુ આ ફરવરદીન મહીનાના ૧૯ દિવસોને છોડીને ઉપર જે બીજા દિવસો ગણાવવામા આવ્યા છે, તેને તો કોઇ રીતે **નવરોજના** દિવસો ગણી શકાય તેમ છેજ નહિ.

ઉપરના ઉત્સવના દિવસોમા લોકો આનંદમા મગ્ન થઇ ઉજાણીયો કરતા, પ્રત્યેક પહોરમા નગારા વગડાવવામા આવતા, જેની સાથે ગાનારા અને વગાડનારાઓ તાલ આપતા. આ તહેવારો પૈકી પ્રહેલા દિવસે ( નવરોજના દિવસે ) રંગી-બેરંગી દીવાઓ ત્રણ રાત સુધી [illegible]મા આવતા; જ્યારે બીજા તહેવારોના દિવસોએ માત્ર એકજ પહેલો [illegible]ળાળતા.

પહેલો દિવ[illegible] ઉત્સવના ( ઉજાણીના ) દિવસો પૈકી દરેક મહીનાના અનુવાદના પૃ. [illegible]વસે સમ્રાટ્ ઘણી અજાયબી ભરેલી વસ્તુઓની "Let him[illegible] બજાર ભરતો. તે વખતના મ્હોટા વ્યાપારિયો

શું અજાણ્યું છે ?' બાદશાહે તેજ વખત થોડું પાણી મંત્રીને આપ્યું અને કહ્યું–' આને તું પીને ધર્મનાં કામો કરજે. કોઇ જીવને મારીશ નહિં અને માંસ પણ ખાઇશ નહિં. જો તું મારા કહેવા પ્રમાણે કરીશ, તો તને ઘણાં સંતાનો થશે ?'

ખરેખર, બાદશાહના કહેવા પ્રમાણે એક પછી એક તેણીને બાર સંતાનો થયાં.

---

તે બજારમા હાજરી આપવાને આતુર રહેતા. અને સર્વ દેશોમાંથી વસ્તુઓ મંગાવીને લાવતા.

જનાનખાનાની સ્ત્રિયો તેમાં ભાગ લેતી અને બીજી સ્ત્રિયોને પણ આમંત્રણો મોકલવામા આવતા. ખરીદવું અને વેચવું, એ તો સામાન્યજ હતું. આવા દિવસોનો ઉપયોગ સમ્રાટ્, જે વસ્તુઓને ખરીદવી હોય, તેને પસંદ કરવામાં અથવા ચીજોની કિંમત ફેરવવામાં તેમ આ પ્રમાણે પોતાના જ્ઞાનનો વધારો કરવામા વાપરતો. આમ કરવાથી રાજ્યના છુપા ભેદો, લોકોની વર્ત્તણુંક અને દરેક ઓફીસ તથા કારખાનાની સારી નરસી વ્યવસ્થાઓ માલૂમ પડતી. આવા દિવસોને સમ્રાટ્ **ખુશરોજ**નું નામ આપતો.

સ્ત્રિયોને માટેનો આ બજાર ખલાસ થયા પછી પુરૂષોને માટે બજાર ભરવામાં આવતો દરેક દેશોના વ્યાપારિયો પોતાની વસ્તુઓ વેચવા લાવતા. દરેક લેવડ-દેવડને સમ્રાટ્ સ્વયં જોતો. જે લોકોને બજારમા દાખલ કરવામા આવતા, તે લોકો વસ્તુઓ ખરીદવામાં આનંદ માનતા. બજારના લોકો આવા પ્રસંગમા સમ્રાટ્ની આગળ પોતાનાં દુઃખો જાહેર કરતા, અને તેમ કરવામા ચોકીદારો રોકતા પણ નહિ. તેઓ પોતાના સંયોગો સમજાવવાની અને પોતાનો માલ રજુ કરવાની આ તક લેતા, જેઓ સારા-પ્રામાણિક નિવડતા, તેમનો વિજય થતો, અને અનીતિવાળાઓની તપાસ ચાલતી.

વળી આ પ્રસગે એક ખજાનચી અને હીસાબી રોકવામાં આવતા, જેઓ વગર વિલંબે માલ વેચનારાને પૈસા ભરી દેતા. કહેવાય છે કે-આવા પ્રસંગે વ્યાપારિઓને સારો નફો થતો.

બીજું એક દૃષ્ટાન્ત આપવામાં આવ્યું છે કે-" આગરાનો એક સોદાગર વ્યાપારાર્થે પરદેશ ગયો. માર્ગમાં તેના કેટલાક લેણદારો મળ્યા. સોદાગરને એમ લાગ્યું કે-હવે મારી પાસે કંઇ બચવાનું નથી અને આ લેણદારો મારી પાસેનું બધું લઇ જશે. આથી તેણે અકબરની માનતા માની કે-' જો મારો માલ બચી જશે તો હું ચોથો ભાગ અકરબરને સમર્પણ કરીશ. '

તેનો માલ બચી ગયો. વ્યાપાર કરતાં સારો નફો પણ રહ્યો. વળી પાછો વ્યાપાર કર્યો અને ચોથો ભાગ અકબરને આપવાની માનતા માની. તેમાં પણ સારો નફો મેળવ્યો. એવી રીતે એણે ત્રણવાર માનતા માની, અને ત્રણે વાર નફો મેળવ્યો, પરન્તુ અકબરને ચોથો ભાગ આપવાનું મન માન્યું નહિ.

અકબરે એક વખત માણુસ મોકલી તેને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું—' કેમ ? ચોથો ભાગ કેમ આપી જતો નથી '

સોદાગર આશ્ચર્ય પામ્યો અને તે કહેવા લાગ્યો-' ખરેખર, આપ તો જાગતા પીર છો, મેં આ વાત કોઇને પણ કરી ન્હોતી, છતાં આપના તો જાણવામાં આવીજ ગઇ.' એમ અકબરની સ્તુતિ કરી ચોથો ભાગ આપી ગયો. "

વળી એક વખત એવો પણ પ્રસંગ બન્યો હતો કે-" એક સ્ત્રીએ એવી માનતા માની કે-'જો મારે પુત્ર થશે, તો હું ઉત્સવ પૂર્વક બાદશાહનું વધામણું કરીશ, અને બે શ્રીફલ મૂકીશ. '

સમયે તે સ્ત્રીને પુત્ર થયો. તેણીએ ઉત્સવપૂર્વક અકબરનું વધામણું કર્યું, અને અકબરની સ્હામે એક શ્રીફલ મૂક્યું. અકબરે કહ્યું-' બે માન્યાં હતાં, અને એક કેમ મૂક્યું. ? ' સ્ત્રી આશ્ચર્ય પામી અને ઝટ બીજું શ્રીફળ મૂક્યું. "

વિગેરે, વિગેરે—

ઉપર્યુક્ત કથાઓમાં કેટલી સત્યતા છે, એનો નિર્ણય અત્યારે થવો અસંભવ છે. ગમે તેમ હશે, પરંતુ તેની માનતાઓ થતી હતી, ઘણા લોકો તેને ઈશ્વરના અવતાર તરીકે માનવા લાગ્યા હતા, એમાં તો બે મત છેજ નહિ. શ્રીયુત બંકિમચંદ્ર લાહિડી પોતાના 'सम्राट् अकबर' નામના બંગાળી પુસ્તકના પૃ. ૨૮૨ માં લખે છે:—

" से समयेर् हिन्दू ओ मुसलमान सम्राट्के ऋषिवत् ज्ञान करि्त, ताँहार् आशीर्वादे कठिन पीडा आरोग्य हय, पुत्र-कन्या लाभ हय, अभीष्ट सिद्ध हय, एइ रूप सकले विश्वास करि्त। एइजन्य प्रत्यह दले दले लोक ताँहार निकट उपस्थित हइया आशीर्वाद प्रार्थना करि्त। "

અર્થાત્—તે સમયના હિન્દુઓ અને મુસલમાનો સમ્રાટ્ને ઋષિવત્ સમજતા હતા. તેના આશીર્વાદથી કઠિન પીડા દૂર થાય છે, પુત્ર-પુત્રીનો લાભ થાય છે, ઇષ્ટ-સિદ્ધિ થાય છે, એવો લોકોનો વિશ્વાસ હતો. એટલા માટે ટોળેટોળાં હમેશાં તેની પાસે આવીને આશીર્વાદની પ્રાર્થના કરતાં.

આટલું હોવા છતાં એક વાત આશ્ચર્ય ઉત્પન્ન કરાવે તેવી છે. અને તે એ કે-એક તરફથી એમ કહેવામાં આવે છે કે અકબરનું ઉપર પ્રમાણે માહાત્મ્ય ફેલાયું હતું, જ્યારે બીજી તરફથી જોતાં અકબરનું તે માહાત્મ્ય અને અકબરનો તે ધર્મ-બન્ને અકબરની સાથેજ અવસાનાવસ્થાને પ્રાપ્ત થયાનું માલૂમ પડે છે. આમ કેમ હોઇ શકે ? આના સંબંધમાં વિદ્વાનો અનેક તર્કો કરે છે. કોઇ કહે છે કે-અકબરની મહિમા વધારનારા અને અકબરના ધર્મને ખાસ અનુમોદનારા અબુલફજલ અને ફૈજી જેવા અકબરની પહેલાંજ વિદાય થયા હતા. એટલે પાછળથી કોઇ તેનું ધર્મ-શકટ ચલાવનાર ધોરી રહ્યો ન્હોતો. જ્યારે કેટલાકો એમ પણ કહે છે કે-અકબરનો 'દીન-ઈ-ઇલાહી ધર્મ કોઇએ ખરા દિલથી સ્વીકાર્યોજ ન્હોતો,

અને તેથીજ તે અકબરની સાથેજ સમાપ્ત થયો હતો. વળી કેટલાક એમ પણ કહે છે કે—ધર્મના સ્થાપનારમાં જે નિષ્પ્રકંપ—અચલિત શ્રદ્ધા હોવી જોઇએ, તે અકબરમાં—પોતામાંજ ન્હોતી. જ્યારે તેના સંસ્થાપકમાં જ શ્રદ્ધાની ખામી હોય, તો પછી તેના અનુયાયિઓમાં શ્રદ્ધા હોયજ ક્યાંથી ? ગમે તેમ પણ આવાંજ કારણોથી અકબરનો ધર્મ કે અકબરના ચમત્કાર સંબંધી મહિમા આગળ જીવવા પામ્યાં નહિ.

અકબરે પોતાના ધર્મના માનવાવાળાઓમાં એક બીજી પણ ખૂબી દાખલ કરી હતી. અત્યારે બે હિન્દુઓ જ્યારે આપસમાં મળે છે, ત્યારે 'જુહાર' 'જયકૃષ્ણ' વિગેરે બોલે છે. બે મુસલમાનો આપસમાં મળે છે, ત્યારે એક 'સલામાલેકમ' કહે, ત્યારે બીજો 'વાલેકમ સલામ કહે છે. બે જૈનો આપસમાં મળે છે, ત્યારે 'પ્રણામ' કરે છે. આ બધા રીવાજોને દૂર કરી અકબરે પોતાના ધર્મના માનવાવાળાઓમાં એક 'इदं तृतीयं' રીવાજ દાખલ કર્યો હતો. તેના ધર્મને માનવાવાળા બે જણ જ્યારે મળતા, ત્યારે એક કહેતો 'અલ્લાહુ અકબર' જ્યારે બીજો જવાબમાં કહેતો 'જલ્લ જલાલુહુ'[1].

અકબરની આ ખૂબી પણ તેના મહત્ત્વાકાંક્ષીપણાને ખુલ્લી રીતે પ્રકટ કરે છે. અસ્તુ.

કહેવાય છે કે—ભારતવર્ષમાં જુદા જુદા ધર્મો અને તે ધર્મ-વાળાઓની આપસની મારામારી જોઇ અકબરનું ચિત્ત બહુ વિહ્વલ બન્યું હતું. સૌ પોતપોતાની સત્યતા સિદ્ધ કરવા પ્રયત્ન કરતા, એટલે તેમાંથી ખરૂં સત્ય તારવવું અશક્ય થઇ પડયું હતું. આવી સ્થિતિમાં અકબરે મનુષ્યોનો સ્વભાવ કુદરતી રીતે—કંઇ પણ સંસ્કાર સિવાય કયા ધર્મ તરફ વળે છે. એ જાણવાને એક યુક્તિ કરી હતી. તેણે વીસ

1 જૂઓ **આઇન-ઇ-અકબરી**, પહેલો ભાગ, અંગરેજી અનુવાદ પૃ. ૧૬૬.

બાળકોને–જ જન્મતાંની સાથેજ એટલે સાંસારિક મનુષ્યોની હવામાં આવવા પહેલાંજ એવા એકાન્ત સ્થાનમાં ઉછેરવાનો પ્રબંધ કર્યો હતો કે જ્યાં મનુષ્ય–વ્યવહારની ગંધ પણ તેઓને ન લાગી શકે. અકબરે ધાર્યું હતું કે–આ બાળકો મ્હોટાં થઇને કુદરતી રીતે કયા ધર્મ તરફ વળે છે, તે જોઇએ. પરન્તુ તેમાં તેણે સફળતા મેળવી ન્હોતી. પરિણામે તેમાંથી કેટલાંક બાળકો તો બેદરકારીને લીધે મરીજ ગયાં, અને બીજાં ૩–૪ વર્ષ પછીથી મૂંગાંજ રહ્યાં હતાં.[૧]

કુદરતના કાયદાથી વિરૂદ્ધ કાર્ય કરવામાં પરિણામ સારૂં નથીજ આવતું, એ વાત અકબર દૃઢપણે જાણતો હત, તો આવો પ્રયોગ તે કદાપિ કરતે નહીં.

અકબરમાં એક ખાસ જાણવા જેવી ચાલાકી હતી. અને તે એ કે–કોઇ પણ કાર્ય સિદ્ધ કરવામાં સૌથી પહેલાં તો તે અનુકૂળતાનોજ ઉપયોગ કરતો. તેનું માનવું હતું કે–મીઠી દવાથી રોગ જતો હોય, તો કડવી દવા આપવાની જરૂર નથી. અને એજ નીતિનું અવલંબન કરીને તેણે ઘણાંખરાં રાજ્યો અને ઘણાખરા વીરોને તો પોતાને સ્વાધીન કરી લીધા હતા. અકબરની એક તરફ એ ઇચ્છા હતી કે–તેના બાપના હાથમાંથી ગયેલા અને કબજામાં નહિ આવેલા બધા દેશોને પોતાને કબજે કરવા, જ્યારે બીજી તરફ તે ધ્યાન આપતો, ત્યારે તેને જણાતું કે–ભારતવર્ષ વીરોની ખાણ છે. ભારતવર્ષના વીરો આગળ ભલા ભલાઓની દાળ નથી ગળવા પામી, તો મ્હારી કેમ ગળશે ? આવી ચોક્કસ ખાતરી થતાંજ તેણે ભેદનીતિનું અવલંબન કરી ભારતવર્ષના વીરોમાં મ્હોટો ભેદ પડાવી ઘણાખરાઓને પોતાના પક્ષમાં લઇ લીધા હતા. અકબરને દેશો જીતવામાં અને બીજી દરેક રીતે મદદ કરવામાં પ્રધાનતયા ભાગ

---

૧ જૂઓ-'ધી હિસ્ટરી ઓફ્ આર્યન રૂલ ઇન ઇંડિયા' કર્ત્તા ઇ. બી. હેવેલ પૃ૦ ૪૯૪ ( The History of Aryan rule in India. By E. B. Havell. P. 494 ).

લેનાર રાજા ભગવાનદાસ, રાજા માનસિંહ અને રાજા ટોડરમલ્લ વિગેરે કોણ હતા ? ભારતવર્ષનાજ વીરો હતા. તેજ ભગવાનદાસની બહેન અર્થાત્ માનસિંહની ફોઇની સાથે અકબરે લગ્ન કરી તેઓને પોતાના પક્ષમાં લીધા હતા. **સલીમ** ( જહાંગીર ) એ આજ હિંદુ-સ્ત્રીથી ઉત્પન થયેલ અકબરનો પુત્ર હતો. કહેવાય છે કે-અકબરે ત્રણ હિંદુ રાજકન્યાઓ સાથે લગ્ન કર્યું હતું. જેમાં બીકાનેરની રાજકન્યા પણ હતી. એ તો એકજ વીરકેશરી **મહારાણા પ્રતાપનું** નામજ અમર રહી ગયું છે કે-જે-છેવટની ઘડી સુધી પણ અકબરની આ ભેદનીતિના ભોગ થઇ પડયો ન્હોતો, અને 'હિંદુસૂર્ય' તરીકે પોતાનું નામ ઇતિહાસનાં પૃષ્ઠો પર સોનેરી અક્ષરે લખાવી ગયો.

બસ, હિંદુવીરોમાં ભેદ પડાવતાની સાથેજ તેઓની સહાયતાથી અકબર જુદા જુદા દેશો ઉપર ચડવા લાગ્યો અને એક પછી એક સર પણ કરવા લાગ્યો. અકબર પોતે લડાઇયોની અંદર ઉતરતો અને એક જબરદસ્ત યોદ્ધા તરીકે ભાગ ભજવતો. પરિણામે પોતાની બહાદુરી, નિશ્ચલતા અને ચાલાકીના લીધે પોતાના કાર્યમાં તેણે આશાતીત ફત્તેહ મેળવી હતી.

અકબરને દેશો જીતવામાં તેની લશ્કરી વ્યવસ્થા પણ વધારે સહાયક થઇ પડતી હતી. તે રાજપૂત રાજાઓને લશ્કરી ખાતામાં મ્હોટી મ્હોટી પદવીઓ આપી ખૂબ ખુશી રાખતો. પાંચ હજાર ઉપર ફોજ રાખનાર અમલદારને ' અમીર ' નું પદ આપતો અને પાંચ હજારથી ઓછી ફોજના અધિપતિને 'મનસબદાર' બનાવતો. આ સિવાય નીચલા દરજ્જાના પણ ઘણા અમલદારો હતા.

અકબરે લશ્કરની યોગ્ય વ્યવસ્થાપૂર્વક એક પછી એક દેશો હાથ કરવાનો અવિશ્રાન્ત શ્રમ લીધો હતો. કહેવાય છે કે બાર વર્ષ સુધી તેણે સતત પરિશ્રમ પૂર્વક લડાઇયો કરી હતી.

એ તો આપણે ત્રીજા પ્રકરણમાંજ જોઇ ગયા છીએ કે–તેણે રાજસત્તા હાથમાં લીધી, તે વખતે કયા કયા દેશો કોના કોના તાબામાં હતા. અને તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ભારતવર્ષનો મ્હોટો ભાગ સ્વતંત્ર–તેની હકૂમતથી દૂરજ–હતો. અને તેથીજ ઉપર કહ્યા પ્રમાણે સતત પરિશ્રમપૂર્વક લડાઇયો કરી એક પછી એક દેશો પોતાને સ્વાધીન કરતો ગયો હતો.

અકબરે કરેલી લડાઇયોમાં પંજાબ, સિંધ, કંદહાર, કાશ્મીર, દક્ષિણ, માળવા, જૌનપુર, મેવાડ, ગુજરાત અને બંગાળ વિગેરેની લડાઇયો ખાસ કરીને વધારે ધ્યાન ખેંચનારી છે. એ ભયંકર લડાઇઓમાં સફળતા મેળવીને તેણે તે તમામ દેશો પોતાને સ્વાધીન કર્યો હતા અને પોતાના સૂબેદારો ગોઠવી દીધા હતાં. આ લડાઇયોમાં કેટલીક વખત મુશ્કેલી ભરેલી કસોટીમાંથી તેને પસાર થવું પડયું હતું. કેટલીક વખત તો તે એવાં સંકટોમાં પણ આવી પડયાના પ્રસંગો મળે છે, કે જે વખતે તેના સાથેના માણસોમાં તો એવીજ વાતો ફેલાયલી કે અકબર માર્યો ગયો. પરન્તુ પાછળથી જ્યારે તે સાથીઓને મળતો, ત્યારે તેઓને શાન્તિ થતી. કોઇ પણ દેશ ઉપર ચઢાઇ કરવામાં પહેલાં તો ઘણે ભાગે તે અબુલફજલ, માનસિંહ–ટોડરમલ્લ કે એવા બીજા સેનાપતિયોના આધિપત્ય નીચેજ પોતાની ફોજ મોકલતો, અને પછી જરૂર જણાતાં તે પોતે લડાઇના મેદાનમાં ઉતરતો. વળી ઘણી વખત લડાઇયોમાં બને છે તેમ–દરેક દેશો તેણે પહેલે સપાટેજ સર કર્યો હતા, એમ ન્હોતું. કોઇ કોઇ દેશ ઉપર તો તેને બબ્બે ત્રણ ત્રણ વખત પણ હુમલાઓ લઇ જવા પડતા અને ઘણી મુશ્કેલિયો પસાર કર્યા પછી ઘણા સમયના, અને મનુષ્યોના ભોગે તે દેશ પોતાના તરીકે ભોગવી શકતો.

કોઇ પણ દેશ અકબરની સંપૂર્ણ સત્તામાં આવ્યા પછી તે દેશની સાથે અકબર એવું તો સૌહાર્દ જોડી લેતો કે–પાછળથી તે અકબરની સ્હામે થવા કે માથું ઉંચું કરવા શક્તિસાન થઇ શકતો

નહિં. કાશ્મીરના મ્હોટા મ્હોટા લોકોની કન્યાઓ સાથે અકબરે અને કુમાર સલીમે પાણિગ્રહણ કર્યાં હતાં. એ ઉપરનીજ વાતનું જ્વલંત ઉદાહરણ છે.

અકબરે કરેલી લડાઇયોના પ્રસંગોમાંથી પણ કોઇ કોઇ એવા બનાવો જોવામાં આવે છે કે-જે માટે અકબરને પ્રશંસ્યા સિવાય કોઇ પણ લેખક રહી શકે નહિ.

એક બે દષ્ટાન્ત જૂઓ-રાજા માનસિંહ જ્યારે પંજાબનો શાસનકર્ત્તા હતો, ત્યારે અકબરના ભાઇ મીર્જા મુહમ્મદ હકીમે કાબુલથી આવી પંજાબ પર આક્રમણ કર્યું હતું. ભાઇ હોવા છતાં તેણે ધાર્યું કે-અકબરની સત્તા હું પડાવી લઉં. ભાઇની સ્હામે અકબર પોતે ઉતર્યો કે ઝટ તે નાસી ગયો. તે પછી રાજા માનસિંહે કાબુલ પર ચઢાઇ કરી. હકીમ પરાજિત થયો. અકબરે કાબુલ સર કર્યું. હકીમ એવી સ્થિતિ ઉપર આવી ગયો કે-તે આપઘાત કરવાને તૈયાર થયો. અકબરે જ્યારે તે સમાચાર સાંભળ્યા, ત્યારે તેને વિચાર થયો કે-' ભાઈ દીન-હીન થઇને પાયમાલ થાય અને હું ઐશ્વર્યનો ઉપયોગ કરૂં ? ' આ ચિંતા તે સહી ન શકયો. તેણે ઝટ ભાઇની પાસે પોતાનો એક માણસ મોકલ્યો, અને તેને પાછો કાબુલના શાસનકર્ત્તાના પદ ઉપર નિયુક્ત કર્યો. ધન્ય છે અકબર તારી ઉદારતાને ! તારા સૌહાર્દને ! જે ભાઇ વારંવાર તારી સાથે દુષ્ટતા કરતો, તે ભાઇ ઉપર પણ તારી આટલી બધી અનુકમ્પા !

અકબરે મેડતાનો કિલ્લો લેવા માટે મીર્જાશરફુદ્દીન હુસેનને [1] મોકલ્યો હતો. ( ઇ. સ. ૧૫૬૨ ) ત્યાંનો રાજા માલદેવ

---

૧ મીર્જા શરફુદ્દીન હુસેન, એ ઉમરાવ કુટુંબના ખ્વાજા મુઈનનો પુત્ર થતો હતો. ખ્વાજા મુઇનિ, તે કે જે ખાવિંદમહમૂદનો પુત્ર હતો. અને ખાવિંદ મહમૂદ, ખ્વાજા કલાનનો બીજો છોકરો હતો. ખ્વાજા કલાન, તે જાણીતો મહાત્મા ખ્વાજા નાસીરૂદ્દીન ઉબૈદુલ્લાહ

તેની સાથે ઘણી બહાદુરી પૂર્વક લડયો હતો. પાછળથી અન્ન-પાણી ખૂટી જવાથી તેને શરફુદ્દીનને શરણે થવું પડયું હતું. જે **માલદેવે**[1] **અકબરની** સાથે આટલી વિરૂદ્ધતા કરી હતી, તેજ **માલદેવને અકબરે** પોતાની જમણી બાજુની બેઠકનું માન આપ્યું હતું. **માલદેવે** પણ પોતાની પુત્રી **જોધાબાઇ** અકબરની સાથે પરણાવી હતી.

ઇ. સ. ૧૫૬૦ ના ચોમાસામાં **અકબરે માળવા** લેવા માટે **અધમખાનના**[2] આધિપત્ય નીચે લશ્કર મોકલ્યું હતું. **માળવાના**

---

**અહરારનો** મ્હોટો છોકરો હતો. તેથીજ **મીરઝા શરફુદ્દીન હુસેન** ખાસ કરીને **અહરારી** કહેવાતો હતો. વિશેષ હકીકત માટે જૂઓ **આઇન-ઇ-અકબરી,** ભાગ ૧ લો, બ્લોકમેનનો અંગરેજી અનુવાદ પૃ. ૩૨૨.

૧ **રાજા માલદેવ,** એક જબરદસ્ત પુરૂષ હતો. તે **બહેરામખાનનો** કટ્ટો શત્રુ હતો. **બહેરામખાન,** જ્યારે મક્કા જતો હતો, ત્યારે **માલદેવના** ભયથીજ તે **ગુજરાતના** માર્ગે ન જતાં **બીકાનેર**-તેના મિત્ર **કલ્યાણમલ્લ** પાસે ગયો હતો. કારણ કે **ગુજરાતનો** રસ્તો તે વખતે **માલદેવના** તાબામાં હતો. ( જૂઓ, આઇન-ઇ-અકબરી, પહેલો ભાગ-બ્લોકમેનનો અંગરેજી અનુવાદ, પે. ૩૧૬ ) **માલદેવનો** છોકરો **ઉદયસિંહ, 'મ્હોટારાજા'**ના નામથી ઇતિહાસમાં પ્રસિદ્ધ થયો છે. **માલદેવ** પાસે ૮૦૦૦૦ ઘોડેસ્વારો હતા, જો કે, **રાણાસાંગા,** જે **ફીરદોસ મકાની ( બાબર )** સાથે લડયો હતો, તે ઘણો સત્તાવાળો હતો; તોપણ જમીનના વિસ્તારમાં અને લશ્કરની સંખ્યામાં **માલદેવ** તેના કરતાં ચઢી ગયો હતો. અને તેથીજ તે વિજય મેળવતો હતો. વધુ માટે જૂઓ-**આઇન-ઇ-અકબરી.** પહેલો ભાગ, બ્લોકમેનનો અંગરેજી અનુવાદ પૃ. ૪૨૯-૪૩૦.

૨ **અધમખાન** એ, **માહમઅંગાનો** છોકરો થતો હતો. યુરોપીયન ઇતિહાસકારો તેને **આદમખાનના** નામથી ઉલ્લેખે છે. તેની મા **માહમ,** એ **અકબરની** અંગા ( આયા ) હતી. **અકબર** પારણાથી લઇ કરીને ઠેઠ ગાદીએ આવ્યો ત્યાં સુધી **અધમખાનની** માજ ( તેને

રાજા બાજબહાદુરને ઇ. સ. ૧૫૬૧ માં હરાવ્યો હતો. આ લડાઇમાં અધમખાન અને પીરમહમ્મુદે[1] જે ક્રૂરતાપૂર્વક સ્ત્રિયો અને બાળકોને માર્યાં હતાં, તે માટે અકબર તેમના ઉપર બહુજ નારાજ થયો હતો. યુદ્ધ કરવામાં પણ અનીતિનો સ્પર્શ કરવો, રાજાના ધર્મથી વિમુખ થવા બરાબર અકબર સમજતો હતો. અધમખાનના અત્યાચારને લીધે સમ્રાટ્ પોતે માળવામાં આવ્યો, અને અધમખાનને શિક્ષા કરવા તત્પર થયો, પરન્તુ અધમખાનની મા માહમઅંગાની પ્રાર્થનાથી તેને મુકત કરવામાં આવ્યો હતો. છેવટે તેણે આગરે જઇને પણ પાછી ધાંધલ ઉઠાવી હતી. પરન્તુ પરિણામમાં તો તેનું મૃત્યુજ થયું હતું. અધમખાન પછી

---

સંભાળતી હતી. માહમનુ જનાનખાનામા ઘણુ ચાલતું; બલ્કે અકબર પણ તેનું માન રાખતો. બહેરામખાન પછી મુનીમખાન કે જે વકીલ નીમાયો હતો, તેની તે સલાહકારક હતી. બહેરામખાનની પડતી લાવધામા તેણીએ ઘણો ભાગ ભજવ્યો હતો. અધમખાન પાચ હજારી હતો. અને તે માનકોટના ઘેરામા બહાદુરી બતાવી જાણીતો થયો હતો તેની અચાનક ચઢતી થવાથી તે ઘણો સ્વેચ્છાચારી થઇ ગયો હતો. વધુ માટે જૂઓ–આઇન-ઇ-અકબરી પહેલો ભાગ, બ્લોકમેનનો અગ્રેજી અનુવાદ પે. ૩૨૩–૩૨૪.

૧ પીરમહમ્મુદખાન, એ શિરવાનનો મુલ્લા હતો. તે કંદહારમા બહેરામખાનને વળગી રહ્યો હતો, અને તેની લાગવગથીજ તે, અકબર ગાદીએ આવ્યો ત્યારે અમીરની પદવી ઉપર આવ્યો હતો. તેણે હેમૂની સાથેની લડાઇમા બહાદુરી બતાવી હતી, અને તેથીજ તેને 'નાસીરૂલમુલ્ક' નો ખીતાબ મળ્યો હતો. તે એટલો મગરૂર થઇ ગયો હતો કે-તેણે ચગતાઇ અમીરોની અને છેવટે બહેરામખાનની પણ અવગણના કરી હતી. આના પરિણામે બહેરામખાને તેને રાજીનામું આપવાનો હુકમ કર્યો હતો અને શેખ ગદાઇના ઉશ્કેરવાથી તેને બ્યાનાના કિલ્લા તરફ મોકલી આપ્યો, અને ત્યાર પછી તેને જબરાઇથી યાત્રાએ મોકલ્યો હતો. વધુ માટે જૂઓ–આઇન-ઇ-અકબરી પહેલો ભાગ, બ્લોકમેનનો અંગ્રેજી અનુવાદ પૃ. ૩૨૫.

અબ્દુલ્લાહખાન ઉઝબક[1] ને માળવા મોકલવામાં આવ્યો હતો, અને જે બાજબહાદુરે[2] અકબરની વિરૂદ્ધમાં યુદ્ધ કર્યું હતું, તેને

૧ **અબ્દુલ્લાહખાન** ઉઝબક, એ હુમાયુનના દરબારનો એક અમીર હતો. હેમૂની હાર પછી તેને ' **શુજાતખાન** ' નો ઇલકાબ આપવામાં આવ્યો હતો, અને નોકરીના બદલામા જાગીર તરીકે તેને **કાલ્પી** મળ્યું હતું. ગુજરાતમાં **અધમખાન**ના હાથ નીચે તેણે નોકરી કરી હતી. **પીર** મહમ્મુદના મરણ પછી જ્યારે **બાજબહાદુરે** **માળવા** લીધું, ત્યારે તેને ( અબ્દુલ્લાહખાનને ) **પાંચહજારી** બનાવવામા આવ્યો હતો. અને તેને લગભગ હદ વિનાની સત્તા આપીને **માળવા** મોકલવામાં આવ્યો હતો. તેણે પોતાનો પ્રાંત પાછો જીતી લીધો અને **માંડવ**માં રાજા તરીકે રાજ્ય કર્યું. વધુ માટે જાઓ, **આઇન-ઇ-અકબરી**, પહેલો ભાગ, બ્લોક મેનનો અંગ્રેજી અનુવાદ પૃ. ૩૨૧.

૨ **અબુલફજલ**ના કહેવા પ્રમાણે **બાજબહાદુર**નું ખરૂ નામ **બાજીદખાન** હતું. બાજબહાદુરનો પિતા **શુજાતખાન સૂર** હતો, જેને ઇતિહાસમા **શજાવલખાન** કે **સજાવલખાન**ના નામથી ઓળખવામા આવે છે. આનાજ નામ ઉપરથી **માળવા**ના એક મ્હોટા ગામને **શજાવલપુર** કહેતા. જેનું મૂળ નામ **સુજાતપુર** હતું. સુજાતપુર, એ **સારંગપુર** સરકાર ( માળવા ) ના તાબામાં હતુ. વર્ત્તમાનમા તે વિદ્યમાન નથી.

**બાજબહાદુર** હીજરી સ. ૯૬૩ ( ઇ. સ. ૧૫૫૫ ) મા માળવાનો રાજા થયો હતો. તેણે **ગઢ** તરફ ચઢાઇ કરી હતી, પરન્તુ **રાણી દુર્ગાવતી**એ તેને હરાવ્યો હતો. ત્યાર પછી તે મોજશોખમા ગુલતાન બની ગયો હતો. તે પોતે અદ્વિતીય ગવૈયો હતો. અને તેથી તેણે સારી સારી ઘણી ગાનારીઓને એકઠી કરી હતી. જેમા **રૂપમતી** પણ હતી. જેણીને હજૂ પણ લોકો યાદ કરે છે.

આખરે તે હી. સ. ૧૦૦૧ ( ઇ. સ. ૧૫૯૩ ) ની લગભગ મરણ પામ્યો હતો. કહેવાય છે કે-**બાજબહાદુર** અને **રૂપમતી** બન્નેને સાથે **ઉજ્જૈન**ના એક તળાવની મધ્યભાગમા દાટવામા આવ્યા હતાં. વધુ માટે જૂઓ, **આઇન-ઇ-અકબરી**ના પહેલા ભાગનો અંગરેજી અનુ-

પોતાનો માનીતો બનાવી, એક હજાર સેનાના મનસબદારની જગા ઉપર નિયુકત કરી–છેવટે બે હજારનો અધિપતિ બનાવ્યો હતો.

**કાલિંજર**, કે જે અલાહાબાદથી ૯૦ માઇલ, અને **રીવાંથી** ૬૦ માઇલ થાય છે, ત્યાંના કિલ્લાને સર કરવા અકબરે **મજનૂન-ખાન કાક્ષાલ**[1]ને મોકલ્યો હતો. આ કિલ્લો **સર્દુ** અથવા

---

વાદ પૃ. ૪૨૮. તથા આર્ચિયોલોજીકલ સર્વે ઑફ ઇંડિયા, વૉ. ૨ જું, કર્તા એ. કનિંગહામ, પૃ. ૨૮૮ થી ૨૯૨. ( Archœlogical survey of India Vol. II by A. Cunningham pp 288–292 ).

૧. **મજનૂનખાન કાક્ષાલ**, એ હુમાયુનનો મ્હોટો વજીર હતો. અને તેની પાસે **નારનોલ** ( પંજાબ ) નામની જાગીર હતી. જ્યારે હુમાયુન **ઈરાન** નાસી ગયો હતો, ત્યારે **હાજીખાને નારનોલને** ઘેરો ઘાલ્યો હતો, પરન્તુ **રાજા બિહારીમલ**, કે જે તે વખતે **હાજીખાનની** સાથે હતો, તેની અરજથી **મજનૂનખાનને** કંઇ પણ હરકત કર્યા સિવાય જવા દીધો હતો.

અકબર ગાદીએ આવ્યો, ત્યારે **માણેકપુર** કે જે તે વખતે **શહે-નશાહતની** પૂર્વની હદ ઉપર હતુ; તેનો **જાગીરદાર** બનાવવામા આવ્યો હતો. ત્યા તે બહાદુરીથી અકબર તરફનો બચાવ કરતો હતો. અહીં તે **ખાનઝમાનના** મરણ સુધી રહ્યો હતો. હી. સ. ૯૭૭ ( ઇ. સ. ૧૫૬૯ ) મા તેણે કાલિંજરને ઘેરો ઘાલ્યો હતો. કાલિંજરનો કિલ્લો રાજા **રામચંદ્રના** તાબામા હતો. આ કિલ્લો તેણે **બીઝલીખાન**, કે જે **પહાડખાનનો** ખોળે લીધેલો છોકરો હતો, તેની પાસેથી મ્હોટી રકમ આપીને વેચાતો લીધો હતો. પરિણામે કાલિંજર, **મજનૂનખાનને** સોપી રાજા **રામચંદ્ર** શરણે થયો હતો. **અકબરે મજનૂનખાનને** તે કિલ્લાનો સેનાપતિ બનાવ્યો હતો.

**તબકાતના** કથન પ્રમાણે તે પાચહજારી હતો. અને તે સિવાય પણ તેને જોઇતુ પાચહજારનુ લશ્કર મળી શકતુ, છેવટ તે **ઘોરાઘાટ** ( બંગાલ ) ની લડાઇ જીત્યા પછી મરણ પામ્યો હતો. વધુ માટે જૂઓ, **આઇન-ઇ-અકબરી** પહેલા ભાગનો અંગરેજી અનુવાદ, પૃ. ૩૬૯–૭૦

**રીવાં**ના રાજા **રામચંદ્રદેવ**ના તાબામાં હતો. રાજા **રામચંદ્ર**[1] તેને શરણ થતાં **અકબરે** તે રાજાને **અલાહાબાદ**ની નજીકની જાગીર આપી હતી.

કહેવાની મતલબ કે-જે રાજાઓ **અકબર**ની સાથે યુદ્ધ કરતા, હજારો માણસોની કતલ કરતા અને લાખો રૂપિયાનું પાણી કરાવતા, તે રાજાઓ પણ **અકબર**ને શરણે થતા, પછી તે ચાહે સંધી કરીને શરણે થતા કે હાર ખાઇને, પરન્તુ **અકબર** તેઓની સાથે લગાર પણ દુશ્મનાવટ રાખતો નહિં, બલ્કે તેઓનું સમ્માનજ ઘણે ભાગે કરતો.

**અકબર** જેમ પોતાના શત્રુઓનું પણ સમ્માન કરતો, તેમ અનીતિથી લડાઇ કરવી પણ પસંદ નહિં કરતો. તેનું એકજ દૃષ્ટાન્તઃ-

જે વખતે **અકબર** બસો માણસોના લશ્કર સાથે **મહી નદી** આગળ આવ્યો, ત્યારે તેને ખબર પડી કે **ઇબ્રાહીમ હુસેન મીરજા**[2] ઘણું મ્હોટું લશ્કર લઇને **ઠાસરા**થી પાંચ માઇલ ઉપર **સરનાલ**ની પાસે આવી પહોંચ્યો છે. આથી **અકબર**ના સેનાધિપતિએ એવી સલાહ આપી કે-આપણને આપણું બીજું લશ્કર આવી

---

૧ **રાજા રામચંદ્ર,** એ **વાઘેલા** વંશનો હતો. અને તે **ભટ્ઠા** (**રીવાં**) નો રાજા હતો. **બાબરે,** **ભારતવર્ષ**ના ત્રણ મ્હોટા રાજાઓ ગણાવ્યા છે, જેમા **ભટ્ઠા**ના રાજાને ત્રીજા નંબરે ગણાવ્યો છે. સુપ્રસિદ્ધ ગવૈયા **તાનસેન** આજ **રામચંદ્ર**ના આશ્રય હેઠળ પહેલાં રહેતો હતો. આની પાસેથીજ **અકબરે** પોતાના દરબારમાં બોલાવ્યો હતો. જ્યારે **અકબર** પાસે **તાનસેને** પહેલ વહેલાં પોતાની વિદ્યાનો પરિચય આપ્યો, ત્યારે **અકબરે** તેને બે લાખ રૂપિયા ઇનામમા આપ્યા હતા. વિશેષ માટે જૂઓ-**આઇન-ઇ-અકબરી,** પહેલા ભાગનો અંગ્રેજી અનુવાદ પૃ. ૪૦૬.

૨ **ઇબ્રાહીમહુસેન મીરજા.** આના પિતાનું નામ **મહમ્મુદ સુલતાન મીરજા** હતું. જેનું બીજું નામ **શાહ મીરજા** હતું. અને તેના છોકરાનું નામ **મુઝફ્ફરહુસેન મીરજા** હતું. વધુ માટે જૂઓ **આઇન-ઇ-અકબરી,** પહેલા ભાગનો અંગરેજી અનુવાદ પૃ. ૪૬૧-૪૬૨.

મળે, ત્યાં સુધી આપણે આગળ ન વધવું, અને રાત્રે છાપો મારવો. આ વાત અકબરે બિલકુલ નાપસંદ કરી. અકબરે કહ્યું-રાત્રે છાપો મારવો, એ અનીતિની લડાઇ છે. અકબર માનસિંઘ, ભગવાનદાસ અને બીજા મુસલમાન યોદ્ધાઓ સાથે નદી ઉતરી સરનાલ આવ્યો અને ઇબ્રાહીમ હુસેન મીરજાની સાથે યુદ્ધ કરી તેનો પરાજય કર્યો. ઇ. સ. ૧૫૭૨ ના ડીસેમ્બરની ૨૪ મી તારીખે.

એમાં તો શક જ નથી કે-અકબરે અવિશ્રાન્ત લડાઇયો કરીને બહાદુરી, દક્ષતા અને ચાલાકીથી પોતાની આંતરિક ઇચ્છા પૂર્ણ કરી હતી. તેની એ પહેલી નેમ હતી કે-ભારતવર્ષમાં એકછત્ર સામ્રાજ્ય સ્થાપન કરવું. પોતાની આ ઇચ્છા તેણે ઘણેખરે અંશે પૂર્ણ જ કરી હતી. બીજા શબ્દોમાં કહીએ તો-ઇ. સ. ૧૫૯૫ સુધીમાં તો તે ઉન્નતિના શિખર ઉપર પહોંચી ચૂકયો હતો.

અકબરે ઇચ્છિત ફળ પ્રાપ્ત કર્યું, એકછત્ર સામ્રાજ્ય સ્થાપન કર્યું અને સર્વત્ર શાન્તિ ફેલાવી દીધી. એ બધીએ વાત ખરી, પરન્તુ વીરપ્રસૂ ભારતમાતાનાં મહારાણા પ્રતાપ, જયમલ, પતા, ઉદયસિંહ અને હેમૂ[1] જેવા વીર સંતાનોએ તથા કોઇ પણ હિંદુરાજાની

---

[1] આ હેમૂએ અકબરની સત્તા ઉપર તલપ મારી આગરા કબજે કર્યું હતું, પરંતુ અતિલોભના પરિણામે કુરુક્ષેત્રમાં હણાયો હતો, એ વાત પૃ. ૪૭-૪૮ માં આપણે જોઇ ગયા છીએ. ભલે તે માર્યો ગયો, પરન્તુ તે વીરપ્રસૂ ભારતમાતાનો વીરપુત્ર હતો, એ કોઇથી ના પડાય તેમ નથી. આ હેમૂની વીરતાના સંબંધમાં પ્રો. આજાદ, પોતાના 'દરબારે અકબરી' નામના ઉર્દુ પુસ્તકના પૃ. ૮૪૩ થી બહુ ચિત્તાકર્ષક વર્ણન આપે છે. તે ઉપરથી માલૂમ પડે છે કે-" હેમૂ એ રેવાડીનો રહેવાસી ઢૂસર વાણિયો હતો. તે જો કે-શરીરે સુંદર નહિ હતો, પરન્તુ બંદોબસ્ત કરવામાં હોશીયાર, ઉત્તમ યુક્તિયો રચવાવાળો અને યુદ્ધોમાં વિજય મેળવનારો હતો. ખરી રીતે તેના ગુણો અંધારામાં રાખવામાં આવ્યા છે, અને દુર્ગુણો પ્રકાશમાં લાવવામાં આવ્યા છે. પ્રો. આજાદ કહે છે કે-આ વાણિયાને તેનું ભાગ્ય ગલી-કુંચિયોમાંથી ખેંચીને

**સહાયતા લીધા સિવાય એકલી પોતાના લશ્કરની સાથે મેદાને જંગમાં ઉતરવાવાળી, એક વખત માળવાના રાજા બાજબહાદુરને હરાવવા-**

સલીમશાહના લશ્કરના બજારમાં લઇ ગયું. લશ્કરના બજારમાં તે દુકાન ખોલીને રહેવા લાગ્યો; દરેકથી હળીમળીને રહીને તેણે લોકોની પ્રીતિ મેળવી. પરિણામે લોકોએ તેને ચૌધરી બનાવ્યો. ધીરે ધીરે તે કોટવાલ થયો. પછી ફોજદારીનું કામ તેના હાથમાં આવ્યું પોતાના હોદ્દા ઉપર રહીને ખરી નિમકહલાલીથી તેણે કામ કર્યું. સેવાથી; માલીકનું ભલું ચાહવાથી અથવા લોકોની ચાડિયોથી-ગમે તે કારણે પણ તે બાદશાહનો માનીતો બન્યો. અને તેથી અમીર-ઉમરાવોનાં કામો તેના હાથમાં આવતાં ગયાં. પરિણામે તેના ભાગ્યે તેને બાદશાહનો પ્રિયમાં પ્રિય વજીર બનાવ્યો.

જો કે-ચગતાઇ વંશના ઇતિહાસલેખકો વાણિયાની જાતને ગરીબ સમજી ભલે ગમે તેમ કહે, પરન્તુ હેમૂના બંદોબસ્તના ઠીક ઠીક કાયદાઓ અને તેના હુકમો એવા દૃઢ હતા કે-ઢીલી દાળે ગોશ્ત ( માસ ) ને દબાવી દીધું. ( વાણીયાએ મુસલમાનોને દબાવ્યા ) છેવટે-પઠાણોની લડાઇમાં **મહમ્મુદઆદિલ** બાદશાહના માર્યા જવાથી તે એક જબરસ્ત રાજા બની ગયો.

આવાજ પ્રસંગમાં દિલ્હી અને આગરાની આસપાસ ઘણોજ ભયંકર દુષ્કાળ પડયો હતો. બદાઉનીએ આનું હૃદયદ્રાવી વર્ણન આપ્યું છે. તે કહે છે કે-તે પ્રદેશમાં તે વખતે ૨॥ રૂ. ની એક શેર મકાઇ પણ મળતી ન્હોતી. સારા સારા માણસો તો દરવાજા બંધ કરીને મકાનોમાજ બેસી રહેતા. બીજા દિવસે જોવામાં આવતું તો મકાનમાથી ૧૦-૧૦, ૨૦-૨૦ મડદાં નિકળતાં. ગામો અને જંગલોમાં તો જોતુંજ કોણ ? કફન કોણ લાવે, અને દફન કોણ કરે ? ગરીબો આફતના લીધે જંગલોમા વનસ્પતિથી નિર્વાહ કરતા. અમીરો ગાય-ભેંસોને વેચતા અને લોકો તેને ખાવા માટે લઇ જતા. જે લોકો આવા જાનવરોને મારી ખાતા, તેમના હાથ-પગ થોડા વખતમા સૂઝી જતા અને તેથી તેઓ પણ યમરાજના અતિથિ બનતા. કોઇ કોઇ વખત તો મનુષ્ય મનુષ્યને ખાઇ જતા. તેઓની આકૃતિયો એવી તો બીહામણી થઇ ગઇ હતી કે-તેમની

વાળી, અકબરને પણ પોતાના વીરત્વથી સ્તંભિત કરવાવાળી, બંદૂક અને ધનુષ્ય છોડવામાં સુનિપુણા તથા શત્રુને પીઠ બતાવવા કરતાં આત્મહત્યા કરવાનું વધારે પસંદ કરનાર કાલિંજરની રાજકન્યા અને ગોંડવાણાની રાજધાની ચૌરાગઢ (કે જે અત્યારે જબલપુરની પાસે છે) ની સુરક્ષિકા મહારાણી દુર્ગાવતી[1] જેવી વીરરમણીએ અકબરને પોતાની વીરતાનો જે પરિચય આપ્યો હતો, તેને અકબર મરવા પામ્યો, ત્યાં સુધી ભૂલ્યો ન્હોતો. અરે, માનસિંહ, ટોડરમલ્લ, ભગવાનદાસ અને બીરબલ જેવા પ્રખર યોદ્ધાઓ, કે જેઓએ સમ્રાટ્ અકબરને સર્વદેશો ઉપર હકૂમત સ્થાપન કરાવવામાં અસાધારણ સહાયતા કરી હતી, તેઓનાં નામો શા માટે ભૂલાય છે? તેઓ પણ ક્યાં મુગલસંતાનો હતા? તેઓ પણ વીરજનેતા ભારતમાતાનાજ

---

સ્હામે પણ જોઇ ન શકાય. એકાન્તમા કોઇ એકલો માણસ મળી જતો તો ઝટ તેના નાક–કાન કાપી ખાઇ જતા.

દેશમા આવો ભયકર સમય આવી લાગ્યો હતો, પરન્તુ કાર્યદક્ષ બહાદુર હેમૂના લશ્કર ઉપર તે સમયની લગારે અસર ન્હોતી થઇ. એ એના પુરૂષાર્થનોજ પ્રતાપ કહી શકાય. તેને ત્યાં જે હજારો હાથી હતા, તે હમેશા ચોખા અને ઘી–સાકરના મલીદા ઉડાવતા. સીપાઇયોનું તો કહેવું જ શું?

છેવટે–પ્રો. આજાદ કહે છે કે–"હેમૂ વાણીયો હતો, પરંતુ તેનાં પરાક્રમો ગાઉ રહ્યા છે. તે પોતાની જાતથી હિમ્મતવાન–ધૈર્યવાળો હતો. અને પોતાના માલિકનો યોગ્ય નોકર હતો. તે બહુ પ્રેમીલો હતો અને દિલને બહુ ખુશી રાખતો. અકબર આ વખતે બાલ્યાવસ્થામાં હતો. જો તે હોંશીયાર-ઉમર લાયક હત, તો આવા માણસને પોતાના હાથથી કદાપિ ખોતે નહિ. તેને તે પોતાની પાસે રાખત અને દિલાસાથી કામ લેત. પરિણામે દેશની ઉન્નતિ થાત અને રાજ્યનો પાયો મજબૂત થાત."

---

1 રાણી દુર્ગાવતી, એ મધ્યભારતવર્ષની વીર રમણી હતી અને તે ગોંડવાણા જે ભરૂાની દક્ષિણે છે, ત્યા રાજ્ય કરતી હતી. વધુ માટે જૂઓ–આઇન-ઇ–અકબરી, પહેલા ભાગનો અંગરેજી અનુવાદ. પૃ. ૩૬૭

સંતાનો હતા. તેઓની વીરતાનું ગૌરવ પણ ભારતમાતાનેજ શોભે છે. ભારતના વીરોની વીરતા જોઇને અકબરને એમ ચોક્કસ ખાતરી થઇ હતી કે–'જો ભારતવર્ષના વીરક્ષત્રિયોમાં ફૂટે-વિરૂદ્ધતાએ પગ પેસારો ન કર્યો હત, તો હું (અકબર) કોઇ કાળે પણ સામ્રાજ્ય સ્થાપન કરી શકતે નહિ.' હાય રે ફૂટ ! ભારતવર્ષને સર્વથા પાયમાલ કરી નાખવા છતાં હજૂ પણ તું તારૂં કાળું મોં લઇને આ પવિત્ર દેશમાંથી પલાયન નથી થઇ જતી. કયાં તે આર્યત્વની રક્ષાને માટે ભૂખ અને તૃષાને સહન કરી જંગલો અને પાહાડોમાં ભટકનારો હિંદુસૂર્ય મહારાણો પ્રતાપ, અને કયાં અત્યારે ટાઇટલોને માટે મરી પડનારા–પોતાની આર્ય પ્રજાને પણ પાયમાલ કરનારા ખુશામતિયા કેટલાક નામધારી હિંદુરાજાઓ ! ! ઓ ભારતમાતા ! એવા ધર્મરક્ષક, દેશરક્ષક વીરપુત્રો ઉત્પન્ન કરવાનું ગૌરવ તું હવે કયારે પ્રાપ્ત કરીશ ?

ઇતિહાસનાં પૃષ્ઠો એ વાતને પુરવાર કરી આપે છે કે–બીજા બધા મુસલમાન બાદશાહો કરતાં અકબરે પ્રજાની ચાહના વધારે મેળવી હતી. એટલુંજ નહિં પરન્તુ અત્યાર સુધી પણ ઇતિહાસકારોને માટે તો અકબર ઇતિહાસનો એક વિષય થઇ પડયો છે. આમ હોવામાં અનેક કારણો આગળ ધરી શકાય છે.

સૌથી પહેલું કારણ તો એજ કે–તેણે કોણ હિંદુ કે કોણ મુસલમાન, કોણ પારસી કે કોણ યાહૂદી, કોણ જૈન કે કોણ ખ્રીસ્તી, દરેકના ઉપર સમદૃષ્ટિ રાખી હતી. એટલુંજ નહિં પરંતુ દરેકને જૂદી જૂદી જાતનાં એવાં તો ફરમાનો આપ્યાં હતાં કે–જે ફરમાનો યાવચ્ચંદ્ર દિવાકરૌ અકબરને ભૂલાવેજ નહિં. બીજી વાત એ કે–તેણે દરેકને ખુશી રાખવા માટે લાગણી પૂર્વકના સુધારા પણ કર્યા હતા. તેણે દારૂ અને વેશ્યાઓ માટે બહુ સખ્તાઇ કરી હતી. પૈસાદાર કે ગરીબ–દરેકને પોતાની જરૂરીઆત પૂરતુંજ અનાજ વિગેરે સંગ્રહવાનો હુકમ કર્યો હતો. બજારના ભાવો વધારી દઇને વ્યાપારિયો ગરીબ લોકોને ત્રાસ ન આપે, તેને માટે તે કોટવાલો દ્વારા બહુ ધ્યાન આપતો, તે

સિવાય તેણે સતી થવાનો રિવાજ બંધ કરવા સાથે બાળલગ્ન પણ અટકાવ્યું હતું. બાળલગ્ન અટકાવવા માટે તેણે છોકરાની ૧૬ વર્ષની અને છોકરીની ૧૪ વર્ષની ઉમર નક્કી કરી હતી. અર્થાત્ તેટલી ઉમર પહેલાં લગ્ન કરવાનો નિષેધ કર્યો હતો. વળી તેણે જેમ પુનર્લગ્ન બંધ કર્યું હતું, તેમ વૃદ્ધાસ્ત્રિયોને યુવાનો સાથે પરણવાનો પણ નિષેધજ કર્યો હતો. કહેવાય છે કે મુસલમાનોમાં આ રિવાજ તે વખતે વધારે પ્રચલિત હતો. બાદશાહનું એ મન્તવ્ય હતું કે–જે માણસ એક સ્ત્રીથી વધારે સ્ત્રિયો સાથે લગ્ન કરે છે, તે પોતાની મેળેજ પોતાનો નાશ કરે છે. જે હિંદુઓ બલિદાનને નામે જીવોની હિંસા કરતા હતા, તેઓને પણ, તે કાર્યને અન્યાયનું કાર્ય બતાવી, તેનો નિષેધ કરાવ્યો હતો. રેવન્યુખાતાનો તમામ આધાર ખેડૂતો ઉપર છે, એમ સમજીને તેણે ખેડૂતો ઉપરના કેટલાક ત્રાસદાયક વેરાઓ દૂર કર્યા હતા. એટલુંજ નહિ, પરંતુ હિંદુરાજાઓએ નાખેલા વેરાઓ પણ ઉઠાવી દીધા હતા. અને ખેડૂતો પાસેથી જે કંઇ કર લેવાતો હતો, તેમાં તેણે ઘણી છૂટછાટ અને મર્યાદા રાખી હતી. કોઇ માણસને તે કર ભારે પડતો, તો તેમાંથી કમી કરતો અથવા કોઇ માણસ પોતાની ઉપજનો અમુક ભાગ આપવાની ઇચ્છા કરતો, તો તે પ્રમાણે લઇને પણ ચલાવી લેતો. વળી કોઇ વખતે જમીનમાં પાણી ભરાઇ જતાં કે એવા કોઇ કારણે પાક નહિ થતો, તો તેવાં વર્ષોમાં સમૂળગો કર માફ પણ કરી દેતો. કરની વ્યવસ્થાનું કામ પણ તેણે ટોડરમલ્લનેજ સોંપ્યું હતું; કારણ કે ટોડરમલ્લ પહેલાંથી જમીનદાર હોઇ તે વિષયનો તેને સારો અનુભવ હતો.

પ્રજાના લાભ માટે આવા આવા સુધારા કરનારો રાજા શા માટે પ્રજાને પ્રિય ન થઇ પડે? એક તરફ ધર્મનો કંઇ પણ ભેદ રાખ્યા સિવાય દરેક ધર્મવાળાઓને સમાન દૃષ્ટિથી જોવાની સાથે પ્રજાહિતમાંજ પોતાનું હિત સમજનાર બાદશાહ, પછી તે હિંદુ હોય કે મુસલમાન, પારસી હોય કે યાહૂદી જૈન હોય કે બૌદ્ધ–

ગમે તે હોય, પરંતુ તે જગત્‌ના તમામ મનુષ્યોથી પ્રશંસા પામી જાય–જગત્‌માં નામના કાઢી જાય, એમાં નવાઇ જેવું શું છે ?

ટૂંકમાં કહીએ તો અકબરની રાજ્યવ્યવસ્થામાં ન્યાય અને દયાનું ખરેખર મિશ્રણ હતું. ન્યાય ખાતામાં તેણે જે સુધારા કર્યા હતા, તે, તે વખતના જમાનામાં ઘણા સુધરેલા કહી શકાય. તેના કાયદાઓમાં દયા અને પ્રજા પ્રત્યેનો પ્રેમ ઝળકી રહ્યાં હતાં. અકબરે પોતાનેજ માટે નહિં, પરન્તુ રાજ્યના બીજા સૂબેદારો અને મ્હોટા હોદ્દેદારોને માટે પણ જે જે કાયદાઓ ઘડયા હતા, તેમાં ઉપરની બે બાબતોનું પ્રધાનતયા લક્ષ્ય રાખવામાં આવ્યું હતું. આપણે તેના વૉયસરાયનાજ કાયદાઓ તપાસીએ. તેના વૉયસરાયોને નીચેની બાબતો ઉપર પૂરતી રીતે ધ્યાન આપવું પડતું:—

૧ લોકોનું સુખ નિરંતર દૃષ્ટિ આગળ રાખવું.

૨ પુખ્ત વિચાર કર્યા વગર કોઇની જિંદગી લઇ લેવી નહિ.

૩ ન્યાયને માટે જેઓ અરજી કરે, તેને વિલંબ કરીને દુઃખ દેવું નહિ.

૪ પશ્ચાત્તાપ કરનારાઓની માફી સ્વીકારવી.

૫ રસ્તાઓ સહીસલામત કરવા.

૬ ઉદ્યોગી ખેડુતના મિત્ર થવાની પોતાની ફરજ સમજવી.

ઉપરના કાયદાઓમાં કઇ બાબતોનો સમાવેશ નથી થતો ?

હવે લગાર અકબરની બીજી કેટલીક વ્યવસ્થાઓ તરફ દૃષ્ટિપાત કરીએ.

અકબરના વખતના નાણાના સંબંધમાં એમ કહેવામાં આવે છે કે, તેણે પહેલાંના રાજાઓની છાપવાળા નાણાં ગળાવી નાખીને પોતાની છાપનાં નાણાં ચલાવ્યાં હતાં. અકબરના એક રૂપિયાના

૪૦ દામ થતા. એક દામ એ આપણા એક પૈસાથી કંઇક વધારે થતો. દામ એ તાંબાનું નાણું હતું, અને રૂપિયો એ રૂપાનું નાણું હતું. વળી અકબરનો **લાલીજલાલી** નામનો સોનાનો સિક્કો પણ ચાલતો હતો. આ સિવાય એક ચાર ખૂણાનો સોનાનો રૂપિયો ચાલતો, તેની કિંમતમાં અવારનવાર ફેરફારો થયા કરતો.

અકબરે પોતાના તે સિક્કાઓમાં[1] ઇ. સ. ૧૫૭૫-૭૬ ની સાલથી " अल्लाहु अकबर " શબ્દો નાખ્યા હતા.

**મી. ડબલ્યુ. એચ. મોરલેન્ડ**નું કથન છે કે—" અત્યારે ૧૮૦ ગ્રેનનો એક રૂપિયો છે, તેનાં કરતાં અકબરનો સિક્કો કંઇક ઓછા વજનનો હતો. પરન્તુ તે ચોખ્ખા રૂપાનો બનેલો હતો. "

અકબરની **મોહોરછાપો**[2]ને ( સીલને ) માટે પણ એમજ કહેવામાં આવે છે કે—તેની મહોરછાપો જુદી જુદી જાતની હતી. એકમાં તો માત્ર તેનું નામજ રહેતું અને બીજીમાં તૈમૂર સુધીનાં વડવાઓનાં નામો હતાં.

---

૧ અકબરના સમયના સિક્કાઓ સંબંધી જૂઓ પરિશિષ્ટ ' ज '.

૨ મહોરછાપો ( સીલો ) નો રિવાજ જેમ અત્યારે છે, તેમ પહેલાં પણ હતો. અને તે મહોરછાપો જુદી જુદી જાતનીજ રહેતી. અબુલફજલના કહેવા પ્રમાણે સમ્રાટ્ અકબરના જુદી જુદી જાતનાં સીલો ( મહોરછાપો ) હતાં. તેમા એક સીલ એવું હતું કે-જે **મૌલાના મકસદે** અકબરના રાજ્યની શરૂઆતમાજ કોતર્યું હતું. અને તે લોખંડનુ ગોળ હતું. આ **સીલ** ઉપર **રીકા** પદ્ધતિમા ( એટલે પોણા ગોળાની વચમા સીધી લાઇનો લખવી તે ) શહેનશાહનુ અને તૈમૂરલિંગથી તેના પ્રખ્યાત વંશજોનાં નામો લખવામા આવ્યા હતા બીજું સીલ એવુંજ ગોળ, પરન્તુ **નસ્તાલીક** પદ્ધતિનુ ( અર્થાત્ તેની અંદર બધી ગોળ લાઇનો રહેતી ) હતું, આ સીલમા એક શહેનશાહનુંજ નામ કોતરવામા આવ્યુ હતું.

આપણે સારી પેઠે જાણીએ છીએ કે—અકબરના જમાનામાં

ત્રીજું એક સીલ હતું, જે ન્યાયખાતાના ઉપયોગમાં લેવામાં આવતું. આનો આકાર **મેહરાબી** ( જેનો આકાર ૭ ખૂણાવાળા લંબગોળ જેવો છે. ) જેવો હતો, તેની ઉપર **શહેનશાહના** નામની આજુ બાજુ એવા અર્થનું લખાણ લખવામા આવ્યુ હતું કે—

**" ઇશ્વરને રાજી કરવાનું સાધન પ્રામાણિકતા છે; જે સીધે રસ્તે જતો હોય, તેને ભૂલો પડેલો મેં કદી જોયો નથી. "**

ચોથું એક સીલ હતુ, જે **નમકીને** બનાવ્યું હતું. ( આ નમકીન કાબુલનો હતો. ) પાછળથી આ જાતનાં નાનાં મ્હોટા બન્ને સીલોને **દીલ્લીના** મૌલાના **અલી અહમદે** સુધાર્યાં હતા. આમાનું ન્હાનું ગોળ સીલ **ઉઝુક** ( **ચગતાઇ** ) ના નામથી ઓળખતુ, અને તે **ફરમાન-ઇ-સબતીસ** ને માટે વપરાતું. આ **ફરમાન-ઇ-સબતીસ** ત્રણ કારણો માટે કાઢવામા આવ્યા હતા. ( ૧ ) મનસબની નિમણુંક માટે, (૨) જાગીર માટે, અને ( ૩ ) સયૂર્ધાલ માટે. બીજું એક મ્હોટું હતું. એમા **શહેનશાહના** વંશજોના નામો કોતરવામા આવ્યા હતાં. આ સીલ પહેલાં પરદેશી રાજાઓ ઉપર પત્ર લખાતા, તેના ઉપયોગમા લાવવામા આવતું, પાછળથી ઉપર્યુક્ત **ફરમાન-ઇ-સબતીસ**મા પણ વપરાતું.

આ સિવાયના બીજાં ફરમાનો માટે એક ચોરસ સીલ હતું, એની ઉપર '**अल्लाहु अकबर जल्ले जलालुहु**' શબ્દો હતા.

ઉપર જે **ઉઝુક** નામનું સીલ બતાવવામા આવ્યુ છે, તે બીજું કોઇ નહિં, પરન્તુ **અકબરના** હાથમાં પહેરવાની વીંટી હતી, તેજ હતું. **અકબરનો** પિતા **હુમાયુન** પણ આવી વીંટી પોતાના હાથે રાખતો હતો; જે સીલ તરીકે કામમા આવતી હતી. આ વાત આ પુસ્તકના પૃ. ૨૫૨ ની નોટમા આપેલા વૃત્તાન્તથી પુરવાર થાય છે.

કહેવાય છે કે–ઇ. સ. ૧૫૯૮ મા ( **અકબરના** રાજ્યના ૪૨ મા વર્ષમા ) **અકબરે** ક્રિશ્ચીયન ઉપદેશકો ( Jesuit Missionaries ) ને આપેલા **શહેનશાહી** ફરમાનો ઉપર જે સીલ છે, તે ઉપરથી જણાય છે કે **અકબરના** સીલમા એકંદર આઠ સર્કલો ( ગોળાકારો ) હતા, તે

ન્હોતી રેલગાડીયો કે ન્હોતાં હવાઇ વિમાન. એક ગામથી બીજા ગામ સમાચારો પહોંચાડવામાં તે વખતે જે કંઇ સાધન હતું, તે

---

પછી જહાંગીરે પોતાના નામનું એક સર્કલ વધારીને નવ કર્યાં હતા, અને તે પછી તેની પાછળ આવનારા દરેક મહાન્ મોગલોએ પોતપોતાના નામનું એક એક સર્કલ વધાર્યું હતું.

ઉપર પ્રમાણે અકબરના સીલમા આઠ સર્કલો હોવાનું કારણ એ જણાય છે કે-તૈમૂરલિંગથી તે આઠમી પેઢીએ થયો હતો.

કેટલાક લેખકો એવું અનુમાન કરે છે કે-' ભારતવર્ષના મોગલોના વખતમા પણ રાજા, પ્રધાન, મ્હોટા અમલદારો, તથા મુલ્કી અને લશ્કરી ખાતાના અમલદારોના પોતાના હોદ્દા પ્રમાણે ન્હાના મ્હોટા સીલો હતા તે સીલો ઉપર તેઓના નામો ઉપરાન્ત રાજ્યકર્તા શહેન-શાહે તેમને આપેલા ઇલ્કાબો પણ કોતરેલા રહેતા. તેમ હોદ્દાની રૂએ સીલ વાપરવાને મળેલા હકનું વર્ષ અને મથાળે હીઝરી વર્ષ હતું.

વળી મોગલ સીલોમા સાધારણ રીતે જે લખાણ રહેતું, તે નીચેથી ઉપર વંચાતું. આથી રાજ્યકર્ત્તા શહેનશાહનું નામ સૌથી મથાળે રહેતું. કહેવાય છે કે-મોગલ શહેનશાહની ચઢતીના સમયમા પ્રધાનોના સીલો ઘણા ન્હાના એટલે ૧ થી ૧॥ ઇંચ વ્યાસના હતા, અને તેમા લખાણ પણ ઘણું સાદું અને નમ્ર રહેતું. પછી જ્યારે મોગલ બાદશાહોની પડતીની શરૂઆત થઇ, ત્યારે મ્હોટા બની બેસવાની તીવ્ર ઇચ્છા રાખ-નારા પ્રધાનોએ માત્ર **નામના** શહેનશાહના હાથમાથી રાજ્યનો કાબૂ ગ્રહણ કર્યો. ત્યારે તેઓના સીલો ઘણા મ્હોટા બનાવવામા આવ્યાં હતા. અને તે બહુ સુંદર કારીગરીવાળા હતા, તેમ તેમા લખાણ પણ ઉંચા પ્રકારનું કોતરવામા આવ્યુ હતું.

મોગલોના સીલો સંબંધી વિશેષ માહિતી મેળવવા ઇચ્છનારને માટે ' જર્નલ ઓફ ધી પંજાબ હીસ્ટોરીકલ સોસાઇટી ' ના પાચમા વોલ્યુમના પૃ ૧૦૦ થી ૧૨૫ સુધી છપાયેલ The Rev. Father Felix ( O. C. ) નો લેખ ઘણોજ ઉપયોગી થઇ પડશે. તથા જૂઓ આઇનિ-ઇ-અકબરીના પહેલા ભાગનો અંગરેજી અનુવાદ. પૃ. ૫૨ અને ૬૬૬.

મનુષ્યો હતા. તેમ છતાં પણ સરળતાની ખાતર ટપાલ જેમ બને તેમ જલદી પહોંચાડવાને માટે તેણે એવી વ્યવસ્થા રાખી હતી કે-દર ૭ ૭ માઇલને છેટે તેણે એક ટપાલી રોકયો હતો અને તે દ્વારા ટપાલો જ્યાં ત્યાં મોકલવામાં આવતી. ઘણે દૂરના-જરૂરના સમાચારો લઇ જવા માટે સાંઢણી સવારો તૈયારજ રહેતા, કે જેઓ સમાચાર મળતાંની સાથેજ રવાના થતા.

એક તરફ પ્રજાના સુખને માટે અકબરે કરી આપેલી અનુકૂળતાઓથી પ્રજાને નિશ્ચિંતતા મળી હતી, તેવીજ રીતે તે વખતે હમેશાંની વપરાશની વસ્તુઓ પણ એટલી બધી સસ્તી હતી કે, ગમે તેવા ગરીબ-કંગાલ માણસને પણ પોતાનું ગુજરાન ચલાવવું મુશ્કેલી ભરેલું નહોતું. બેશક, અત્યારના કરતાં ચલણી નાણાની છૂટ-કાગળની નોટો-ચેકો અને નકલી ધાતુનાં નાણાંની છૂટ-ઓછી હશે, પરન્તુ જો વપરાશની વસ્તુઓ સસ્તી હોય, તો પછી તેવાં નાણાંની વધારે આવશ્તકતા ન પડે, એ દેખીતુંજ છે. મનુષ્ય જાતને પેટની ચિંતા પહેલાં રહે છે; અને તે પેટનો ખાડો ચલણી નાણાંથી-નોટોથી-રૂપિયાથી પુરાતો નથી, પરન્તુ અનાજ-ઘી-દૂધ-દહિં વિગેરે પદાર્થોથી ભરાય છે; આવા પદાર્થો તે વખતે કેવા સસ્તા હતા; તે સંબંધી W. H. Moreland નામનો વિદ્વાન્ પોતાના " ધી વેલ્યુ ઑફ મની એટ ધી કોર્ટ ઑફ અકબર" નામના લેખમાં [1] ઘણો સારો પ્રકાશ પાડે છે. તેમના લેખ ઉપરથી એ જણાય છે કે—તે વખતે હમેશની વપરાશની વસ્તુઓ, જેવી કે-ઘઉં, જવ, ચોખા, ઘઉંનો લોટ, દૂધ, ઘી ખાંડ ( સફેદ, શ્યામ ), મીઠું એના ભાવો નીચે પ્રમાણે હતાઃ—

| | |
|---|---|
| ઘઉં | ૧ રૂ. ના ૧૮૫ રતલ. |
| જવ | ૧ રૂ. ના ૨૭૭ા ,, |

૧ જૂઓ, જર્નલ ઓફ ધી રાયલ એસિયાટીક સોસાઇટીના ઇ. સ. ૧૯૧૮ ના જુલાઇ અને અકટોમ્બરના અંકો પે. ૩૭૫-૩૮૫.

હલકામાં હલકા ચોખા ૧ રૂ. ના ૧૧૧ રતલ.

ઘઉંનો લોટ ૧ રૂ. નો ૧૪૮ ,,
દૂધ ૧ રૂ. નું ૮૯ ,,
ઘી ૧ રૂ. નું ૨૧ ,,
સફેદ ખાંડ ૧ રૂ. ની ૧૭ ,,
શ્યામ ખાંડ ૧ રૂ. ની ૩૯ ,,
મીઠું ૧ રૂ. નું ૧૩૭ ,,
જુવાર ૧ રૂ. ની ૨૨૨ ,,
બાજરી ૧ રૂ. ની ૨૭૭॥ ,,

હમેશની વપરાશની વસ્તુઓ અત્યારના કરતાં તે વખતે કેટલી સસ્તી હતી; તેનો ખ્યાલ ઉપરના ભાવો [૧] ઉપરથી બરાબર આવી શકે છે. કયા અત્યારે એક રૂપિયાના ૫ રતલ ઘઉં અને કયાં તે વખતે ૧૮૫ રતલ ? કયાં અત્યારે એક રૂપિયાનો ૩-૪ રતલ ઘઉંનો લોટ, અને કયાં તે વખતે એક રૂપિયાનો ૧૪૮ રતલ ? કયાં અત્યારે એક રૂપિયાનું લગભગ પોણો રતલ દૂધ, અને કયાં તે વખતે ૮૮ રતલ ? કયાં અત્યારે એક રૂપિયાનું લગભગ પોણો રતલ ઘી અને કયાં તે વખતે ૨૧ રતલ ? લગાર હિંદુસ્થાનના અર્થશાસ્ત્રિયો બતાવી આપશે કે– ભારતવર્ષના મનુષ્યોએ પહેલાં કરતાં ઉન્નતિ પ્રાપ્ત કરી છે કે અવનતિ ? જ્યાં દેશના મનુષ્યોના મ્હોટા ભાગને એક વખતનું પણ અનાજ મળવું ( ઘી–દૂધનું તો નામજ શાનું હોય ? ) મુશ્કેલ થઇ પડયું હોય, પેટમાં વ્હેંત વ્હેંતના ખાડા પડયા હોય, આંખોમાં ખાડા પડી ગયા હોય, ડાચાં બેસી ગયાં હોય, ચાલતાં પગમાં કંપારી

૧ ડૉ. વિન્સેંટ. એ સ્મીથે પોતાના 'અકબર' નામના પુસ્તકના પૃ. ૩૯૦ મા અકબરના વખતના જે ભાવો આપ્યા છે, તે પણ ઉપરના ભાવોની સાથે લગભગ મળતાજ છે. કઇ પણ ફરક જેવું લાગે છે. તો તે ઘીના ભાવમાજ છે. અર્થાત્ **મી. મોરલેન્ડે** ઘીનો ભાવ ઉપર જણાવ્યા પ્રમાણે ' રૂ. ૧ નો ૨૧ રતલ ' પ્રમાણેનો આપ્યો છે. જ્યારે મી. **સ્મીથે** ' રૂ. ૧ નો ૧૩૬ રતલ ' પ્રમાણેનો આપ્યો છે.

છૂટતી હોય, અને નવી ઉત્પન્ન થતી સંતતિયો તો નિર્માલ્ય જેવીજ ઉત્પન્ન થતી હોય, એવો દેશ ઉન્નત અવસ્થામાં આવે છે, એવું કહેવાનું સાહસ કોણ કરી શકે ? કદાચિત્ દેશમાં નાણું વધ્યું પણ હોય; ( નાણું પહેલા કહેવામાં આવ્યું તે ) તોપણ તે મનુષ્ય જાતના શારીરિક અને માનસિક ઉન્નતિના કાર્યમાં શું આવી શકે તેમ છે ?

કદાચિત્ કોઈ એમ કહે કે-અત્યારે જે ભાવો વધી ગયા છે, તે લડાઇના કારણે વધેલા છે, તો તે વાત સાચી છે; પરન્તુ જે વખતે લડાઇની અસર દેશને ન્હોતી થઇ, તે વખતે પણ-લડાઈ પહેલાં પણ કંઇ વધારે સસ્તી વસ્તુઓ નહિં હતી. ઉપર્યુકત વિદ્વાનજ અકબરના વખતના ભાવોની સાથે ઇ. સ. ૧૯૧૪ ની સાલના પણ ભાવો ટાંકી બતાવે છે. તે ઉપરથી જણાય છે કે- ઇ. સ. ૧૯૧૪ માં આ ભાવો હતાઃ—

| | | |
|---|---|---|
| ઘઉં | ૧ રૂ. ના ૨૫ રતલ | |
| જવ | ૧ રૂ. ની ૨૯ ,, | |
| ચોખા | ૧ રૂ, ના ૧૫ ,, | |
| ઘહુંનો લોટ | ૧ રૂ. નો ૨૧ ,, | |
| દૂધ | ૧ રૂ. નું ૧૬ ,, | |
| ઘી | ૧ રૂ. નું ૨ ,, | ( લગભગ ) |
| સફેદ ખાંડ | ૧ રૂ. ની ૯ રતલ | |
| શ્યામ ખાંડ | ૧ રૂ. ની ૧૦ ,, | |

એટલે લડાઇ પહેલાં પણ આ વસ્તુઓ વધારે સસ્તી હતી, એમ તો ન્હોતુજ. વૃદ્ધ પુરૂષો જોતા આવ્યા છે કે-દિવસે દિવસે આ વસ્તુઓ વધારે મોંઘીજ થતી ગઇ છે.

હવે આમ શાથી થવા પામ્યું, એના સમાધાનમાં ઉતરવાનું આ સ્થાન નથી. તેને માટે લાંબો સમય અને સ્થાન જોઇએ. તો પણ એટલું તો કહેવુંજ પડશે કે-વસ્તુઓની કિંમતનો આધાર

તેની નિકાશ, છત અને ખીલવણી ઉપર રહેલો છે. દેશનો માલ જેમ જેમ બહાર જવા લાગ્યો, તેમ તેમ હમેશની ઉપયોગી વસ્તુઓ મોંઘી થવા લાગી અને ગરીબો તથા સાધારણ લોકોના હાથથી તે છૂટીજ ગઇ. વળી ઘી, દૂધ અને દહીં જેવી વસ્તુઓ અત્યારે અસાધારણ મોંઘી થઇ છે, એનું કારણ પશુઓની અછતજ છે. ઘી દૂધ, દહિં પૂરાં પાડનાર પશુઓ એક તરફ લાખોની સંખ્યામાં ઈતર દેશોમાં ઉપડવા લાગ્યા અને બીજી તરફ ભારતવર્ષમાં પણ વ્યાપારને નિમિત્તે તેની કતલોનાં કારખાનાં વધી ગયાં. બન્ને રીતે પશુઓનો ઘટાડો થવા લાગ્યો, એનુંજ એ કારણ છે કે ભારતવર્ષના મનુષ્યોના જીવનભૂત દૂધ–દહિંની મોઘવારી વધી પડેલી છે. અકબર મુસલમાન હતો, છતાં તેના વખતમાં આટલો બધો પશુઓનો સંહાર નહિ થતો હતો, બલ્કે તેણે ગાય–ભેંશ–બળદ અને પાડાઓનો વધ તો પોતાના રાજ્યમાં બિલકુલ બંધજ કર્યો હતો, એ વાત આપણે પહેલાં જોઇ ગયા છીએ. આવી સ્થિતિમાં તે વખતે દૂધ–ઘી–દહિં જેવી વસ્તુઓ અત્યન્ત સસ્તી હોય એમાં નવાઇ જેવું શું છે ? વળી બીજી તરફ આપણા દેશમાંથીજ બહાર ગયેલી વસ્તુઓ નવા નવા રૂપો ધારણ કરીને દેશમાં આવવા લાગી. એટલે ધર્મનું કે દેશનું અભિમાન નહીં રાખનારા મનુષ્યો તેના ઉપર ફિદા થઇ તેનો સ્વીકાર કરવા લાગ્યા. સ્થિતિ ત્યાં સુધી આવી કે–પોતાનું આર્યત્વ ખોવાની સાથે પોતાના વેષથી પણ વિમુખ થયા. જ્યારે આપણે વિદેશી વસ્તુઓનો સ્વીકાર કરવા લાગ્યા એટલે સ્વદેશી વસ્તુઓની ખીલવણી અટકી ગઇ. અને એ તો ચોક્કસ છે કે–વસ્તુઓની કિંમતનો આધાર તેની ખીલવણી ઉપર રહેલો છે. આપણે ઉપરનીજ વસ્તુઓમાંનું એક દૃષ્ટાંત લઇશું. અકબરના વખતમાં બીજી બધી વસ્તુઓની અપેક્ષાએ સફેદ ખાંડ વધારે મોંઘી હતી. અને તેમ હોવાનું કારણ એજ હતું કે–તે ખાંડને સુધારવાની–શોધવાની રીત લોકો બહુજ કમ જાણતા હતા અને તેથીજ સફેદ ખાંડ બહુજ કમ મળતી હતી.

ઉપરના વૃત્તાન્ત ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે-તે વખતે ગમે તેવા ગરીબ મનુષ્યને પણ પોતાનું ગુજરાન ચલાવવામાં મુશ્કેલી નડતી ન્હોતી. હીસાબ જોડતાં માલૂમ પડે છે કે-એક સાધારણ મનુષ્ય તે વખતે માત્ર ૫-૬ આનામાં એક મહીના સુધી પોતાનું પેટ પૂરતું ગુજરાન આસાનીથી ચલાવી શકતો. જ્યારે અત્યારે સાધારણમાં સાધારણ મનુષ્યને પણ ઓછામાં ઓછા ૧૫-૨૦ રૂ. માત્ર ખાધા ખોરાકીના તો જોઇએજ. આ દેશનું દૌર્ભાગ્ય નહીં તો બીજું શું કહી શકાય ?

હવે આપણે અકબરની કેટલીક આંતરિક વ્યવસ્થા તપાસીએ.

રાજયવ્યવસ્થાઓમાં ઘણી વખત અંતઃપુર ( જનાનખાનું ) વધારે કલેશનું કારણ થઇ પડે છે, એ વાત અકબર સારી પેઠે જાણતો હતો અને તેથીજ તે પોતાના જનાનખાનાની વ્યવસ્થા ઉપર વધારે ધ્યાન આપતો હતો. તેણે અંતઃપુરની સ્ત્રિયોના વર્ગો પાડયા હતા અને તેઓને મુકરર કર્યાં પ્રમાણે ન્યૂનાધિક માસિક પગાર મળ્યા કરતો હતો. અબ્બુલફજલના કહેવા પ્રમાણે-પહેલા વર્ગની સ્ત્રિયોને ૧૦૨૮ થી લઇ કરીને ૧૬૧૦ રૂપીયા સુધી માસિક આપવામાં આવતા. જનાનખાનામાંના મુખ્ય નોકરોમાંના કેટલાકને રૂ.૨૦ થી ૫૧ સુધીનો માસિક પગાર મળતો. જ્યારે બીજાઓને ૨ થી ૪૦ સુધી મળતો. ( ધ્યાનમાં રાખવાનું છે કે અકબરના વખતનો રૂપિયો ૫૫ સેંટ બરાબર હતો ). સ્ત્રિયોના સમુદાય પૈકીની કોઇને કંઇ જોઇતું, તો તેણે ખજાનચીને અરજ કરવી પડતી. વળી અંતઃપુરના અંદરના ભાગની ચોકી સ્ત્રિયો કરતી. અને બહારના ભાગમાં નાજર દરવાન અને લશ્કરી ચોકીદારો જુદે જુદે સ્થળે પોતપોતાના નિયત કરેલા સ્થાને રહેતા. અબુલફજલ લખે છે કે-ઇ. સ. ૧૫૯૫ માં અકબરને પોતાના પરિવાર સંબંધી ખર્ચ ૭૭। ( સવા સીત્તોત્તેર ) લાખ રૂપિયાથી અધિક થયો હતો.

કેટલાક લેખકોનો મત છે કે, અકબરને મુખ્ય દસ સ્ત્રિયો હતી, જેમાં ત્રણ હિંદુ અને બાકીની મુસલમાન હતી.

**મી. ઇ. બી. હેવેલનું** કહેવું એમ છે કે-"તેને ઘણી સ્ત્રિયો હતી." તેઓ તો આગળ વધીને એમ પણ લખે છે કે-'મોગલોની દંત કથા પ્રમાણે જો બાદશાહ કોઇ પણ પરણેલી સ્ત્રીના પ્રેમમાં પડયો હોય, તો તેણીના ધણીએ છુટા છેડા કરીને તેણીને મુક્ત કરવીજ પડતી.' આ વાતમાં કેટલી સત્યતા છે, તે કંઇ કહી શકાય નહિં. ગમે તેમ પણ તે સમયની અપેક્ષાએ તો અકબર જેવા સમ્રાટ્ની સ્ત્રિયોની સંખ્યા કમજ હતી, એમ કેટલાંક ઉદાહરણો ઉપરથી જોઇ શકાય છે, કહેવાય છે કે-રાજા માનસિંહને ૧૫૦૦ સ્ત્રિયો હતી, અને તે પૈકીની ૬૦ તો તેની સાથેજ સતી થઇ હતી. અકબરના એક બીજા મનસબદારને ૧૨૦૦ સ્ત્રિયો હતી. એટલુંજ શા માટે, હુમાયુન અને જહાંગીરને પણ અકબરથી વધારે સ્ત્રિયો હતી, એમ ઘણા ઇતિહાસકારોનું કથન છે.

અકબરની સ્ત્રિયોના સંબંધમાં એક બીજી વાતનો ઉહાપોહ આધુનિક લેખકોમાં વધારે થયેલો જોવાય છે. અને તે એ છે કે-અકબરની સ્ત્રિયોમાં કોઇ ક્રિશ્ચીયન સ્ત્રી હતી કે કેમ ? આ સંબંધમાં સૌથી પહેલાં કલકત્તાની **સેંટ ઝેવીયર્સ કોલેજના ફાધર એચ. હોસ્ટેન** ઇ. સ. ૧૯૧૬ માં 'સ્ટેટસમેન' પત્રમાં એમ કહેવાને બહાર પડયા હતા કે-'અકબરની એક ક્રિશ્ચીયન ધણીયાણી હતી.' આ પછી બીજા અનેક ઇતિહાસકારોએ આ વિષયમાં ઊહાપોહ કર્યો છે, પરન્તુ હજુ સુધી એ ચોક્કસ નથી થઇ શક્યું કે, અકબરની કઇ સ્ત્રી ક્રિશ્ચીયન હતી ? અસ્તુ.

બીજા મુસલમાન બાદશાહો કરતાં બલ્કે કેટલાક હિંદુ રાજાઓ કરતા પણ અકબરે વધારે નામના મેળવી હોય, એમ આપણે જોઇએ છીએ. એમ કહેવામાં ખરી રીતે તેના ગુણો અને કાય કરવાની દક્ષતાજ વધારે કારણભૂત છે. પ્રજાની ચાહના મેળવવી, એ કાંઇ ઓછી દક્ષતાનું કાર્ય નથી. અને એતો નિર્વિવાદસિદ્ધ વાત છે કે-નામના મેળવવાની, માન પામવાની ઇચ્છા દરેકને હોય છે,

પરન્તુ કેવું વર્તન રાખવાથી તે કાર્યની સિદ્ધિ થશે, એ લક્ષ્યબિંદુ જ્યાં સુધી સમ્યક્રીત્યા નથી બાંધી શકાતું, ત્યાં સુધી તે કાર્યમાં સફળતા કદાપિ મેળવી શકાતી નથી, બલ્કે ઘણી વખત તેનું ઉલટું જ પરિણામ આવે છે. વર્તમાન જમાનામાં પણ જોઇએ છીએ કે ભારતવર્ષ ઉપર આધિપત્ય ભોગવનાર ઘણાએ વૉયસરાયો આવી ગયા, પરન્તુ લોકપ્રિયતા મેળવવાનું-યશ પ્રાપ્ત કરવાનું માન તો લૉર્ડ રીપન અને લૉર્ડ હાર્ડિંગ જેવા થોડાકજ પામી ગયા છે, બાકી તો જેટલા વૉયસરાયો આવી ગયા, તે બધાએ યશની આશા તો સાથેજ લઇને આવેલા પરન્તુ પોતાની આશા જેઓને ફળીભૂત ન થઇ હોય તેમાં તેઓના લક્ષ્યબિંદુનીજ ખામી સમજવી જોઇએ. અકબરની અત્યારે હિંદુ-મુસલમાનોજ નહિં, પરન્તુ યુરોપીયન વિદ્વાનો પણ મુક્તકંઠે પ્રશંસા કરે છે, એ એના ગુણોનેજ આભારી છે. જો કે-અકબર એક મનુષ્ય હોઇ, તેનામાં અનેક અવગુણો ભર્યા હતા, કે જેનું અવલોકન આપણે ત્રીજા પ્રકરણમાં કરી ગયા છીએ, તોપણ એમ તો કહેવુંજ પડશે કે તેના કેટલાક અસાધારણ ગુણોએ તેના અવગુણોને ઢાંકી દીધા હતા. અકબરના ગુણોને નિહાળીને કેટલાક લેખકો તો ત્યાં સુધી કહે છે કે—“અકબર સિંહાસનને યોગ્યજ હતો. એમ નહિ, પરન્તુ તેણે ખરેખર સિંહાસનને અલંકૃત કર્યું હતું-શોભાવ્યું હતું.” કારણ કે સિંહાસનસ્થિત રાજાનો પ્રધાનધર્મ પ્રજાનું સુખ-પ્રજાનું કલ્યાણ ઇચ્છવું તે છે. અને તે ધર્મનું અકબરે સારી રીતે પાલન કર્યું હતું. એટલાજ માટે કહેવામાં આવે છે કે-તેણે સિંહાસનને શોભાવ્યું હતું-અલંકૃત કર્યું હતું.

અકબરમાં સૌથી વધારે વખાણવા લાયક ગુણ એ હતો કે-ગમે તે દુશ્મનને પણ તે પોતાનું ચાલતું ત્યાં સુધી તો અનુકૂળતાથીજ પોતાના પક્ષમાં લઇ લેતો. વળી તે જેવો સાહસી હતો, તેવોજ અત્યન્ત બળવાળો અને સહનશીલ પણ હતો. પોતાના ઉપર આવી પડેલાં કષ્ટોને તે બહુ ગંભીરાઇથી સહન કરી લેતો.

અકબરનું માનવું હતું કે-" જે રાજકાર્યો કરવાને પ્રજા સમર્થ છે, તે કાર્યો રાજાએ નહિ કરવાં જોઇએ. કારણ કે જો પ્રજા ભ્રમમાં પડશે, તો તેને રાજા સુધારી શકશે; પરન્તુ જો રાજા ભ્રમમાં પડી જશે, તો તેનું સંશોધન કોણ કરશે ?"

કેવું સરસ મન્તવ્ય ! પ્રજા સ્વાતંત્ર્યનો કેટલો ઉંચો વિચાર !! પ્રજાને ઉંચું માથું નહિ કરવા દેવાની, અરે, તેમના મોંઢે ખાસ ખંભાતી તાળુ દેવાની જોહુકમી ચલાવનારા અમારા કેટલાક દેશી રાજાઓ અકબરના ઉપર્યુક્ત પાઠમાંથી એક અક્ષર પણ શીખશે કે ?

અકબરના તમામ કાર્યોનું સાધ્યબિંદુ એકજ હતું અને તે એ કે-ભારતવર્ષને ગૌરાન્વિત કરવો. અને એ લક્ષ્યબિંદુને ખ્યાલમાં રાખીને જ તેણે પોતાના રાજત્વ કાલમાં, અંતર્હિંત થઇ ગયેલી કૃષિ, શિલ્પ, વાણિજ્ય આદિ વિદ્યાઓને જાગૃત કરી હતી. એટલુંજ નહિ, પરંતુ તે વિદ્યાઓની તેણે ઘણે દરજ્જે ઉન્નતિ કરી હતી.

તે જેવો દયાળુ હતો, તેવોજ દાનેશ્વરી હતો. અકબર જ્યારે દરબારમાં બેસતો, ત્યારે એક ખજાનચી ઘણી મ્હોરો અને રૂપિયા લઇને સમ્રાટ્ની પડખે ઉભો રહેતો. તે વખતે જે કોઇ દરિદ્ર મનુષ્ય આવતો, તેને દાન કરતો. જ્યારે અકબર બહાર ફરવા નિકળતો, ત્યારે પણ એક માણસ ઘણું દ્રવ્ય લઇને તેની પાસેજ રહેતો અને તે વખતે પણ નજરે પડતા અથવા માંગવા આવતા ગરીબને તે કંઇને કંઇ આપ્યા વિના નજ રહેતો. લૂલાં, લંગડાં, અને એવી બીજી રીતે અશક્ત થયેલાં મનુષ્યો ઉપર અકબર વધારે દયા કરતો. અકબરે જેમ ન્યાય આપવામાં ધની કે નિર્ધન, હિંદુ કે મુસલમાન, કોઇ પણ જાતનો વિભેદ રાખવાની અનુદારતા ન્હોતી રાખી, તેવીજ રીતે દાન આપવામાં પણ જાતિ કે ધર્મ, પંડિત કે મૂર્ખ-કોઇ પણ જાતનો ભેદ રાખ્યો ન્હોતો. તેણે પોતાના રાજ્યનાં ઘણાં સ્થાનોમાં

તો અનાથાશ્રમો ઉઘાડયાં હતાં, તેમાં તેણે ફતેપુર-સીકરીમાં બે અનાથાશ્રમો ખોલ્યાં હતાં. એક હિન્દુઓને માટે અને બીજું મુસલમાનોને માટે. હિંદુઓવાળા આશ્રમને **ધર્મપુર** કહેવામાં આવતું અને મુસલમાનવાળાને કહેતા **ખૈરપુર.**

કહેવાય છે કે-અકબરે કેટલીક એવી હુન્નરશાળાએ ખોલી હતી, જેમાં મ્હોટી તોપો, બંદૂકો, દારૂ, ગોળા, તલવાર, ઢાલ અને એવાં બીજાં યુદ્ધનાં સાધનો બનતાં હતાં. તેની તે હુન્નરશાળામાં જે સૌથી મ્હોટી તોપો બનતી હતી, તેમાં બાર મણ વજનનો ગોળો ચલાવી શકાતો. યુરોપના મહાન્ સમરે હમણાં થોડાજ વખત ઉપર બતાવેલા ચમત્કાર પહેલાં અકબરની આવી તોપો માટે કેટલાએ લોકો ચમત્કૃત થતા હશે, પરન્તુ હમણાં પસાર થયેલા યુદ્ધ પછી હવે તેવી બાબતો આપણને શુષ્ક સરખી લાગે છે.

અકબર સમજતો હતો કે- દુરાચાર એ પાપનું મૂળ અને અવનતિનું પ્રધાન કારણ છે. જે દેશમાં બ્રહ્મચર્યનું સમ્માન નથી તે દેશની ઉન્નતિ નથી, જે જાતિમાં બ્રહ્મચર્યનાં બંધારણો નથી, તે જાતિ માલ વિનાનીજ થઇ પડે છે. અને જે કુટુંબમાં બ્રહ્મચર્યનો નિવાસ નથી, તે કુટુંબ જગત્માં અપમાનિત થવા સાથે કોઇ પણ રીતે ઊંચે આવી શકતું નથી. અકબરે પોતાની પ્રજાને આવા દુરાચારવાળા વ્યસનથી દૂર રાખવા માટે ઘણા ઉપાયો લીધા હતા. તેણે વેશ્યાવાડો નગરની બહાર અમુક સ્થાનમાં રાખ્યો હતો. જેનું નામ **શૈતાનપુર** રાખવામાં આવ્યું હતું. સમ્રાટે ત્યાં એક ઓફીસ રાખી હતી. જે કોઇ માણસ વેશ્યાને ત્યાં જતો અથવા વેશ્યાને પોતાને ત્યાં લઇ જતો, તેનું નામ-ઠામ-ઠેકાણું ઓફીસમાં રહેનારો કારકુન નોંધી લેતો.

આપણે પહેલાં ઘણીવાર કહી ગયા છીએ કે-અકબરમાં જેવી સહનશીલતા હતી, તેવીજ કાર્યકુશળતા પણ હતી. કોઇ વખતે કોઇ માણસ કંઇ કહી દેતો, તો તેના ઉપર એકાએક ગુસ્સે ન થતાં પહે-

લી તર્કે સહન કરી લેતો. અને પછી પોતાની બુદ્ધિથી ઉત્તર આપતો અથવા યુક્તિપૂર્વક હવે પછી તેમ બનવા ન પામે, તેવો પ્રયત્ન કરતો, આપણે સારી પેઠે જાણીએ છીએ કે– લોકોમાં એવું જાહેર થઇ ગયું હતું કે–અકબર મુસલમાન ધર્મથી ભ્રષ્ટ થઇ ગયો. કહેવાય છે કે તૂરાનના રાજા અબ્દુલ્લાહખાન ઉઝબેગે[1] પણ બાદશાહના ધર્મભ્રષ્ટપણાની સાચી–ખોટી ઘણી એક વાતો સાંભળી; અને તે સંબંધી તેણે જ્યારે બાદશાહને લખી પણ જણાવ્યું, ત્યારે બાદશાહે તેનો જવાબ આપ્યો કે—

" ઈશ્વરના સંબંધમાં લોકો કહી ગયા છે કે તેને એક દીકરો હતો. પૈગમ્બરને માટે પણ કેટલાકો તરફથી એમ કહેવામાં આવ્યું છે કે તે તો એક ઐન્દ્રજાલિક હતો. જ્યારે ઈશ્વર કે પૈગમ્બર પણ માણસોની નિંદામાંથી નથી બચ્યા, ત્યારે હું તો કેવીજ રીતે બચી શકું ? "

---

૧ ઉઝબેગ લોકોને અને મોગલોને લાંબા વખતથી દુશ્મનાવટ ચાલી આવતી હતી. આ દુશ્મનાવટનો અંત સદરહુ અબ્દુલાહખાન ઉઝબેગના ઇ. સ. ૧૫૯૭ મા મરવા પછીજ આવ્યો હતો. ઇ. સ. ૧૫૭૧ મા આ અબ્દુલ્લાહખાન ઉઝબેગનો એક એલચી અકબરના દરબારમા આવ્યો હતો, જેનો અકબરે ઘટતો સત્કાર કર્યો હતો, અકબરે તા. ૨૩ ઓગષ્ટ ઇ. સ. ૧૫૮૬ મા આ અબ્દુલાખાન ઉપર એક પત્ર લખ્યો હતો, તેમાં જણાવ્યું હતું કે—

" ફિરંગી કાફરો, કે જેઓ દરિયાના ટાપૂઓ ઉપર આવીને વસ્યા છે, તેઓનો મારે નાશ કરવો જોઇએ, એ વિચાર મે મારા હૃદયમા રાખી મૂક્યો છે.................

" તે લોકોની સંખ્યા ઘણી વધી છે. અને યાત્રાળુઓ તથા વ્યાપારિયોને અડચણકર્ત્તા થાય છે. અમે જાતે જઇને રસ્તો સાફ કરવાનો ઇરાદો કર્યો હતો... ................. "

જૂઓ, ડૉ. વિન્સેન્ટ એ. સ્મીથનુ અગ્રેજી અકબર, પૃ. ૧૦, ૧૦૪ અને ૨૬૫.

ગમે તેમ હતું; પરન્તુ પોતાનો બચાવ કરવા માટે અકબરે કેવી સરસ યુક્તિથી જવાબ આપ્યો ?

અકબર સાહિત્યનો પૂર્ણ શોખી હતો. સાહિત્યની અંદર ધર્મશાસ્ત્રથી લઈને જ્યોતિષ, ગણિત, સંગીત યાવત્ તમામ વિદ્યાઓનો સમાવેશ થઈ શકે છે. તે બધીએ વિદ્યાઓ તરફ અકબરની અભિરૂચિ બહુ હતી અને તેથીજ તેણે અથર્વવેદ, મહાભારત, રામાયણ, હરિવંશપુરાણ ભાસ્કરાચાર્યનું લીલાવતી અને એવા બીજા ગણિત તથા ખગોળ વિદ્યાનાં પુસ્તકોનાં ફારસી ભાષામાં ભાષાન્તરો કરાવ્યાં હતાં, તેમ સંગીતાદિ વિદ્યાઓમાં સુનિપુણ વિદ્વાનોને પોતાના દરબારમાં રહેવાનું માન પણ આપ્યું હતું. એટલુંજ નહિ પરન્તુ તે તે વિદ્વાનોનો સારો સત્કાર પણ કરતો હતો. કહેવાય છે કે–અકબરના દરબારમાં ૫૯ તો કવિયો હતા. તે કવિયોમાં સાથી શ્રેષ્ઠ ફૈજી ગણાતો. કવિયો ઉપરાન્ત તેના દરબારમાં ૧૪૨ પંડિતો અને ચિકિત્સકો હતા. તેમાં ૩૫ હિંદુઓ હતા. સંગીતવિશારદ સુપ્રસિદ્ધ **તાનસેન** અને **બાબા રામદાસ** જેવા પણ અકબરના દરબારનાજ ચળકતા હીરા હતા. આવા ભિન્ન ભિન્ન વિષયના વિદ્વાનોનો આદરસત્કાર, એ અકબરનો તે વિદ્યાઓ પ્રત્યેનો પ્રેમજ બતાવી આપે છે

અકબર એ વાતને સારી પેઠે જાણતો હતો કે–મ્હોટા ખાતામાં મ્હોટી પોલ હોય છે. આ વાતનો ઘણી વખત તેને અનુભવ પણ મળ્યો હતો. અને જેમ જેમ તે વાતનો તેને અનુભવ થતો ગયો. તેમ તેમ તે પોતાના જુદાં જુદાં ખાતાંઓ ઉપર જાતે દેખરેખ રાખવા લાગ્યો. અકબરનાં અનેક ખાતાઓમાં એક ખાતું એવું પણ હતું કે જેમાં **જાગીર**[1] અને **સયુર્ઘાલ**[2]નો સમાવેશ કરવામાં આવ્યો

---

૧ જાગીર, કે જેને તુયૂલ ( Tuyul ) કહેવામા આવે છે, તે મનસબદારોને નોકરીના બદલામા અમુક નક્કી કરેલા વખત માટે જે જમીન આપવામા આવતી, તેનું નામ છે જૂઓ, **જર્નલ ઑફ ધી પંજાબ હીસ્ટોરીકલ સોસાઇટી,** વો, ૫ પુ. પૃ ૧૩. ( Journal of the Punjab Historical Society Volume V P 13 ).

૨ **સયુર્ઘાલ** 'એ ચગતાઇ શબ્દ છે, તેનો અર્થ ' જિંદગીના પોષણ

હતો. આ ખાતું એક એવું ખાતું હતું કે અપ્રામાણિક-ચાલાક માણસ તેમાંથી જોઇએ તેટલી ધાપ મારી શકે; પરંતુ અકબરની દેખરેખ એવી હતી કે-કોઇનું કંઇ ચાલી શકતું નહિ. જો કે જ્યારે શેખ અબ્દુન્નબી[1]ના હાથમાં આ ખાતું હતું, ત્યારે તેણે કેટલોક

ની મદદ ' એવો થાય છે તેનો અરબી શબ્દ ' **મદદ-ઉલ-માશ** ' છે, જ્યારે ફારસી શબ્દ ' **મદદ-ઇ-માશ** ' છે આના સંબંધમા અબુલફજલ એમ જણાવે છે કે-અકબર ચાર જાતના માણસોને તેમના ગુજરાનને માટે પેન્શન અથવા જમીન આપતો તે ચાર જાતના માણસો આ છે- ૧ જેઓ સંસારથી દૂર થઇને રાત દિવસ સત્ય અને ડહાપણની શોધ કરતા, ૨ માણસજાતના સ્વભાવના એકલપેટા જુસ્સાથી બચી રહી માણસોનો સંસર્ગ છોડી દેતા, ૩ નિર્બળ અને ગરીબ હોઇ કંઇ પણ કામ કરવાને જે અશક્ત હતા, અને ૪ જેઓ ખાનદાન કુટુંબમાં જન્મ પામેલા, પરંતુ જ્ઞાનના અભાવને લીધે ધધો કરી પોતાનું પોષણ નહિ કરી શકતા આ ચારે જાતના મનુષ્યોના ગુજરાનને માટે જે રોકડ રકમ આપવામા આવતી, તેને **મદદ-ઇ-માશ** કહેતા. આ બન્નેનો સમાવેશ ઉપર્યુક્ત **સયુર્ઘાલ**ની અંદર થઇ જાય છે જૂઓ **આઇન-ઇ-અકબરી**ના પહેલા ભાગનો અંગ્રેજી અનુવાદ, પૃ ૨૬૮-૨૭૦.

૧ **શેખ અબ્દુન્નબી**, એના પિતાનું નામ **શેખ અહમદ** હતું. જે **ઇંદરી** તાબે ગંગો ( સહારનપુર ) નો રહેવાસી હતો અને તેના પિતામહનું નામ **અબ્દુલકદ્દૂસ** હતું અબ્દુન્નબી **સયુર્ઘાલ** ખાતામા ઇ. સ. ૧૫૬૪ થી ૧૫૭૮ સુધી રહ્યો હતો વળી કોઇને પણ જમીન આપવામા તેને **મુઝફ્ફરખાન** કે જે તે વખતે વજીર અને વકીલ હતો, તેની સલાહ લેવી પડતી. ઇ. સ, ૧૫૬૫ મા તેને ' **સદરે સદૂર** ' ની પદવી મળી હતી અબ્દુન્નબીને અને મખ્દૂમુલ્મુલ્કને બહુ વિરોધ હતો મખ્દૂમે આની વિરૂદ્ધમા કેટલાક લેખો બહાર પાડીને અને **શીર**વાનના **ખીઝરખાન** અને **મીર હબશી**ના ખૂની તરીકે જાહેર કર્યો હતો, જ્યારે અબ્દુન્નબીએ મખ્દૂમને મૂર્ખ તરીકે પ્રસિદ્ધ કરી શાપ આપ્યો હતો. આને લીધેજ ઉલ્માઓમા મ્હોટી બે પારટીઓ પડી ગઇ હતી બાદશાહે અબ્દુન્નબી અને મખ્દૂમ-બન્નેને ઇ સ. ૧૫૭૯ મા મક્કા તરફ

ગોટાળો કર્યો હતો, પરંતુ અકબરે ઝટ તે વાત પકડી કાઢી હતી. ઇ. સ.૧૫૭૮ માં તેને આ ખાતાથી દૂર કરી **મખ્દૂમુલ્મુલ્ક**[1] ની સાથે

રવાના કર્યો હતા. અને વગર આજ્ઞાએ પાછા નહિં આવવાનો હુકમ ફરમાવ્યો હતો. અબ્દુન્નબીને મક્કે જતાં બાદશાહે સીત્તેરહજાર રૂપિયા આપ્યા હતા. જ્યારે મક્કેથી આવી દરબારમા હાજર થયો હતો, તે વખતે તેની તપાસ કરવાનું કામ અબુલફજલને સોપ્યું હતું. વળી જેમ બીજા કેટલાક કરોડિયો નજરકેદ તરીકે હતા; તેમ આને પણ અબુલફજલની દેખરેખ નીચે નજરકેદજ રાખવામા આવ્યો હતો. કહેવાય છે કે કોઇ એક દિવસે બાદશાહના ઇશારાથી અબુલફજલે તેને ગળુ ઘોંટી મરાવી નાખ્યો હતો. આ વાત **ઇકબાલનામા**મા લખેલી છે; વિશેષ માટે જૂઓ **આઇન-ઇ-અકબરી**, પહેલો ભાગ, અંગરેજી અનુવાદ પૃ ૨૭૨-૨૭૩ તથા **દરબારે અકબરી** પૃ. ૩૨૦-૩૨૭.

૧ **મખ્દૂમુલ્મુલ્ક**, એ સુલતાનપુરનો રહેવાસી હતો અને તેનું નામ **મૌલાના અબ્દુલ્લાહ** હતું. 'મખ્દૂમુલ્મુલ્ક' એ એનો ખીતાબ હતો. બીજો પણ તેને 'શેખ-ઉલ-ઇસ્લામ' નામનો ખીતાબ હતો આ બન્ને ખીતાબો તેને હુમાયુને આપ્યા હતા પ્રો. આજાદ, પોતાના **દરબારે અકબરી**મા કહે છે કે બીજો ખીતાબ (શેખ-ઉલ-ઇસ્લામ) તેને **શેરશાહે** આપ્યો હતો. તે એક ધર્માન્ધ સુન્ની હતો. શરૂઆતથીજ તે **અબુલફજલને** ભયંકર માણસની ઉપમા આપતો હતો. તેણે '**મક્કા**ની યાત્રા કરવી અત્યારે વ્યાજબી નથી,' એવો ફતવો કાઢ્યો હતો અને તેના કારણમા તેણે જણાવ્યું હતું કે-'**મક્કે** જવાના મૂળ બે રસ્તા છે. એક ઈરાનમાં થઇને અને બીજો ગુજરાતમા થઇને. આ બન્ને રસ્તા નકામા છે. કારણ કે જો ઇરાનમાં થઇને જવાય તો ત્યાં ઈરાનના શીયા મુસલમાનો તરફથી લોકોને હેરાનગતિ ભોગવવી પડે છે. અને જો ગુજ-રાતમા થઇને દરિયા માર્ગે જઇએ, તો **પોર્ટુગીઝો**નાં વહાણો ઉપર રાખેલા **મેરી** અને **જીસીસ**નાં ચિત્રો જોવાનું સહન કરવું પડે, અર્થાત્ મૂર્ત્તિપૂજન જોવું પડે. અતએવ બન્ને રસ્તા નકામા છે.

**મખ્દૂમુલ્મુલ્ક**, ખરેખરો યુક્તિબાજ પુરુષ હતો આની યુક્તિઓ આગળ મ્હોટા મ્હોટા લોકોની યુક્તિઓ પણ કઇ હીસાબમા ન્હોતી. કહેવાય છે કે તેણે શેખો અને આખા દેશના ગરીબ વર્ગ ઉપર નિર્દય

મક્કે રવાના કરી દીધો હતો અને અકબરે, તે ખાતું પોતાના હાથમાં લીધું હતું.

ઉપર પ્રમાણેજ પોતાના કોઇ પણ વર્ગનો નોકર ચોરી કરતાં ન શીખે, તેને માટે પણ અકબર પૂરતી ચોકસાઇ રાખવા લાગ્યો હતો. ત્યાં સુધી કે હાથીઓના ખોરાકમાં પણ ચોરી થાય છે કે નહિં, તેની પણ તપાસ રાખવાને તેણે પોતાના બધા હાથીઓને તેર વિભાગોમાં વિભક્ત કર્યા હતા; અને તે તેરે વિભાગના હાથીઓને ચોક્કસ વજનનો ખોરાક પૂરો પાડવામાં આવતો, તેમાંથી જો થોડી પણ ચોરી થતી, તો ઝટ પકડી લેતો.

અકબરે આ બધી વ્યવસ્થા કરવાનો ગુણ પોતાના પિતાથી લીધો હતો. કહેવાય છે કે–હુમાયુનમાં આ ગુણ ઉત્તમ હતો, પરન્તુ તેના દુર્ગુણોએ આ ગુણનો તેને અમલ કરવા દીધો ન્હોતો.

---

વર્તણુંક ચલાવી હતી, અને તેની તે નિર્દયતાની વાતો એક પછી એક બહાર આવવા માંડી હતી છેવટે તેના ઉપર સખ્ત હુકમ કરીને બાદશાહે તેને મક્કા તરફ રવાના કર્યો હતો. આના રહેવાના મકાનો લાહોરમા હતા. તેના ઘરમા ઘણી લાંબી અને પહોળી કબરો હતી. એ કબરો માટે એવી પ્રસિદ્ધિ હતી કે–આ કબરો જૂના વખતના વડવાઓની છે. આ કબરો ઉપર લીલુ કપડુ ઢાંકેલુ રહેતુ અને દિવસે પણ દીવાઓ બળતા વસ્તુત. આ કબરો નહિં, પરન્તુ અનીતિથી એકઠા કરેલા જમીનમા દાટી રાખેલ ધનના ખજાના હતા.

મખ્દુમુલ્મુલ્ક મક્કેથી આવીને ઇ સ. ૧૫૮૨ મા અમદાવાદમા મરી ગયો, તે પછી કાજીઅલી ફતેપુરથી લાહોર ગયો હતો. તેણે ત્યા તપાસ કરી, ત્યારે તેના ઘરમાંથી ઘણુ ધન નિકળ્યુ હતું. ઉપર્યુક્ત કબરોમાથી કેટલીક એવી પેટીઓ નિકળી હતી, કે જેમા સોનાની ઈંટો હતી. આ સિવાય ત્રણ કરોડ રૂપિયા નગદ પણ નિકળ્યા હતા.

ઉપરના વૃત્તાન્ત માટે જૂઓ–**આઇન–ઇ–અકબરી** પહેલા ભાગનો અંગ્રેજી અનુવાદ, પૃ. ૧૭૨–૧૭૩, ૫૪૪, તથા **દરબારે અકબરી,** (ઉર્દુ) પૃ. ૩૧૧–૩૧૯.

અકબર, રાજ્યની વ્યવસ્થાઓમાં જેમ પોતાની હોશીઆરી–ચાલાકીનો ઉપયોગ કરતો, તેમ રાજ્યખટપટોથી સચેત રહેવામાં તે ઓછી સાવધાની નહિં રાખતો. પૂર્વના ઇતિહાસોથી અને કેટલાક અનુભવો ઉપરથી એ એમ ચોક્કસ સમજતો હતો કે–ચંચલ રાજ્યલક્ષ્મી અને પોતાની સત્તા બેસાડવાને માટે પિતા પુત્રનું, પુત્ર પિતાનું અને ભાઇ ભાઇનું ખૂન કરવા માટે પણ તૈયાર થઇ જાય છે. તેના આ જ્ઞાનને લીધેજ તે પોતાનાં બધાંએ કાર્યો બરાબર વ્યવસ્થાપૂર્વક, નિયમિત અને પૂરેપૂરી ચોકસાઇ પૂર્વકજ કરતો. તેને પ્રતિક્ષણ એ ભય રહેતો કે–રખેને મારી બેપરવાઇનો લાભ લઇ કોઇ અનર્થ ઉત્પન્ન ન કરે અને તેટલાજ માટે તે પોતાની આખી દિનચર્યા બરાબર વ્યવસ્થિત રાખતો. તેની કાર્યપ્રણાલિ બહુ જાણવાં જેવી છે.

તે નિદ્રા બહુજ કમ લેતો. સ્હાંજે થોડુક સૂતો અને સ્હવારમાં થોડું સૂતો. રાત્રિનો ઘણોખરો ભાગ હુકમો આપવામાં અને બીજાં કાર્યોમાં ગાળતો. દિવસ ઉગવાને ત્રણ કલાક રહેતા, ત્યારે જુદા જુદા દેશોથી આવેલા ગવૈયાઓને બોલાવતો અને ગવરાવતો. દિવસ ઉગવાને એક કલાક રહેતો, ત્યારે તે ભક્તિમાં લીન થતો, દિવસ ઉગ્યા પછી કંઇક કામકાજ હોય, તો તે કરીને સૂઇ જતો.

આ ઉપરથી તે અલ્પ નિદ્રા લેતો, એ વાત સિદ્ધ થાય છે' દિવસ રાત મળીને ત્રણ કલાક તે નિદ્રા લેતો. વૈદ્યકશાસ્ત્રના નિયમ પ્રમાણે અલ્પ નિદ્રા લેવાની પ્રવૃત્તિવાળાએ મિતાહારી રહેવું જરૂરનું છે,અને તેટલા માટે અકબર પણ મિતાહારજ કરતો. બલ્કે દિવસમાં માત્ર એકજ વખત ભોજન કરતો, અને તેમાં પણ ઘણે ભાગે તે દૂધ, ચોખા અને મીઠાઇ લેતો.

એ પ્રમાણે અકબરની કાર્યાવલિજ એવા પ્રકારની હતી કે–કોઇ વખત કંઇ પણ જાતની ગફલત રહેવા પામે નહિં ઘણી વખત

રાજ્યખટપટોનું પરિણામ રસોડાખાતામાં પહોંચે છે અને ગુપ્તશત્રુઓ તે દ્વારાજ પોતાનું ઇષ્ટ સાધે છે. અકબર આ વાતથી અજાણ્યો ન્હોતો અને તેથીજ તે રસોડાખાતા ઉપર પણ પૂરતું ધ્યાન આપતો. પ્રામાણિક-પૂર્ણ વિશ્વાસવાળા માણુસોનેજ તે રસોડા ખાતામાં નિયુકત કરતો. તેને માટે જે રસોઈ બનતી, તે બીજા માણુસે ચાખી લીધા પછીજ તે બાદશાહ પાસે જતી. રસોડામાંથી જે રકાબીઓ અકબરને માટે જતી, તે બધી સીલબંધ જતી. અકબરે પોતાના ખાણા સંબંધી એવો હુકમ બહાર પાડયો હતો કે— "મારા માટે જે ખોરાક તૈયાર કરવામાં આવે, તેમાંથી થોડો ખોરાક હમેશાં થોડાં ઘણાં ભૂખ્યાં માણુસોને આપવો." વળી અકબરને માટે જે વાસણો ઉપયોગમાં આવતાં, તેને મહીનામાં બે વાર કલઇ દેવામાં આવતી અને રાજકુમાર તથા અંતઃપુરના ઉપયોગમાં આવતાં વાસણોને મહીનામાં એક વખત દેવામાં આવતી. અકબર ખાસ કરીને જવખાર નાખીને ઠંડું પાડેલું ગંગાનું પાણી પીતો. રસોઇનાં સ્થાનોમાં ઉપર ચંદરવા બાંધવામાં આવતા, એટલા માટે કે અકસ્માત્ કોઇ ઝેરી જાનવર અંદર ન પડે.[1]

મૃત્યુથી બચવાને માટે મનુષ્યો કેટલો પ્રયત્ન કરે છે? પરન્તુ તેજ મૃત્યુનો ભય રાખીને મનુષ્યો અનીતિ, અન્યાય, અત્યાચાર-અનાચારનું સેવન ન કરતા હોય, તો જગત્માં કેટલા જીવોનો ત્રાસ ઓછો થાય?

અકબરની કાર્યદક્ષતા આપણે જોઇ ગયા, તે ઉપરથી આપણે એમ કહી શકીએ કે—એક રાજામાં-સમ્રાટ્માં જે કાર્ય કુશળતા હોવી જોઇએ, તે તેનામાં અવશ્ય હતી. આવી કાર્ય કુશળતા રાખનારો મનુષ્ય દિલાવર દિલનો-ઉંચા મનનો હોવો જોઇએ. અને તે પ્રમાણે અકબર એવા ઉંચા મનનો હતો પણ ખરો. અકબરના ઊંચા વિચા-

૧ જૂઓ—The Mogul Emperors of Hindustan p. 137 (ધી મોગલ એમ્પરર્સ ઓફ હિંદુસ્તાન પૃ. ૧૩૭).

રોનું જ્યારે મનન કરીએ છીએ, ત્યારે સહસા એમ કહ્યા સિવાય નથી રહી શકાતું કે અકબર સમ્રાટ્જ નહિં હતો, કિન્તુ તત્ત્વજ્ઞાન સંબંધી ઊંડા વિચારક પણ હતો. આ પ્રસંગે અકબરના મુદ્રાલેખો અથવા વિચારોના થોડાક નમૂના અહીં ટાંકીશું, તો તે અસ્થાને નહિંજ ગણાય.

"જ્યારે પરીક્ષારૂપ સંકટ આવી પડે છે, ત્યારે ધાર્મિક (સહજ) આજ્ઞાંકિતપણું, ક્રોધયુક્ત ભ્રમર ચડાવીને ગુસ્સે થવામાં સમાયેલું નથી; પરન્તુ વૈદ્યના કડવાં ઔષધોની માફક તેને પ્રફુલ્લિત ચહેરે સ્વીકારવામાં રહેલું છે."

× × × ×

"મનુષ્યની સર્વોત્તમતાનો આધાર વિચારશક્તિ (વિવેકબુદ્ધિ) રૂપી હીરા ઉપરજ રહેલો છે, માટે દરેક મનુષ્યોને ઉચિત છે કે, તેમણે તેને ચકચકિત અને પ્રકાશિત રાખવાની મહેનત કરવી તથા તેના માર્ગથી વિરૂદ્ધ જવું નહિં."

× × × ×

"જો કે, ઐહિક અને પારલૌકિક સમ્પત્તિયો, ઈશ્વરના યોગ્ય-પૂજન ઉપરજ આધાર રાખે છે, તો પણ બાળકોની સમ્પત્તિ તેઓના પિતા (પૂજ્ય વડીલો) ને આધીન રહેવામાંજ સમાયેલી છે."

× × × ×

"અરે! સમ્રાટ્ હુમાયુન ઘણા વખત પહેલાં ગુજરી ગયા છે; અને તેથી મારી નિમકહલાલ સેવા તેમને બતાવવાની મને બિલકુલ તક મળી નથી."

× × × ×

"મનુષ્યો પોતાના સ્વાર્થમાં અંધ થયેલ હોવાથી પોતાની આસપાસની સ્થિતિ જોઇ શકતા નથી. કબૂતરના લોહીથી ખરડાએલ બીલાડીના પંજાને જોઇને મનુષ્ય દુ:ખી થાય છે, અને તેજ બીલાડી જો ઉંદરને પકડે છે, તો તેને (તે મનુષ્યને) આનંદ થાય છે. આ

શું ? કબૂતરે તેની શી સેવા બજાવેલ છે કે જેથી તેના મૃત્યુથી તે દુઃખી થાય છે ? અને પેલા કમનસીબ ઉંદરે તેનું શું નુકસાન કરેલ છે, કે જેના મૃત્યુથી તે ખુશી થાય છે ? ”

× × × ×

“ આપણી ઈશ્વર પ્રત્યેની પ્રાર્થનામાં એવા ઐહિક સુખોની માગણી નહિં હોવી જોઈએ કે—જેની અંદર બીજા જીવોને હલકા ગણવાનો આભાસ હોય. ”

× × × ×

તત્ત્વજ્ઞાન સંબંધી વિવેચન મારે માટે એક એવી અલૌકિક મોહિની છે કે—બીજાં બધાં કાર્યોમાંથી મારૂ ચિત્ત તે તરફ ખેંચાય છે, અને મારી હમેશની ચાલુ જરૂરીયાતની ફરજો અદા કરવામાં બેદરકારી ન જણાય, તેવા ભયથીજ હું તત્ત્વજ્ઞાન સાંભળવામાંથી મને પરાણે અટકાવી શકું છું, ”

× × × ×

“ ગમે તેવો મનુષ્ય પણ જો તે જગતની માયાથી વિરકત થવાની મારી પરવાનગી ચાહશે, તો હું તેની ઇચ્છાનુસાર આનંદિત ચહેરે મારી કબૂલાત આપીશ. કારણ કે જો તેણે ખરેખર જગત્, કે જે માત્ર મૂર્ખાઓનેજ પોતાની તરફ ખેંચી શકે છે, તેમાંથી પોતાનું અંતઃકરણ ખેંચી લીધું હશે, તો તેથી તેને અટકાવવો, એ માત્ર નિંદ્ય અને દોષપાત્રજ છે; પરન્તુ જો માત્ર બાહ્યાડંબરથીજ તે પ્રમાણે દેખાવ કરતો હશે, તો તેને તેનું ફળ મળશેજ. ”

× × × ×

“ બાજપક્ષી, કે જે બીજાં પ્રાણિયોના જીવનને નષ્ટ કરી પોતાનું ગુજરાન ચલાવે છે, તે બદલની શિક્ષામાં તેનું અસ્તિત્વ ટૂંકું આપેલ છે ( અર્થાત્ તે બહુ થોડુંજ જીવે છે ); તો પછી મનુષ્યજાતિના ખોરાકને માટે જુદી જુદી જાતનાં પુષ્કળ સાધનો હોવા છતાં, જે મનુષ્ય માંસભક્ષણથી અટકતો નથી, તેનું શું થશે ?”

× × × ×

" એક સ્ત્રી ઉપરાન્ત વિશેષને માટે સ્પૃહા રાખવી, તે પોતાની પાયમાલીનોજ પ્રયાસ છે. પરન્તુ કદાચિત સ્ત્રીને પુત્ર ન થયો હોય, અથવા તે વાંઝણી રહે, તો એકથી વધારે સ્ત્રીની ઇચ્છા રાખવી વ્યાજબી છે. "

× × × ×

" જો મારામાં જરા વ્હેલું ડહાપણ આવ્યું હત તો મારા જનાનખાનામાં બેગમ તરીકે મારા રાજ્યમાંથી કોઇ પણ સ્ત્રીને હું પસંદ કરતે નહિં; કારણ કે મારી પ્રજા, તે મારી દૃષ્ટિમાં મારાં સંતાનતુલ્યજ છે. "

× × × ×

" ધર્મનાયકની ફરજ, આત્માની પરિસ્થિતિ જાણવી અને સુધારા તરફ પ્રયત્નશીલ રહેવું, તે છે. નહિં કે Ethopની માફક જટા વધારવી અને ફાટેલ-તૂટેલ ઝભો પહેરી શ્રોતા જનોની સાથે શિરસ્તા મૂજબ ઉપલક વિવાદ કર્યા કરવો. "

× × × ×

અકબરના વિચારો,[1] તેની ઉચ્ચ ભાવનાઓ અને તેના મુદ્રાલેખોના ઉપર્યુક્ત નમૂનાઓ વાંચનાર કોઇ પણ સહૃદય એમ કહ્યા સિવાય નહીં રહી શકે, કે તે જેટલો રાજદ્વારી બાબતોમાં ઊંડો ઉતરેલો હતો, તેટલોજ સામાજિક, ધાર્મિક અને નૈતિક બાબતો ઉપર પૂર્ણ વિચાર કરનારો હતો. ખરેખર અકબરના આવા સદ્ગુણો તેના પૂર્વ જન્મના સંસ્કારોનેજ આભારી છે. નહિં તો લાખો કે કરોડો મનુષ્ય ઉપર આધિપત્ય ભોગવનાર એક મુસલમાનકુલોત્પન્ન બાદશાહમાં આવા ઉચ્ચ વિચારોનો નિવાસ થવો, બહુજ કઠિન કહી શકાય. અકબરને સંયોગો પણ ધીરે ધીરે એવાજ મળતા ગયા, કે જે તેના વિચારોને વધારે દૃઢ કરનારા-પુષ્ટિ આપનારા હતા. અકબરના દરબારના પ્રધાન પુરૂષોનો સંબંધ પણ અકબરને વધારે

૧ અકબરના વિચારો માટે જૂઓ આઇન-ઇ-અકબરીનો ત્રીજો ભાગ, કર્નલ જૈરિટકૃત અંગ્રેજી અનુવાદ પૃ. ૩૮૦-૪૦૦.

ઉપકારી થઇ પડયો હતો. તેમાં પણ ખાસ કરીને અબુલફ્જલની છાપ તો અકબર ઉપર વધારેજ પડી હતી.

× × × ×

આપણા નાયક સમ્રાટ્ની ઉન્નતિનો સૂર્ય બરાબર મધ્યાહ્ન સમયમાં આવી પહોંચ્યો. તેની ધારેલી મન કામનાઓ પૂર્ણ થઇ. તેનું સામ્રાજ્ય હિન્દુકુશ પર્વતથી બ્રહ્મપુત્રા સુધી અને હિમાલયથી દક્ષિણ પ્રદેશ સુધી ફેલાઇ ગયું. સર્વત્ર શાન્તિનાં દર્શન થવા લાગ્યાં. વિદેશી લોકોના આક્રમણનું પણ નિવારણ કરી નાખ્યું. ટૂંકમાં કહિએ તો—ભારતવર્ષનું ગૌરવ પાછું સજીવન કરી દીધું. તેણે અનેક પ્રકારના પ્રયત્નોથી ભારતવર્ષને રસાતલથી ઊંચકીને ઉન્નતિના શિખર ઉપર લાવી મૂકયો અને મસ્તક ઉપર રહેલા સૂર્યનો સર્વત્ર પ્રકાશ પડવા લાગ્યો અને તેથી અકબરના આનંદનો પાર રહ્યો નહિ.

પણ પાઠક ! ભારતનું એવું સદ્ભાગ્ય કયાંથીજ હોય, કે—તે ઉન્નતિનો સૂર્ય કાયમને માટે મસ્તક ઉપરજ ઝગઝગતો જોયા કરે ! પાછો તે સૂર્ય ધીરે ધીરે નીચે નમવા લાગ્યો. પડતીનો પડછાયો પડવા લાગ્યો. એક તરફથી અકબરના ઘરમાંજ ફૂટ દેવીએ નિવાસ કર્યો, જ્યારે બીજી તરફથી અકબરના સ્નેહિઓનાં મૃત્યુ ઉપરા ઉપરી થવા લાગ્યાં. અકબર શાન્તિના દિવસો દેખવા ભાગ્યશાળી થયો; એટલામાં તો ઉપરના બે બાજૂના ફટકાઓ અકબરને પૂર જોસથી આઘાત પહોંચાડવા લાગ્યા. આપણે સારી પેઠે જાણીએ છીએ કે—કેટલાક અનુદાર મુસલમાનો અકબરની પ્રવૃત્તિથી ઘણાજ નારાજ હતા, તેઓએ અકબરના મ્હોટા પુત્ર સલીમને અકબરથી વિરોધી બનાવ્યો, એટલુંજ નહિં પરંતુ સલીમને ત્યાં સુધી ઉશ્કેર્યો કે—'તમે તમારા પિતાને ગાદી ઉપરથી ઉઠાડી મૂકો.' સલીમ જગજાહેર દુશ્ચરિત્રી હતો, દારૂડીયો હતો, અને તેને કોઇ પણ ધર્મ ઉપર શ્રદ્ધા પણ નહિં હતી, છતાં તે સંકીર્ણ મુસલમાનોએ તેની દરકાર કર્યા સિવાય તેને ઉશ્કેરવામાં બાકી ન રાખી અને અકબરથી સખ્ત વિરોધી

બનાવ્યો. બીજી તરફ, ઇ. સ. ૧૫૮૯ માં જ્યારે અકબર કાશ્મીરની સૈર કરવાને ગયો હતો, તે વખતે તેનો પ્રિય અનુચર **ફતહઉલ્લા**[1] કે જે એક સારો પંડિત હતો, અને જે સંસ્કૃત ગ્રંથોનો ફારસીમાં અનુવાદ કરતો, તે મરણ પામ્યો. કાશ્મીરના સીમાડામાં **અબુલફતહ**[2]

---

૧ **ફતહઉલ્લા**, એ અબુલફતહનો છોકરો થતો હતો, અને તે ખુશરૂનો સોબતી હોવાથી તેને જહાંગીરે મારી નંખાવ્યો હતો. જૂઓ **આઈન-ઇ-અકબરી**ના પહેલા ભાગનો અંગરેજી અનુવાદ પૃ. ૪૨૫

૨ **અબુલફતહ**, તે **ગીલાન**ના મુલ્લા **અબ્દુર્રઝ્ઝાક**નો છોકરો થતો હતો. તેનું પૂરૂ નામ **હકીમ મસીહુદ્દીન અબુલફતહ** હતું. **અરફી** નામના કવિએ આની સ્તુતિની કવિતાઓમા તેનું નામ **મીર અબુલફતહ** લખ્યુ છે. તેનો બાપ **ગીલાન**ના **સદર**ની જગ્યાએ ઘણો વખત રહ્યો હતો. ઇ. સ. ૧૫૬૬ માં **ગીલાન** **તહમાસ્પ**ના હાથમાં ગયું, ત્યારે ત્યાના રાજા અહમદખાનને કેદ કરવામાં આવ્યો, અને **અબ્દુર્રઝ્ઝાક**ને મારી નાખવામા આવ્યો. આથી **હકીમ** અબુલફતહ, પોતાના બે ભાઇઓ ( હકીમ હુમામ અને હકીમ નુરૂદ્દીન ) ને સાથે લઇ પોતાનો દેશ છોડી ઇ. સ. ૧૫૭૫ માં **ભારતવર્ષ**મા આવ્યો. અકબરના દરબારમાં તેને સારૂં માન મળ્યું હતું. રાજ્યના ચોવીસમા વર્ષમા અબુલફતહને **બંગળા**નો **સદર** અને **અમીન** બનાવવામાં આવ્યો હતો ધીરે ધીરે તે અકબરનો માનીતો થયો હતો જો કે હોદ્દામાં તે ફકત એક હજારી હતો, પરંતુ તેની સત્તા **વકીલ** જેટલી હતી. ઇ. સ. ૧૫૮૯ માં જ્યારે અકબર કાશ્મીર ગયો ત્યારે અબુલફતહ પણ સાથેજ ગયો હતો ત્યાથી તે **જાબુલિસ્તાન** ગયો. ત્યા જતાં રસ્તામા માંદો પડયો અને મરી ગયો. અકબરના હુકમથી **ખ્વાજા શમસુદ્દીન** તેની લાશ **હસનઅબ્દાલ** લઇ ગયો, અને જે કબર પોતાને માટે બનાવી હતી, તે કબરમા તેને દાટવામાં આવ્યો. પાછા ફરતા અકબરે તે કબર પાસે આવીને પ્રાર્થના પણ કરી હતી. **બદાઉની**ના લખવા પ્રમાણે અકબરે ઇસ્લામ ધર્મ છોડયો, એમા અબુલફતહની લાગવગને પણ કારણ માનવામા આવે છે. વધુ માટે જૂઓ **આઈન-ઇ-અકબરી**ના પહેલા ભાગનો અંગરેજી અનુવાદ, પૃ. ૪૨૪-૪૨૫, તથા **દરબારે અકબરી** પૃ. ૬૫૬-૬૬૬.

કે જેણે અકબરનો ધર્મ સ્વીકાર્યો હતો, તેનું મૃત્યુ થયું. સમ્રાટ્ કાશ્મીર ગયો ત્યારે, રાજા ટોડરમલ[1] કે જે પંજાબનો શાસન

[1] રાજા ટોરમલ્લ, એ લાહોરનો રહેવાસી હતો. કેટલાક લેખકોનો મત છે કે તે લાહોર તાબાના ચૂનિયાં ગામનો રહેવાસી હતો. એશિયાટીક સોસાઇટીએ કરેલી તપાસ પ્રમાણે તે લાહરપુર, ઇલાકા અવધનો રહેવાસી જણાય છે. તે જાતનો ખત્રી અને ગોત્રનો ટંડન હતો. ઇ. સ. ૧૫૭૩ લગભગમા તે અકબરના દરબારમાં દાખલ થયો હતો. ધીરે ધીરે આગળ વધારતા વધારતાં અકબરે રાજ્યના ૨૭ મા વર્ષમાં તેને રાજ્યના બાવીસ સૂબાઓનો દીવાન અને વજીર બનાવ્યો હતો. તે ચાર હજારી હતો. તે જેટલો હીસાબી કામમાં પ્રસિદ્ધ થયો હતો, તેટલોજ પોતાના પરાક્રમથી પણ જાણીતો થયો હતો. પક્ષપાતથી તો તે બિલકુલ દૂરજ રહેતો. કહેવાય છે કે તેણે હીસાબ ગણવાની કૂંચિયોનું એક પુસ્તક લખ્યુ હતું; જેનું નામ ખાજનેઇસરાર હતું. પ્રો. આજાદના કહેવા પ્રમાણે આ પુસ્તક કાશ્મીર અને લાહોરના વૃદ્ધ લોકોમા ટોડરમલ્લના નામથી પ્રસિદ્ધ છે,

ટોડરમલ્લ ક્રિયાકાડમા ચુસ્ત હિન્દુ હતો. તે કોઇ દિવસ પોતાના ઇષ્ટદેવની પૂજા કર્યા સિવાય તો અન્નપાણી પણ લેતો નહિં ઘણી વખત તેને પોતાના ધાર્મિક નિયમો સાચવવામા મુશ્કેલિયો ઉભી થતી; પરન્તુ તેને સહન કરીને પણ તે પોતાના નિયમોને સંભાળી રાખતો.

જે લોકો એમ કહે છે કે-'નોકરો માલિકના વફાદાર ત્યારેજ થઇ શકે છે કે-જ્યારે તેઓના વિચારો, વર્ત્તણુક, ધર્મ અને વિશ્વાસ-બધુ એ માલિકની બરાબર હોય.' તેમણે ટોડરમલ્લના જીવન ઉપર ધ્યાન દેવું જોઇએ છે. તેના જીવન ઉપરથી એ ચોક્કસ માલૂમ પડશે કે-સાચો ધર્મી તેજ છે કે જે પોતાના સ્વામીની સેવા લાગણી અને વિશ્વાસ પૂર્વક બજાવે છે, બલ્કે એમ કહેવું જોઇએ કે-જેટલી લાગણી અને વિશ્વાસ, તે પોતાના ધર્મમા વધારે રાખશે, તેટલીજ વધારે વફાદારીથી સ્વામીની સેવા કરી શકશે.

અબુલફ્જલ આના સબધમા એમ કહે છે કે જો તે-પોતાનીજ વાત ઉપર અભિમાન અને બીજાના ઉપર ડખ ન રાખતો હત, તો એક

કર્તા હતો, તે પણ મરણ પામ્યો અને રાજા ભગવાનદાસ પણ ઘરે આવીને મરણ પામ્યો.

એ પ્રમાણે ઇ. સ. ૧૫૮૯ માં એક પછી એક પોતાના અનુચરોનાં મૃત્યુ થવાથી અકબરને પારાવાર શોક થયો.

સ્નેહિયોના આ મૃત્યના શોક કરતાં પણ ઘરનો કલહ અકબરને વધારે દુઃખદાયી થઇ પડયો હતો. બીજા કોઇની શત્રુતા ગમે તે રીતે પણ દૂર કરી શકાય, પરન્તુ પોતાના પુત્રની શત્રુતાને હઠાવવામાં અકબરને અસાધારણ મુશ્કેલીઓ ઉઠાવવી પડીહતી; તોપણ પરિણામ તો કંઇજ ન બન્યું. સલીમે અકબરની સાથે ત્યાંસુધી જાહેર શત્રુતા કરી કે–તેણે અલ્હાબાદ પોતાના કબજે કર્યું. અને આગરાની ગાદી લેવા માટે પણ ઉદ્યત થયો, એટલું જ નહિં પરન્તુ પિતાને વધારે ક્રોધિત બનાવવાને માટે તેણે પોતાના નામના સિક્કા પણ ચલાવ્યા. સમ્રાટ્ અગર ધારતે તો સલીમને સારી રીતે સ્વાદ ચખાડતે, પરન્તુ તે વાત્સલ્યભાવથી આબદ્ધ હોઇ, પુત્રની સાથે યુદ્ધ કરવું, તેણે છેવટ સુધી પસંદ નજ કર્યું.

વળી આ સિવાય અકબર અત્યારે સાધનરહિત પણ થઇ ગયો હતો, એમ કહીએ તોપણ ચાલે; કારણ કે તેની શાસનનીતિ અને ધર્મનું સમર્થન કરવાવાળા પુરૂષો એક પછી એક પરલોક સિધાવ્યા હતા. માત્ર અબુલફ્ઝલ અને ફૈજી જેવી બે ત્રણ વ્યક્તિયો બચી હતી. તેઓની સાથે તો સલીમની પૂર્ણ શત્રુતા હોવાથી તેમનાથી કંઇ થઇ શકે તેમ હતું નહિ.

એક તરફ આવું તોફાન ચાલી રહ્યું હતું, એવામાં વળી અકબરને એક બીજો આઘાત લાગ્યો, એટલે કે જે ફૈજી, અક-

મ્હોટા મહાત્મા તરીકે તેની ગણતરી થાત. છેવટે તે ઇ સ. ૧૫૮૯ ની ૧૦ મી નવેમ્બરે મરણ પામ્યો હતો. જૂઓ આઇન-ઇ-અકબરીના પહેલા ભાગનો અંગરેજી અનુવાદ પૃ. ૩૨, તથા દરબારે અકબરીના પૃ. ૫૧૯-૫૩૪.

બરનો પૂર્ણ માનીતો હતો, અને જેની કવિતાઓ ઉપર અકબર ફિદા હતો, તેજ ફૈજી સખ્ત બીમાર પડચો. અકબરનો તેના ઉપર એટલો બધો પ્રેમ હતો કે–તે પોતે પ્રસિદ્ધ હકીમ અલી[1]ને સાથે લઇને તેને જોવા માટે ગયો. ફૈજી આ વખતે મૃત્યુ શય્યાપરજ પડેલો હતો. ફૈજીને બચવાની આશા દરેકે છોડી દીધી હતી, અબ્બુલ-

---

1 હકીમઅલી, એ ગીલાન ( ઈરાન ) નો રહેવાસી હતો. જ્યારે તે ઈરાનથી ભારતવર્ષમા આવ્યો, ત્યારે ઘણો ગરીબ અને સાધન વગરનો હતો, પરંતુ થોડાજ વખતમાં તે અકબરનો માનીતો અને મિત્ર થઇ ગયો હતો. ઇ. સ. ૧૫૯૬ મા તેને સાતસો સેનાનો અધિપતિ બનાવ્યો હતો, તેમ ‘ જાલીનૂસ ઉજજમાની ’ નો ખીતાબ પણ આપવામાં આવ્યો હતો. બદાઉનીના મત પ્રમાણે–તે શિરાજના ફતહઉલ્લાના હાથ નીચે વૈદકશાસ્ત્ર શિખ્યો હતો. તે એક ધર્માન્ધ શીયા હતો અને બદાઉની કહે છે કે–તે એવો ખરાબ વૈદ્ય હતો કે–કેટલાએ રોગીઓને તેણે પુરા કરી નાખ્યા હતા. આવીજ રીતે ફતહઉલ્લાને પણ મારી નાખ્યો હતો.

બીજી તરફ એમ પણ કહેવાય છે કે–અકબરે તેની પરીક્ષા કરવા માટે કેટલાક રોગી માણસો અને પશુઓના પેશાબની શીશીઓ તેને આપી હતી; જે તેણે બરાબર પારખી કાઢી હતી. ઇ. સ. ૧૫૮૦ મા તેને બીજાપુરના રાજા અલી આદિલશાહની પાસે એલચી તરીકે મોકલવામા આવ્યો હતો, ત્યા તેને સારો આવકાર મળ્યો હતો, પરન્તુ તે બાદશાહ તરફ ભેટો લઇને પાછો ફરે, તે પહેલા તો આદિલશાહ અકસ્માત્ મરણને શરણ થયો હતો.

‘ અકબર જ્યારે મૃત્યુની શય્યા ઉપર હતો, ત્યારે તે આનીજ સારવારમા હતો. જહાગીર કહે છે કે–અકબરને આણેજ મારી નાખ્યો હતો. વળી એમ પણ કહેવામા આવે છે કે–હકીમઅલી એવો દયાળુ હતો કે ગરીબોની દવા પાછળ તે દર વર્ષે છ હજાર રૂપિયા ખરચી નાખતો. જહાગીરના વખતમાં જહાગીરે તેને બે હજારી બનાવ્યો હતો. છેવટે હી. સ. ૧૦૧૮ ( ઇ. સ. ૧૬૧૦ ) ની ૫ મી મુહર્રમે તે મરણ પામ્યો હતો. જૂઓ–આઇન-ઇ-અકબરીના પહેલાભાગનો અગરેજી અનુવાદ, પૃ. ૪૬૬–૪૬૭.

ફૈજલ એક ઓરડામાં જઇને શોકસાગરમાં બેઠો હતો. બાદશાહ જે હકીમને લઇ ગયો હતો, તેના ઇલાજે કંઇ પણ અસર નજ કરી અને તે સંસારથી વિદાય થઇજ ગયો.

પોતાના પ્રિય કવિ ફૈજી[1]ના મૃત્યુથી અકબરને ઉદાસીનતાજ ન્હોતી થઇ, પરન્તુ તેનું હૃદય ભરાઇ આવવાથી તે ધ્રૂસકે ધ્રૂસકે રોયો હતો. ફૈજી ઉપર સમ્રાટ્નો કેટલો પ્રેમ હોવો જોઇએ, તે આ ઉપરથી સહજ જોઇ શકાય છે. જે ફૈજીને ઇ. સ. ૧૫૬૮ પહેલાં તો અકબર જાણતોએ ન્હોતો, તે ફૈજીના મૃત્યુથી અકબરને આટલો બધો શોક ! આટલો બધો ખેદ ! આટલો બધો વિલાપ ! ! જન્માન્તરના સંસ્કારો પણ કયાંથી કયાં સંબંધ મેળવે છે ?

ફૈજીના મૃત્યુથી અકબરને ખરેખર અસાધારણ ફટકો લાગ્યો.

---

[1] ફૈજી, તેનો જન્મ આગરામાં ઇ. સ. ૧૫૪૬ માં થયો હતો. તેનું નામ અબુલફૈયજ હતું. શેખ મુબારક, કે જે નાગોરનો રહેવાસી હતો, તેનો તે મ્હોટો પુત્ર હતો. તેણે અરબી સાહિત્ય, કાવ્યકળા અને વૈદ્યકમાં ઉંચું જ્ઞાન મેળવ્યું હતું. તેની સાહિત્યવિષયક પ્રશંસા સાંભળીને અકબરે તેને ઇ. સ. ૧૫૬૮ માં પોતાની પાસે બોલાવ્યો હતો. તે પોતાની યોગ્યતાથી થોડાજ વખતમા અકબરનો કાયમનો સહવાસી અને મિત્ર બની ગયો હતો. બાદશાહ તેને શેખજી કહીનેજ બોલાવતો. રાજ્યના તેત્રીસમા વર્ષમા તેને 'મહાકવિ' બનાવવામાં આવ્યો હતો. ફૈજીને દમનો રોગ લાગુ પડયો હતો, અને તેજ રોગથી તે રાજ્યના ૪૦ મા વર્ષમા મરણ પામ્યો હતો. કહેવાય છે કે તેણે ૧૦૧ પુસ્તકો રચ્યાં હતાં. તે વાચવાનો બહુ શોખી હતો. તે મર્યો, ત્યારે તેના પુસ્તકાલયમાથી હસ્તલિખિત ૪૩૦૦ પુસ્તકો નિકળ્યા હતાં; જે પુસ્તકો અકબરે પોતાના જ્ઞાનભંડારમાં મૂકી દીધા હતાં.

ફૈજી, પહેલા રાજકુમારોના શિક્ષક તરીકે જોડાયો હતો; અને કેટલોક વખત તેણે એલચીનુ પણ કામ કર્યું હતું. વધુ માટે—જૂઓ આઇન-ઇ-અકબરીના પહેલા ભાગનો અંગરેજી અનુવાદ પૃ. ૪૯૦-૯૧ તથા દરબારે અકબરી પૃ. ૩૫૯-૪૧૮.

તેને એમ ભાસતો પડ્યો કે એક તરફ ઘરમાં કુટુંબકલહ સળગી રહ્યો છે, અને બીજી તરફથી આમ મારા એક પછી એક અનુચરો ઉપડવા લાગ્યા છે, ન માલૂમ મારૂં તે શું થવા બેઠું છે ! !

અકબર, પોતાના ઉપર આવતી વિપત્તિયોને એક પછી એક સહન કરી રહેવા લાગ્યો. જ્યારે જ્યારે પોતાના સ્નેહિયોનાં મૃત્યુ અને ઘરકલેશ યાદ આવતો, ત્યારે ત્યારે તે અધીર થઇ જતો–તેનું હૃદય આકુલ–વ્યાકુલ થઇ જતું; પરન્તુ પાછો તે પોતાના મનને સમજાવી કાર્યમાં લાગી જતો. અત્યારે હવે અકબરને ખરેખરૂં આશ્વાસન આપનાર કોઇ રહ્યું હતું તો, તે માત્ર અબુલફ્જલજ હતો.

આપણે હમણાંજ જોઇ ગયા છીએ કે–કુમાર સલીમ અકબરનો પૂરેપૂરો વિદ્રોહી બની અલાહાબાદમાં જઇ બેઠો છે, અને તે અકબરની સાથે ખુલ્લી રીતે શત્રુતા કરી રહ્યો છે.સલીમ તેના પિતાથી જેમ વિદ્રોહી બન્યો હતો, તેમ તે અબુલફ્જલ ઉપર પૂરો ક્રોધિત હતો. તે સમજતો હતો કે–જ્યાં સુધી બાદશાહ પાસે અબુલફ્જલ છે, ત્યાં સુધી બીજા કોઇનું કંઇ ચાલવાનું નથી અને તેટલા માટે તે અબુલફ્જલને કોઇ પણ રીતે મારવાના પ્રપંચમાંજ રમતો હતો.

જે સમયનું આપણે વર્ણન જોઇએ છીએ, તે સમયમાં અબુલફ્જલ દક્ષિણ દેશમાં શાન્તિ સ્થાપન કરવામાં રોકાયો હતો. આ વખતે સલીમ, અકબરથી બીજીવાર બહુ–સખ્ત વિરોધી બન્યો. અને તેથી અકબર ગભરાયો. અકબરે તત્કાલ અબુલફ્જલને લખી જણાવ્યું કે–' ત્યાંનું કામ તમારા પુત્રને સોંપી તમારે જલદી આગરે આવવું'. અબુલફ્જલ થોડીક સેના લઇને આગરા તરફ રવાના થયો. રસ્તામાંથી તેમાંના કેટલાક સ્વારોને તો પાછા વાળી દીધા. માત્ર થોડા મનુષ્યોને લઇ તે આગળ વધ્યો.

બીજી તરફ આગરાના કેટલાક સલીમ પક્ષના મુસલમાનોએ સલીમને ખબર આપી કે–' અબુલફ્જલ આગરે આવવાને રવાના

થયો છે. તેણે **અબુલફ્‌જલ**ને મારવા માટે **વીરસિંહ** નામના એક બારવટિયાને સાધ્યો, કે જે બારવટિયો ઘણાં માણસો સાથે ચોક્કસ પ્રદેશમાં ઘણા વખતથી ઉપદ્રવ કરી રહ્યો હતો. **અબુલફ્‌જલ** જ્યારે **સરાઇબરાર**[1] આવ્યો, ત્યારે તેને એક ફકીરે કહ્યું કે–'કાલે તમને **વીરસિંહ** મારી નાખશે.' **અબુલફ્‌જલે** તેનો એજ ઉત્તર આપ્યો કે–'મૃત્યુથી ડરવું નકામું છે. તેનાથી ૨ રહેવામાં કોણ સમર્થ છે?'

બીજા દિવસે સહવારમાં પોતાનો પડાવ ઉપાડતાં પણ **અફ્‌ઘાનગદાઇખાને** તેને એ વખત રોકયો, પરન્તુ તેણે માન્યું નહિં અને આગળ ચાલ્યો. એટલામાં તો **વીરસિંહ**[2] ઘણા માણસ સાથે એકાએક તેના ઉપર ધસી આવ્યો. **અબુલફ્‌જલ**ની સાથે રહેલા થોડા માણસોનું **વીરસિંહ**ના મનુષ્યોની વિશાળતા આગળ કંઇ ચાલ્યું નહિં. જો કે **અબુલફ્‌જલ**[3] દુશ્મનોની સાથે બહાદુરીથી ઘણું ઝૂઝયો, તેના શરીર ઉપર બાર જખમો થયા, તો પણ છેવટે–**અબુ-**

---

૧ **સરાઇબરાર,** એ **ગ્વાલીયરથી** ૧૨ માઇલ ઉપર આવેલ **અંતરીથી** ૩ કોસ થાય છે. આ **અંતરીમા** **અબુલફ્‌જલની** કબર અત્યારે પણ વિદ્યમાન છે.

૨ **વીરસિંહ,** એનું પૂરૂં નામ **વીરસિંહદેવ બુંદેલા** હતું. કેટલાક લેખકોએ તેનું નામ **નારસિંહદેવ** પણ લખ્યું છે. તેના પિતાનું નામ **મધુકર બુંદેલા** હતું અને તેના મ્હોટા ભાઇનું નામ **રામચંદ** હતું. **સલીમનો** તેના ઉપર બહુ પ્રેમ હતો. તેણે **અબુલફ્‌જલ**ના કરેલા ખૂનના બદલામા **સલીમે** તેને **ઓરછા** ઇનામમા આપ્યું હતું. તેણે **મથુરામા** કેટલાક દેવળો બંધાવી ૩૩ લાખ રૂપિયાનો વ્યય કર્યો હતો. તે દેવળોનો ઔરંગજેબે હી. સ. ૧૦૮૦ મા નાશ કર્યો હતો. **સલીમે** આ બહારવટિયાને આગળ વધારી ત્રણ હજારી બનાવ્યો હતો. વધુ માટે જૂઓ–**વીન્સેન્ટ સ્મીથ**નુ અંગરેજી **અકબર,** પૃ. ૩૦૫–૩૦૭ તથા **આઇન-ઇ-અકબરી**ના પહેલા ભાગનો અંગરેજી અનુવાદ પૃ. ૪૮૮.

૩ **અબુલફ્‌જલ,** તેનો જન્મ ઇ. સ. ૧૫૫૧ ( હી. સ. ૯૫૮ ના

લફ્જલને પાછળથી એક માણસે આવી જોરથી એવો ભાલો માર્યો કે જે–તેના શરીરની આરપાર ઉતરી ગયો. અબુલફ્જલ ઘોડા ઉપર

---

મહોરમની છઠી તારીખે ) માં થયો હતો. તેના પિતા શેખ મુબારકે તેનું નામ પોતાના શિક્ષકના નામ ઉપરથીજ પાડ્યું હતુ. જન્માન્તરના સંસ્કાર તેના એવા હતા કે–વર્ષ–સવાવર્ષની ઉમરમાથીજ તે વાતો કરવા લાગ્યો હતો. ૧૫૭૪ મા તે અકબરના દરબારમાં દાખલ થયો હતો. ધીરે ધીરે તે આગળ વધ્યો હતો અને ઇ. સ. ૧૬૦૨ મા તે પાંચ હજારી થયો હતો. તે, પોતાનો શાન્તસ્વભાવ, નિષ્કપટતા અને નિમક-હલાલીથી બાદશાહનો પ્રિય થઇ પડયો હતો. અબુલફ્જલના દાખલ થયા પછીજ અકબરની રાજ્યપદ્ધતિમા મ્હોટો ફેરફાર થયો હતો. અકબરની જાહોજલાલીનું મૂળ કારણ અબુલફ્જલ હતો, એમ કહીએ તો કંઇ ખોટું નથી. ખરી રીતે અબુલફ્જલેજ પડદામા રહીને આખો રાજ્ય-કારભાર ચલાવ્યો હતો. અને પાછળથી બાદશાહનાં મહાન્ કાર્યોનો ઇતિહાસ તેણે એક સાદા ઇતિહાસકાર તરીકે બહાર પાડયો. કહેવું જરૂરનું થઇ પડશે કે–અબુલફ્જલના હાથે સમ્રાટ્ અકબરનો ઇતિહાસ ન લખાયો હત, તો સમ્રાટ્ની કીર્ત્તિગાથાઓ આટલી ઉચ્ચસ્વરે ગવાત કે કેમ ? એ મ્હોટો શકાનો વિષય છે. અકબરનો અને અબુલફ્જલનો એવો ઘનિષ્ઠ સંબધ થયો હતો કે–અકબરના વિચારો, એજ અબુલ-ફ્જલના અને અબુલફ્જલના એજ અકબરના વિચારો મનાતા. અક-બરના દરબારમા દરેક ધર્મના વિદ્વાનોને ભેગા કરવાનો પ્રસ્તાવ પણ પ્રથમ અબ્બુલફ્જલેજ મૂક્યો હતો. કારણ કે તે પહેલેથીજ જ્ઞાન અને સત્યનો જિજ્ઞાસુ હતો. અકબરના રાજ્યવહીવટમા અને ધાર્મિક બાબતોમાં અબુલફ્જલ મુખ્ય ભાગ ભજવતો, એ ઇર્ષ્યાથીજ સલીમે તેનું ખુન કરાવ્યું હતુ; એમ સલીમ પોતે પોતાની નોધપોથીમા કબૂલ કરે છે. પ્રો. આજાદ પોતાની **દરબારે અકબરી**મા તો ત્યા સુધી કહે છે કે–અબુલફ્જલે બાદશાહનુ ચિત્ત એટલુ બધુ ખેચી લીધું હતું કે પ્રત્યેક કાર્યમાં તે અબુલફ્જલની સલાહ લેતો, અને તેના મત પ્રમાણે કરતો. ટૂંકમા કહીએ તો અબુલફ્જલ અકબરનો દરબારી માણસ, સલાહકાર, વિશ્વાસુ સાથી મ્હોટો મત્રી, દરબારી બનાવોની નોધ લેનારો, અને દીવાની ખાતાનો ઉપરી હતો, એટલુંજ નહિ, પરંતુ અકબરની જીભ

થી નીચે ઢળી પડયો, અને બેશુદ્ધ થઈ ગયો. એવામાં વળી બીજા માણસે આવી તરવારથી અબુલફજલનું મસ્તક કાપી લીધું. ઇ. સ. ૧૬૦૨ ના ઑગસ્ટની ૧૨ મી તારીખે. શત્રુતાનું આતે પરિણામ!!

બસ, અકબરનો એકનો એક અનુચર, અરે સાચો સલાહકાર સંસારથી વિદાય થઇ ગયો. ઉદાર મુસલમાનોએ પોતાનો સાચો તત્ત્વ-જ્ઞાની ખોઇ નાખ્યો અને હિંદુઓ પોતાના ખરેખરા વિધર્મી પ્રસં-શકને ખોઇ બેઠા!! અબુલફજલનું મસ્તક હાથમાં લઇને જે વખતે સલીમને હર્ષ પામવાનો સમય મળ્યો, તે વખતે અકબરના આખા રાજ્યમાં શોકનું વાદળ છવાઇ ગયું.

અબુલફજલ માર્યો ગયો, પરન્તુ તેના મૃત્યુના સમાચાર અક-બરને કોણ પહોંચાડે! સમ્રાટ્, જેને પ્રાણુથી પણ અધિક સમજતો અને હૃદયથી જેની શ્રદ્ધા કરતો, તેના મૃત્યુ સમાચાર સમ્રાટ્‌ને પહોંચાડવાની હિંમત કોની હોઇ શકે? છેવટ હમેશના રિવાજ પ્રમાણે અબુલફજલનો વકીલ કાળા રંગનું કપડું કમરે બાંધીને દીનભાવથી સમ્રાટ્‌ની સ્હામે જઇને ઉભો રહ્યો. અબુલફજલના વકીલને આવા વેષમાં આવેલો જોતાંજ સમ્રાટ્ પોક મૂકી રોવા લાગ્યો. તેની આંખોમાંથી ચોધારાં આંસુ વહેવા લાગ્યાં. તેનું હૃદય વિદીર્ણ થવા લાગ્યું. તે વારંવાર અબુલફજલના ગુણોને યાદ કરીને પુનઃ પુનઃ રોવા લાગ્યો. આ વખતે સમ્રાટ્‌ને જેટલો શોક થયો, તેટલો તો પોતાના પુત્રના મૃત્યુથી પણ થયો ન્હોતો. કેટલાએ દિવસો સુધી તો તે ન કોઇને મળ્યો કે ન કંઇ રાજકાર્ય પણ કર્યું. કેવળ બંધુના શોકમાંજ ગરકાવ રહ્યો.

બીજી તરફ જે મુસલમાનોએ અબુલફજલ આગરા તરફ આવે છે, એવા સમાચાર સલીમને આપ્યા હતા. તેઓને એવો ભય

અને તેના ડહાપણની કૂચી હતો, એમ કહીએ તોપણ કંઇ ખોટું નથી. વિશેષ માટે જૂઓ–જર્નલ ઓફ ધી પંજાબ હીસ્ટોરીકલ સોસાઇટી, વૉ. ૧ લું. પૃ. ૩૧, તથા દરબારે અકબરી પૃ. ૪૬૩–૫૧૮.

પેસી ગયો કે-બાદશાહને આ વાતની ખબર પડી જશે, તો તે આપણી જીવતાં ચામડી ઉતાર્યો વિના રહેશે નહિ. તેથી તેઓએ એમ જાહેર કરી દીધું કે 'કુમાર સલીમે સિંહાસનના લોભથી અબુલફજલને મરાવ્યો છે.' સમ્રાટ્ આ દુઃખદ સમાચાર સાંભળી દીર્ઘનિઃશ્વાસપૂર્વક વિલાપ કરતો કરતો કહેવા લાગ્યોઃ-"હાય રે સલીમ! તારી સમ્રાટ્ થવાની ઇચ્છા હતી, તો અબુલ-ફજલને ન મારતાં, મનેજ તેં કેમ ન માર્યો?"

અસ્તુ સમ્રાટે પોતાના પ્રિયમિત્રને મારનાર પોતાના કુપુત્રને સામ્રાજ્ય નહિં સોંપવાનો નિશ્ચય કર્યો, અને બીજી તરફ અબુલ-ફજલના પુત્રને તથા રાજા રાજસિંહ[1] અને રાયરાયાન પત્રદાસ

---

૧ રાજા રાજસિંહ, એ રાજા આસકરણ કચ્છવાહનો પુત્ર હતો. અને રાજા આસકરણ એ રાજા બીહારીમલ્લનો ભાઇ થતો હતો. રાજસિંહને તેના પિતાના મરણ પછી 'રાજા' નો ઇલ્કાબ મળ્યો હતો. તેણે દક્ષિણમાં લાંબો વખત નોકરી કર્યા પછી, રાજ્યના ૪૪ મા વર્ષમા તેને દરબારમા બોલાવવામા આવ્યો હતો દરબારમા આવતાજ તેને ગ્વાલીયરનો સૂબો બનાવ્યો હતો. રાજ્યના પીસ્તાલીસમા વર્ષમા અર્થાત્ ઇ. સ. ૧૬૦૦ ની સાલમા શહેનશાહી સેનામાં તે જોડાયો હતો. આ સેના તે હતી, કે જેણે આસીરના કિલ્લા ઉપર હુમલો કર્યો હતો. વીરસિંહની સ્હામે થવામા તેણે બહાદુરી બતાવેલી હોવાથી ઇ. સ. ૧૬૦૫ મા તેને ચાર હજારી બનાવવામા આવ્યો હતો. જહાંગીર (સલીમ) ના રાજ્યના ત્રીજા વર્ષમાં તેણે દક્ષિણમાં નોકરી બજાવી હતી, ત્યાં તે ઇ. સ. ૧૬૧૫ મા મરણ પામ્યો હતો, વિશેષ માટે જૂઓ આઇન-ઇ-અકબરીના પહેલા ભાગનો અંગરેજી અનુવાદ પૃ. ૪૫૮

૨ રાયરાયાન પત્રદાસ, એ 'રાજા વિક્રમાદિત્ય' ના નામથી પ્રસિદ્ધ થયો હતો. તે જાતનો ખત્રી હતો. અકબરના રાજ્યની શરૂઆતમા તે હાથીઓના તબેલાનો મુશરિફ હતો. 'રાયરાયાન' એ એનો ઇલ્કાબ હતો. ઇ. સ. ૧૫૬૮ ના ચિત્તોડના હુમલામા તે પ્રસિદ્ધ થયો હતો. ઇ. સ. ૧૫૭૯ મા તેને અને મીરઅધમને બંગાળાના સંયુક્ત દીવાન

વિગેરેને પ્રબલસેના સાથે એવા હુકમપૂર્વક રવાના કર્યા કે-"વીરસિંહનું મસ્તક મારી પાસે ઉપસ્થિત કરો."

મુગલસેનાએ ત્યાં જઈને વીરસિંહની પૂંઠ પકડીને તેને ઘેરી લીધો. છેવટે, જો કે અકબરની આજ્ઞા પ્રમાણે તેની પૂંઠ પકડનારા વીરસિંહનું મસ્તક અકબર પાસે નહિં લાવી શકયા, પરંતુ વીરસિંહને તે યુદ્ધમાં ઘાયલ અવશ્ય કર્યો, અને તેનું સર્વસ્વ લૂંટી લીધું.

કોણ નહિં કહી શકે કે-હવે અકબર ખરેખર આત્મીયપુરૂષો વિનાનો થયો હતો. ભલે તેની પાસે લાખો મનુષ્યો અને અખૂટ શસ્ત્રાદિ હતાં, પરંતુ જેઓની સહાયતાથી તે ઝૂઝતો હતો, ગમે તેવા કટાકટીના પ્રસંગમાં જેઓની સાથે તે વિચારોની લેન-દેન કરતો હતો અને જેઓએ તેને સામ્રાજ્ય સ્થાપન કરાવવામાં અસાધારણ સહાયતા કરી હતી, એવા આત્મીયપુરૂષોથી તો તે રહિતજ બન્યો, એમાં તો લગારે ખોટું નથી. અખૂટ લક્ષ્મી અને અધિકાર હોવા છતાં અકબરની પડતીનાં ચિહ્નો ચોક્કસ દેખાવા લાગ્યાં હતાં, બલ્કે એમ કહીએ કે-અકબરની અવનતિનો પડદો પડી ચૂકયો હતો, તો પણ કંઇ ખોટું નથી. એક તરફ આત્મીયયપુરૂષોનો અભાવ અને બીજી તરફ પોતાના પુત્રનું વિદ્રોહી થવું, એવી સ્થિતિમાં અકબ-

---

બનાવવામા આવ્યા હતા. ઇ. સ. ૧૬૦૧ મા તેને ત્રણ હજારી બનાવ્યો હતો. ઇ. સ. ૧૬૦૨ મા તેને પાછો કોર્ટમાં બોલાવવામા આવ્યો અને ઇ. સ. ૧૬૦૪ માં તેને પાંચહજારી બનાવી 'રાજા વિક્રમાદિત્ય'નો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો. જહાંગીરના ગાદીએ આવ્યા પછી તેને 'મીરઆતશ' બનાવ્યો હતો. તેમ પચાસહજાર તોપચી અને ત્રણહજાર તોપગાડીઓ તૈયાર રાખવાનો તેને હુકમ મળ્યો હતો અને તેના નિભાવ માટે પંદર પરગણા અલગ રાખવામા આવ્યા હતા. વધુ માટે જૂઓ આઇન-ઇ-અકબરીના પહેલા ભાગનો અંગરેજી અનુવાદ પૃ. ૪૬૯-૪૭૦

રનું હૃદય ધૈર્ય ન પકડી શકે, તેના હાથપગ ઢીલા થઇ જાય, તો તેમાં નવાઇ જેવું શું છે? અત્યારે અકબરની પાસે સુપ્રસિદ્ધ રાજા બીરબલ[1] પણ નથી રહ્યો, કે જે હાસ્યરસનું પોષણ કરીને અનેક પ્રકારની વાતોથી અકબરના ચિત્તને આનંદ પમાડે. કારણ કે બીરબલ પણ, ઇ. સ. ૧૫૮૬ માં ઝૈનખાનની

---

૧ રાજા બીરબલ બ્રહ્મભાટ હતો. અને તેનું નામ મહેશદાસ હતું. સ્થિતિને ઘણો ગરીબ, પરન્તુ તીવ્ર બુદ્ધિશાળી હતો. બદાઉનીના કહેવા પ્રમાણે અકબર ગાદી ઉપર આવ્યો, ત્યારે તે કાલ્પીથી આવીને દરબારમાં જોડાયો હતો ત્યા તે પોતાની શક્તિયોથી સમ્રાટ્ની ચાહના મેળવી શક્યો. તેની હિન્દી કવિતાઓ વખણાવા લાગી. અકબરે તેની કવિતાઓથી પ્રસન્ન થઇ તેને 'કવિરાય' ની પદવી આપી અને કાયમને માટે પોતાની પાસે રાખ્યો.

ઇ. સ. ૧૫૭૩ માં નગરકોટ તેને જાગીરમાં આપવામા આવ્યું હતુ. તેમ 'રાજા બીરબલ' (બીરબર) નું ટાઇટલ પણ આપ્યું હતું. ઇ સ. ૧૫૮૯ મા ઝૈનખાન કોકા બાજોડ અને સ્વાદના યુસફ્ઝઇ લોકો સામે લડાઇમાં રોકાયો હતો, તે વખતે તેણે મદદ માટે બીજું લશ્કર મંગાવતાં હકીમ અબુલફતહ અને બીરબલને ત્યા મોકલવામાં આવ્યા હતા. કહેવાય છે કે અકબરે અબુલફજલ અને બીરબલ પૈકી કોને ત્યાં મોકલવો, એ માટે ચીઠીયો નાખી હતી, જેમા બીરબલનું નામ આવતા અનિચ્છાથી પણ બીરબલને મોકલવો પડયો હતો. આજ લડાઇમાં ૮૦૦૦ માણસો સાથે બીરબલ માર્યો ગયો હતો.

બીરબલના મરણ પછી એવી વાત ફેલાઇ હતી, કે તે નગરકોટની ટેકરીઓમા જીવતો ફરે છે. અકબરે આ વાત સાચી માની એવી કલ્પના કરી કે ' યુસફ્ઝઇ લોકોની સાથેની લડાઇમા હાર ખાવાથી તે અહિં આવતાં શરમાતો હશે, અથવા તે સંસારી લોકોથી વિરક્ત રહેતો હોવાથી યોગિયોની સાથે જોડાયો હશે, આવી કલ્પનાથી એક અહેદીને મોકલી તે ટેકરીઓમા અકબરે તપાસ કરાવી હતી, પરતુ તે વાત ખોટી નિકળી હતી. અને બીરબલ મર્યો છે, એજ સિદ્ધ થયું હતું.

સાથે પહાડી લોકોને પરાસ્ત કરવા જતાં તે લોકોની સાથે લડાઇ કરવામાં જ માર્યો ગયો હતો. આથી અકબર વધારે ગભરાવા લાગ્યો, અને હવે પોતાનું શું થશે, તેનો વિચાર કરવા લાગ્યો.

કહેવાય છે કે " જેને અંતિમ અવસ્થામાં સુખ, તેને આખા ભવનું સુખ. " અંતિમ અવસ્થામાં સુખનાં સાધનો પ્રાપ્ત થવાં બહુ કઠિન છે. અકબર જેવો સમ્રાટ્, કે જેને પ્રાયઃ કોઇ પણ વાતની ન્યૂનતા ન્હોતી અને જેને માટે દુઃખની કલ્પના પણ કદાચ ન કરી શકીએ, તેના ઉપર, તેની અંતિમ અવસ્થામાં કુદરતે કરેલા કોપનું વર્ણન જ્યારે આપણે જોઇએ છીએ, ત્યારે આપણી એવીજ ભાવના થાય છે કે, પ્રભો ! અમારા દુશ્મનને પણ અકબરના જેવું કષ્ટ ન પ્રાપ્ત થાઓ .

જેમ જેમ અકબરની અંતિમ અવસ્થા આવતી ગઇ, તેમ તેમ તેના ઉપર આફતોનાં વાદળો ઘેરાવાથી માનસિક વ્યાધિઓ તેને પીડિત કરવા લાગી. પોતાના સહાયક બંધુઓ વિદાય થયા; ત્રણ પુત્રો પૈકીનો એક—મુરાદ સુરાપાનમાંને સુરપાનમાં જ પ્રાણત્યાગ કરી ચૂકયો હતો. દાનીયાલ પણ તેને વટલાવે તેવો નિપજ્યો હતો. તે પણ એવો તો દારૂડિયો અને દુશ્ચરિત્રી થઇ ગયો હતો, કે તેનાથી લોકો ત્રસ્ત થઇ ગયા હતા. બાદશાહે તેને સુધારવા માટે ઘણા ઘણા પ્રયત્નો કર્યા હતા. તેને દારૂ પાનારને પ્રાણ દંડની શિક્ષાનો હુકમ બહાર પાડયો હતો, છતાં પણ તે દારૂથી અટકયો ન્હોતો. પોતાની ' મૃત્યુ ' નામની બંદૂકની નળીમાં દારૂ મંગાવી મંગાવીને પણ તે પીધા વિના રહેતો નહીં.

---

**બીરબલ** પોતાની સ્વતંત્રતા, સંગીતવિદ્યા અને કવિત્વશકિત માટે વધારે જાણીતો થયો હતો. તેની કવિતાઓ અને ટૂચકાઓ હજુ પણ લોકોને કંઠસ્થ છે. વધુ માટે જૂઓ, **આઈન-ઇ-અકબરી**ના પહેલા ભાગનો અંગરેજી અનુવાદ પૃ. ૪૦૪-૪૦૫ તથા **દરબારે અકબરી** પૃ. ૨૯૫-૩૧૦

પરિણામે તેણે પોતાના વ્યસનમાંજ સંસાર યાત્રા પૂરી કરી. હવે અકબરની પાછળ કોઇ હતું, તો તે **સલીમ**જ હતો, પરન્તુ **સલીમ** સમ્રાટ્નો પૂરો વિરોધી હતો, એ વાત કોઇથી અજાણી ન્હોતી. તે વિરોધભાવ ધારણ કરી અલાહાબાદ રહેતો હતો. અકબર ચિંતામાં ને ચિંતામાં કૃશ થવા લાગ્યો. તેનું શરીર સૂકાવા લાગ્યું. અકબરની સ્ત્રી **સલીમાબેગમ**ને વિચાર થયો કે કોઇ પણ ઉપાયે પિતા-પુત્રમાં પાછો પ્રેમ બંધાય, તો સારી વાત છે. આ ઇરાદાથી તે અલાહાબાદ ગઇ, અને ગમે તે રીતે **સલીમ**ને સમજાવી આગરે લાવી. સમ્રાટ્ની માતાએ બન્નેને સમજાવી પિતા-પુત્રમાં પ્રેમ કરાવ્યો. ઉદાર સમ્રાટે **સલીમ**નો ગુન્હો માફ કર્યો. પરસ્પર અમૂલ્ય વસ્તુની લેન-દેન થઇ, તે પછી જ્યારે **સલીમ** અલાહાબાદ જવા લાગ્યો, ત્યારે બાદશાહે એજ કહ્યું કે-'જ્યારે તારી ઇચ્છા થાય, ત્યારે ખુશીથી આવજે.'

**સલીમ**, તેના બીજા બે ભાઇઓથી કંઇ ઉતરે તેવો ન્હોતો. તે પણ તેઓના જેવોજ દારૂડિયો અને દુશ્ચરિત્રી હતો અને તેમાં પણ જ્યારથી તે અલાહાબાદમાં સ્વતંત્રપણે રહેવા લાગ્યો હતો, ત્યારથી તો તેણે પોતાની તે બે બાબતોની હદજ મૂકી હતી. અકબર તેને સમજાવવા માટે એક વખત અલાહાબાદ તરફ જવા નિકળ્યો, પરન્તુ રસ્તામાં જતાં તેને તેની માતાની બીમારીના સમાચાર મળ્યા. તે અલાહાબાદ ન જતાં પાછો આગરે આવ્યો. આ વખતે માતાની સ્થિતિ ભયંકર હતી. તેણીની વાણી બંધ થઇ હતી. માત્ર શ્વાસોચ્છવાસ પૂરા કરતી હતી. અકબર રોવા લાગ્યો. છેવટે તેની માએ તેજ સમયે સંસારયાત્રા પૂરી કરી.

અકબરને પોતાની પાછલી જિંદગીમાં ઉપરા ઉપરી પડતા અનેક ફટકાઓમાં એકનો વધારો થયો. તેને એક માતાની ઓથ હતી, તે પણ ચાલતી થઇ. હવે તો અકબરના ઉપર ઉદરામયના રોગે પણ હુમલો કર્યો. પહેલા આઠ દિવસ તો તેણે દવા પણ ન લીધી. પાછળથી દક્ષ ચિકિત્સકોએ જોકે દવાઓ ઘણી કરી, પરંતુ તે ઉલટીજ પડતી ગઇ. અર્થાત્ રોગ ઘટવાના બદલે વધતોજ ગયો.

બીજી તરફથી **સલીમ** અને તેનો પુત્ર **ખુસરો** સિંહાસનની આશાથી **આગરે** આવી પહોંચ્યા. આ વખતે **અકબરની** પીડિત અવસ્થામાં તેનો ધાત્રીપુત્ર **ખાને આઝમ અજીજકોકા** રાજકાર્ય ચલવતો હતો.બીજી તરફ તે કુમાર **ખુસરોનો** સાસરો થતો હતો. જનતાનો મ્હોટો ભાગ **સલીમની** કુશીલતાથી જાણીતો હતો અને તેથી તે લોકોએ **ખુસરોને** સિંહાસન ઉપર બેસાડવાનું પણ નક્કી કર્યું. અજીજકોકાએ જ્યારે આ પ્રસ્તાવ સભામાં મૂકયો, ત્યારે કેટલાક મુસલમાનો વિરોધમાં પડયા. કારણ કે કેટલાક મુસલમાન કર્મચારિયો **સલીમને** ચાહતા હતા. પરિણામે **અજીજકોકા** અને **માનસિંહે** પોતાનો વિચાર માંડી વાળ્યો, અને અનિચ્છા છતાં પણ **સલીમને** સિંહાસને બેસાડવાનો નિશ્ચય કર્યો.

ઉદરામયના રોગથી આક્રાન્ત થયેલો સમ્રાટ્ ભારતની ભાવી દુર્દશાનો વિચાર કરતો પલંગ ઉપર પોઢયો છે ચારે તરફ સુનિપુણ હકીમો અને રાજ્યના પ્રધાન કર્મચારિયો વ્યગ્રચિત્તથી-ઉદાસીનતાપૂર્વક ઘેરાઇને બેઠેલા છે. આજે તા. ૧૫ મી અકટોબર ઇ. સ. ૧૬૦૫ નો દિવસ છે. આખું આગરા શહેર વિષાદથી આચ્છન્ન થઇ ગયું છે. નથી લોકોના મુખચંદ્ર ઉપર નૂર કે નથી દિશાઓમાં નૂર.

અકબરના ઓરડામાં અત્યારે અનેક મનુષ્યો ભારતની ભાવી દુર્દશાનો વિચાર કરતા સ્તબ્ધ ચિત્તથી બેઠેલા છે, તેવામાં કેટલાક મુસલમાન ગૃહસ્થો સાથે એક નવયુવકે પ્રવેસ કર્યો. લોકો આ કોણ? આ કોણ? એવો વિચાર કરતાજ રહ્યા. એવામાં તો તે યુવકે **સમ્રાટ્**ના ચરણકમળમાં માથું નમાવી દીધું. આ યુવક બીજો કોઇ નહિં, પરન્તુ સમ્રાટ્નો પુત્ર **સલીમજ**! **સલીમ** છેવટની ઘડીએ પણ આવ્યો તો ખરો. તેના પાષાણ જેવા હૃદયમાં પણ પિતાની આ દશાએ કરૂણાનો સંચાર કરાવ્યો, પિતૃશોકથી તેનું હૃદય ભરાઇ આવ્યું, તેનો કંઠ રૂંધાઇ ગયો પિતાના ચરણમા પડી તે પોકે પોકે રોવા લાગ્યો. હાય રે પિતૃસ્નેહ! એક વખત પિતાને મારવા માટે

તૈયાર થનાર પુત્રને, પિતાના મૃત્યુના પ્રસંગે આટલો બધો શોક ! કોનો પ્રતાપ ? પિતૃસ્નેહનો !

સમ્રાટે એક માણસને આજ્ઞા કરી કે–'મારી તલવાર, રાજકીય પોશાક અને રાજમુકુટ સલીમને આપો.' વાહરે સમ્રાટ્ ! ધન્ય છે તારા પુત્રવાત્સલ્યને ! મરવાની ઘડીએ પણ પુત્રનો એક પણ ગુન્હો યાદ નહિં લાવતાં આટલી બધી ઉદારતા ! સમ્રાટ્ સમક્ષજ–તેની શુદ્ધિમાં સમ્રાટે કહેલી વસ્તુઓ સલીમને સોંપવામાં આવી. સમ્રાટ્ જાણે આટલા કાર્ય માટેજ થોભ્યો ન હોય, તેમ, પોતાના પુત્રને પોતાની શુદ્ધિમાંજ તે વસ્તુઓ અર્પણ કરી–દરેકની સાથે પોતાના અપરાધની ક્ષમા યાચી આખા ભારતવર્ષને શોકસાગરમાં ગમગીન બનાવી સદાને માટે વિદાય થઇ ગયો ! ભારતવર્ષનું દૌર્ભાગ્ય પાછું તરી આવ્યું. હાહાકાર મચી ગયો. ભારતવર્ષને દુઃખના મહાસાગરથી બચાવી લેનાર, રાષ્ટ્રીય સ્થિતિને ઉચ્ચ કોટી ઉપર લાવી મૂકનાર ભારતવર્ષનો બીજો સૂર્ય પણ અસ્તાચલની અદાલતમાં જઇ બેઠો, એટલે ભારતમાં પાછો તેવો ને તેવો અંધકાર ફેલાઇ ગયો.

અકબરનો જીવનહંસ સંસાર સરોવરથી ઉડી ગયો. પચાસ વર્ષના રાજ્યકાલમાં અનેક આશાઓને પૂરી કરીને અને સેંકડો આશાઓને અધુરી મૂકી અકબર ચાલતો થયો. બીજા દિવસે પ્રાતઃકાળમાં તેના સ્થૂલ શરીરને મુસલમાની રિવાજ પ્રમાણે મ્હોટા આડંબર સાથે બહાર લઇ જવામાં આવ્યું. સલીમ અને તેના ત્રણ પુત્રો મળી ચારે જણે અકબરના શબને ઉઠાવ્યું, અને તેઓ કિલ્લાની બ્હાર સુધી લાવ્યા. તે પછી દરબારના બીજા અધિકારીઓ આગરેથી ચાર માઇલ ઉપર આવેલ સિકન્દરામાં લઈ ગયા. સિકન્દરા સુધી ઘણા હિંદુ–મુસલમાનો તેની સાથે ગયા હતા. ત્યાં સમ્રાટ્નું સ્થૂલ શરીર કાયમને માટે ભારતમાતાના પવિત્ર ખોળામાં સમર્પણ કરવામાં આવ્યું.

પાછળથી સમ્રાટ્ જહાંગીરે, જે બગીચામાં સમ્રાટ્નું શબ

દાટવામાં આવ્યું હતું, ત્યાં નમૂનેદારસમાધિ–મંદિર બનાવી સમ્રાટ અકબરનો મૂર્તિમંત યશઃસ્થંભ કાયમને માટે ઉભો કર્યો.

અકબર એક મુસલમાન સમ્રાટ્ હોવા છતાં તે હિંદુ–મુસલમાન જ નહિં, પરન્તુ યૂરોપીયન વિદ્વાનોને માટે પણ પ્રશંસાનો વિષય થઇ પડયો છે, એ વાત આપણે અનેક વખત જોઇ ગયા છીએ. અને તે, તે પ્રશંસાને પાત્ર નિવડયો, તેમાં ખાસ કારણ જો કોઇ હોય, તો તેની ઉદાર રાજનીતિજ છે. પ્રજાના કલ્યાણની દૃષ્ટિ ધ્યાનમાં રાખીને તેણે જે ઉદારાશયથી રાજ્યતંત્ર ચલાવ્યું હતું, તેના લીધેજ તેના પછીના તમામ વિદ્વાન્ લેખકોએ તેની મુક્તકંઠે પ્રશંસા કરી છે. તેમાં ખાસ કરી ધર્માન્ધપણું અને નિરર્થક વિરૂદ્ધભાવ–આ બેથી તો તે બીલકુલ દૂર રહેલો હોવાથીજ કેટલાક લેખકોએ તેને બીજા બધા રાજાઓ કરતાં ઉંચી પંક્તિમાં મૂકયો છે. ભારતવર્ષના રાજાઓના ઇતિહાસો વાંચો; મુસલમાન રાજાઓએ હિંદુ, જૈન કે બૌદ્ધો ઉપર ઘણે ભાગે જુલ્મ ગુજાર્યો છે, ત્યારે હિંદુરાજાઓએ મુસલમાનોને અને બીજા ધર્મવાળાઓને અનેક પ્રકારની બાધાઓ ઉત્પન્ન કરી છે; પરન્તુ તે એકજ અકબરનું રાજ્ય થઇ ગયું, કે જે રાજત્વકાળમાં જાતિ કે ધર્મનો કંઇ પણ ભેદ રાખ્યા સિવાય દરેકને એક સરખો ન્યાય મળ્યો છે. આ વાતની સચોટ ખાતરી આ પુસ્તકનાં અત્યાર સુધીનાં પ્રકરણો કરી આપે છે.

આવી રાજ્યનીતિ વાળો સમ્રાટ્ સર્વની પ્રશંસા પામી જાય, એમાં નવાઇ જેવું શું છે? અને એવી રાજ્યનીતિ સ્થાપન કરવામાં એજ કારણ જણાય છે કે–અકબર એમ દૃઢતા પૂર્વક સમજતો હતો કે–**પ્રજાની આબાદીમાંજ રાજની આબાદી રહેલી છે.'** અકબરે પોતાની આ ઉદાર રાજ્યપદ્ધતિનું આંતરિક બંધારણ એવું મજબૂત બાંધ્યું હતું, કે જેની અસર લાંબા કાળ સુધી ટકી રહી હતી; બલ્કે અત્યાર સુધી તે અસર ચાલી આવી છે, એમ કહીએ તો પણ કંઇ ખોટું નથી. આ સંબંધી અનેક લેખકોએ ઘણું

ઘણું લખ્યું છે, પરન્તુ તે બધાઓનાં વચનો ન ટાંકતાં માત્ર પ્રિંગલ કેનેડી ( Pringle Kennedy ) એ પોતાના **'ધી હીસ્ટરી ઓફ ધી ગ્રેટ મોગલ્સ,** ભા. ૧ ના ( The History of the Great Moghuls, V. I. P. 311 ) પૃ. ૩૧૧ માં લખેલા શબ્દો ટાંકી આ પ્રકરણ સાથે આ પુસ્તકની પણ પૂર્ણાહુતિ કરીશું.

" That each person should be taxed according to his ability, that there should be shown on exemption or favour as regrds this, that equal justice should be meted out and external foes kept at bay, *that every man should be at liberty to believe what he pleases without any interference by the State with his conscience. Such are the principles upon which the British Government in India rests, and such are its real boast and strength. But all these principles were those ef Akbar, and to him remains the undying glory of having been the first in Hindustan to put them into practice. These rules now underlie all modern Western States, but few even of such States can boast that these principles are as thoroughly carried out by them in this the twentieth century, as they were by Akbar himself, more than three hundred years ago.* "

" ' દરેક મનુષ્યને તેની શક્તિ અનુસારજ કર આપવાની ફરજ પાડવી, અને આ બાબતમાં કોઇ પણ માણસ ઉપર મહેરબાની કરવી નહિ; તેમજ કોઇ પણ માણસને આ બાબતથી મુક્ત કરવો નહિ, ' ' **દરેકને સરખી રીતે ન્યાય આપવો અને બાહ્ય શત્રુઓને દૂર રાખવા,** ' ' **દરેક મનુષ્યને રાજ્ય તરફથી કંઇ પણ દખલ કર્યા સિવાય તેની ઇચ્છાનુસાર કોઇ પણ માન્યતા ધરાવવાને વ્યક્તિ—સ્વાતંત્ર્ય આપવું,** ' આવાં

તત્ત્વો ઉપરજ હિંદુસ્તાનમાં બ્રિટીશ સામ્રાજ્ય રચાયેલું છે, અને આ તત્ત્વોજ તેની (બ્રિટીશ સામ્રાજ્યની) ખરી મગરૂરી અને બળનું કારણ છે. પણ આ બધાં તત્ત્વો 'અકબર' નાં છે અને હિંદુસ્તાનમાં વ્યવહારૂ રીતે આ તત્ત્વોને પ્રચલિત કરવાનો અમર યશ તેનેજ ઘટે છે. આધુનિક સમયનાં સર્વ પાશ્ચાત્ય રાજ્યોમાં આ નિયમો પ્રવર્ત્તે છે, પણ તે રાજ્યોમાંનાં ઘણાંજ થોડા રાજ્યો મગરૂરી સાથે કહી શકે તેમ છે કે—'અકબરે પોતે ત્રણસો વર્ષ ઉપર જેવી રીતે આ નિયમોનું પાલન કર્યું હતું, તેવી સંપૂર્ણ રીતે આ વીસમી સદીના જમાનામાં અમે પાલન કરીએ છીએ."



# પરિશિષ્ટ ક.

## ફરમાન નં. ૧ નો અનુવાદ.

### અલ્લાહુ અકબર

જલાલુદ્દીન મુહમ્મદ અકબર બાદશાહ ગાજીનું ફરમાન.

અલ્લાહુ અકબરના સિક્કા સાથે શ્રેષ્ઠ ફરમાનની નકલ અસલ મૂજબ છે.

મહાન્ રાજ્યને ટેકો આપનાર, મહાન્ રાજ્યના વફાદાર, સારા સ્વભાવ અને ઉત્તમ ગુણવાળા, અજિત રાજ્યને મજબૂતિ આપનાર, શ્રેષ્ઠ રાજ્યના ભરોસાદાર, શાહી મહેરબાનીને ભોગવનાર, રાજાની નજરે પસંદ કરેલ ઊંચા દરજાના ખાનોના નમૂના સમાન મુબારિજાુદ્દીન ( ધર્મવીર ) આઝમખાને બાદશાહી મહેરબાનીઓ અને બક્ષીસોના વધારાથી શ્રેષ્ઠતાનું માન મેળવી જાણવું જે— જુદી જુદી રીતભાતવાળા, ભિન્ન ધર્મવાળા, વિશેષ મતવાળા અને ભિન્ન પંથવાળા, સભ્ય કે અસભ્ય, ન્હાના કે મ્હોટા, રાજા કે રંક, અથવા દાના કે નાદાન—દુનિયાના દરેક દરજા કે જાતના લોકો, કે જેમાંની દરેક વ્યક્તિ પરમેશ્વરના નૂરને જાહેર થવાની જગ્યા છે; અને દુનિયાને પેદા કરનારે નિર્માણ કરેલ ભાગ્યને જાહેર થવાની અસલ જગ્યા છે; તેમજ સૃષ્ટિસંચાલક ( ઈશ્વર ) ની અજાયબી ભરેલી અનામત છે, તેઓ, પોતપોતાના શ્રેષ્ઠ માર્ગમાં દઢ રહીને તથા તન અને મનનું સુખ ભોગવીને પ્રાર્થના અને નિત્યક્રિયાઓમાં તેમજ પોતાના દરેક હેતુઓ પ્રાપ્ત કરવામાં લાગેલા રહી, શ્રેષ્ઠ બક્ષીસ કરનાર ( ઈશ્વર ) તરફથી અમને લાંબી ઉમર મળે, અને

સારાં કામ કરવાની પ્રેરણા થાય, એવી દુવા કરે. કારણ કે—માણસ જાતમાંથી એકને રાજાને દરજ્જે ઊંચે ચઢાવવામાં અને સરદારીનો પહેરવેષ પહેરવામાં પૂરેપૂરૂં ડહાપણ એ છે કે–તે સામાન્ય મહેરબાની અને અત્યંત દયા કે જે પરમેશ્વરની સમ્પૂર્ણ દયાનો પ્રકાશ છે, તેને પોતાની નજર આગળ રાખી જો તે બધાઓની સાથે મિત્રતા મેળવી ન શકે; તો કમમાં કમ બધાઓની સાથે સલાહ-સંપનો પાયો નાખી પૂજવાલાયક જાતના (પરમેશ્વરના) બધા બંદાઓ સાથે મહેરબાની, માયા અને દયાને રસ્તે ચાલે. અને ઈશ્વરે પેદા કરેલી બધી વસ્તુઓ (બધાં પ્રાણિઓ), કે જે ઊંચા પાયાવાળા પરમેશ્વરની સૃષ્ટિનાં ફળ છે, તેમને મદદ કરવાની નજર રાખી તેમના હેતુઓ પાર પાડવામાં અને તેમના રીતરીવાજો અમલમાં લાવવામાં મદદ કરે, કે જેથી બળવાન નિર્બળ ઉપર જુલ્મ નહિં ગુજારતા, દરેક મનુષ્ય મનથી ખુશી અને સુખી થાય.

આ ઉપરથી યોગાભ્યાસ કરનારાઓમાં શ્રેષ્ઠ **હીરવિજયસૂરિ** સેવડા[1] અને તેના ધર્મને પાળનારા, કે જેમણે અમારી હજૂરમાં હાજર થવાનું માન મેળવ્યું છે; અને જેઓ અમારા દરબારના ખરા હિતેચ્છુઓ છે, તેમના યોગાભ્યાસનું ખરાપણું, વધારો અને પરમેશ્વરની શોધ ઉપર નજર રાખી હુકમ થયો કે–તે શહેરના (તે તરફના) રહેવાસીઓમાંથી કોઇએ એમને હરકત (અડચણ) કરવી નહિં, અને તેમનાં મંદિરો તથા ઉપાશ્રયોમાં ઉતારો કરવો નહિં; તેમ તેમને તુચ્છકારવા પણ નહિં. વળી જો તેમાંનું (મંદિરો કે ઉપશ્રયોમાંનું) કંઇ પડી ગયું કે ઉજ્જડ થઇ ગયું હોય, અને

---

૧ શ્વેતામ્બર જૈન સાધુઓને માટે સંસ્કૃતમાં **શ્વેતપટ** શબ્દ છે: તેનું અપભ્રંશ ભાષામાં **સેવડ** રૂપ થાય છે. તેજ રૂપ વધારે બગડીને **સેવડા** થયું છે **સેવડા** શબ્દનો ઉપયોગ એ રીતે થાય છે જૈનો માટે અને જૈનસાધુઓ માટે અત્યારે પણ મુસલમાન વિગેરે કેટલાક લોકો જૈનસાધુઓને ઘણે ભાગે **સેવડા** કહીને બોલાવે છે.

તેને માનનારા, ચાહનારા કે બેગત કરનારાઓમાંથી કોઇ તેને સુધા-
રવા કે તેનો પાયો નાખવા ઇચ્છે, તો તેનો, કોઇ ઉપલક જ્ઞાનવાળાએ
(અજ્ઞાનીએ) કે ધર્માન્ધે અટકાવ પણ કરવો નહિં અને જેવી
રીતે ખુદાને નહિં ઓળખનારા, વરસાદનો અટકાવ[1] અને એવાં
બીજાં કામો કે જે ઈશ્વરના અધિકારનાં છે, તેનો આરોપ, મૂર્ખાઇ
અને બેવકૂફીને લીધે જાદુનાં કામ જાણી, તે બિચારા-ખુદાને ઓળખ-
નારા ઉપર મૂકે છે અને તેમને અનેક પ્રકારનાં કષ્ટો આપે છે; એવાં
કામો તમારા રક્ષણ અને બંદોબસ્તમાં, કે જે તમે સારા નસીબવાળા
અને બાહોશ છો, થવાં જોઇએ નહિં વળી એમ પણ સાંભળવામાં
આવ્યું છે કે હાજી હબીબુલ્લાહ,[2] કે જે અમારી સત્યની શોધ
અને ખુદાની ઓળખાણ વિષે થોડું જાણે છે, તેણે આ જમાતને ઇજા
કરી છે, એથી અમારા પવિત્ર મનને, કે જે દુનિયાનો બંદોબસ્ત
કરનાર છે, ઘણું ખોટું લાગ્યું છે (દુઃખનું કારણ થયું છે); માટે
તમારે તમારી રીયાસતથી એવા ખબરદાર રહેવું જોઇએ કે-કોઇ
કોઇના ઉપર જુલ્મ કરી શકે નહિં. તે તરફના વર્તમાન અને ભવિ-
ષ્યના હાકેમો, નવાબો અને રીઆસતનો પૂરેપૂરો અથવા કેટલેક
અંશે કારભાર કરનારા મુત્સદ્દીઓનો નિયમ એ છે કે-રાજાનો હુકમ,
કે જે પરમેશ્વરના ફરમાનનું રૂપાન્તર છે, તેને પોતાની સ્થિતિ
સુધારવાનો વસીલો જાણી તેનાથી વિરૂદ્ધ કરે નહિં. અને તે પ્રમાણે
કરવામાં દીન અને દુનિયાનું સુખ તથા પ્રત્યક્ષ સાચી આબરૂ જાણે.
આ ફરમાન વાંચી તેની નકલ રાખી લઇ તેમને આપવું જોઇએ, કે
જેથી હમેશાંની તેમને માટે સનદ થાય. તેમ તેઓ પોતાની ભક્તિની
ક્રિયાઓ કરવામાં ચિંતાતુર પણ થાય નહિં. અને ઈશ્વરભક્તિમાં

---

૧ આ સંબંધી હકીકત માટે જૂઓ-આ પુસ્તકનું પૃ. ૩૨-૩૩

૨ જુઓ, આ પુસ્તકના પૃ. ૧૮૮-૧૯૧ મા આપેલી હકીકત. તથા અકબરનામાના ત્રીજા ભાગનો બેવરીજકૃત અંગરેજી અનુવાદ પૃ. ૨૦૭

ઉત્સાહ રાખે. એજ ફરજ જાણી એથી વિરૂદ્ધનો દખલ થવા દેવો નહિં. ઇલાહી સંવત ૩૫ નાં અઝાર મહીનાની છઠ્ઠી તારીખને ખુરદાદ નામના દિવસે લખ્યું. મુતાબિક ૨૮ માહે મુહરમ સને ૯૯૯ હીજરી.

મુરીદો[1] ( અનુયાયિઓ ) માંના નમ્રમાં નમ્ર અબુલફજલ-ના લખાણથી અને ઇબ્રાહીમહુસેનની નોંધથી.

નકલ અસલ મૂજબ છે.

---

૧ અબુલફજલ પોતાને ' મુરીદ ' વિશેષણ એટલા માટે આપે છે કે-તે અકબરના ધર્મનો અનુયાયી હતો.

# પરિશિષ્ટ ખ.

## ફરમાન નં. ૨ નો અનુવાદ.

### અલ્લાહુ અકબર.

અબુ અલમુજફ્ફર સુલતાન..............નો હુકમ.

ઊંચા દરજાના નિશાનની નકલ અસલ મુજબ છે.

આ વખતે ઊંચા દરજાવાળા નિશાનને બાદશાહી મહેરબાનીથી નિકળવાનું માન મળ્યું (છે) કે—હાલના અને ભવિષ્યના હાકેમો, જાગીરદારો, કરોડીઓ અને ગુજરાત સૂબાના તથા સોરઠસરકારના મુસદ્દીઓએ, સેવડા (જૈન સાધુ) લોકો પાસે ગાય અને આખલાને તથા ભેંશ અને પાડાને કોઇપણ વખતે મારવાની તથા તેનાં ચામડાં ઉતારવાની મનાઇ[1] સંબંધી શ્રેષ્ઠ અને સુખના ચિહ્નવાળું ફરમાન છે, અને તે શ્રેષ્ઠ ફરમાન પાછળ લખેલું છે કે "દર મહીનામાં કેટલાક દિવસ એ ખાવાને ઇચ્છવું નહિં. એ ફરજ અને વ્યાજબી જાણવું. તથા જે પ્રાણિઓએ ઘરમાં કે ઝાડો ઉપર માળા નાખ્યા હોય, તેવાઓનો શિકાર કરવાથી કે કેદ કરવાથી (પાંજરામાં પૂરવાથી) દૂર રહેવામાં પૂરી કાળજી રાખવી." (વળી) એ માનવા લાયક ફરમાનમાં લખ્યું છે કે—"યોગાભ્યાસ કરનારાઓમાં શ્રેષ્ઠ હીરવિજયસૂરિના શિષ્ય વિજયસેનસૂરિ સેવડા, અને તેના ધર્મને પાળનારા—જેમણે અમારા દરબારમાં હાજર થવાનું માન મેળવ્યું છે અને જેઓ અમારા દરબારના ખાસ હિતેચ્છુઓ છે—તેમના યોગાભ્યાસનું ખરાપણું અને વધારો તથા પરમેશ્વરની

[1] જૂઓ—આ પુસ્તકનું પૃ, ૧૯૨—૧૯૩.

શોધ ઉપર નજર રાખી ( હુકમ થયો ) કે-એમના દેવલ કે-ઉપાશ્રયમાં કોઇએ ઉતારો લેવો નહિં. અને એમને તુચ્છકારવા નહિ. તથા જો તે જીર્ણ થતાં હોય અને તેથી તેના માનનારા, ચાહનારા કે ખેરાત કરનારાઓમાંથી કોઇ તેને સુધારે કે તેનો પાયો નાખે, તો કોઇ ઉપલકિયા જ્ઞાનવાળાએ કે ધર્માન્ધે તેનો અટકાવ કરવો નહિં અને જેવી રીતે ખુદાને નહિ ઓળખનારા વરસાદનો અટકાવ અને એવાં બીજાં કામો, કે જે પૂજવા લાયક જાતનાં ( ઈશ્વરનાં ) કામો છે, તેનો આરોપ મૂર્ખાઇ અને બેવકૂફીના લીધે જાદુનાં કામ જાણી, તે બિચારા ખુદાને માનનારા ઉપર મૂકે છે અને તેમને અનેક જાતનાં દુઃખો આપે છે, તેમ તેઓ જે ધર્મક્રિયાઓ કરે છે, તેમાં અટકાવ કરે છે; એવાં કામોનો આરોપ એ બિચારાઓ ઉપર નહિં મૂકતાં એમને પોતાની જગ્યા અને મુકામે સુખેથી ભક્તિનું કામ કરવા દેવું. તેમ પોતાના ધર્મ મૂજબ ક્રિયાઓ કરવા દેવી. ”

તેથી (તે) શ્રેષ્ઠ ફરમાન મૂજબ અમલ કરી એવી તાકીદ કરવી જોઇએ કે-એ ફરમાનનો અમલ સારામાં સારી રીતે થાય અને તેની વિરૂદ્ધ કોઇ હુકમ કરે નહિં. ( દરેકે ) પોતાની ફરજ જાણી ફરમાનથી દરગુજર કરવી નહિં. અને તેથી વિરૂદ્ધ કરવું નહિં- તા. ૧ લી શહર્યુર મહીનો ઈલાહી સને ૪૬, મુવાફિક, તા. ૨૫, મહીનો સફર ૧૦૧૦ હીજરી

## પેટાનું વર્ણન.

ફરવરદીન મહીનો, જે દિવસોમાં સૂર્ય એક રાશીમાંથી બીજી રાશીમાં જાય છે, તે દિવસો; ઈદ; મેહરનો દિવસ; દરેક મહીનાના રવિવારો; તે દિવસ કે જે બે સૂફિયાના દિવસોની વચમાં આવે છે; રજબ મહીનાના સોમવારો; આબાન મહીના કે જે બાદશાહના જન્મનો મહીનો છે, દરેક શમસી મહીનાનો પહેલો દિવસ, જેનું નામ

ઓરમઝ છે અને બાર પવિત્ર દિવસો, કે જે શ્રાવણ મહીનાના છેલ્લા છ અને ભાદરવાના પ્રથમ છ દિવસો મળીને કહેવાય છે.

નશાને આલીશાનની નકલ અસલ મૂજબ છે.




( આ સિક્કામાં માત્ર કાજી ખાનમહમ્મુદનું નામ વંચાય છે. તે સિવાયના અક્ષરો વંચાતા નથી. )




( આ સિક્કામાં 'અકબરશાહ મુરીદજાદા દારાબ[1]' આ પ્રમાણે લખેલ છે. )

---

૧. દારાબ, એનું પૂરૂં નામ મીરજા દારાબખાન હતું અને તે અબ્દુર્રહીમ ખાનખાનાનનો છોકરો થતો હતો. વધુ માટે જૂઓ—આ-ઈન-ઇ-અકબરીના પહેલા ભાગનો અંગ્રેજી અનુવાદ પૃ. ૩૩૯.

# પરિશિષ્ટ ગ.

## ફરમાન નં. ૩ નો અનુવાદ.

### અલ્લાહુ અકબર.

નકલ.

( તા. ૨૬ માહે ફરવરદીન સને ૫ ના કરાર મૂજબના ફરમાનની. )

તમામ રક્ષણ કરેલા રાજ્યોના મ્હોટા હાકેમો, મ્હોટા દીવાનો, દીવાની મહાન્ કામોના કારકુનો, રાજ્ય કારભારના બંદોબસ્ત કરનારાઓ, જાગીરદારો અને કરોડિઓએ જાણવું કે-દુનિયાને જીતવાના અભિપ્રાય સાથે અમારો ઇન્સાફી ઇરાદો પરમેશ્વરને રાજી કરવામાં રોકાએલો છે અને અમારા અભિપ્રાયનો પૂરો હેતુ, તમામ દુનિયા, કે જેને પરમેશ્વરે બનાવી છે, તેને ખુશી કરવા તરફ રજુ થએલો છે, (તેમાં) ખાસ કરીને પવિત્ર વિચારવાળાઓ અને મોક્ષધર્મવાળા, કે જેમનો હેતુ સત્યની શોધ અને પરમેશ્વરની પ્રાપ્તિ કરવાનો છે, તેઓને રાજી કરવા તરફ અમે (વધારે) ધ્યાન દઇએ છીએ. તેથી આ વખતે વિવેકહર્ષ,[1]

---

૧. આ વિવેકહર્ષ, તપાગચ્છમાં થયેલ આનંદવિમલસૂરિના શિષ્ય ઋષિ શ્રીપતિના પ્ર. શિષ્ય અને પં. હર્ષાનંદના શિષ્ય થતા હતા. તેઓ એક મહાપ્રતાપી પુરૂષ હતા. ઘણા રાજા મહારાજાઓને તેમણે પ્રતિબોધી જીવદયા સંબંધી કાર્યો કરાવ્યાં હતાં. ખાસ કરીને કચ્છના રાજા ભારમલ્લને પ્રતિબોધી જૈનધર્મનો અનુયાયી બનાવ્યો હતો. આ સિવાય તેમણે કચ્છના ભૂજ, રાયપુર, ખાખર અને લાયજા વિગેરે

# જહાંગીર બાદશાહનું ફરમાન

الله اکبر

فرمان این قرار یافت بتاریخ ... ششم ماه فروردی سنه ۵

حکام کرام و دیوانیان عظام و متصدیان مهمات دیوانی و عاملان اعمال سلطانی

و جاگیرداران و کروریان کل ممالک محروسه بدانند که چون همگی همت عدالت

نهایت جهانگیری در تحصیل مرضیات الهی مصروف و تمامی نیت رحمت طویت

در بدست آوردن خاطر کافه برایا که بدایع معبود واحد واجب الوجود اند

معطوف است خصوصاً در استرضای قلوب سالکان و ضمیر صفا اندیشان

که وجهه مقصود و مطلوب ایشان جز حق جوئی و حق طلبی امری دیگر نیست

عنایت توجه مبذول میداریم لهذا درین ولا که بیک هرکه ... مدد و معاند

واو دیهر لهه پتا جیتی که ... بجی سین سور بجی دیو سیور و ... بجی مخاطب

خوش فهم که درین مدت در پایه سریر سلطنت می بودند چون التماس

واستدعا نمودند که اگر در کل ممالک محروسه در دوازده روز معتبرها که روز

های دون پچوسن باشد در مسلخها از هیچ قسم جانورها و حیوانات

کشته نشود موجب سرفرازی این مسکینان خواهد بود و چندین جانها از آثار

یمن و برکت این حکم اقدس اعلی خلاصی خواهد یافت و ثواب آن بروزگار رحمت

حضرت اقدس اشرف همایون عاید خواهد گردید ازانجا که همت شاهنشاهی

بانجاح مطالب و مآرب جمیع ملل و نحل از هر فرقه و هر طایفه بدیگر آسودگی

کام جانان مصروف و اهتمام ملتمس اوشان بقبول معروف داشته حکم جهان مطاع

واجب الاتباع جهانگیری شرف اصدار یافت که در دوازده روز مذکور سال

بسال در کل ممالک محروسه در مسلخها جانور نکشند و پیرامون این امر

نگردند و درین باب هر ساله حکم و سند مجدد نطلبند می باید که حسب

الحکم الاقدس عمل نموده از فرمودن تخلف و انحراف نورزند در عهده دانند

ગામોમાં કેટલીક પ્રતિષ્ઠાઓ પણ કરી હતી. આ બધી બાબતો, મોટી ખાખર (કચ્છ) ના **શત્રુંજયવિહાર** નામના જૈન મંદિરની અંદરનો શિલાલેખ (જે મુનિરાજશ્રી **હંસવિજયજી** વિરચિત **'પ્રશ્નોત્તર પુષ્પમાલા'** નામના પુસ્તકના પૃ. ૧૫૫ મા છપાયો છે) અને આજ વાત **વિવેકહર્ષ**ના શિષ્ય **મહાનંદે** સં. ૧૬૬૦ માં **રાયપુર**મા બનાવેલ **'અંજનાસુંદરીરાસ'** પણ પુરવાર કરી આપે છે.

આ **વિવેકહર્ષને ' महाजनवंशमुक्तावली '** ના કર્ત્તા શ્રીયુત **રામલાલજીગણિ** ખરતરગચ્છના સાધુ તરીકે ઓળખાવે છે. ( જૂઓ-તે પુસ્તકની પ્રસ્તાવનાનુ પૃ. ૬ તથા પુસ્તકનું પૃ. ૫૯-૬૦ ) પરન્તુ આ વાત ઇતિહાસથી બિલકુલ વિરૂદ્ધ છે. મોટી **ખાખર** ( કચ્છ ) ના મંદિરના જે શિલાલેખનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે, તે, અને પ્રસ્તુત ત્રીજા નંબરનું ફરમાન ખુલ્લી રીતે બતાવી આપે છે કે-તેઓ **તપા**-ગચ્છીય સાધુ હતા. વળી **વિવેકહર્ષની** બનાવેલી કવિતાઓ પણ તેમને **તપા**ગચ્છના સાધુ તરીકેજ પુરવાર કરે છે. તેમણે બનાવેલી **"હીર-વિજયસૂરિ સજ્ઝાય"** ની અંતમા લખ્યું છે:—

" જસ પટ્ટ પ્રગટ પ્રતાપ ઉગ્યો **વિજયસેન** દિવાકરો,
કવિરાજ **હર્ષાણંદ** પંડિત ' **વિવેકહર્ષ** ' સુહંકરો. "

ઉપરની કડી ઉપરથી તેઓ તપચ્છાચાર્ય **શ્રીવિજયસેનસૂરિ**ની આજ્ઞામાં રહેનાર અને **હર્ષાનંદ** કવિના શિષ્ય હતા, એ ચોકકસ થાય છે. આ સિવાય તેમણે **' परब्रह्म प्रकाश '** નામનો ગ્રંથ ભાષામાં કવિતા-બદ્ધ લખ્યો છે. તેની અંતમાં પણ તેઓ પોતાને **તપા**ગચ્છનાજ બતાવે છે. આ સિવાય તેમણે **વી**જાપુરમા વિ. સં. ૧૬૫૨ માં **હીરવિજયસૂરિ રાસ** બનાવ્યો છે, કે જે ન્હાનો છે. તેમાં પણ પોતાને **તપા**ગચ્છના અનુ-યાયી બતાવે છે. વધારે આશ્ચર્ય જેવું તો એ છે કે-શ્રીયુત **રામલાલજી** ગણિએ **વિવેકહર્ષ**ને ખરતરગચ્છના સાધુ તરીકે ઓળખાવવા જતાં **વિવેકહર્ષ**ના બદલે **वेषहर्ष** નામ આપવાની પણ મ્હોટી ભૂલ કરેલી છે.

પરમાનંદ,[1] મહાનંદ,[2] અને ઉદયહર્ષ, કે જેઓ તપાયતિ (તપગચ્છના સાધુ) વિજયસેનસૂરિ,[3] વિજયદેવસૂરિ,[4] અને નંદિવિ-

---

૧ પરમાનંદ તેઓ ઉપર્યુક્ત વિવેકહર્ષના ગુરૂભાઇ અને હર્ષાનંદના શિષ્ય થતા હતા એ વાત ' અંજનાસુંદરીરાસ ' ની પ્રશસ્તિની નીચેની કડિયો ઉપરથી સ્પષ્ટ થાય છે.–

" તપગચ્છમંડન પંડિતશિરોમણી રે
હરષાણંદ પંડિત ગુણભૂરિ રે. વિ૦ ૫

તસ પદ પદવી ઉદયાચલ સિણગારવા રે
ઉગ્યા ઉગ્યા બંધવ જોડિ રે;
વિવેકહર્ષ પંડિત દિનકરૂ
પરમાણંદ પંડિત ગુણ કોડિ રે. ' વિ૦ ૬

આ પરમાનંદને પણ શ્રીયુત રામલાલજીએ ખરતરગચ્છના સાધુ તરીકે બતાવ્યા છે, પરન્તુ તે પણ ભૂલ છે પરમાનંદ પણ તપાગચ્છનાજ સાધુ હતા, તે વાત ઉપર્યુક્ત કથન અને આ ત્રીજા નંબરનું ફરમાન સ્પષ્ટ બતાવી આપે છે તે ઉપરાન્ત તેમણે જુદી જુદી દેશીભાષાઓમાં બનાવેલ ' વિજયચિંતામણિ સ્તોત્ર ' ની અંતમા લખેલ–

" શ્રીવિજયસેનસૂરિંદ સેવક પંડિત પરમાનંદ જયકર "

આ પદ પણ તેજ વાતને પુરવાર કરે છે.

૨ આ મહાનંદ ઉપર્યુક્ત વિવેકહર્ષનાજ શિષ્ય થાય છે. એ વાત ઉપર્યુક્ત તેમના બનાવેલા રાસ ઉપરથી તેમજ એમણે સં. ૧૬૬૯ ના માગસર વદિ ૮ ને રવિવારે આટૂ ગામમા લખેલ भक्तामर स्तोत्र ના અંતિમ ઉલ્લેખથી પણ માલૂમ પડે છે. આ સ્તોત્રની પ્રતિ પરમગુરૂ આચાર્ય મહારાજશ્રીના ભડારમા છે.

૩ જૂઓ–આ પુસ્તકનું પૃ. ૧૫૭–૧૬૩ તથા ૨૩૪–૨૩૬,

૪ વિજયદેવસૂરિ–તેઓ વિજયસેનસૂરિના શિષ્ય થતા હતા. વિ. સ. ૧૬૪૩ મા તેમણે વિજયસેનસૂરિ પાસે અમદાવાદમા દીક્ષા લીધી હતી સં. ૧૬૫૬ મા તેમની આચાર્ય પદવી થઇ હતી. સ ૧૬૭૪ મા તેઓ માંડવગઢમા જહાગીર બાદશાહને મળ્યા હતા. બાદશાહે

જયજી–કે જેઓ 'ખુશફેહમ[1]' ના ખિતાબવાળા છે–તેમના ચેલાઓ છે; તેઓ આ વખતે અમારી હજૂરમાં હતા, અને તેમણે દરખાસ્ત અને વિનતિ કરી કે–"જો સમગ્ર રક્ષણ કરેલા રાજ્યમાં અમારા પવિત્ર બાર દિવસો–જે ભાદરવા પજૂસણના દિવસો છે–તેમાં હિંસા કરવાની જગ્યાઓમાં કોઇ પણ જાતના જીવોની હિંસા કરવામાં નહિં આવે, તો અમને માન મળવાનું કારણ થશે અને ઘણા જીવો આપના ઊંચા અને પવિત્ર હુકમથી બચી જશે. તેમ તેનો સારો બદલો આપના પવિત્ર–શ્રેષ્ઠ અને મુબારક રાજ્યને મળશે."

અમે બાદશાહી રહેમ નજર, દરેક નાત–જાતના અને ધર્મના હેતુ તથા કામને ઉત્તેજન આપવા બલ્કે દરેક પ્રાણીને સુખી કરવા તરફ રાખી છે; તેથી એ વિનતિ કબૂલ કરી દુનિયાએ માનેલો અને માનવા લાયક જહાંગીરી હુકમ થયો કે–મજકૂર બાર દિવસોમાં દરવર્ષે હિંસા કરવાની જગ્યાઓમાં તમામ રક્ષણ કરેલા રાજ્યની અંદર પ્રાણિયોને મારવામાં આવે નહિં અને એ કામની તૈયારી કરવામાં (પણ) આવે નહિં. વળી એ સંબંધી દર વર્ષનો નવો હુકમ કે સનદ (પણ) માગવામાં આવે નહિં. આ હુકમ મુજબ અમલ

---

પ્રસન્ન થઇ તેમને 'મહાતપા' નુ બિરૂદ આપ્યુ હતુ. ઉદયપુરના મહારાજા જગતસિંહજીએ તેમના ઉપદેશથી પીંછોલા અને ઉદયસાગર નામના તળાવોમા જાળો નાખવાનો નિષેધ કર્યો હતો, તેમ રાજ્યાભિષેકના દિવસે અને જન્મના તથા ભાદરવા મહીનામા કોઇ જીવહિંસા ન કરે, એવો હુકમ બહાર પાડયો હતો વળી નવાનગરના લાખા રાજાને, દક્ષિણના ઇદલશાહને, ઇડરના કલ્યાણમલ્લને અને દીવના ફિરંગિયોને તેમણે ઉપદેશ આપી જીવહિંસાઓ ઓછી કરાવી હતી. વિ સ ૧૭૧૩ ના અષાઢ સુદિ ૧૧ ના દિવસે ઉનામા તેઓ સ્વર્ગવાસી થયા હતા વધુ માટે જૂઓ 'વિજયપ્રસ્તિ મહાકાવ્ય' તથા 'ઐતિહાસિક સજ્ઝાયમાળા ભા૦ ૧ લો' વિગેરે ગ્રંથો,

[1] જૂઓ—આ પુસ્તકનું પૃ–૧૫૮.

કરી ફરમાનથી વિરૂદ્ધ વર્તવું નહિં અને આડે માર્ગે જવું જોઇએ નહિં. એ ફરજ જાણવી જોઇએ.

**નમ્રમાં નમ્ર અબુલખૈરના[1] લખાણથી અને મહમ્મુદસૈદ[2]ની નોંધથી.**

---

૧ **અબુલખૈર**, એ શેખ મુબારકનો પુત્ર અને શેખ અબુલફજલનો ભાઇ થતો હતો. તે હી. સ. ૯૬૭ ના જમાદી-ઉલ અવ્વલની બીજી તારીખે ( આઇનિ ઇ. અકબરીમા લખ્યા પ્રમાણે ૨૨ મી તારીખે ) જન્મ્યો હતો. તે ઘણો બાહોશ અને ભલો માણુસ હતો. જીભ ઉપર તેણે સારો કાબૂ મેળવ્યો હતો. અબુલફજલે લખેલી ચીઠીયો ઉપરથી માલૂમ પડે છે કે-બીજા ભાઇઓ કરતા આની સાથે તેનો વધારે સારો સંબંધ હતો. અબુલફજલના સરકારી કાગળો ઘણે ભાગે આનાજ હાથમાં રહેતા અને લાયબ્રેરીની દેખરેખ પણ આજ રાખતો. વધુ માટે જૂઓ-**દરબારે અકબરી** પૃ. ૩૫૫-૩૫૬ તથા **આઇનિ-ઇ-અકબરીના** પહેલા ભાગમાં આપેલ અબુલફજલનુ જીવનચરિત્ર. પૃ. ૩૩

૨ **મહમુદસૈદ**. તે સુજાતખાન શાદીબેગનો છોકરો હતો, પરન્તુ **શેખ ફરીદે** તેને દત્તક લીધો હતો. કારણ કે **શેખ** ફરીદને કોઇ છોકરો નહિ હતો, તેમ તેની પુત્રી પણ નિર્વંશજ મરણ પામી હતી. આના સિવાય **મીરખાન** નામના એક યુવાનને પણ શેખ ફરીદે દત્તક લીધો હતો એટલે **મહમુદસૈદ** અને **મીરખાન** બન્ને ભાઇ થતા હતા. તેઓ બન્ને આડંબરથી રહેતા અને **બાદશાહની** પણ પરવાહ નહિં કરતાં તેઓ રંગીન ફાનસો અને મશાલોથી શણગારેલી હોડીઓમા બેસી નિશંકપણે બાદશાહના મહેલ પાસે થઇને નિકળતા. ઘણી વખત જહાંગીરે તેમ કરવાની મનાઇ કરી હતી, છતા જ્યારે તે પ્રવૃત્તિ બંધ નજ કરી ત્યારે જહાંગીરની સૂચનાથી **મહાબતખાને** એક માણુસ મોકલીને **મીરખાનને** મારી નખાવ્યો હતો. **શેખ ફરીદે** આથી **બાદશાહ** પાસે **મહોબતખાનને** મારવાની માગણી કરી હતી, પરન્તુ **મહાબતે** કેટલાક આબરૂદાર સાક્ષીઓ મેળવીને એવું કહેવડાવ્યું કે-**મીરખાનને** મેં નહિં, પરન્તુ **મહમ્મદ સૈદે** જ મારી નાખ્યો છે.

નકલ અસલ મૂજબ છે.




( આ સિક્કો વાંચી શકાતો નથી. )

એવી રીતે મહુમ્મદ સૈદના ઉપર આ કલંક આવ્યું. મહુમ્મદ સૈદ શાહજહાંનના વીસમા વર્ષમા જીવતો હતો, અને તે ૭૦૦ સેના તથા ૩૦૦ ઘોડેસ્વારોનો અધિપતિ હતો. જૂઓ આઈન-ઇ-અકબરી ના પહેલા ભાગનો અંગરેજી અનુવાદ પૃ. ૪૧૬ તથા ૪૮૧.

# પરિશિષ્ટ ઘ

## ફરમાન નં. ૪ નો અનુવાદ.

### અલ્લાહુ અકબર.

અબ્બુલ મુજફ્ફર સુલતાન શાહ સલીમ ગાજીનું
દુનિયાએ માનેલું ફરમાન.
અસલ મૂજબ નકલ.

મ્હોટાં કામો સંબંધી હુકમ આપનારાઓએ, તેને અમલમાં લાવનારાઓએ, તેમના કારકુનોએ તથા વર્તમાન તેમજ ભવિષ્યના મામલતદારો...............વિગેરેએ અને ખાસ કરીને સોરઠ સરકારે બાદશાહીનું માન મેળવીને તથા આશા રાખીને જાણવું કે-ભાનુચંદ્ર[1] યતિ અને 'ખુશફહમ'ના ખિતાબવાળા સિદ્ધિચંદ્ર[2] યતિએ અમને અરજ કરી કે-" જીજીઓ, જકાત, ગાય-ભેંશ-પાડા અને બળદ-એ જાનવરોની બિલકુલ હિંસા, બીજા દરેક મહીનાના મુકરર દિવસોમાં હિંસા, મરેલાના માલનો કબજો કરવો, લોકોને કેદ કરવા અને શત્રુંજય પર્વત ઉપર માથાદીઠ સોરઠ સરકાર જે કર લેતા તે, એ બધી બાબતો આલા હજરતે ( અકબર બાદશાહે ) માફ અને તેની મનાઇ કરી છે;[3] " તેથી અમે પણ દરેક-લોકો ઉપર અમારી સંપૂર્ણ મહેરબાની છે, તેથી-એક બીજો મહીનો, કે જેની અંતમાં અમારો જન્મ થયો છે, તે ઉમેરીને નીચે લખેલી તપસીલ મૂજબ માફી આપી-અમારા શ્રેષ્ઠ હુકમ મૂજબ અમલ કરી

---

૧ જૂઓ-આ પુસ્તકનું પૃ. ૧૪૫-૧૫૬ તથા ૨૩૮-૨૩૯
૨ જૂઓ-પૃ. ૧૫૫-૧૫૬.
૩ જૂઓ-પૃ. ૧૩૯, ૧૪૪, ૧૪૫, ૧૫૦, ૧૬૨, ૧૬૩.

તે વિરૂદ્ધ કે આડે માર્ગે જવું જોઇએ નહિં તથા **વિજયસેન-સૂરિ** અને **વિજયદેવસૂરિ**, કે જેઓ ત્યાં (ગુજરાતમાં) છે, તેમના હાલની ખબરદારી કરી, જ્યારે **ભાનુચંદ્ર** અને **સિદ્ધિચંદ્ર** ત્યા આવી પહોંચે ત્યારે તેમની સાર સંભાળ રાખી જે કામ કરવાનું તેઓ રજૂ કરે, તેને સંપૂર્ણ કરી આપવું જોઇએ, કે જેથી તેઓ જીત કરનારા રાજ્યને હમેશાં (કાયમ) રહેવાની દુઆ કરવામાં સુખી મનથી કામે લાગેલા રહે. વળી ઉના પરગણામાં એક વાડી છે; કે જ્યાં તેમણે પોતાના ગુરૂ હીરજીનાં પગલાં સ્થાપન કર્યાં છે, તેને જૂના રિવાજ પ્રમાણે વેરા વિગેરેથી મુક્ત જાણી તે સંબંધી કંઇ હરકત કે અડચણ કરવી નહિં. લેખ (થયો) તા. ૧૪, શહેરીવર મહીનો, સને ઇલાહી ૫૫.

પેટાનો ખુલાસો.

,, મહીનો ફરવરદીન; તે દિવસો કે જે દિવસોમાં સૂર્ય એક રાશીમાંથી બીજી રાશીમાં જાય છે; ઇદનો દિવસ, મેહરના દિવસો; દરેક મહીનાના રવિવારો; તે દિવસ કે જે સૂફિયાના બે દિવસોની વચમાં આવે છે; રજબ મહીનાનો સોમવાર; અકબર બાદશાહના જન્મનો મહીનો–જે આબાન મહીનો કહેવાય છે; દરેક શમશી (Solar) મહીનાનો પહેલો દિવસ, કે જેનું નામ ઓરમજ છે; બાર બરકતવાળા દિવસો, કે જે શ્રાવણ મહીનાના છેલ્લા છ દિવસ અને ભાદરવાના પહેલા છ દિવસો છે.

અલ્લાહુ અકબર.

નકલ અસલ મૂજબ છે.




(આ સિક્કાના અક્ષરો વાંચી શકાતા નથી.




( આ સિક્કામાં 'કાજી અબ્દુસ્સમી[1]' નું નામ છે. )

અસલ મુજબ નકલ છે.




( આ સિક્કામાં ' કાજી ખાન-મુહમ્મદ' નું નામ છે, બીજા અક્ષરો વંચાતા નથી. )

---

૧ **કાજી અબ્દુસ્સમી,** તે **મીયાંકાલ** નામના પહાડી પ્રદેશનો રહીશ હતો, કે જે પ્રદેશ સમરકંદ અને બુખારાની વચ્ચે આવેલો છે. બદાઉનીના કહેવા પ્રમાણે તે પૈસાને માટે શેત્રંજ રમતો અને દારૂ બહુ પીતો. હી. સ. ૯૯૦ મા અકબરે તેને કાજી જલાલુદ્દીન મુલતાનીના સ્થાનમાં **કાજીલ્કુજાત** બનાવ્યો હતો. જૂઓ-આઇન-ઇ અકબરીના પહેલા ભાગનો અંગ્રેજી અનુવાદ પૃ. ૫૪૫.

## જહાંગીર બાદશાહે વિજયદેવસૂરિ ઉપર લખેલો પત્ર.

الله اکبر

حق شناس ریاضت شعار ویجی دیو سور توجهات مخصوص بوده معلوم نمایند که چون در اجین

بشما ملاقات شده بود در لوازم اخلاص شما دیده از احوال شما اکثر پرسان می‌باشیم یقین

شما هم باینجانب رابطهٔ اخلاص از دست نخواهد داد و در شغول حیله شما دیانت سنیاس

ما را ملازمت نمود احوال شما ازو معلوم شد بسیار خوشحال شدیم و حیله شما هم بسیار سنجیده

و معقول است درباره توجه تمام داریم و آنچه عرض مشکینه موافق آن کرده می‌شود باید

هرچه کار و مهم اینجانبی باشد بحیله خود بنویسد که در آن باب رخصت معلوم مسکر دهند که بهمه

متوجه خواهیم شد خاطر از همه جانب جمع داشته به عبادت معبود مشغول بوده بدعاگویی

دوام دولت بی زوال حضرت اعلی مشغول باشند لاله ... ۱۹ ... شهر شعبان

# પરિશિષ્ટ ૭

## ફરમાન નં. ૫ નો અનુવાદ.

અલ્લાહુ અકબર.

હકને ઓળખનાર, યોગાભ્યાસ કરનાર **વિજયદેવસૂરિએ** અમારી ખાસ મહેરબાની મેળવીને જાણવું કે–તમારી સાથે **પત્તન**[1]માં મુલાકાત થઈ હતી, તેથી ખરા મિત્ર તરીકે ઘણું કરીને (હું) તમારા સમાચાર પૂછતો રહું છું. (મને) ખાત્રી છે કે–તમે પણ અમારી સાથે ખરા મિત્ર તરીકેનો સંબંધ મૂકશો નહિં. આ વખતે તમારો શિષ્ય **દયાકુશલ**[2] **પંન્યાસ** અમારી પાસે હાજર થયો

---

૧ ' **પત્તન** 'થી ગુજરાતમા આવેલું પાટણ નહિ, પરન્તુ **માંડવગઢ** ( માળવા ) સમજવાનું છે, કારણ કે જહાગીર અને વિજયદેવસૂરિનો સમાગમ **માંડવગઢ**માંજ થયો હતો. આ સમાગમનું સમ્પૂર્ણ વૃત્તાન્ત **વિદ્યાસાગર**ના પ્રશિષ્ય અથવા **પંચાયણ**ના શિષ્ય **કૃપાસાગરે શ્રીનેમિસાગરનિર્વાણરાસ**મા આપ્યુ છે, તેમા પણ જ્યા **માંડવગઢ**ના શ્રાવકોનું વર્ણન લખ્યું છે, ત્યા ચોખ્ખું લખ્યું છે કે–

> " વીરદાસ છાજૂ વળી એ, શાહ જગૂ ગુણ જાણ કે,
> પાટણે તે વસે ઇત્યાદિક શ્રાવક ઘણા એ, " ૯૧.

( જૂઓ—જૈન રાસમાળા ભા. ૧ લો પૃ. ૨૫૨ )

આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે–**માંડવગઢ**ની તે વખતે પાટણ તરીકે પણ પ્રસિદ્ધિ હતી.

૨ આ **દયાકુશલજી** તેજ છે કે જેમણે વિ. સં. ૧૬૪૯મા **વિજયસેનસૂરિની** સ્તુતિમા **લાભોદયરાસ** બનાવ્યો છે. તેમના ગુરુનું નામ **કલ્યાણકુશલ** હતું.

છે. તમારા સમાચાર તેની દ્વારા જાણ્યા છે; (તેથી) અમે બહુ ખુશી થયા. તમારો ચેલો પણ બહુ અનુભવી અને તર્કશક્તિવાળો છે. તેના ઉપર અમે સંપૂર્ણ મહેરબાનીની નજર રાખીએ છીએ. અને જે કંઇ તે કહે છે, તે મૂજબ કરવામાં આવે છે. અહિંનું જે કંઇ કામકાજ હોય, તે તમારા પોતાના શિષ્યને લખવું કે જેથી હજૂરમાં જાણવામાં આવે. જેનાથી તેના ઉપર (અમે) દરેક રીતે ધ્યાન દઇશું. અમારા તરફથી સુખે (બેફીકર) રહેશો અને પૂજવાલાયક જાતની પૂજા કરી અમારું રાજ્ય કાયમ રહે એવી દુઆ કરવામાં કામે લાગેલા રહેશો. વિશેષ કંઇ લખવાનું નથી. લખ્યું તા. ૧૯ મહીનો શાહબાન, સને ૧૦૨૭.




આ સિક્કામાં 'જહાંગીર મુરીદ શાહ નવાજખાન[1]' આટલા

---

૧ **શાહ નવાજખાન,** એનુ ખાસ નામ હતુ ઇરજ. તે પોતાની શરવીરતા માટે બહુ જાણીતો થયો હતો. જ્યારે તે જુવાન હતો, ત્યારે તેને ' ખાનખાન-ઇ-જુવાન ' કહેતા. રાજ્યના ચાલીસમા વર્ષમા તેને ચારસોનો અધિપતિ બનાવવામા આવ્યો હતો, અને રાજ્યના સૂડતાળીસમા વર્ષમા **મલિક અમ્બરની** સાથે **ખારકીમા** લડીને તેણે ' બહાદુર ' નો ઇલ્કાબ મેળવ્યો હતો શાહજહાનના સમયમા એક ઉમરાવ-**શાહ નવાજખાન-ઇ શફવી** નામનો થઇ ગયો છે, તેનાથી જુદી ઓળખાણ માટે ઇતિહાસ લેખકો અને ' **શાહ નવાજખાન-ઇ-જહાંગીરી** ' લખીને ઓળખાવે છે. જહાગીરે આને ઈ. સ. ૧૦૨૦ મા ' શાહ નવાજખાન ' નો ઇલ્કાબ આપ્યો હતો, અને તેજ વખતે ત્રણ હજારી બનાવી ઈ. સ. ૧૦૨૭ મા પાચ હજારી બનાવ્યો હતો. જહાગીરના રાજ્યના બારમા

અક્ષરો છે.

---

વર્ષમા તેણે દક્ષિણમા કુમાર **શાહજહાન**ની નોકરી કરવા માંડી હતી. તે એક અચ્છો સૈનિક હતો, પરન્તુ લૂગડાંની બાબતમાં બહુ બેદરકાર રહેતો. તેની એક પુત્રીનુ લગ્ન **શાહજહાન**ની સાથે કરવામા આવ્યું હતું. **ગ્રાન્ટે** લખેલા મધ્યપ્રાંતોના **ગેજીટીયર** પ્રમાણે આ **ઇરિજ** (શાહનવાજખાન) ની કબર બુરહાનપુરમા છે. આ કબર તેના જીવતાજ બાંધવામા આવી હતી. હી. સં. ૧૦૨૮ મા તે અતિશય મદ્યપાનથી ગુજરી ગયો હતો. કહેવાય છે કે—**અકબર** પોતાના ફરમાનોમા આ **ઇરિજ** અને બીજા ફરમાનની છેલ્લી નોટમા ( પૃ. ૩૮૧ મા ) બતાવેલ **દારાબ**ના નામો કોઇ ન કોઇ રીતે લાવી મૂકતો. વિશેષ માટે જૂઓ—**આઇન–ઇ—અકબરી**ના પ્રથમ ભાગનો અંગરેજી અનુવાદ પૃ. ૩૩૯, ૪૯૧ તથા **દરબારે અકબરી** પૃ. ૬૪૨–૬૪૪.

# પરિશિષ્ટ ચ

## ફરમાન નં. ૬ નો અનુવાદ.

અલ્લાહુ અકબર.

નુરૂદ્દીન મહમ્મદ જહાંગીર બાદશાહ ગાજીનું ફરમાન.

હમેશાં રહેવાવાળું આલીશાન ફરમાન, કે જે તા. ૧૭ રજબ-ઉલ મુરજ્જબ હી. સન ૧૦૨૪ નું છે, તેની નકલ.

હવે આ ફરમાન આલીશાનને પ્રકટ અને પ્રસિદ્ધ કરવાના મહત્ત્વનો પ્રસંગ પ્રાપ્ત થયો. એમ ફરમાવવામાં આવે છે કે, માપણી કરેલી દસ વીઘા જમીન, ખંભાતની નજીકના ચોરાસી પરગણાના મહમ્મદપુર ( અકબરપુર ) ગામમાં નીચે લખ્યા પ્રમાણે ચંદૂ સંઘવીને માટે મદદે-મુઆશ નામની જાગીર ખરીફના પ્રારંભ-નોશકાનઇલ ( જુલાઇ ) મહીનાથી કાયમને માટે આપવામાં આવે, જેથી તેની ઉપજનો ઉપયોગ દરેક ફસલ, દરેક સાલ પોતાના ખર્ચને માટે તે કરે અને અનન્ત બાદશાહી અસ્ખલિત રહેવાને માટે તે પ્રાર્થના કરતા રહે.

હાલના અને હવે પછીના અધિકારિયો, તલાટિયો, જાગીરદારો અને માલના ઠેકેદારોને માટે ઉચિત છે કે, તેઓ આ પવિત્ર અને ઊંચા હુકમને હમેશાં ચાલુ રાખવાનો પ્રયત્ન કરે. ઉપર લખેલા જમીનના ટૂકડાની માપણી કરીને અને તેની મર્યાદા બાંધીને તે જમીન તે ચંદૂ સંઘવીના તાબે કરે, અને તેમાં કોઇપણ જાતનો ફેરફાર યા અદલા બદલી ન કરે, તેને તકલીફ ન આપે, તેમ તેની પાસેથી, કોઇપણ કારણને માટે કંઇ પણ વસ્તુની માગણી ન કરે. જેમકે-પટ્ટો બનાવવાનું ખર્ચ, નજરાણું, માપણીનું ખર્ચ, જમીન

૧ આ ચંદૂ સંઘવી અને આમાં ઉલ્લેખેલ શ્રીવિજયસેનસૂરિના સ્તૂપ માટે બાદશાહે આપેલી ૧૦ વીઘા જમીનની હકીકત માટે જૂઓ આ પુસ્તકનું પૃ. ૨૩૬.

કબજામાં આપવાનું ખર્ચ, રજીસ્ટરીનું ખર્ચ, તલાટીનું ફંડ; તહ-સીલદાર અને દરોગાનું ખર્ચ; વેઠ, શિકાર અને ગામનું ખર્ચ; નંબરદારીનું ખર્ચ; જેલદારી સેંકડે ૨ ટકા ફી; કાનુગોની ફી; કોઇ ખાસ કામને માટે સાધારણ વાર્ષિક ખર્ચ; ખેતી કરવા વખતે અમુક ફી અને એવી તમામ જાતની દીવાની અને મુલતાની તકલીફોથી તેને કાયમને માટે મુકત કરવામાં આવે છે. એને માટે હર સાલ કોઇ નવો હુકમ કે સૂચનાની આવશ્યકતા નથી. જે કંઇ હુકમ કરવામાં આવ્યો છે, તેને તોડવો નહિં જોઇએ, અને આને તેઓએ પોતાનું સરકારી કામ સમજવું જોઈએ.

તા. ૧૭ મી અસ્ફન્દારમુઝ–ઇલાહી મહીનો, ૧૦ મું વર્ષ.

## બીજી બાજુનો અનુવાદ.

તારીખ ૨૧ અમરદાદ ઇલાહી ૧૦ મું વર્ષ, જેની બરાબર રજબુલ મુરજજબ હી. સન ૧૦૨૪ ની ૧૭ મી તારીખ અને ગુરૂવાર, થાય છે.

પૂર્ણતા અને ઉત્તમતાના આધાર રૂપ, સાચા અને જ્ઞાની એવા **સૈયદ અહમ્મદ કાદ્રી**એ મોકલવાથી; બુદ્ધિશાલી તથા વર્તમાન સમયના જાલીનૂસ (ધન્વન્તરી વૈદ્ય) અને હાલના ખ્રીસ્ત એવા **જોગી**એ આપેલા ટેકાથી; વર્તમાન સમયના પરોપકારી રાજા **સુભાને** આપેલી ઓળખથી અને સૌથી નમ્ર શિષ્યોમાંના શિષ્ય અને નોધનાર **ઇસાહક**ના લખાણથી **ચંદૂ સંઘવી,** પિતા બોરૂ (?) પિતા (પિતામહ) વજીવન (વરજીવન ?), રહેવાસી **આગ્રાનો,** તેને **મદદે મુઆશ** નામની જાગીર આપવામાં આવી. **ચંદૂ** સંઘવી, પિતા બોરૂ (?) પિતા ( પિતામહ ) વજીવન ( વરજીવન, ) રહેવાસી **આગરા,** સબજવમ ( સેવડાને માનનાર ), જેનું કપાળ પહોળું, ભ્રમર પહોળી, ઘેટા જેવી જેની આંખો, કાળો રંગ, મૂંડેલી દાઢી, મ્હોં ઉપર ઘણા માતાના ડાઘ, બન્ને કાનોમાં ઠેકાણે ઠેકાણે છેદ, **મધ્યમ ઊંચાઇ અને જેની લગભગ ૬૦ વર્ષની ઉમર છે, તેણે બાદ-**

શાહની ઊંચી દૃષ્ટિને એક રત્નથી જડેલી વીંટી ૧૦ મા વર્ષના ઈલાહી મહીનાની ૨૦ મી તારીખે ભેટ કરી અને તેણે અરજ કરી કે, અકબરપુર ગામમાં ૧૦ વીઘા જમીન, તેના સદ્ગત ગુરૂ વિજયસેનસૂરિના મંદિર, બાગ, મેળો અને સમ્માનની યાદગીરિ માટે આપવામાં આવે. સૂર્યનાં કિરણોની માફક ચળકાવવાળો અને બધી દુનિઆને માનવા લાયક એવો હુકમ થયો કે, ચંદૂ સંઘવીને ગામ અકબરપુર, પરગણા ચોરાસી, કે જે ખંભાતની નજીક છે, ત્યાં દસ વીઘા ખેતીની જમીનનો ટૂકડો મદદે મુઆશ નામની જાગીર તરીકે આપવામાં આવે. હુકમ પ્રમાણે તપાસ કરીને લખવામાં આવ્યું. માર્જીનમાં લખેલ છે કે " લખનાર સાચો છે."

જુમલતુલમુલ્ક, મદારૂલ મહામ એતમાદુદ્દૌલાના હુકમઃ— " (ફરી) બીજી વખત અરજ કરવામાં આવે."

મુખલીસખાન, જેઓ મહેરબાની કરવાને લાયક છે, તેઓએ બાદશાહની સ્હામે બીજીવાર અરજી પેશ કરી. ( પુનઃ આ કાગળ પેશ કરવામાં આવે છે. ) તા. ૨૧ માહ યૂર, ઈલાહી સ. ૧૦.

જુમલતુલમુલ્ક, મદારૂલ મહામનો હુકમ;—"ખરીફના આરંભનોશકાનઈલથી હુકમ લખવામાં આવે."

જુમલતુલમુલ્કી મદારૂલ મહામીનો હુકમઃ—અરજી (વાજબી) બનાવવામાં આવે.

હુકમ છેલ્લો—

જુમલતુલ મદારૂલ મહામનો આ છે કેઃ— મોજા મહમદપુરથી આ (ચંદૂ સઘવી) ને માફી આપવામાં આવે.




( બરાબર વંચાતો નથી )
આ નકલ અસલ પ્રમાણે છે,

# પરિશિષ્ટ છ.

## પોર્ટુગીઝ પાદરી પિનહરો ( Pinheiro ) ના બે પત્રો.[1]

આ પુસ્તકના પૃ. ૧૬૯ માં પિનહરો ( Pinheiro ) નામના એક પોર્ટુગીઝ પાદરીએ લાહોરથી તા. ૩ સપ્ટેમ્બર સ. ૧૫૯૫ એ પોતાના દેશમાં લખેલ પત્રનું એક વાક્ય ડૉ. વિન્સેંટ એ. સ્મિથના અંગરેજી 'અકબર'માંથી ઉદ્ધૃત કરવામાં આવ્યું છે. તે પત્રમાં તેણે જૈનો સંબંધી જે વિશેષ હકીકત લખી હતી તે આ છેઃ—

" This king ( Akbar ) worships God and the sun, and is a Hindu [ Gentile ]; he follows the sect of Vertei, who are like monks living in communities [ congregationi ] and do much penance. They eat nothing that has had life [ anima ] and before they sit down, they sweep the place with a brush of cotton, in order that it may not happen [ non si affironti ] that under them any worm [ or 'insect,' vermicells ] may remain and qe killed by their sitting on it. These people hold that the world existed from eternity, but others say No,—many worlds having passed away. In this way they say many

---

[1] પિનહરોના આ બન્ને પત્રોના અંગરેજી અનુવાદ સુપ્રસિદ્ધ ઇતિહાસકાર ડૉ. વિન્સેન્ટ એ. સ્મીથે પોતાના તા. ૨–૧૧–૧૮ ના પત્ર સાથે પૂજ્યપાદ ગુરૂવર્ય શાસ્ત્રવિશારદ—જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિ મહારાજ ઉપર મોકલી આપ્યા હતા.

silly things, which I omit so as not to weary your Reverence.[1] "

" રાજા અકબર પરમેશ્વર અને સૂર્યને પૂજે છે. અને તે હિંદુ છે. તે વ્રતિ[2] સંપ્રદાયને અનુસરે છે. તે વ્રતિઓ મઠવાસી સાધુની પેઠે વસ્તીમાં રહે છે અને બહુ તપશ્ચર્યા કરે છે. તેઓ કંઇપણ સજીવ વસ્તુ ખાતા નથી અને જમીન ઉપર બેસવા પહેલાં જમીનને રૂની (ઉનની) પીંછી (ઓઘા) થી સાફ કરે છે, કે જેથી જમીન ઉપર રહેલા જીવ–જંતુનો નાશ થાય નહિં.આ લોકોનું એવું માનવું છે કે–જગત્ અનાદિ છે. પણ બીજાઓ કહે છે કે ઘણી દુનિયાઓ થઇ ગઇ છે. આવી મૂર્ખાઇ ભરેલી (?) વાતોથી આપ પૂજ્યશ્રીને કંટાળો નહિં આપતાં આટલેથીજ વિરમું છું. "

આવીજ રીતે એક બીજો પત્ર તેણે (પિનહેરોએ) તા. ૬ નવેમ્બર ૧૫૯૫ ના દિવસે પોતાના દેશમાં લખ્યો હતો; તેમાં જૈનો સંબંધી જે હકીકત લખી છે, તે આ છે:—

" The Jesuit narrates a conversation with a certain Babansa (? Bāban shāh) a wealthy notable of Cambay, favourable to the Fathers.

---

૧ **પેરૂશી** પૃ. ૬૯ મા છપાયેલ પત્રના લેટીન અનુવાદ ઉપરથી કરેલ તરજુમો. આજ હકીકત **મેક્લેગને** ' જર્નલ ઓફ એશિયાટિક સોસાયટી ઑફ બેન્ગૉલ વૉલ્યુમ ૪૫, પ્રથમ અંકના પૃ. ૭૦ મા આપી છે.

૨ **વ્રતી,** એ બીજા કોઇ નહિ, પરન્તુ **જૈનસાધુઓ** જ છે. તે વખતના ઘણા ખરા લેખકોએ પોતાના પુસ્તકોમા જૈનસાધુઓને **વ્રતી** શબ્દથીજ ઉલ્લેખ્યા છે 'ડિસ્કીપ્શન ઓફ એશિયા' નામનું પુસ્તક કે જે ઇ. સ. ૧૬૭૩ મા છપાયેલુ છે, તેના ૧૧૫, ૨૧૩, ૨૩૨ વિગેરે પૃષ્ઠોમા આ દેશના જૈનસાધુઓનુ વર્ણન આપ્યુ છે, તે **'વ્રતી'** શબ્દથીજ આપ્યુ છે, ત્યા સુધી કે સુપ્રસિદ્ધ ગુર્જર કવિ **શામળદાસે** પણ **'સૂડા બહોતેરી'** મા 'વ્રતી' શબ્દથી ઉલ્લેખ કર્યો છે **व्रती** શબ્દનો વ્યુત્પત્તિથી અર્થ **व्रतमस्यास्तीति व्रती** (જેઓને વ્રત હોય તે) થાય છે, પરતુ રૂઢીથી **'વ્રતી'** શબ્દ જૈનસાધુઓને માટે જ વપરાયો છે, અને વપરાય છે.

'He is a deadly enemy of certain men who are called Verteas, concerning whom I will give some slight information [ delli quali toccaro, alcuna cosa ].

The Verteas live like monks, together in communities [ congregatione ]; and when I went to their house [ in Cambay ] there were about fifty of them there. They dress in certain white clothes; they do not wear anything on the head; their beards are shaven not with a razor, but pulled out, because all the hairs are torn out from the beards, and likewise from the head, leaving none of them, save a few on the middle of the head up to the top, so that they are left a very large bald space.

They live in poverty, receiving in alms what the given has in excess of his wants for food. They have no wives. They have ( the teaching of ) their sect written in the script of Gujarat. They drink warm water, not from fear of catching cold, but because they say that water has a Soul, and that drinking it without heating it kills its Soul, which God created, and that is a great sin, but when heated it has not a Soul. And for this reason they carry in their hands certain brushes, which with their handles look like pencils, made of cotton ( *bambaca* ) and these they use to sweep the floor or pavement whereon they walk, so that it may not happen that the Soul [ anima ] of any worm be killed. I saw their prior and superior ( maggiore ) frequently sweep the place before sitting down by reason of that scruple. Their chief Prelate or supreme Lord may

have about 100,000 men under obedience to him, and every year one of them is elected. I saw among them boys of eight or nine years of age, who looked like Angels. They seem to be men, not of India, but of Europe. At that age they are dedicated by their fathers to this Religion.

* * * *

They hold that the world was created millions of millenniums ago, and that during that space of time God has sent twenty three Apostles, and that now in this last age, he sent another one, making twenty-four in all, which must have happened about two thousand years ago, and from that time to this, they possess scriptures, which the others [ Apostles ] did not compose.

Father Xavier and I discoursed about that saying to them that this one ( questo ) [ Seil apparently the last Apostle ] concerned their Salvation.

The Babansa aforesaid being interpreter, they said us, we shall talk about that another time, But we never returned there, although they pressed us earnestly, because we departed the next day.[૧] "

"પાદરીઓને અનુકૂળ **ખંભાત** શહેરના અમુક ધનાઢ્ય ઉમરાવ **બાબનસા**[૨] ( બાબનશાહ ? ) ની સાથે થયેલી વાતચીતનો **પાદરી** નીચે પ્રમાણે ઉલ્લેખ કરે છે.

---

૧ **પેરૂશી**ના પૃ. ૫૨ માથી કરેલો તરજુમો. આ હકીકત મૅકલેગને પણ પોતાના લેખના પૃ. ૬૫ મા લખી છે.

૨ બાબનસા, એ પારસી ગૃહસ્થનું નામ છે. તેનું શુદ્ધ નામ **બહમનશા** હોય, એમ જણાય છે. તે સમયમા ખંભાતનાં પારસી ગૃહસ્થો રહેતા હતા.

તે 'વ્રતી'ના નામથી ઓળખાતા અમુક માણસોનો કટ્ટો દુશ્મન છે. તે વ્રતિયો સંબંધી હું કંઇક હકીકત આપીશ.

વ્રતિયો, સાધુઓની માફક સમુદાયમાં રહે છે અને હું જ્યારે તેમના સ્થાન (ખંભાતમાં) ગયો, ત્યારે તેમનામાં પચાસેક જણ ત્યાં હતા. તેઓ અમુક પ્રકારનાં શ્વેત વસ્ત્રો પહેરે છે. તેઓ માથા ઉપર કંઇ પણ ઓઢતા નથી, વળી અસ્ત્રાથી દાઢીની હજામત કરાવતા નથી; પણ તે દાઢીને ખેંચી કાઢે છે અર્થાત્ દાઢીના તેમજ માથાના વાળનો તેઓ લોચ કરે છે. માથાની ટોચે વચલા ભાગમાંજ થોડા વાળ હોય છે, આથી કરીને તેઓના માથામાં મોટી ટાલ પડી ગયેલી હોય છે.

તેઓ નિર્ગ્રંથ છે. ભિક્ષામાં, જે ખાદ્યપદાર્થ (ગૃહસ્થોની) જરૂરીઆત ઉપરાંત વધેલો હોય છે, તેજ લે છે. તેઓને સ્ત્રિયો હોતી નથી. ગુજરાતની ભાષામાં તેઓનાં ધર્મશિક્ષણો લખેલાં હોય છે. તેઓ ગરમ કરેલું પાણી પીએ છે. તે શરદી લાગવાના ભયથી નહિં, પણ એવા મન્તવ્યથી કે પાણીમાં જીવ છે, અને ઉકાળ્યા સિવાય તે પીવામાં આવે, તો તે જીવનો નાશ થાય છે. આ જીવ પરમેશ્વરે બનાવ્યા છે. અને આમાં (ઉકાળ્યા વગર પીવામાં) બહુ પાપ છે. પણ જ્યારે ઉકાળવામાં આવે છે, ત્યારે તેમાં જીવ રહેતો નથી. અને આ કારણથી તેઓ તેમના હાથમાં અમુક પ્રકારની પીંછીઓ (ઓઘાઓ) લઇને ફરે છે. આ પીંછીઓ તેના દાંડાઓ સહિત રૂની (ઉનની) બનાવેલી સીસાપેનો જેવી લાગે છે. તેઓ આ પીંછીઓ વડે જમીન અથવા બીજી જગ્યાઓ કે જ્યાં તેમને ચાલવાનું હોય છે, તેને સાફ કરે છે. કારણ કે તેમ કર્યાથી કોઇ જીવની ઘાત થાય નહિં. આ વ્હેમને લીધે તેમના વડવાઓને અને ઉપરિઓને ઘણી વખત જમીન સાફ કરતાં મેં જોયા છે. તેમના સાથી મ્હોટા નાયકના હાથ નીચે તેની આજ્ઞામાં રહેનારા એક લાખ માણસો હશે. અને દરેક વર્ષે આમાંનો એક ચૂંટાય છે. મેં તેઓમાં આઠ-નવ

વર્ષની ઉમરના છોકરાઓ પણ જોયા, કે જેઓ દેવ જેવા લાગતા હતા. તેઓ હિંદુસ્થાનના નહિં, પરન્તુ, યૂરોપના હોય, એવા લાગતા હતા. આટલી ઉમરે તેમનાં માતા-પિતા તેમને ધર્મને માટે અર્પણ કરી દે છે.

* * * *

તેઓ પૃથ્વીને અનાદિ માને છે અને માને છે કે-આટલા વખતમાં (અનાદિકાળમાં) તેમના ઈશ્વિરે ૨૩ પેગમ્બરો (પ્રવર્ત્તકો) મોકલ્યા. અને આ છેલ્લા યુગમાં બીજો એક મોકલ્યો, એટલે ચોવીસ થયા. આ ચોવીસમાને થયે બે હજાર વર્ષ થઇ ગયાં છે. અને તે વખતથી તે અત્યાર સુધીમાં બીજા પ્રવર્ત્તકોએ નહિં બનાવેલાં એવાં પુસ્તકો તેમના કબજામાં છે.

ફાધર ઝેવીયરે અને મેં આ બાબતની તેમની સાથે વાત કરી અને પૂછયું કે-આ છેલ્લા પ્રવર્ત્તકથીજ તમારો ઉદ્ધાર છે કે શું?

ઉપર્યુક્ત બાબનશા અમારો દુભાષિયો હતો. અને તેઓએ અમને કહ્યું કે-આ બાબતની આપણે ફરીથી વાત કરીશું. પણ અમે બીજે દિવસે ત્યાંથી નિકળી ગયા, તેથી અમારાથી ફરીથી ત્યાં જવાયું નહિં. જો કે તેઓએ અમને ઘણોજ આગ્રહ કરેલો હતો."

# પરિશિષ્ટ જ.

## અકબરના વખતનું નાણું.

મનુષ્યોના ઉપયોગમાં આવનારી વસ્તુઓના વ્યવહારને માટે દરેક દેશોમાં અને દરેક સમયમાં **નાણાંનો** પ્રચાર અવશ્ય હોય છે. આ નાણાં બે પ્રકારનાં હોય છે; એક તો છાપવાળાં અને બીજાં છાપ વિનાનાં. જે નાણાં છાપવાળાં હોય છે, તેના ઉપર તે તે સમયના રાજાનું ચિત્ર, રાજ્યચિહ્ન અથવા તો માત્ર રાજાનું નામ-સંવત્ વિગેરે કોતરેલ અક્ષરજ હોય છે અને જે નાણાં છાપ વિનાનાં હોય છે. તેનો વ્યવહાર ઘણે ભાગે ગણતરીથીજ થાય છે. જેવાં કે-બદામ કોડિયો વિગેરે. વળી જે નાણાં છાપવાળાં હોય છે, તેનાં ખાસ કરીને વિશેષ નામો રાખેલાં હોય છે. જેમ વર્ત્તમાન સમયમાં સોનાના નાણાને **ગીની** કહે છે. રૂપાના નાણાને **રૂપીયો** કહે છે અને તાંબાના નાણાંને **પૈસા** કહેવામાં આવે છે. ઘણે ભાગે દરેક સમયમાં આ ત્રણ ધાતુઓનું નાણું વપરાએલું ઇતિહાસનાં પૃષ્ઠોથી અવલોકાય છે. સોનું, રૂપુ અને તાંબુ. બહુ જૂના વખતમાં કલઇ અને બીજી ધાતુઓનું પણ નાણું ચાલતું, પરન્તુ છેલ્લા ૩૦૦-૪૦૦ વર્ષોમાં તો ઉપર્યુકત ત્રણ ધાતુઓનાંજ નાણાની વપરાશ મ્હોટે ભાગે થએલી છે. બેશક, વજનમાં ન્યૂનાધિકતા હોવાથી તેનાં નામો જુદાં જુદાં અવશ્ય રાખેલાં છે, પરન્તુ ધાતુ તો પ્રાયઃ એ ત્રણજ.

જે સમયના સિક્કાઓનું (નાણાંનું) વર્ણન હું કરવા માગું છું, તે સમયનાં (અકબરના સમયનાં) નાણાંમાં પણ ઉપર્યુકત ત્રણ ધાતુઓ વપરાઇ હતી. અને તે પણ બિલકુલ ચોખ્ખીજ. કોઇ પણ જાતના ભેગ વિનાની.

અકબરના વખતમાં જે નાણું ચાલતું હતું, તે ઘણી જાતનું હતું. અર્થાત્ વ્યવહારની સરળતાને માટે અકબરે પોતા નાણાંના ઘણા વિભાગો પાડી નાખ્યા હતા. સૌથી પહેલાં આપણે અકબરના વખતના સોનાના નાણા સંબંધી તપાસ કરીએ.

'એ મૅન્યુઅલ ઑફ મુસલમાન નુમીસમેટીક્સ' ( A Manual of Musalman Numismatics ) ના પૃ. ૧૨૦ માં લખવામાં આવ્યું છે કે—

" Also there are the large handsome gold pieces of 200, 100, 50 and 10 muhrs of Akbar and his three successors, which were, no doubt, not for currency use exactly, but for presentation in the way of honour for the emperor or offered to the emperor or king for tribute or acknowledgment of fealty, nazarana as it is called."

અર્થાત્—આ સિવાય બીજા મ્હોટા સુંદર સોનાના સિક્કા હતા, જે અકબર અને તેની પાછળ આવનારા રાજાઓના ૧૦–૫૦ ૧૦૦ અને ૨૦૦ મહોરના હતા. આ સિક્કાઓ વાપરવામાં ન્હોતા આવતા, પરન્તુ શહેનશાહ તરફથી માન બતાવવા ખાતર અથવા શહેનશાહને કે રાજાને ખંડણી તરીકે કે નજરાણા તરીકે આપવામાં આવતા.

અકબરના આ સોનાના સિક્કાઓનું વર્ણન આઈન–ઇ–અકબરીના પહેલા ભાગના અંગરેજી અનુવાદના પૃ. ૨૭ થી આ પ્રમાણે આપવામાં આવેલ છે:—

( ૧ ) શહેનશાહ–આ નામનો એક ગોળ સોનાનો સિક્કો હતો, જેનું વજન ૧૦૧ તોલા ૯ માસા ૬ સુર્ખ હતું. તેની કિંમત એકસો લાલેજલાલી મહોર ( જેનું વર્ણન આગળ કરવામાં આવશે.) જેટલી હતી. આ સિક્કાની એક બાજૂએ શહેનશાહનું નામ

કોતરવામાં આવ્યું હતું; અને સિક્કાની કિનારીના પાંચ ભાગમાં આ અર્થને સૂચવનારા શબ્દો હતાઃ—

**"મહાન્ સુલતાન પ્રખ્યાત બાદશાહ, પ્રભુ તેના રાજય અને અમલની વૃદ્ધિ કરો."**

આ સિકકો આગ્રા-રાજધાનીમાં પાડવામાં આવ્યો હતો.

આ સિક્કાની બીજી બાજૂએ 'લા ઇલાહ ઇલ્લ- અલ્લાહ મુહમ્મદુન રસૂલ-ઉલ્લાહ' એ કલમો તથા કુરાનનું એક વાકય લખવામાં આવ્યું હતું. જેનો અર્થ આ થતો હતોઃ—

**"પરમેશ્વર જેના ઉપર પ્રસન્ન થાય છે, તેના પ્રતિ તે અતિશય દયાળુપણે રહે છે."**

વળી આ સિકકાની આસપાસ પહેલા ચાર ખલીફાનાં નામો લખવામાં આવ્યાં હતાં. આ સિકકાની આકૃતિ સૌથી પહેલાં **મૌલાના મકસૂદે** બનાવી હતી, તે પછી **મુલ્લાં અલી અહમદે** આ પ્રમાણે સુધારો કર્યોઃ—

એક બાજુએ આ અર્થવાળા શબ્દો લખ્યાઃ—**ઇશ્વરના માર્ગમાં, પોતાના સહધર્મિયોની સહાયતા કરવામાં જે સિક્કાનો વ્યય થાય છે, તે સિકકો સર્વોત્તમ છે."**

બીજી બાજુએ આ પ્રમાણે લખેલું હતુંઃ—**"મહાન્ સુલતાન સુપ્રસિદ્ધ ખલીફ સર્વશક્તિમાન, તેના રાજ્ય અને અમલની વૃદ્ધિ કરો. તથા તેની ન્યાયપરાયણતા અને દયાળુતા અમર રાખો"**

કહેવાય છે કે-પાછળથી આ સિક્કા ઉપરના ઉપર્યુક્ત બધાએ શબ્દો કાઢી નાખી, શેખ ફૈજીની નીચેની બે રૂબાઇઓ મુલ્લાં અલી અહમદે કોતરી હતી.

એક તરફ જે રૂબાઇ કોતરી હતી, તેનો અર્થ આ થાય છેઃ—

**"સાત સમુદ્રોમાં જે મોતી ઉત્પન્ન થાય છે, તે સૂર્યના પ્રભાવને લઈને જ; કાળા પર્વતમાં જે રત્નો ઉત્પન્ન થાય છે, તે સૂર્યના પ્રકાશનું પરિણામ છે; ખાણોમાંથી જે સોનું નીકળે છે, તે સૂર્યના મંગળકારી પ્રકાશ નેજ આભારી છે અને ઉપર્યુક્ત ખાણોનું સોનું અકબરની છાપથી ઉત્તમતાને પામે છે."**

વચમાં 'અલ્લાહુ અકબર' અને 'જલ્લ જલાલુહુ' શબ્દો હતા. જ્યારે સિક્કાની બીજી બાજૂએ આ અર્થવાળી રૂબાઇ હતીઃ—

**"આ સિક્કો આશાનો અલંકાર છે. તેની છાપ અમર છે, સિક્કાનું નામ અમર્ત્ય છે અને મંગળસૂચક ચિહ્ન તરીકે સૂર્યે દરેક સમયમાં તેના ઉપર પોતાનો પ્રકાશ નાખ્યો છે."**

વચમાં—ઇલાહી સંવત્ કોતરવામાં આવ્યો હતો.

(૨) બીજો સોનાનો સિક્કો ઉપર પ્રમાણેનીજ આકૃતિ અને અક્ષરવાળો હતો. માત્ર વજનમાં ફર્ક હતો, એટલે આ બીજા સિક્કાનું વજન ૯૧ તોલા ૮ માસા હતું, અને તેની કિંમત **સો ગોળ સોના મહોર** જેટલી હતી. આવી એક સોના મહોરનું વજન ૧૧ માસા હતું.

(૩) ત્રીજો **રહસ** નામનો સિક્કો હતો. આ સિક્કો પણ બે જાતનો હતો. એકનું વજન **શહેનશાહ** નામના સિક્કાથી અડધું હતું, જ્યારે બીજાનું વજન, બીજા નંબરના સિક્કાથી અડધું હતું. આ સિક્કો વખતે ચોરસ પણ પાડવામાં આવતો. આની એક બાજૂએ **શહેનશાહ** સિક્કાના જેવીજ આકૃતિ રાખવામાં આવી હતી, જ્યારે બીજી બાજૂએ ફૈજીની રૂબાઇ લખવામાં આવી હતી, કે જેનો અર્થ આ થતો હતોઃ—

" બાદશાહી તીજોરીનો ચાલુ સિક્કો શુભ ભાગ્યના ગ્રહયુક્ત છે. હે સૂર્ય ! આ સિક્કાની વૃદ્ધિ કર; કારણ કે દરેક સમયમાં અકબરની છાપથી આ સિક્કો ઉત્તમતાને પામ્યો છે."

(૪) ચોથો આત્મહ નામનો સિક્કો હતો. આ સિક્કો પ્રથમ શહેનશાહ નામના સિક્કાના ચોથા ભાગનો હતો. તેની આકૃતિ ગોળ અને ચોરસ હતી. આમાંના કેટલાક ઉપર તો શહેનશાહ નામના સિક્કાના જેવીજ છાપ પાડવામાં આવી હતી. અને કેટલાક ઉપર ફૈજીની રૂબાઇ હતી; જેનો અર્થ આ થતો:—

" આ સિક્કો ભાગ્યસાળી પુરૂષના હાથને શોભાવો, નવ સ્વર્ગ અને સાત ગ્રહોનો અલંકાર થાઓ; અને આ સોનાનો સિક્કો હોઇ આ સિક્કાથી કાર્ય પણ સોનેરીજ થાઓ. ( વળી ) આ સિક્કો બાદશાહ અકબરની કીર્ત્તિને સર્વ સમયમાં ચાલુ રાખે "

બીજી બાજૂએ ઉપર્યુક્ત રહસ નામના સિક્કાવાળીજ રૂબાઇ કોતરવામાં આવી હતી.

( ૫ ) પાંચમો બિન્સટ નામનો સિક્કો હતો, જેની આકૃતિ આત્મહ નામના બન્ને જાતના સિક્કાઓના જેવી હતી. આની કિંમત શહેનશાહ નામના સિક્કાની ૧/૫ જેટલી હતી. આવાજ બીજા કેટલાક સિક્કાઓ હતા. જે શહેનશાહ સિક્કાના ૧/૮, ૧/૧૦ અને ૧/૨૫ જેટલી કિંમતના હતા.

(૬) છઠ્ઠો ચુગુલ (જુગુલ) નામનો સિક્કો હતો. આ સિક્કો શહેનશાહ સિક્કાના પચાસમા ભાગ જેટલો હતો. તેની કિંમત બે મહોર હતી.

( ૭ ) સાતમો સિક્કો લાલેજલાલી હતો. આની આકૃતિ

ગોળ હતી. આની કિંમત બેગોળ સોના મહોર જેટલી હતી. આની એક બાજુએ अल्लाहु अकबर અને બીજી બાજૂએ यामुईनु શબ્દો હતા.

( ૮ ) આઠમો **આફ્તાબી** નામનો સિક્કો હતો. આ સિક્કો ગોળ હતો, અને તેનું વજન ૧ તો૦ ૨ માસા ૪॥ સુર્ખ હતું. આની કિંમત ૧૨ રૂપીયા હતી. આની એક બાજૂએ अल्लाहु अकबर जल्ल जलालुहु ' શબ્દો હતા, જ્યારે બીજી બાજુએ ઇલાહી સંવત્ અને ટંકશાળનુ નામ હતું.

( ૯ ) નવમો સિક્કો **ઇલાહી** નામનો હતો. તેની આકૃતિ ગોળ હતી અને વજન ૧૨ માસા ૧॥ સુર્ખ હતું. આના ઉપર છાપ **આફ્તાબી** સિક્કા જેવીજ હતી, અને તેની કિંમત ૧૦ રૂ. થતી,

( ૧૦ ) **લાલેજલાલી** નામનો એક ચોરસ સિક્કો હતો. આનું વજન અને કિંમત **ઇલાહી** સિક્કા જેટલીજ હતી. આની એક બાજૂએ अल्लाहु अकबर અને બીજી બાજુએ जल्ल जलालुहु શબ્દો કોતરેલા હતા.

( ૧૧ ) **અદલગુત્કે** નામનો એક ગોળ સિક્કો હતો. તેનું વજન ૧૧ માસા હતું, અને કિંમત ૯ રૂપિયા હતી. આની એક બાજૂએ अल्लाहु अकबर અને બીજી બાજૂએ यामुईनु શબ્દો હતા.

( ૧૨ ) બારમો સિક્કો ગોળ **મહોર** હતી. આ મહોરનું વજન અને કિંમત અદલગુત્કે જેટલાં હતાં, પણ તેની છાપ જુદી જાતની હતી.

( ૧૩ ) તેરમો **મિહરાબી** નામનો સિક્કો હતો. એનું વજન, કિંમત અને છાપ ગોળ મહોર જેવીજ હતી.

( ૧૪ ) **મુઇની** સિક્કો. આની આકૃતિ ચોરસગોળ હતી. વજન અને કિંમતમાં તે લાલેજલાલી અને ગોળ મહોર જેટલો હતો. તેના ઉપર यामुईनु શબ્દની છાપ હતી.

( ૧૫ ) **ચહારગોશાહ**. આ સિક્કાની છાપ અને વજન **આફ્તાબી** ( નં. ૮ ) ની બરાબર હતાં.

(૧૬) ગિર્દ નામનો સિક્કો ઇલાહી સિક્કાથી અધો હતો, અને છાપ પણ તેના જેવીજ હતી.

(૧૭) ધેન (દહન) નામનો સિક્કો લાલેજલાલીથી અધો હતો.

(૧૮) સલીમી નામનો સિક્કો અદલગુત્ક (નં. ૧૧) થી અધો હતો.

(૧૯) રબી. એ આફતાબી (નં. ૮) નો ચોથો ભાગ હતો.

(૨૦) મન નામનો સિક્કો ઇલાહી અને જલાલીનો ચોથો ભાગ હતો.

(૨૧) અર્ધો સલીમી સિક્કો અદલગુત્ક (નં. ૧૧)નો ચોથો ભાગ હતો.

(૨૨) પંજ. એ ઇલાહીનો પાંચમો ભાગ હતો.

(૨૩) પંદૌ. એ લાલેજલાલીનો પાંચમો ભાગ હતો. તેની એક બાજૂએ કમળ અને બીજી બાજૂએ જંગલી ગુલાબ ચીતરવામાં આવ્યું હતું.

(૨૪) સમની અથવા અષ્ટસિદ્ધ નામનો સિક્કો ઇલાહી સિક્કાના આઠમા ભાગ જેટલો હતો.તેની એક બાજૂએ अल्लाहु अकबर અને બીજી બાજૂએ जल्ल जलालुहु શબ્દો લખવામાં આવ્યા હતા.

(૨૫) કલા, એ ઇલાહીનો સોલમો ભાગ હતો. આની બંને બાજૂએ જંગલી ગુલાબ ચીતરવામાં આવ્યું હતું.

(૨૬) ઝરહ આ સિક્કો ઇલાહી સિક્કાના બત્રીસમા ભાગ જેટલો હતો. અને ઉપર્યુક્ત કલાના જેવીજ તેના ઉપર છાપ હતી.

એ પ્રમાણે અકબરના છવ્વીસ જાતના સિક્કાઓ સોનાના હતા. અબુલફજલ કહે છે કે "ઉપર્યુક્ત છવ્વીસ સિક્કાઓમાં લાલેજલાલી, ધેન (દહન) અને મન–એ ત્રણ જાતના સિક્કાઓ દરેક મહીના સુધી લાગટ શહેનશાહી ટંકશાળમાં પાડવામાં

આવતા, અને બાકીના સિક્કાઓ માટે જ્યારે ખાસ હુકમ મળતો, ત્યારેજ પાડવામાં આવતા." આ ઉપરથી એ અનુમાન સહજ કરી શકે છે કે-ઉપર્યુક્ત છવ્વીસ જાતના સોનાના સિક્કાઓ પૈકી વ્યવહારમાં વધારે પ્રચલિત ઉપર્યુક્ત ( લાલેજલાલી, ધન, અને મન ) ત્રણ સિક્કાઓજ હોવા જોઈએ. 'ડીસ્ક્રીપ્શન ઑફ એશિયા'ના પૃ. ૧૬૩ ઇ. સ. ૧૬૭૩ માં છપાયેલ ( Description of Asia by Ogilby Page 163 ) માં કહેવામાં આવ્યું છે કે—

"ઉપર જે મહોરનો સિક્કો કહેવામાં આવ્યો છે, તેને ઝેરેફીન અકબર (?) પણ કહેતા. કારણ કે-અકબરે આ સિક્કો પહેલ વહેલો કાઢયો હતો અને તેની કિંમત ૧૩॥ રૂ. હતી. આ સિક્કો વધારે નહિં ચાલતો, પરન્તુ ઘણે ભાગે અમીર લોકો તેનો સંગ્રહ કરી રાખતા.

અકબરના રાજ્યમાં જેમ સોનાના સિક્કા જુદી જુદી જાતના, જુદી જુદી કિંમતના અને ન્યૂનાધિક વજનના હતા, તેવી રીતે ચાંદીના સિક્કા પણ અનેક ચાલતા હતા. જેમાંના મુખ્ય સિક્કાઓ અબુલફેજલ આ પ્રમાણે બતાવે છેઃ—

( ૧ ) રૂપિઓ-તે ગોળ હતો. અને તેનું વજન ૧૧॥ માસા હતું. સૌથી પહેલાં શેરશાહના વખતમાં રૂપિયાનો ઉપયોગ થવા માંડયો હતો. આની એક બાજૂએ अल्लाहु अकबर, जल्ल जलालुहु શબ્દો હતા, જ્યારે બીજી બાજૂએ વર્ષ કોતરવામાં આવ્યું હતું. આની કિંમત[1] લગભગ ૪૦ દામ હતી.

( ૨ ) જલાલહ—આની આકૃતિ ચોરસ હતી. આની કિંમત અને છાપ રૂપિયા જેવીજ હતી.

---

૧. ધી ઇગ્લીશ ફેક્ટરીઝ ઇન ઈંડિયા ( ઇ. સ. ૧૬૧૮-૧૬૨૧ ) ના પૃ. ૨૫૫ માં રૂપિયાની કિંમત ૮૦ પૈસા બતાવી છે.

( ૩ ) દર્બ—નામનો સિક્કો હતો, તે જલાલહથી અર્ધ ભાગ જેટલો હતો.

( ૪ ) ચર્ન—આ સિક્કો જલાલહના ચોથા ભાગ જેટલો હતો.

( ૫ ) પન્દઉ—આ સિક્કો જલાલહના પાંચમા ભાગ જેટલો હતો.

( ૬ ) અષ્ટ—આ સિક્કો જલાલહના આઠમા ભાગ જેટલો હતો.

( ૭ ) દસા—એ જલાલહનો દસમો ભાગ હતો.

( ૮ ) કલા—એ જલાલહનો સોળમો ભાગ હતો.

( ૯ ) સૂકી—એ જલાલહનો વીસમો ભાગ હતો.

અબુલફજલ કહે છે કે-' જેમ જલાલહ નામના ચોરસ આકૃતિવાળા સિક્કાના ઉપર પ્રમાણે જુદા જુદા ભાગો પાડવામાં આવ્યા હતા; તેવીજ રીતે ગોળ સિક્કો, જેનું નામ ઉપર રૂપિયો આપવામાં આવ્યું છે; તેના પણ ઉપર પ્રમાણે ભાગો પાડવામાં આવ્યા હતા. પરન્તુ આ ભાગોની આકૃતિ કંઇક ભિન્ન હતી. **વિન્સેન્ટ એ. સ્મીથ** પોતના અંગરેજી '**અકબર**'ના પૃ ૩૮૮-૮૯ માં કહે છે કે-" અકબરના રૂપિયાની કિંમત અત્યારના હિસાબે કરીએ, તો ૨ થી. ૩ પેન્સ લગભગ થાય." ' ઇંગ્લીશ ફેકટરીઝ ઇન ઇંડિયા " ( ઇ. સં. ૧૬૫૧ થી ૧૬૫૪ ) ના પ્ર. ૩૯ માં પણ અકબરના રૂ. ની કિંમત તેટલીજ ૨ શી. ૩ પેન્સ બતાવવામાં આવેલી છે. ' ડીસ્ક્રીપ્શન ઓફ એશિયા 'ના પ. ૧૬૩ માં કહેવામાં આવ્યું છે કે-" રૂપિયાને રૂકી, રૂપિયા અથવા શાહજહાની રૂપિયા કહેતા.તેની કિંમત ૨ શી. ૨ પે બરાબર હતી અને તે ચોખ્ખા રૂપાનો બનતો હતો. આ નાણું આખા ગુજરાતમા ચાલતું હતું. " આજ લેખકે ૧ રૂ. ના ૫૩ થી ૫૪ પૈસા હોવાનું જણાવ્યું છે. જ્યારે

મી. ટેવરનીયર, ટ્રાવેલ્સ ઇન ઇંડિયા ભા. ૧ લાના ૯. ૧૩-૧૪ માં જણાવે છે કે " મારા છેલ્લા પ્રવાસ વખતે સૂરતમાં ૧. રૂ. ના ૪૯ પૈસા મળતા હતા; જ્યારે કોઇ વખત ૫૦ પણ મળતા અને વખતે ૪૬ નો ભાવ પણ થઈ જતો. " આજ વિદ્વાન્ સફરહુ પુસ્તકના પૃ. ૪૧૩ માં જણાવે છે કે–" આગરામાં એક રૂ. ના ૫૫ થી ૫૬ પૈસાનો પણ ભાવ હતો."

' કલેકશન ઑફ વૉયેજીઝ ઍન્ડ ટ્રાવેલ્સ ' ના ચોથા વૉ૦ ના પૃ. ૨૪૧ માં કહેવામાં આવ્યું છે કે–" હિંદુસ્થાનમાં જે સિક્કાઓ પાડવામાં આવતા, તેમાં રૂપાના રૂપિયા, અડધા રૂપિયા અને ¼ રૂપિયા (પાવલાં) પણ હતા. "

આ કથન પણ, ઉપર જે સિક્કાઓના ભેદો બતાવવામાં આવ્યા છે, એજ વાતને પુષ્ટ કરે છે. આગળ ચાલતાં આ લેખક એમ પણ કહે છે ' એક રૂપિયો ૫૪ પૈસા બરાબર થતો. ' અર્થાત્ એક રૂપિયાના ૫૪ પૈસા મળતા. આ વાત ઉપર બતાવેલ રૂપિયાની કિંમતનેજ ટેકો આપે છે.

હવે આપણે અકબરના તાંબાના સિક્કાઓ તપાસીએ.

અબુલફજલ તાંબાના ચાર જાતના સિક્કા હોવાનું જણાવે છે. તે ચાર સિક્કા આ છેઃ—

( ૧ ) દામ–આનું વજન ૫ ટાંક હતું. પાંચ ટાંક, એ ૧ તોલો ૮ માસા અને ૭ સુર્ખ બરાબર થતું. દામ, એ એક રૂપિયાનો ૪૦ મો ભાગ થતો. બીજા શબ્દોમાં કહીએ તો એક રૂપિયાના ૪૦ દામ મળતા. જો કે–આ સિક્કાને અકબરના સમય પહેલાં **પૈસા** અને **બહલોલી** કહેતા, પરંતુ અકબરના સમયમાં તો દામજ કહેતા. આ સિક્કાની એક બાજૂએ ટંકશાળનું નામ અને બીજી બાજૂએ સંવત્ રહેતો. અબુલફજલ કહે છે કે ' ગણતરીની

સરળતાને માટે એક દામના ૨૫ વિભાગ કરવામાં આવ્યા હતા અને આવો પ્રત્યેક ભાગ જેતલ કહેવાતો. આ કાલ્પનિક વિભાગનો માત્ર હીસાબીઓજ ઉપયોગ કરતા હતા.

( ૨ ) અધેલા–એ અડધા દામ બરાબર હતો.

( ૩ ) પાઊલા–દામનો ¼ ભાગ.

( ૪ ) દમરી–દામનો ⅛ ભાગ.

ઉપર બતાવ્યા પ્રમાણે સોનું, ચાંદી અને તાંબાના સિક્કા અકબરના વખતમાં ચાલતા હતા. તે સિવાય બીજા પણ કેટલાક સિક્કાઓ ચાલવાનું કેટલાક લેખકોના લખાણથી માલૂમ પડે છે. જેમાં મુખ્ય આ સિક્કા છેઃ—

૧ મહમુંદી. એ ચાંદીનો સિક્કો હતો અને તેની કીંમત એક શિલીંગ લગભગ હતી. અથવા ૨૫–૨૬ પૈસાની એક મહમુંદી થતી. કહેવામાં આવે છે કે–કદાચ આ મહમુંદી ગુજરાતના રાજા મુહમ્મદ બેગડા (ઇ. સ. ૧૪૫૯ થી ૧૫૧૧) ના નામ ઉપરથી નિકળેલ છે. [1] મેન્ડેલ્સ્લો નામનો મુસાફર જણાવે છે કે–“ મહમુંદી, એ હલકામાં હલકી મેળવણીવાળી ધાતુઓથી સુરતમાં પાડવામાં આવી હતી. તેની કિંમત ૧૨ પેન્સ ( ૧ શી. ) હતી. અને તે સુરત, વડોદરા, ભરૂચ, ખંભાત અને તેની આજૂબાજૂના ભાગોમાંજ ચાલતી હતી. [2]

‘ટેવરનીયર્સ ટ્રાવેલ્સ ઇન ઇંડિયા’ના વૉ.૧ લા ના પૃ.૧૩–૧૪ માં એક મહમુંદીની કિંમત ચોક્કસ રીતે વીસ પૈસા બતાવવામાં આવી છે. જ્યારે ઉપર ૨૫–૨૬ પૈસા બતાવી છે. તેમજ

---

૧ જૂઓ–નાસીક જીલ્લાનું ગેઝીટીયર. પૃ. ૪૫૯ ની ત્રીજી નોટ.

૨ જૂઓ–મીરાતે એહમદી ( બર્ડની ) પૃ. ૧૨૬–૧૨૭ તથા જર્નલ ઓફ ધી બૉમ્બે બ્રાન્ચ ધી રૉયલ એ. સોસાયટી. ઇ. સ. ૧૯૦૭ પૃ. ૨૪૭.

**ધી ઇંગ્લીશ ફેક્ટરીઝ ઇન ઇંડિયા** ( ઇ. સ. ૧૬૧૮-૧૬૨૧ ) ના પૃ. ૨૬૯ માં એક મહમુંદીની કિંમત ૩૨ પેંસ લખી છે. આ ઉપરથી સમજાય છે કે-તેની કિંમત અવારનવાર ફરતી રહેતી હશે. અકબરના વખતમાં મહમુંદીની કિંમત કેટલી હતી, એ કંઇ ચોક્કસ જણાતું નથી, પરન્તુ તેના વખતમાં પણ તેની કિંમત ફરતી રહેતી હશે, એમ અનુમાન જરૂર થઇ શકે છે.

આ સિવાય **લારી** નામનો સિક્કો ચાલતો. જે એક પરસીયન સિક્કો હતો. આ સિક્કો ચોખ્ખા રૂપાનો બનાવેલો હતો. તેની આકૃતિ લંબગોળ હતી, અને કિંમત ૧ શી. ૬ પેન્સ હતી. [૧]

ધી ઇંગ્લીશ ફેક્ટરીઝ ઇન ઇંડિયા ( ઇ. સ. ૧૬૧૮ થી ૧૬૨૧ ) પૃ. ૨૨૭ની નોટમાં આની કિમત આશરે ૧ શિલીંગ બતાવવામાં આવી છે.

વળી **ટંકા** નામનો તાંબાનો સિક્કો પણ હતો. જૈનગ્રંથોમાં આ સિક્કાનું નામ ઘણું આવે છે. વિન્સેન્ટ એ. **સ્મીથ, ઇન્ડીયન એન્ટીક્વેરી** વૉ. ૪૮, જુલાઇ ૧૯૧૯ ના અંકના પૃ. ૧૩૨ માં જણાવે છે કે-' ટંકા અને દામ એકજ છે.' મી. સ્મીથનું આ કથન ન્હાના ટંકાઓને માટે લાગુ પડે છે કારણ કે ' **કેટલૉગ ઑફ ધી ઇંડિયા કોઇન્સ ઇન ધી બ્રીટીશ મ્યુઝિયમ**' ના પૃ. ૪૦ થી આપેલ સિક્કાઓના વર્ણનમા બે પ્રકારના **ટંકા** બતાવવામા આવ્યા છે. ન્હાના અને મ્હોટા. મ્હોટા ટંકાનુ વજન ૬૪૦ ગ્રેન બતાવવામાં આવ્યું છે અને ન્હાના ટકાનું વજન ૩૨૦ ગ્રેન. મ્હોટા ટકાને ડબલ દામ ( બે દામ ) બરાબર બતાવ્યા છે, જ્યારે ન્હાના ટંકાને એક દામ બરાબર. અતએવ **સ્મીથ**નો મત ન્હાના ટંકા સાથે લાગુ પડે છે. **મી. બર્ડની મીરાતે એહમદી**ના પૃ. ૧૧૮ માં ૧૦૦ ટંકાની બરાબર ૪૦ દામ ( ૧ રૂપયો ) બતાવવામાં આવેલ છે. આથી પણ ઉપર્યુક્ત વાતને જ ટેકો મળે છે.

---

૧ જૂઓ—ડીસ્ક્રીપ્શન ઑફ્ એશિયા પૃ. ૧૭૩.

આ ઉપરાન્ત તાંબાના સિક્કાઓમાં ફલૂસ, અડધો દામ જેને ત્રિસ્કીના નામથી ઓળખાતા, એક ટંકી, બે ટંકી, ચાર ટંકી વિગેરે કેટલીએ જાતના સિક્કાઓ ચાલતા.

અકબરના સમયમાં ઉપર કહેવા પ્રમાણે છાપવાળાં નાણાંનો પ્રચાર હતો. તેવી રીતે છાપ વિનાની કેટલી વસ્તુઓ પણ નાણાં તરીકે વ્યવહારમાં ચાલતી હતી, કે જેનો હીસાબ ગણતરીથી થતો હતો. આવી વસ્તુઓમાં બદામો (કડવી) અને કોડિયો મુખ્ય છે. ટેવરનીયર લખે છે કે—

" મોગલરાજ્યમાં કડવી બદામો અને કોડિયો પણ ચાલતી હતી ગુજરાત પ્રાંતમાં ન્હાની લેવડ દેવડને માટે ઇરાનમાંથી લાવેલી કડવી બદામો વપરાતી. ૧ પૈસાની ૩૫ થી ૪૦ બદામો મળતી. [1] "

આજ વિદ્વાન્ આગળ ચાલતાં લખે છે કે—

" દરિયા કિનારે એક પૈસાની ૮૦ કોડિયો મળતી. દરિયાથી જેમ જેમ દૂર જઇએ, તેમ તેમ કોડિયો ઓછી ઓછી મળતી. જેમ આગરામાં ૧ પૈસાની ૫૦ થી ૫૫ મળતી. "

'ડીસ્ક્રીપ્શન ઑફ એશિયા ' ના પૃ. ૧૬૩ માં પણ બદામોના ભાવ, ૧ પૈસાની ૩૬ અને કોડિયોનો ભાવ ૧ પૈસાની ૮૦ બતાવવામાં આવ્યો છે.

ઉપરના તમામ વૃત્તાન્ત ઉપરથી આપણે અકબરના સમયના મુખ્ય મુખ્ય પ્રચલિત નાણાનું કોષ્ટક આ પ્રમાણે બનાવી શકીએ:—

૩૫ થી ૪૦ બદામો અથવા ૮૦ કોડિયો=૧ પૈસો.
૪૫ થી ૫૬ પૈસા અથવા ૪૦ દામ=૧ રૂપિયો.
૧૩॥ થી ૧૪ રૂપિયા= ૧ મહોર.

---

૧ જૂઓ—ટેવરનીયર્સ ટ્રાવેલ્સ ઇન ઇંડિયા વૉ ૧ લું, પૃ.૧૩–૧૪